

મુનિશ્રી વિનયચન્દ્રજી વિરચિત.

# શ્રીવૈરાગ્ય-શતક.

યાને

त्रयोविध प्ररूपणम.

અર્થ ભાવાર્થ દ્રષ્ટાન્ત સહિત.

## પૂર્વાર્ધ.

धर्मनिष्ठ स्वर्गस्थ बहेन धनकोरना स्मरणार्थे

ग्रन्थांक १ लो.

परोपकाराय सतां विभूतयः ॥

# ॥ श्रीवैराग्यशतकम् ॥

याने

## भवाब्धिप्रवहणम्

अर्थ भावार्थ दृष्टान्त सहित—पूर्वार्ध.


रचनार.

श्वेतांबर जैन स्थानकवासी बरवाळासंप्रदायना गच्छाधिपति कविराज पूज्यश्री उमेदचंद्रजी स्वामीना शिष्य मुनि श्रीविनचंद्रजी.



छपावी प्रसिद्ध करनार.

शा. नागरदास नरोत्तमदास हरजीवनदास.

स्थळ हनुमान भागडा.—वलसाड.

आवृत्ति १ ली. विक्रमसंवत १९७२. प्रत. ५५१

वीरसंवत २४४१. ई. स. १९१६ शके १८३७

मूल्यमात्र रु. १-०-० एक.

# આ અમૂલ્ય માનવજીવનની

## સાર્થકતા.

( રાગ લાવણી—અંતરલાપિકા. )

શ્રીસદ્ગુરૂનો બોધ સુણીને ક્રોધ રોષ મનથી કરજો;
મોહ માનને મમતા મેલી સમતાને ઉરે ધરજો. ૧
હકને મુકી હરામનું ખાવાની હઠતાને હરજો;
નહિ નીતીનો પંથ તજીને અજ્ઞપણામાં આથડજો. ૨
લાભ મળે તેવા પંથોમાં નિજ જીહ્વાને વાપરજો;
લક્ષ્મી તણો લવલેશ હૃદયમાં અહંકાર નહિ કરજો. ૩
જીવન આ ઉત્તમ પામીને જાપ સદા જીનવર જપજો;
મહાવીરના પંથે વિચરી ગુણવંતોમાંહિ ખપજો. ૪
હાની હાંસીમાં બહુ જાણી હૈયાથી તે પરહરજો;
રાખી નીતિમાં પ્રીતિ સુરીતિથી કીર્તિ રળજો. ૫
જન્મમરણનાં ટળવા દુઃખડાં દયાદાનદીનતા ધરજો;
નેત્રથકી પરનું સુખ નિરખી નહી અંતર માંહિ બળજો. ૬
સત્યશીયળસંતોષ નદીમાં સ્નાન કરીને શુદ્ધ થજો;
દારપુત્રપરિવાર વિષે નહિ અંધ બની અંજાઇ જજો. ૭
મમતાને મેલી મરી જાવું એ વાત નહિ વિસરજો;
હામ ધરી હૈયામાં હરખે રૂડાં કૃત્ય સદા કરજો. ૮
રીસ તજીને સહુ જન સાથે વિનયવિવેકે વિચરજો.
વંઠેલા વિષયી દુર્જનનો સંગ કદાપિ ના કરજો. ૯
દક્ષ નરોનો પક્ષ ગ્રહીને લક્ષ લહી નિજ રક્ષ થજો;
નારીની યારી ખુવારી કરનારી જાણી તજજો. ૧૦
હમેશા જનરંજન ગંજન ભયભંજન ભાવે ભજજો;
જોગ મળ્યો છે વિનયમુનિ આ ઉત્તમ જન્મ સફળ કરજો. ૧૧

અમદાવાદમાં ઢીંકવાની ગેટપાસે શાન્તિવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં
ઇશ્વરલાલ કેશવલાલ વકીલ અને માણેકલાલ માધવજીએ છાપ્યું.

# ઉપોદ્ઘાત.

વૈરાગ્યને નામે આ પ્રવૃત્તિના જમાનામાં લોકો ભડકે છે, અને પ્રેયને માટે પ્રયાસ કરી રહેલાઓ તો ખાનપાન, ગાનતાન અને આહારવિહારમાંજ સદા જીવિતનું સાર્થક માની બેઠેલા હોવાથી ધર્મકર્મ, પુણ્યપાપ, સ્વર્ગનરક અને પરલોક વગેરેની પરવા પણ ભાગ્યેજ રાખે છે; ત્યારે ધાર્મિક વૃત્તિવાળા અને ધર્મનિષ્ઠ હોવાનો બાહ્યાડંબર રાખી કેટલાક અંદરખાનેથી એવાં તો વર્તનો રાખે છે કે, તેમનાં કર્તવ્યકર્મોનો સ્ફોટ થાય અને પોલ ખુલી જઇ બધું જગજાહેર થઈ જાય, તો જરૂર તેઓને મહાપાપી અને ભારે ગુનેહગાર ગણીને રાજા અને પ્રજા તરફથી ફિટકાર તિરસ્કાર અને સજા મળ્યા વગર રહે નહિ. ધર્મને નામે આજકાલ ઢોંગ ઘણા ચાલે છે અને ધર્મધ્વજી થઈ લોકવંચના કરનારાનો ટોટો નથી, છતાંપિ તેવા લોકો ખુશાલ ફરી હરી આનંદ કરે છે અને લહેર કરી મજાહ ઉડાવે છે; પણ કર્મનાં ફળ અવશ્ય ભોગવવાં પડે છે—એ નિર્વિવાદ સત્ય વાર્તા છે. પછી તે અમારા સનાતનવેદધર્માનુસાર કર્મફળપ્રદાતા પરમેશ્વર આપે છે, કે જૈનધર્માનુસાર કર્મ કે જે જડ છે પણ તેનેજ કર્મદેવ માને છે તે આપે છે; પણ કર્મનાં ફળ સારાં કે માઠાં મન વચન અને કાયાએ કરી કરેલાં કર્મો પ્રમાણે અચળ નિયમાનુસાર જન્માન્તરમાં ગમે તે ભવે મળેજ છે એ નિશ્ચય છે. પાપકર્મો કરનારા પાખંડીઓનો યમદૂતો ટોટો પકડશે અને ભારે યાતના ભોગવવી પડશે ત્યારે તેમને જબરી વિમાસણ થવાની.

સંસારમાં વૈભવ, વિલાસ, ભોગો વગેરે દૃશ્ય પદાર્થો અને સુખોની પ્રાપ્તિ ( પ્રેયઃ ) ને માટે મોહાંધ અને વ્યામૂઢ લોકો અનેક પ્રકારના છળ પ્રપંચો કરી રહ્યા છે, નિર્દોષ નિરાધાર અને નિઃસ્પૃહી પ્રાણીઓને દુઃખ સંતાપ અને ત્રાસ થાય છે તેની પણ કિંચિત કાળજી રાખતા નથી, એ સખેદાશ્ચર્યની વાત છે. ખરૂં સુખ શેમાં છે? આ બાબતનો નિર્ણય તત્ત્વવિદ્ જ્ઞાની પુરૂષોએ કરેલો છે, પણ હાલના જડવાદના જમાનામાં જેમાં તેમાં પ્રત્યક્ષ પ્રમાણ માગવામાં આવે છે. પણ પરમોપકારી મહાત્માઓ અને સર્વજ્ઞ પુરૂષોનો હાલ ઓછી મતિ અને ટુંકી નજરવાળા ભારેકર્મી જીવોને સાક્ષાત્કાર થતો નથી, અને તેમના આદેશો ફરમાનો અને વચનો વિવિધ ગ્રંથો અને શાસ્ત્રો રૂપે દીર્ઘદર્શી ધીમાન અને દીર્ઘદૃષ્ટિવાળા સત્પુરૂષોએ પરંપરાથી જાળવી

રાખેલ છે; તે શબ્દપ્રમાણ ઉપર કુતર્કી અને કુકર્મીઓને શ્રદ્ધા નથી. પણ ખેદની વાત તો એ છે કે અમુક પોતાનાં માતાપિતા છે અને તેમનાથીજ પોતાની ઉત્પત્તિ થઇ છે, એ બાબતમાં કંઇ પણ જાતિ-અનુભવ કે પ્રત્યક્ષ પ્રમાણના અભાવે કોઇના તરફથી કંઇ શંકા ઉઠાવવામાં કેમ નથી આવતી?! મુદ્દે સાચી વાત એ છે કે હરેક પ્રસંગે અને દરેક વાતમાં કંઇ એકલા પ્રત્યક્ષ પ્રમાણ ઉપરજ આધાર રાખીને બેસી રહેવાય નહિ, પણ ઘણીવાર તો શબ્દ અને અનુમાન પ્રમાણથી પણ કામ લેવું પડે છે. પરંતુ હાલના નવશિક્ષિતો એ બાબતનો ખ્યાલ કરતા નથી એ અચંબાની વાત છે. વિદ્યાવૃદ્ધિ થવાની સાથે કમજોર કમઅક્કલ અને ટુંકી નજર(short sight)વાળા થવાય છે, અને વાતો તો બડીબડી વિદ્યાવિજ્ઞાનની કરવામાં આવે છે, પણ એકલી વાતોથી તો કંઇ સરે નહિ!

જ્ઞાનચક્ષુ દિવ્યદૃષ્ટિ હૃદયચક્ષુ આંતર્દૃષ્ટિ જેને પ્રાપ્ત હોય છે, તે અગમનિગમ લોકલોકાન્તર દેવલોક વગેરે જોઇ સૂક્ષ્મતમ ઘણીજ ઝીણી વસ્તુઓ પર વિચારપૂર્વક અવલોકન કરી પોતાના અનુભવ જણાવી શકે છે. અને શાસ્ત્રોમાં તેવી વાતોનાં વર્ણનો જોઈ વાંચી આજકાલના ભણેલા અને સુચતુરમાં ખપતા લોકો તો એકદમ બેધડક કહી દે છે કે, એ તો બધું અસંભવિત હમ્બગ અને પોપલીલા-ઢોંગ છે. પણ ભલા ભાઈ! જરા વિચારશો તો ખરા કે તમે ચાહ સોડા ચિરૂટ બિસ્કુટ ચેવડો ભજીયાં પુરી વગેરે ખાઓ છો, પીઓ છો, રાતદહાડો આખે શરીરે લુગડાં પહેરી રાખો છો, અમનચમન કરો છો; નાટક સીનેમાનાં ચેટક જુઓ છો, રંગરાગ અને ગાનતાનની મહેફીલો અને મિજલસોમાં મન બહલાવો છો, છપ્પરપલંગ પર પોઢો છો, સુંદર ભભકાબંધ મકાનમાં રહો છો; તો પણ મોઇકાંગલા સુકલકડી, સફેદપુણી જેવા ફીકાફચ ચહેરાવાળા, હમેશાં માથું પેટ કમર તથા વાંસો દુખવાની ફરિયાદ કરતા રહી ડાકટરોની રંગબેરંગી દવાઓ ઢીચનારા, જુવાની આવતામાં તો ધાતુપુષ્ટિની દવાનું સેવન કરનારા અને ચશ્મેધબ થઇ ટુંકી નજરના બની જઈ નાકપર સોનેરી ફ્રેમનાં ફેન્સી ચશ્માં ચડાવનારા, ટટાર ચાલી નહિ શકતા હોવાથી કેડે પટો બાંધી હાથમાં નાજુક સ્ટીક ઝાલી ચાલનારા બની ગયા છો, ત્યારે અભણ ગામડીયા કે જેમને રોચા અને બેલ ગમાર કહી તમે નિંદો છો, તેમને શરીરે કદાવર, દૃઢ બાંધો, સુડોળ ટટાર શરીર, ભરાવદાર તેજસ્વી ચહેરો, લાંબે સુધી જોઇ શકે તેવી ગરૂડ

જેવી તિક્ષ્ણ દૃષ્ટિ, હાથ પગ મજબુત, સવારથી સાંજ સુધી મહેનત મજુરી કરી જાડા રોટલા ખાઇ ફાટેલાં જૂનાં લુગડાં પહેરી સુખ શાન્તિમાં નિરાંતે ઉંઘનાર, નીરોગી કાયા, નિષ્કપટી અને નિખાલસ મનવાળા જોઇ જરૂર તમને અદેખાઈ થવી જોઇએ.

સાંસારિક ભોગો–માયિક પદાર્થોનાં પ્રેયઃ સુખોમાં મરી ફીટવા અને મનુષ્યજન્મ વૃથા ગુમાવવા કરતાં શ્રેયઃસાધક બની આત્મોદ્ધારક થઈ જન્મ્યા અને જીવ્યાનું સાર્થક કરવું અને માનવધર્મ સેવી દેવગતિની પ્રાપ્તિને માટે યત્નવાન થવું ઇષ્ટ છે. આહાર નિદ્રા ભય અને મૈથુન એ ચાર તો પશુઓને પણ છે, અને તેમાંજ રાચવું એ તો પાશવવૃત્તિ છે. ખરૂં મનુષ્યત્વ મેળવ્યું ત્યારે કહેવાય કે પાશવવૃત્તિ ગુણ અને લક્ષણ ઘટાડતા જઇને માનવધર્મનું સેવન શુદ્ધાન્તઃકરણથી અને શુદ્ધબુદ્ધિથી કરવામાં આવે છે. **શ્રીમનુજી** મહારાજે માનવધર્મશાસ્ત્ર અથવા **મનુસ્મૃતિ**માં અધ્યાય ૬ શ્લોક ૯૨ માં ધર્મનાં લક્ષણો બતાવતાં જણાવ્યું છે કેઃ–**ધૃતિઃ ક્ષમા દમો અસ્તેયં શૌચમિન્દ્રિયનિગ્રહઃ । ધિર્વિદ્યા સત્યમક્રોધો દશકં ધર્મ લક્ષણમ્॥** ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, ધિઃ, વિદ્યા, સત્ય અને અક્રોધ એ દશ ધર્મનાં લક્ષણો છે. આના સંબંધમાં ઘણા જ્ઞાની અને વિદ્વાનોએ ઘણા ગ્રંથોમાં વિસ્તારપૂર્વક વિવેચન સહિત લખેલું છે, અને તે ઘણાખરાને સુવિદિત છે; એટલે અત્ર તેનું સૂચન માત્ર કરવુંજ ઠીક માનુંછું. આ દશ ધર્મ લક્ષણો સર્વમાન્ય હોઈ કેઇ પણ પંથ સંપ્રદાય મત કે મઝહબવાળાને તેમાં વાંધો લેવા જેવું ભાગ્યેજ કંઈ હોય. આ દશ ધર્મ લક્ષણો પર ધ્યાન આપી તે પ્રમાણે આચરવા અને વર્ત્તાવામાં પ્રયત્નવાન થવું; પાશવવૃત્તિ તોફાન મચાવે તો તેને દબાવી મારી હઠાવી કાબુમાં લેઈ ઢોર મટી માણસ થવું. ઘણા લોકો પોતાને સુધરેલા સુઘડ અને શાણા સમજી બીજાને ઢોર પશુ અને હેવાનને નામે બોલાવી–ઓળખાવી તે બાપડાંનો તુચ્છકાર કરે છે, પણ પોતે મનુષ્યના રૂપમાં પશુ હોઇ પાશવવૃત્તિના પાશમાં ઘસડાતા દબાતા જઈ અધોગતિ પામે છે–માણસ ફીટી ઢોર થવા જાય છે, તે ઉપર બિલકુલ લક્ષ અપાતું નથી એ ખરેખર દુઃખની વાત છે.

સર્વથી સારી વાત તો એ છે કેઃ–**પરોપદેશે પાંડિત્યં** બતાવવાના દમામમાં રહી જ્ઞાની હોવાનું મિથ્યાભિમાન અને ખોટું ગુમાન ન રાખતાં **"તું તને પોતાને ઓળખ, તું તારૂં સુધાર, તું પોતે સમજ, તારા પંડનું સંભાળ."** આ સૂત્રો પર ધ્યાન

રાખી લોકો વર્ત્તે, તો મોટે ભાગે વેર વિરોધ અને ઝગડા ઓછા થવાની સાથે દુઃખ સંતાપ પણ ઘટી જાય. દીર્ઘદર્શી અને સમભાવવાળા જ્ઞાનીને આંતર્ચક્ષુ ખોલી દીર્ઘદષ્ટિથી જોતાં કોળાહળ મચાવી રહેલાં મનુષ્યોના મહાભારે સમુહમાં મોટા ભાગે મનુષ્યરૂપે પશુજ જ્યાંત્યાં વિચરતાં જણાય છે. ઉન્નતિને માટે ચહાય તેટલા જુદેજુદે માર્ગે યત્નો ભલે કરવામાં આવે, પણ મનુષ્યદેહધારીજીવ માનવવૃત્તિ અને કૃતિવાળા થઇ પાશવવૃત્તિ અને ગુણોના પૂર્વ જન્મોના શેષ અંશોને નિર્મૂળ કરી માનવધર્મનું સેવન કરી ઉત્તરોત્તર દેવત્વ અને મોક્ષપ્રાપ્તિના રસ્તે ચઢે, તોજ ધન્ય જીવ્યું અને જન્મ્યું કહેવાય. કહેવું સહેલું છે પણ કરવું દોહ્યલું છે, ડાહી ડાહી જ્ઞાન અને ધર્મની મીઠી મીઠી વાતો કરવી એ તો જાણે સાકર ખાવા બેઠા! પણ કહેણીના જેવી રહેણી રાખવી તાતા લોહ–ખાંડાની ધારના ખેલ જેવું મુશ્કેલ કામ છે. મહારાષ્ટ્રીય ભક્તરાજ તુકારામે ઠીકજ કહ્યું છે કેઃ–“ કહેવા પ્રમાણે ચાલે તેમને તો હું પગે લાગું.” પણ તેવા પુરૂષો તો વિરલાજ છે, મળવાજ દુર્લભ! વાતડાહ્યા લોકોથી પોતાનું કે પરનું જાતિ પંથ મંડળ સભા સમાજ કે દેશનું કોઇનું પણ કલ્યાણ થવાનું નથી અને ઉદ્ધાર થવાની આશા રાખવી આકાશકુસુમવત્ છે.

મુનિશ્રીવિનયચંદ્રજી સ્થાનકવાસી જૈનધર્મી સાધુ છે અને તેમણે રચેલા આ વૈરાગ્યશતક ગ્રંથમાં મોટે ભાગે ઉપરોક્ત કારણોને લઇને ઠેકાણે ઠેકાણે જે કંઈ જણાવેલું છે તે ગ્રાહ્ય હોઈ સંસ્કારી અને અધિકારિ પુરૂષો તદનુસાર વર્ત્તન રાખી કૃતાર્થ થશે. કોઇ કહેશે કે, શું બધાને વેરાગી–ત્યાગી બનાવી દેવા છે? પણ એમ કદાપિ બનતું નથી. રણતૂર વાગતું સાંભળી શૂરવીર પુરૂષોજ મ્યાનમાંથી તલવાર કાઢી રણક્ષેત્રમાં ઘુમવા નિકળી પડે છે, પણ પવૈને પાનો ચડતોજ નથી. જગતના જીવો સઉ પોતપોતાનાં ઋણાનુબંધ અને સંસ્કારાનુસાર સંસૃતિચક્રમાં ભમી રહ્યા છે, તેમાં ભાગ્યવશાત્ સંયોગવિયોગ, સુખદુઃખ, લાભહાનિ અને હર્ષશોકના પ્રસંગો વારંવાર આવે છે. ચોમાસામાં પુષ્કળ વરસાદ થઇ ઘણું પાણી પડવાથી નદી તળાવો ભરાઇ જઇ છલકાઇ જાય છે, પણ મહાન ગંભીર રત્નાકરસાગર તો સમભાવે રહેછે. મેઘવૃષ્ટિથી સૃષ્ટિમાં જીવોની તૃષા મટે છે, પણ મેઘને માટે તલપી રહેલા ચાતકના મોઢામાં મહામુસ્કેલીએ જળનું એક ટીપું પડે છે અને બિન્દુ જળ મળતાં અહોભાગ્ય માની તે તૃપ્ત થાય

મંત્ર તંત્ર અને મંત્રશાસ્ત્રની વાતો કેટલાક સુધારકંમન્યો માનવા નથી, તે તેમની અલ્પજ્ઞતા છે. સર્વાંશે અને સર્વવાતે કોઇ પૂર્ણ નથી, અને યોગ્યતા તથા અધિકારથી અધિક કોઇને પ્રાપ્ત થતું નથી. આટલી વાત જો લક્ષમાં રખાય તો સ્વમતસ્થાપન અને મંડનની વાતો અને કૃત્યો ભલે કરો, પણ પરમતખંડનનાં પાખંડ અને તોફાનો કરવાથી તો સુજ્ઞ પુરૂષો સદા દૂર રહેવાનુંજ યોગ્ય વિચારશે; પરમતસહિષ્ણુતા બતાવવામાંજ ખરેખરી વીરતા અને ભૂષણ છે. આત્મનિષ્ઠ પુરૂષો સદા સ્વતંત્ર અને સુખી છે, પણ વિષયો વિકારોના દાસ થયેલા પરવશ થઈ પરાવલંબી બની પરાધિન પડેલા પામર જીવો પોતે સ્વાવલંબી-સ્વાશ્રયી નહિ હોવા છતાં સ્વતંત્રતા અને સ્વાધિનતાની વાતો શું મોં લઈ બકતા હશે ?! તે કંઇ સમજાતું નથી! વૈદ્યવિદ્યાપારંગત સુકુશલ પુરૂષે બતાવેલી અનુભવસિદ્ધ ઔષધી લેવાથી કદાચ કર્મની કઠણાઇને લીધે એકદમ રોગ નિર્મૂળ ન થાય, તો પણ વધી જવા નહિ પામે અને કંઇક શાતા રહે એ કંઇ થોડો લાભ નથી! તેવીજ રીતે આ ગ્રંથના વાંચન અને મનનથી ચિત્તવૃત્તિ જાગ્રત રહી સન્માર્ગે પ્રવૃત્તિ થાય અને તેમ ન બને અને કુમાર્ગે જતી મનોવૃત્તિયો પાછી વળે, તે પણ એક મોટો લાભજ જાણવો. જળાશય ભરેલું હોય, પણ લોટો ઘડો ગાગર અને દેગડો એક બીજાથી વધારે પાણી લઇ લે છે; તેવીજ રીતે બુદ્ધિ જ્ઞાન વિદ્યા વગેરે ગમે તેવાં હોય, પણ તે માણસો પોતાના સંસ્કાર અધિકાર અને પાત્રતા પ્રમાણેજ ગ્રહણ કરી લે છે. તેટલા માટે જનસમાજની સદ્જ્ઞાનમાં રૂચિ અને પ્રીતિ થાય તેવા ગ્રંથો પ્રકટ થવાની જરૂર છે. લોકાશ્રય મળતાં આ ગ્રંથનાં નાણાં ફરી વળતાં તે દ્રવ્યમાંથી **વૈરાગ્ય શતક-ઉત્તરાર્ધ** પ્રકટ કરવાનો પ્રકાશકનો વિચાર છે; તે હેતુ સત્વર પાર પડો એમ ઇચ્છી અત્ર વિરમું છું.

**અમદાવાદ-મહાજ્યોતિઃ કાર્યાલય. મકરસંક્રાન્તિ.**
૧૯૭૨ શુક્રવાર, તા. ૧૪-૧-૧૯૧૬.

**સ્નેહાધીન હિમતલાલ વ્રજવલ્લભ વીમાવાળા.**

---

# પ્રસ્તાવના.

પ્રિય વાંચકવૃંદ ! પરમકલ્યાણકારક ગતિમાં, ચતુર્થ પુરૂષાર્થ-રૂપ કૈવલ્યમોક્ષપ્રાપ્તિમાં, અને શાશ્વત્ શાંતિમાં વૈરાગ્ય એ અતિ ઉત્કૃષ્ટ સબળ સાધન, લક્ષચોરાશીયોનિમાં ભટકતા જીવને અનેક ધર્માચરણથી પુણ્યના રાશીના ઉદયથી પ્રાપ્ત થયેલા મનુષ્યાવતારમાં પ્રાપ્ત થયું છે. વળી તે સાંસારિક વ્યાવહારિક પ્રગતિમાં પણ આધારભૂત છે. અહો ! એવા કલ્યાણકારક વૈરાગ્યનું મુઢ અને અધમ નરો વિના કયો પુરૂપ સેવન ન કરે ? કિંતુ સર્વ સેવન કરેજ. વૈરાગ્ય ગ્રહણ કરવામાં તેનો બોધ આપવામાં અને ગ્રંથ દ્વારા પ્રચાર કરવામાં.અખિલ વિશ્વમાં ભારતવર્ષના ધર્મો જેટલું કોઈ પણ દેશે કોઈ પણ કાળમાં કર્યું હોય તેવું આપણી જાણમાં નથી. આધુનિક પ્રવૃત્તિના યુગમાં તેને અનુપયોગી માનવામનાવવાનો બહુધા કેટલીક તરફથી પ્રયત્ન થતો આપણે જોઇયે છીયે. તેનું કારણ માત્ર વૈરાગ્યગ્રાહકબુદ્ધિનોજ જનસમાજમાં અભાવ હોવા સિવાય બીજું કાંઇ નથી. અખિલ જગદ્વ્યાપીની શ્રીમદ્ભગવદ્ગીતામાં અ૦ ૬-૩૫ માં પણ વૈરાગ્યની મહત્તા પ્રભુશ્રીએ સ્વમુખેજ પુનઃ પુનઃ વિસ્તારી છે. કિં બહુના.

**असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।**
**अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥**

અર્થ—હે કુંતાપુત્રઅર્જુન ! હે મહાબાહો ! ચંચળ મનનો નિગ્રહ બહુ કષ્ટ સાધ્ય છે–એમાં સંશય નથી. તો પણ અભ્યાસ અને વૈરાગ્ય વડે તો નિગ્રહ કરી શકાય છે, ઇત્યાદિ. મનોનિગ્રહરૂપી કષ્ટસાધ્ય કાય જે સાધનથી સિદ્ધ થાય તેનાથી વિશેષ શું મુલ્યવાન (ઉપયોગી) હોઇ શકે. વળી અ. ૧૮–૫૨ માં પણ કહ્યું છે કેઃ—

**विविक्तसेवी लघ्वाशी यतवाकायमानसः ।**
**ध्यानयोग परोनित्यं वैराग्यं समुपाश्रितः ॥**

અર્થ—અરણ્ય નદીતટ ગિરિ ગુહાદિમાં એકાંતરહેવું, થોડું ખાવું, વાણી કાયા અને મનને નિયમમાં રાખવાં,જ્ઞાનનિષ્ઠ યતિએ આત્મચિન્તન કરવું યોગપરાયણ થવું, હમેશા દષ્ટાદષ્ટ વિષયમાં તૃષ્ણા રહિત થઇ વૈરાગ્યનો રૂડી રીતે.આશ્રય કરવો.

પ્રાચીન ગ્રંથોમાં વૈરાગ્ય માટે બહુજ અનેકવાર લોકોપકારક મહર્ષિગણોએ લખ્યું છે. તથા રાજર્ષિવર્ય શ્રીમાન્ ભર્તૃહરિએ તો સાક્ષાત્ વૈરાગ્યને પોતાના સુપ્રસિદ્ધ '**વૈરાગ્યશતક**' માં બેસાડીજ મુકયો છે-કહો કે બાંધી મુકયો છે, તેના શ્લોકો વિદ્દ્જનોએ એકમતે માન્ય કર્યા છે; અને કેટલાક આ ગ્રંથમાં પણ મુકવામાં આવ્યા છે. તો એવા અત્યુત્તમ સબળ સાધન વૈરાગ્ય માટે જેટલા ગ્રંથો હોય તેટલા જીજ્ઞાસુઓને તો ઓછાજ છે. તેનો પૃથક પૃથક ભિન્નભિન્ન પ્રણાલીએ જેટલો બોધ જીજ્ઞાસુઓને કરવામાં આવે તેટલો ઓછોજ છે. વળી આધુનિક યુગાનુસાર વૈરાગ્યનો ઉપદેશ વ્યાવહારિક દષ્ટાંતો તથા આખ્યાયિકાઓથી મિશ્રિત કરવામાં આવે, તો વિષય વિષમાં રચીપચી રહેલા જીવો ઉપર મહાન્ ઉપકાર થાય, એમાં તો કાંઈ શંકાજ નથી. એ વિચારાનુસાર જૈનસ્થાનકવાસી શ્વેતાંબરના ધર્માચાર્ય **શ્રીઉમેદચંદ્રજી**ના શિષ્યવર્ય **શ્રીવિનયચંદ્રજી** રચિત મૂળ સંસ્કૃત શ્લોકો તથા તેના અર્થ અને વ્યાખ્યા સમલંકૃત '**વૈરાગ્યશતક-પૂર્વાર્ધ**' મુદ્રાપિત કરી જીજ્ઞાસુઓ સમક્ષ રજુ કરવાનો વિચાર ઉદ્ભવ્યો, અને તે પણ કોઈ પણ જાતના લાભની વાંછના રહિત માત્ર પડતર કિંમતેજ સ્વર્ગસ્થ બ્હેન **ધનકોર**ના સ્મરણાર્થે.

બ્હેન ધનકોરે અંતિમ અવસ્થામાં અમને અમુક રકમ આપી પોતાના વતી ધર્મકાર્ય કરી પરલોક સફલતા પ્રાપ્ત કરવાનો વિચાર જણાવ્યો હતો. આ વિચાર તેમના સહધર્મી ધર્મગુરુ યતિવર્ય શ્રીવિનયચંદ્રજીને જણાવતાં તેમણે સ્વરચિત વૈરાગ્યશતકના પ્રકાશકથી બ્હેન ધનકોરનું નામ ચિરંજીવી થશે એમ જણાવ્યું. અને કોઈ પણ જાતના લાભ વિના અમને વૈરાગ્યશતક પ્રકટ કરવા આપ્યું, એ ખરેખર તેમનો યતિધર્મ **પરોપકારાય સતાં વિભૂતયઃ** સિદ્ધ કરી બતાવ્યો છે. અને અમને પણ આશા છે કે તેમના અમુલ્ય ઉપદેશામૃત વાકયો જે આ ગ્રંથમાં ગુંથાયા છે. તે દરેક જીજ્ઞાસુ અને મુમુક્ષુજનો આદરયુક્ત ગ્રહણ કરી આચારમાં મુકે તો ગ્રંથવિરચિતા અને પ્રકાશકનો પ્રયત્ન સફલ થયો ગણાય. આ ગ્રંથ અમદાવાદમાં છપાતી વખતે વિરચિતા તેમજ પ્રકાશક હાજર રહી શકયા નહિ હોવાથી જે કાંઇ અવ્યવસ્થા અને દોષ વિદ્દ્જનોને જણાય તે ક્ષમા કરી અમને જણાવે તો બીજી આવૃત્તિ વખતે યથાયોગ્ય સુધારો કરી ઉપકૃત થવાય.

હું મને પૂર્ણ ભાગ્યશાળી માનું છું કે આ વૈરાગ્યશતક નામક ગ્રંથ બહાર પાડવાનું સુભાગ્ય મને સંપ્રાપ્ત થયું છે. હવે બન્યું એમ કે

સંવત ૧૯૬૯ ની સાલમાં હું અને મારા સંબંધી શ્રીયુત મથુરદાસ વીઠ્ઠલ સરવૈયા અમો બન્ને સાંસારિક કાર્ય પ્રસંગે ભાવનગર ગયા હતા. હું મથુરદાસની સંઘાતે મુનિશ્રીના વંદનાર્થે ઉપાશ્રયે ગયો ને વંદન કરી બેઠો, મુનિશ્રી તે વખતે સ્વરચિત ઉપરોક્ત ગ્રંથનું સંક્ષેપથી ભાષાંતર કરતા હતા, તે મેં વાંચ્યું અને તે શ્લોક તથા ભાષાંતર ઘણું રૂચીકર થયાં તેની સાથે પ્રગટ કરવાની પણ આકાંક્ષા ઉદ્ભવી. વિસ્તારથી આ ગ્રંથનું વિવેચન લખવામાં આવે, તો જનસમુહને વિ-શેષ લાભકારક નીવડે ખરૂં, એમ લાગવાથી મેં તત્સમયે તે મુનિશ્રીને સનમ્ર વિનંતી કરી કે, આ ભવદ્વિરચિત વૈરાગ્યશતકના શ્લોકોનું આપ સવિસ્તર વિવેચન કરવાની કૃપા કરો તો હું મારી સ્વર્ગગત ભગિ-નીના સ્મરણાર્થે આ ગ્રંથને પ્રગટ કરવા ઉમંગી છું. મહાત્માશ્રીએ મારી સનમ્ર વિનંતી લક્ષમાં લીધી અને તે દિનથી તેઓશ્રીએ દરેક શ્લોકનું વિસ્તારથી વિવેચન કરવા કાર્ય આરંભ્યું. વચ્ચે વચ્ચે કેટલાક અસહ્ય વિઘ્નકારી પ્રસંગો નડવા છતાં હતોત્સાહી ન થતાં ઉદ્યમ જારી રાખ્યો, અને બે વર્ષે આ કાર્ય પૂર્ણ કર્યું.

સોએ શ્લોકનું વિસ્તારપૂર્વક વિવેચન કરવા ઉપરાંત દરેક શ્લોક-ને મળતું એક એક દૃષ્ટાંત પણ મુકયું, કારણ કે આજકાલ જનસમુ-હની અભિરૂચી દૃષ્ટાંત તરફ વિશેષ દોડે છે. આ હેતુને લક્ષમાં લઇ મુનિશ્રીએ દરેક શ્લોક ઉપર જ્ઞાન સાથે ગંમત આપનારૂં ઉપદેશી એકેક દૃષ્ટાંત મુકયું છે. તેમાં કોઈ કોઈ દૃષ્ટાંતો અન્ય ગ્રંથોમાંથી ચુંટી કાઢી મુકયાં છે, તે અન્ય ગ્રંથનાં દૃષ્ટાંતોમાં ઘટિત સ્થળે ફેરફાર પણ કર્યો છે, અને બાકીનાં સર્વ દૃષ્ટાંતો પોતાની કલમથી લખી દાખલ કર્યાં છે. આવી રીતે વિસ્તારથી વિવેચન અને દૃષ્ટાંતો આવવાથી ગ્રંથ ઘ-ણોજ વધી ગયો. તેથી આ આખો ગ્રંથ છપાવવાથી ખર્ચ પણ ઘણો જ વધી જાય અને લેનારને પણ આકરૂં પડે, કારણ કે મોટાં આઠસેં નવસેં પૃષ્ઠના ગ્રંથનું ઓછામાં ઓછું મુલ્ય રૂ. ૨॥ થી ૩) થઈ જાય આવા હેતુથી આ ગ્રંથના બે ભાગ પાડી જનસમુહને સર્વ વાંચન પુરૂં પાડવું ઉચિત ધાર્યું. તેમાં પહેલા ભાગનું નામ પૂર્વાર્ધ, અને બી-જાનું નામ ઉત્તરાર્ધ રાખ્યું છે. ઉત્તરાર્ધના પણ ૫૦ શ્લોકો વિવેચન તથા દૃષ્ટાંત સહિત સર્વ તૈયારજ છે. પૂર્વાર્ધ ખપી જશે એટલે ઉ-ત્તરાર્ધ પણ બહાર પડશેજ. હું અવશ્ય ધારૂં છું કે પૂર્વાર્ધનો આ ગ્રંથ જે વાંચશે તેને ઉત્તરાર્ધનો ગ્રંથ પણ વાંચવાની જરૂર જીજ્ઞાસા થયા વગર રહેશેજ નહિ. ઉત્તરાર્ધ ગ્રંથનો પણ કાંઇ પણ હાંસલની આશા

શખ્યા વગર સ્વલ્પ મુલ્યેજ જનસમુહને લાભ મળશે.

આ પુસ્તક છપાવવાના કાર્યમાં તથા તેનાં પ્રુફ જોઇ ભાષા અને જોડણીના નિયમો સંભાળીને યથામતિ સુધારવાનું સર્વ કામ પોતાની જાતમહેનતથી કોઇપણ પ્રકારની આશા વિના શ્રીયુત હિમતલાલ વ્રજવલ્લભદાસ **વિમાવાળાએ** કરેલ છે, તે બદલ તેઓનો આ સ્થળે ખરા અંતઃકરણપૂર્વક આભાર માન્યા વગર ચાલે તેમ નથી. જગતના દરેક ધર્મોની નિંદારૂપીજ ધર્મવાળા આર્યમન્યોની પોલ ખુલ્લી કરવાના સ્તુત્ય કાર્યથી તેઓ (હિમતલાલ) સુપ્રસિદ્ધ છે. આ વૈરાગ્યશતકમાં પ્રાચીનઅર્વાચીન જે જે સંત મહાત્મા કવિઓની કૃતિના ઉતારા લેવામાં આવ્યા છે. તે માટે તે સર્વેનો પણ આભાર માનીયે છીયે.

આ ગ્રંથમાં કોઇ કોઇ શ્લોક કવિતા અને દષ્ટાંત એક કરતાં વધારે વાર છપાયલાં જણાય, તો તેને પુનરૂક્તિ દોષ નહિ માનતાં સરતચુક અથવા તો જુદેજુદે પ્રસંગે બોધના દઢીકરણાર્થેજ તેમ કરવાની જરૂર જાણી દરગુજર કરવું. સમગ્ર ગ્રંથ નહિ વાંચતાં વચગાળેથી ફાવે ત્યાંથી વાંચનારને તે પ્રસંગના વિષયનો સુબોધ ઠસી જવામાં પુનઃ છપાયેલ કવિતા કે શ્લોકનો પણ ઉપયોગ હોવાથી તેમ થવામાં કંઇ અનુચિત તો નથીજ થયું—એમ મારૂં માનવું છે. આ ગ્રંથ પ્રકટ થવામાં ધારવા કરતાં વધારે વિલંબ થયોછે. ગઇ ગુરૂપૂર્ણિમા પર આ ગ્રંથ પ્રેસમાં આપી બે મહિનામાં તૈયાર કરી આપવાનો કરાર કરાવી લેવા છતાં પ્રેસવાળાએ બેદરકાર રહી કામ કરવામાં બહુ ઢીલ રાખવાથી દીવાળી ઉપર પ્રકટ થવાને બદલે આપણા રાજ્યકર્તાની દીવાળી (નાતાલ) પર તૈયાર થઇ હવે પ્રકટ થવા પામ્યો છે. અને શાન્તિવિજય પ્રેસ વાળાએ પોતાની પાસેનાં સાધનોના પ્રમાણમાં કામ સારૂં અને સફાઇદાર કર્યું છે તેટલા પુરતો સંતોષ થયો છે. સોનેરી નામ કરાવતાં યુરોપી યુદ્ધને લીધે વરખ ઘણા મોંઘા મળવાથી ખર્ચ વધી જાય તે પરવડે નહિ, અને તેવું નામ પાડવામાં ઇંડાંની સફેદી વપરાતી હોવાથી અહિંસાપરમોધર્મ સિદ્ધાંત પાળવામાં અને વૈરાગ્યબોધક ગ્રંથનું નામ સાર્થક કરવામાં બાધ આવતો હોવાથી ઠીક લાગ્યું તેમ કર્યું છે; તો તેથીજ સંતોષ માની લેવો. ઇતિશિવમ્.

**વલસાડ—હનુમાન ભાગડા. દત્તજયન્તી.**

૧૯૭૨ મંગલવાર, તા. ૨૧—૧૨—૧૫

કૃપાકાંક્ષી—નાગરદાસ, નરોત્તમદાસ હરજીવનદાસના

સપ્રેમ ભગવત્સ્મરણપૂર્વક યથાયોગ્ય.

## મુનિશ્રી વિનયચન્દ્રજી વિરચિત પુસ્તકો.

(૧) **શ્રીવૈરાગ્યશતક**—પૂર્વાર્ધ. મૂળ શ્લોક, અર્થ, ભાવાર્થ, વિવેચન અને દૃષ્ટાન્ત સહિત ગમત સાથે જ્ઞાન આપે તેવો અપૂર્વ ગ્રંથ. મૂલ્ય રૂ. ૧) એક. (૨) **વિનયવિનોદ** ભાગ બીજો. નીતિ ધર્મ અને જ્ઞાનોપદેશક કવિતાઓ છંદ રાગ ગરબીઓ વગેરેનો સંગ્રહ. મૂલ્ય બે આના. (૩) **શ્રીવિનયવિનોદ** ભાગ પહેલો. ઉપર પ્રમાણે હોવા ઉપરાંત આત્મહિતબોધક સુખસાધક વિનયવચનામૃત તથા વિવિધ સુબોધક અષ્ટકોનો સંગ્રહ પણ છે. મૂલ્ય ત્રણ આના. (૪) શ્રીવિવિધ સુબોધક અષ્ટકો—મૂળ સંસ્કૃત. મૂલ્ય બે પૈસા.

આ ચારે ચોપડીઓ તૈયાર છે અને તે એકી વખતે સામટી લેનારને રૂ. ૧-૫-૬ ને બદલે રૂ. ૧-૩-૦માં મળશે, પોસ્ટેજ જુદું સમજવું.

## લખેલા અને લખાતા હવે પછી છપાવાના ગ્રન્થો.

(૧) **શ્રીવૈરાગ્યશતક**—ઉત્તરાર્ધ. (૨) **શ્રીકામલક્ષ્મી**—કર્મવિપાક ઉપર રસમય અને હિતબોધક કથા. સંસ્કૃત તથા ભાષાંતર. (૩) **વિવિધ સુબોધક અષ્ટકો**—શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષાંતર વિવેચન અને કથાઓ સહિત. (૪) **શ્રીપ્રબોધપંચાશિકા**—ભાષાંતર વિવેચન અને દૃષ્ટાંતો સહિત. મૂલ્ય કાગળ છપામણી બંધામણી વગેરે ખર્ચના પ્રમાણમાં સ્વલ્પ લેવાશે. ગ્રાહક થવા ચાહનારે

**અમદાવાદ**.-ટંકશાળ સામે શા. હિંમતલાલ વ્રજવલ્લભને લખવું.

## ઉપરોક્ત પુસ્તકો નીચેનાં સ્થળોએથી મળશે.

(૧) શા. હિંમતલાલ વ્રજવલ્લભ વીમાવાળા. ટંકશાલ સામે ખજુરીની પોળમાં—**અમદાવાદ**. (૨) શા. નાગરદાસ નરોત્તમદાસ હરજીવનદાસ, હનુમાન ભાગડા—**વલસાડ**. (૩) કામદાર નંદલાલ ગિરધર. પ્રેમી મુસાફર. C/O આર. કે. મોદીની કંપની. નાગદેવી સ્ટ્રીટ, પોસ્ટ નં. ૩. મુંબઇ. (૪) શેઠ. જગજીવનદાસ વીરજી કોડાવાળા. ટાવર સામે—**સિદ્ધપુર**—ઉત્તર ગુજરાત. (૫) ભુવા. પ્રભુદાસ મોતી, ઓ. સે. બંધુમંડળ—**અરવાળા**. તથા શા. માધવજી જીવરાજ ઠે. બજારમાં. મુ.**અરવાળા**. તા: ધંધુકા—કાઠિયાવાડ.

# શ્રીવૈરાગ્યશતક-પૂર્વાર્ધની અનુક્રમણિકા.

---

## શુદ્ધિપત્ર (વૈરાગ્યશતક—પૂર્વાર્ધનું.)

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| १२ | २६ | आत्मा | आत्म |
| ૧૫ | ૧૩ | નાગે | પણ તાગે |
| ૧૭ | ૨૨ | શુભોદયેસાય. | શુભાધ્વસાય. |
| ૨૨ | ૯ | થવારો | થનારો |
| ૭૪ | ૧૫ | તુજતણુ | હવે તુજતણુ |
| ૭૯ | ૧ | ભાગ્યોદશથી | ભાગ્યોદયથી |
| ८० | ३० | वतं | वंतं |
| ८७ | २० | तदर्जंचप्रतिपालनेचने. | तदर्जनेचप्रतिपालनेच |
| ८७ | २१ | प्राप्तऽपि | प्राप्तेऽपि |
| ८४ | १ | पश्यति | पश्यंति |
| ८४ | २ | यथाधन | यथांधन |
| ११४ | ४ | तद्दद् | तद्वद् |
| ૧૧૭ | ૧ | આશાભાર્ય | આશાભર્યા |
| ૧૧૯ | ૯ | આત્મા જને | આત્મજન |
| ११९ | १९ | कित्वा | किंत्वा |
| १२७ | २७ | सुखाकांक्षा | सुखकांक्षा |
| ૧૪૭ | ૨૬ | વિતાણ | વિનાણ |
| ३०३ | ५ | ज्ञानधनं विवर्धयेत्. | तन्नानुवर्धते वै ॥ |
| ૩૧૫ | ૧૦ | એક બાજુથા | એક બીજાથા |
| ૩૨૦ | ૧૩ | ૧૩મા સને | ૧૩મા છંદને |
| ३५६ | १३ | मनुष्यदेहं | मानुष्यदेहं |
| ૩૯૧ | ૨૧ | ‘અને એક પૈસો લઇ કુવામા નાંખ્યો એમ એક પેસો કુવામાં નાંખે,’ એ વાક્ય અલ્પવિરામ પછી વધારવું. | |

## ॥ श्रीविनयेन्दुविरचितम् ॥

# ॥ वैराग्यशतकम् ॥

## ॥ अर्थभावार्थदृष्टांतसहितम् ॥

### મંગળાચરણ.—ગીતિ.

**अखिलाऽऽखंडलमहितं । मनसिजजयनं नयनानंदकरम् ॥**
**तमहं श्रीजिनराजं । कृपाऽवतारं क्षमावरं वन्दे ॥ १ ॥**

**અર્થ**—ચોસઠ ઇંદ્રોથી પૂજાએલા કામદેવને જીતનારા ચક્ષુને આનંદ આપનારા કૃપાના અવતારરૂપ ક્ષમામાં શ્રેષ્ઠ એવા શ્રીજીનેશ્વર ભગવાનને હું વંદન કરૂં છું (૧)

**ભાવાર્થ**—શ્રીજીનેશ્વરભગવાનને હું નમસ્કાર કરૂં છું, તે જીનેશ્વર કેવા છે, તો કહે મહિમા વડે કરીને ઉત્તમ તથા મહર્ધિક એવા ચોસઠ ઇંદ્રોથી પૂજાએલા તથા મનસિજ કેતાં કામદેવને તો મૂળથી નાશ કરનાર એટલે અમરલોકમાંથી આવેલી તથા દીવ્ય અલંકારોથી અલંકૃત થએલી લક્ષશઃ અમરાંગનાઓએ પણ મેરૂશિખરની માફક જેનું હૃદય ચલાવવાને સમર્થ થવાતું નથી એવા, તથા સર્વ મનુષ્યોનાં નયનને આનંદ આપનારા તથા કૃપાના તો જાણે મૂર્તિમાન અવતારરૂપ એવા તથા ક્ષમાવડે કરીને તો પ્રાબલ્યમત્ એવા શ્રીજીનેશ્વર ભગવાનને હું સપ્રેમ નમસ્કાર કરૂં છું. જગતમાં શરણ સમર્થનું લેવામાં આવે છે. અને રાગદ્વેષ એ બેને જીતનારાને મહાસમર્થમાં સમર્થ પુરૂષ સમજવા—અર્થાત જીનેશ્વર ભગવાન સમજવા. વળી ચોસઠ ઇંદ્રનું પુજ્યપણું તથા ઇંદ્રિયનું નિગ્રહ કરવું એટલે સ્ત્રીયાદિકના દર્શનથી મનોવિકારને જરાપણ વિહ્વલીત ન બનાવવો એ એક અસાધારણ ગુણ છે. શ્રીતીર્થંકરપ્રભુના મનને સ્વર્ગલોકથી ઉતરી આવેલી મનોહર અનેક ઇંદ્રાણીઓ પણ ચલાયમાન કરવા સમર્થ થતી નથી. કહ્યું છે કેઃ—

चित्रं किमत्र यदि ते त्रिदशांगनाभिर्नीतं
मनागपि मनोन विकारमार्गम् ।
कल्पांतकालमरुताचलिताचलेन
किंमंदराद्रिशिखरं चलितं कदाचित् ॥ १ ॥

**અર્થાત્**—દેવાંગનાઓએ જેના મનને જરાપણ ડોલાવવા શક્તિમાન થવાતું નથી તેમાં શું આશ્ચર્ય છે? કેમકે પ્રલયકાળના વાયુથી મોટામોટા પર્વતો ચલાયમાન થાય છે, પણ જંબુદ્વીપની મધ્યમાં રહેલા એકલાખ જોજનની ઉંચાઇવાળા મેરૂપર્વતનું તે એક શિખર પણ ચળાવી હલાવી શકે ખરો કે? મતલબ કે સર્વજ્ઞપ્રભુ કામદેવને જીતનારા છે જેનો મનોવિકાર બળી ભસ્મીભૂત થએલો છે તો **दग्धे बीजे कुतोंकुरः ॥** અર્થાત્ બીજ બળી ગયે છતે અંકુરોનું ઉગવાપણું ક્યાંથી હોય? વળી જે રાગદ્વેષને જીતી સમભાવ પ્રાપ્ત કરનારમાં સર્વોત્તમ છે. મહાન્ પુરૂષોનાં જીવન વિશાળ દૃષ્ટિવાળાં હોય છે તેની દૃષ્ટિમાં સ્વપરભાવ વિનષ્ટ થએલા હોય છે કહ્યું છે કેઃ—

अयं निजः परोवेति । गणना लघुचेतसाम् ॥
उदारचरितानां तु । वसुधैव कुटुंबकम् ॥ १ ॥

**અર્થાત્**—આ મારૂં આ પરાયું એવી ગણના હલકા ચિત્તવાળા મનુષ્યોમાં હોય છે. પણ ઉદારચરિત્ ઉત્તમ પુરૂષોને તો સમસ્ત પૃથ્વી કુટુંબ સમાનજ છે. દૃષ્ટાંત તરીકે શ્રીમહાવીરપ્રભુને અતિ પરીસહ દેવા ગોશાળો નામનો પોતાનો શિષ્ય સભામાં આવ્યો, અને ઘણાં આકરાં વચન કહ્યાં તથા ન બોલવાનું બોલ્યો, તો પણ શ્રીમહાવીરપ્રભુએ એક પણ વચનનો ઉત્તર ન આપ્યો; પણ સમતાભાવે સર્વે સહન કર્યું. છેવટ તેણે અતિ ક્રોધાવેશથી તેજુલેસ્યા મુકી પ્રાણાંત કષ્ટ ઉત્પન્ન કર્યું, પણ નિકાચિત આયુષ્યમાનને તેજુલેસ્યા પ્રાણનાશ ન કરી શકે, તેથી ત્રણ આંટા મારી પાછી સમાઇ ગઇ. પણ તેની ઉષ્ણતાને લીધે શરીરમાં તેની આંચ લાગી, અને તેમને બળતરા ઉત્પન્ન થઇ. તેથી લોહીખંડવાડો થઇ ગયો. છેવટે તે ગોશાળે શાપીત વચનોમાં કહ્યું કે, છ માસમાં તમો પંચત્વને પામશો. ત્યારે શ્રીમહાવીરપ્રભુએ શાંતતાપૂર્વક કહ્યું કે, હું તો હજી સાડા સોળ વરસો આ અવંની ઉપર વિચરવાનો છું, પણ તારૂં તો સાતમે દિવસે મરણ

છે, માટે ચેતવું હોય તો ચેતી લેજે. આટલું કટુવાક્ય તેના ભલાની ખાતર શ્રીવીરપ્રભુ બોલ્યા, તે ગોશાળે સત્ય માની લીધું. મનમાં પોતે જાણતો હતો કે હું ખોટો છું, મેં તો તદ્દન પોપલીલાજ ચલાવી છે, ઉપરના ડાકડીમાકથી અગીઆર લાખ શ્રાવકનું ટોળું ભેગું કર્યું છે, પણ તે સર્વમાંથી એક પણ આત્માર્થી નહિ પણ બધા પુદ્ગલાર્થીજ છે. આજીવિકામતનું મંડળ છે, માટે હું ખોટો છું, અને શ્રીવીર સાચા છે. હું તો લાકડાની તલવારે દિગ્વિજયની આશા રાખનારના જેવોજ છું. એમ ધારી તુરતજ પાછો વળ્યો. અને સાત દિવસમાં પોતાના દોષો નિહાળી પ્રકટ કરી આત્મકાર્ય સિદ્ધ કર્યું. પોતાના દોષો પોતે પ્રકટ કરવા એ ખરેખરી મુશ્કેલીની વાત છે. ગોશાળે પોતાના દોષો પ્રકટ કર્યા, તેથી ઘણા લોકો તેની અવજ્ઞા કરવા લાગ્યા, પણ તેનું હૃદય લેશ માત્ર કલુષિત બન્યું નહિ. જગતમાં પોતાના દોષો કહી સંભળાવવા કરતાં પોતાના દોષો કોઇ પણ પ્રકટ કરતું હોય એટલે પોતાની નિંદા થતી હોય, તે નિંદાનાં વચનો સાંભળી સમભાવ રાખવો, અને હૃદયમાં દ્વેષ ઉત્પન્ન કરવો નહિ, એ ઘણું કઠણમાં કઠણ કામ છે. પોતાને મુખે તો બોલે કે ભાઇઓ હું તો મહાપાપી છું, અધર્મી છું, દુષ્ટ કર્મોનો ભરેલો છું, નિર્દયમાં નિર્દય પરિણામી છું, મેં મારી જીંદગીમાં કાળાં કર્મ કરવામાં કાંઇપણ કચાશ રાખી નથી. માટે મારી તો માઠીજ ગતિ થશે. કારણ કે દુર્ગતિમાં જવા જેવાંજ મેં કૂર કર્મો કરેલાં છે, વગેરે વગેરે પોતાના અવગુણ કોઈ કોઈ પ્રસંગે મનુષ્યો બોલે છે ખરા. પણ એવાંજ વચનો કૂર સ્વભાવથી પોતાની સમક્ષ કોઈ કહેનારો મળે અથવા પોતાની નિંદાનાં વચનો કોઈ પાસેથી પોતાને સાંભળવામાં આવે, અને તે વખતે હૃદયમાં સમભાવના રહે, કૂરભાવ પ્રકટ ન થાય, અને તેનું બુરૂં પણ ન ચિંતવે, એ ઘણું કઠણમાં કઠણ કામ છે. માટેજ ધન્ય છે ગોશાળાને કે પોતાના અવગુણ પ્રકટ કરી આત્મકાર્ય સિદ્ધ કર્યું. મતલબ કે શ્રીવીરપ્રભુએ ગોશાળા ઉપર જરા પણ દ્વેષ ન કર્યો. તથા ગૌતમસ્વામી ઉપર પણ જેને રાગભાવ નથી. તેના પ્રત્યક્ષ પુરાવા તરીકે આણંદશ્રાવકને અવધિજ્ઞાન ઉત્પન્ન થએલું છતાં ગૌતમસ્વામીએ શશંકપણાથી કહ્યું કે, એવડું જ્ઞાન શ્રાવકને કદી ઉપજે નહીં તમે જુઠું બોલોછો—એવું બોલી ભિક્ષા લઈ સ્વસ્થાને પધાર્યા. અને શ્રીમહાવીરગુરૂને વિનયપૂર્વક પુછ્યું. તેના ઉત્તરમાં મહાવીરપ્રભુએ કહ્યું કે:—હા તેટલું

જ્ઞાન ઉપજી શકે, તમે તે શ્રાવકની અશાતના કીધી છે, માટે તેની પાસે ક્ષમાપના માગી આવો; કારણ કે તે શ્રાવકને એટલું જ્ઞાન ઉપજ્યું છે, માટે તેની ક્ષમા માગ્યા પછી ભિક્ષા કરજો. તેમણે તરતજ તેમ કર્યું, પણ હું મોટો થઈ શ્રાવકને કેમ ખમાવું, એવો કદાગ્રહ કર્યો નહિ. મતલબ કે સર્વજ્ઞશ્રીપ્રભુને રાગદ્વેષ નથી. તથા ચોસઠ ઇંદ્રો જેની અહર્નિશ સેવા કરે છે. ક્ષમાના તો જે અવતારરૂપ છે ગમે તેટલો મરણાંત પરિસહ આવે તો પણ ક્ષમાગુણ તજતાજ નથી, એવા શ્રીજીનેશ્વરદેવને પ્રેમપૂર્વક હું વારંવાર નમસ્કાર કરૂં છું, અને મારા આ શુભ પ્રયાસમાં સદા મંગળરૂપ હો એમ હું ખરા અંતઃકરણથી પ્રાર્થના કરૂં છું. (૧)



## ॥ गुरोर्मंगलम् ॥

**श्रीसिद्धांतसुधारसस्य सरसं शांतं रसं स्वादयन् ।**
**संसारे विधुरार्णवे प्रवहणः श्लाघ्यैर्गुणैः संयुतः ॥**
**जन्मांभोधिजले पतद्भवभृतामालंबनं प्राणिनाम् ।**
**पूज्यश्रीमदुमेदचंद्रगुरवे तस्मै नमः सर्वदा ॥ २ ॥**

**અર્થ**—ઉત્તમ એવા શ્રીસિદ્ધાંતરૂપી જે અમૃતરસ તેનું શાન્તભાવે સદા આસ્વાદન કરતા, તથા આ દુઃખના દરિયારૂપ સંસારમાં વહાણરૂપ, તથા ઉત્તમ પ્રકારના શ્લાઘનીય ગુણોથી યુક્ત, તથા ભવસાગરમાં ડુબતા પ્રાણીઓને આધારરૂપ એવા પૂજ્યશ્રી **ઉમેદચંદ્રજી** ગુરૂવર્યને નમસ્કાર હો. (૨)

**ભાવાર્થ**—જે મહાત્મા નિરંતર સિદ્ધાંતરૂપી સુધારસનું પ્રેમપૂર્વક પાન કરી રહેલા છે. તથા જન્માદિના દુઃખોથી પરિપૂર્ણ એવા સંસારસાગરમાં નિષ્છિદ્ર પ્રવહણ રૂપ એવા, તથા ક્ષમા દયા ગાંભીર્ય ધૈર્ય ઔદાર્ય આદિ અનેક પ્રકારના પ્રકૃષ્ટ સદ્‌ગુણોથી શોભાયમાન એવા સંસારસાગરમાં પડેલા અને નાનાપ્રકારના ભવોને ધારણકરનારા પ્રાણીઓને આધારભૂત એવા પૂજ્યશ્રી ઉમેદચંદ્રજીગુરૂવર્યને મહારો નમસ્કાર હજો. જગતમાં સદ્‌ગુરૂનો મહિમા અપાર છે, તેના ગુણ ગાઈએ તેટલા થોડાજ છે. મહાસાગરના જળનો પાર આવે તો સદ્‌ગુરુના સંદ્‌ગુણોનો પાર આવે. આ ભવભ્રમણમાં ભટકતા-ભૂલા પડેલા

ભવ્ય પ્રાણીઓને તો સદ્ગુરુ એજ સન્માર્ગદર્શક અમૂલ્ય ભોમીઓ છે. મણીરત્નમાળાના આદિ શ્લોકમાં કહેલું છે કેઃ—

**अपारसंसारसमुद्रमध्ये । निमज्जतो मे शरणं किमस्ति ॥**
**गुरोकृपालो कृपया वदैतत् । विश्वेशपादांबुजदीर्घनौका ॥१॥**

**અર્થાત—**( પ્રશ્ન ) ભવ્યાત્મા મુક્તિમહિલાભિલાષી થયો થકો કહે છેઃ—આ અપાર ભવસાગરમાં ડુબતા એવા મને શરણ કોણ ? ત્યારે કૃપાળુ ગુરૂએ ઉત્તરમાં કહ્યું કેઃ—હે ભવ્યાત્મા ! આ ભવાબ્ધિમાં નૌકાસમાન કોઇ કૃપાળુ સદ્ગુરૂને શરણે જા, તે તને શુદ્ધ રસ્તો બતાવી સંસારકારાગૃહથી વિમુક્ત કરશે. કહ્યું છે કેઃ—

**દુહા—**વિઘનહરણ મંગળકરણ સુખદાતા ગુરૂરાય,
ભાવ ધરીને ભેટતાં દુઃખદારીદ્ર દૂર જાય. ૧
ગુરૂ દિવો ગુરૂ દેવતા, ગુરૂ મોટા ઉપકાર,
જે ગુરૂ અક્ષર ભેદીયા, તેહ ન પડયા સંસાર. ૨

**મતલબ કે—**ગમે તેવો પાપી પ્રાણી હોય પણ સદ્ગુરૂની કૃપાથી તે સંસારસાગર તરી જાય છે. જેમકે તલવારને ગમે તેટલા વરસનો કાટ લાગ્યો હોય, પણ સરાણીયાને હાથ જતાં તેને સરાણ ઉપર ચડાવી ટુંક મુદતમાં સર્વ કાટ દૂર કરી તેજોમય બનાવે છે, પણ તે અસલ લોઢું હોવું જોઇએ. કાષ્ટની કે માટીની તલવારને સરાણ ઉપર ચડાવી તેને ગમે તેટલી ઘસવામાં આવે. તો પણ કદી તેમાં તેજ પ્રકટ થતું નથી. તેમ ભવ્યાત્મા હોય છે તેજ સદ્ગુરૂને સમાગમે નિર્મળ થઇ જાય છે. દવા ગમે તેટલી ઊંચી હોય વૈદ્ય પણ સારો હોય, પણ જ્યાં સુધી તે રોગની સ્થિતિ પાકી ન હોય, ત્યાં સુધી તેને દવા લાગુ થતી નથી. તેમ સદ્ગુરૂનાં સદ્વચનો પણ લઘુકર્મી ભવ્યાત્માઓજ ગ્રહણ કરી સદુપયોગને પ્રવર્તાવે છે. અન્ય જીવોને તો તે કાનમાં શૂળ ઉત્પન્ન કરે છે. જે પોતાને ઉપકાર કરી સન્માર્ગે દોરે છે, તે ગુરૂ કહેવાય છે. એવા ગુરૂનો ઉપદેશ પવિત્ર છતાં અજ્ઞાનીઓને રૂચતો નથી. ભવસ્થિતિ પાક્યાવિના બાપડાને કેમ રૂચે ?

**દોહરો—**જીનકી ભવસ્થિતી પક ગઇ, તીનકુ એ ઉપદેશ;
ખરો માર્ગ વીતરાગનો, જેમાં કુડ નહિ લવલેશ.

**મતલબ કે—**ભાગ્યશાળી પુરૂષો સદ્ગુરૂનો ઉપદેશ સાંભળી આત્મકલ્યાણ કરી શકે છે. સદ્ગુરૂ પવિત્રમાર્ગ દર્શાવી અક્ષય મોક્ષલક્ષ્મી

પ્રાપ્ત કરાવે છે. ગુરૂમાં અનેક ગુણો રહેલા છે, માટે એવા સદ્‌ગુણી સદ્‌ગુરૂને મારો સદા નમસ્કાર હો!! હવે તે ઉપર જુઓઃ—

## (૧) રોહા ચોરનું દૃષ્ટાંત.

કોઇ એક ચોર ચોરીના ધંધામાં આખી જીંદગી ગાળ્યા પછી અંતે મરવા પડયો. ઘણો વખત મંદવાડ ભોગવ્યો, પણ કેમે કરતાં પ્રાણ છુટે નહિ. તેનો એક રોહા નામે છોકરો હતો, તેણે પણ પોતાના ધંધામાં તાલમ સારી બેસારી હતી. પિતાની ગરજ સારે એવી કળામાં તે કેળવાયો હતો. તે છોકરો પણ આ વખતે પિતાની પાસે હાજર હતો. તેના મનમાં વિચાર થયો કે વારૂ! પિતાનો જીવ કેમ જતો નહિ હોય. લોકવાણી છે કેઃ—"અમુકમાં કાંઇ જીવ રહી ગયો હોય તો ઝટ લઇ જીવ નીકળે નહિ." પછી પિતાને વિનયવાણીથી પુછયું, પિતાજી! કાંઇ ઇચ્છા છે? હોય તો કહેજો, હું તે સર્વ પુરી પાડું. તે સાંભળી ડોસો ધીમે ધીમે બોલ્યો કેઃ—ભાઈ રોહા મને બીજું કાંઇ થતું નથી અને કાંઇ ઇચ્છા પણ નથી. ફક્ત કાંઇક વિચાર થાય છે અને તે તારા સંબંધમાંજ. તે સાંભળી રોહો બોલ્યોઃ—શિરછત્ર પિતાજી! એમ હોય તો મને જલદી કહો. આપ કહેશો તે હુકમ ઉઠાવીશ. ડોસે કહ્યું હું કહું તેની તું એક બાધા લે—મારી પાસેજ જળ મુક કે જેથી મારો આત્મા ગત થાય, અને મને સંતોષ વળે. સાંભળઃ—

આ રાજગ્રહીનગરીમાં **મહાવીર**નામના સાધુ ઘણીવાર આવે છે. તે તું જાણે છે કે? ઉત્તર દીધો હાજી, તે આપણા શ્રીશ્રેણીકરાજાના પરમગુરૂ ગણાય છે. અને તે સાધુ જેનેતેને પોતાના ધંધાથી રહિત કરી નિરૂદ્યમી બનાવી દે છે. ઘણું કરી તેની વાણીરૂપી કુહાડી કુમળાં ઝાડ કાપવામાં વિશેષ ફતેહમંદ નિવડે છે. માટે તું હજુ નાનો છે. તો કહેવાનું કે તારે તેની કદી પણ વાણી સાંભળવી નહિ. તેને માટે પણ (બાધા) લે, અને મારા દેખતાં જળ મુક, તો જ તું મારો પુત્ર ખરો. આમ કરવાથીજ મારો જીવ ગતે જશે, નહિ તો કદિ પણ જવાનો નથી. રોહો એકદમ ઉભો થઇ પાણી લઇ આવ્યો, અને ડોસાના દેખતાંજ અંજળીમાં જળ લઇ બોલ્યો કેઃ—પિતાજી! આ આપના વચન ખાતર હું જળ મુકું છું કે, મહાવીરભગવાન જ્યાં હોય તે રસ્તે પણ મારે કદી ચાલવું નહિ, અને તેની વાણી પણ સાંભળવી નહિ. એમ કહી પાણી મુક્યું. એટલે તુરતજ ડોસો પ્રાણ મુકી પરલોકનો પ્રવાસી થયો.

તેની પાછળ તેના નામે ખર્ચખુંટણુ કર્યાબાદ પોતાનો ચોરીનો ધંધો કરવા રોહોચોર હાથમાં ખાપરીયું લઇ ચાલ્યો. તેણે તે ગામમાં અને આસપાસનાં ગામોમાં પોતાની ચૌર્યકળાથી લોકોનાં હૃદય ઘણાં કળકળાવ્યાં, લોકોને હેરાનહેરાન કરવા લાગ્યો. એક દિવસ કોઈ ગામથી ચોરી કરી આવતો હતો, તેવામાં રસ્તામાં મહાવીરસ્વામીનું સમોસરણ દીઠું તે જોઇ બોલ્યો:—હાયહાય ! હવે શું કરવું ? આ પાપ રસ્તામાં ક્યાંથી મળ્યું ? કર્મયોગે બીજો રસ્તો પણ ન હોવાથી, તેજ રસ્તે કાનમાં આંગળી નાખી એકદમ દોડવા માંડયું. દોડતાંદોડતાં સમોસરણની નજીક આવતાં પગમાં મોટો કાંટો વાગ્યો. કાંટો કાઢ્યા વગર ચલાય તેમ ન હોવાથી વીરને મહા કઠોર ગાળો દેતો કાનમાંથી આંગળી કાઢી કાંટો કાઢવા હેઠો બેઠો. કાઢતાં જરાવાર લાગી, તે વખતમાં શ્રીમહાવીરભગવાનના મુખમાંથી નીચેનાં ઉપદેશવચનો સાંભળવામાં આવ્યાં. જેવાં કે:—"દેવને પડછાયો ન હોય, દેવ આંખનું મટકું ન મારે, દેવ જમીનપર પગ ન મુકતાં ચાર આંગળ અદ્ધર ચાલે વળી ફુલની માળા કરમાય નહિ." આ પ્રમાણે વચનો કર્ણપુટમાં રોહાની ઇચ્છા ન છતાં પડયાં, કાંટો કાઢી સત્વર દોડયો, તેની પાછળ તે વચનો પણ દોડયાં, દાઝે બળ્યો, હૃદયપટ ઉપર હાથ ચોળી ભુંસવા માંડયાં, પણ ન ભુંસાતાં "જે ભુલવાનું હોય તે વધારે ચોંટી જાય" આ પ્રકારની દુનિયાની પ્રાચીન રીતિ હોવાથી વધારે સજ્જડ થયાં. પછી પૂર્ણ ખીજવાઇને આ પાપીએ મારા પિતાની પવિત્ર પ્રતિજ્ઞા તોડાવી, એમ અસભ્યતાવાળી ગાળો ભાંડતો ભાંડતો ઘેર ગયો.

પછી રોજના ધંધા મુજબ વળતે દિવસે બીજે ચોરી કરવા નીકળ્યો. એમ હમેશા પોતાનો ધંધો કરે છે. હવે એક વખત એવું બન્યું કે તે નગરમાં હારોહાર ઘણી ચોરીઓ થતી હોવાથી ગામના લોકો ઘણાજ કાયર થઇ ગયા ને નગરનરેશ શ્રીશ્રેણીકરાજાપાસે ફરિયાદ કરી. રાજાએ તે કામ પોતાના બુદ્ધિનિધાન અભયકુમારને સોપ્યું. અભયકુમારે ઘણી તજવીજ કરવા માંડી, પણ કંઇ પત્તો મળ્યો નહિ. ત્યારે એક વખત પોતાની ચંદ્રસેના નામની ગુણિકાને મળ્યો, તે એવા હેતુથી કે ઘણું કરી ચોરલોકો વ્યભિચારમાં પણ પ્રીતિવાળા હોય છે, તેથી કોઇ વખત ગુણિકાને ઘેર આવે છે ખરા. અને આ ગુણિકાને ત્યાં ઘણું કરીને ચોરોનુંજ આવાગમન હતું. તેથી ગુણિકાને મળી ભલામણ કરી કે તું બરાબર તપાસ કરી પત્તો મેળવજે. તને જેનો શક જણાય તેને તુરત મદિરાપાનથી પરાધીન કરી મને ખબર આપજે એમ કહી અભયકુમાર સ્વસ્થાને ગયો.

હવે તે રોહોચોર એકદા વેશ્યાગમન કરવા માટે તે ગુણિકાને ઘેર આવ્યો, તેને પ્રીતિવશ કરી કેટલાક શબ્દો તેના મોઢેથી કઢાવ્યા. એટલે અનુમાને જાણ્યું કે એ ચોર તો આજ હોય. પછી તેને ચંદ્ર-સેનાએ દારૂથી પરાધીન બનાવી અભયકુમારને તેડાવ્યો. અભયકુમારે કહ્યું કેઃ–આની પાસેથી સત્ય કઢાવવા માટે એક યુક્તિ કરો તે એ કે આ માણસને દેવતાઈ અમુલ્ય આભરણો પહેરાવી ભવ્ય મુકામમાં સુવાસિત મઘમઘતા છત્ર પલંગ ઉપર સુવાડો. પછી તમો ચાર સ્ત્રીઓ રૂપઅલંકારમાં દેવીતુલ્ય બની તે ઢોલીઆના ચાર પાયા પાસે ભિન્ન ભિન્ન દેવતાઇ વસ્તુઓ હાથમાં લઇ ઉભી રહો, અને તે જાગે એટલે તેને પુછજો કે "અહો સ્વામીનાથ ! ઘણી ખમા આપને કહો આ દેવલો-કમાં અમો ચાર દેવીના આપ પતિ અને દેવ કેવી રીતે થયા ?" આ પ્રમાણે સૂચના કરી પોતે ગુપ્તપણે સંતાઈ ગયો.

પછી તે ગુણિકા અને બીજી ત્રણ એમ ચારે મળી તેજ પ્રમાણે કર્યું. પેલો રોહો છત્રપલંગમાં જાગ્યો તે આશ્ચર્યયુક્ત થઇ આમતેમ જોવા લાગ્યો. ચારે પાયે ચાર અપ્સરાને જોઇ તે ચકિતજ થઇ ગયો. અરે આશું ? એમ વિચાર કરે છે ત્યાંજ તે ચારે જણીઓ શીખવ્યા મુજબ બોલી. પેલો તો મહાવિચારમાં પડી ગયો. હું શું દેવ છું કે ચોર ? હું મરી ગયો છું કે જીવું છું ? આ દેવીઓ ઉભી છે તે સાચું કે સ્વપ્નું ? એમ જરા ભ્રાંતિમાં આવ્યો. વળી પાછો વિચાર થઇ આવ્યો કે વારૂ જો આ દેવીઓ છે તો આંખના મટકાં કેમ મારે છે ? પડ-છાયો કેમ પડે છે ? જમીન ઉપર પગ રાખી ઉભી છે કેમ ? પેલા સાધુ તો કથામાં ના પાડતા હતા. માટે રખેને કાંઇ તરકટ રચાયું હોય, મને પકડવાનો ઉપાય પણ થયો હોય ?

પછી પ્રકટપણે કપટ કરી બોલ્યો કેઃ–હે દેવીઓ ! મેં ઘણુંજ દાન, ઘણોજ ધર્મ, ઘણુંજ પુણ્ય અને ઘણીજ સાધુસંતની સેવાભ-ક્તિ કરી છે. અનેક સુકૃત કમાણી કરી છે તેથીજ હું તમારો સ્વામી થયો છું, અને તમારા જેવી ચાર દેવીઓ મને મળી છે. તે સર્વ દાન પુણ્યનાંજ ફળ છે. આવા ઉત્તરથી અભયકુમારે જાણ્યું કે, આતો મ-હાચતુર લાગે છે, ચેતી ગયો માટે આને ગુન્હાની સાબિતી વિના કેમ પકડાય ? પછી તેને છોડી મુકયો. રસ્તામાં જતાં રોહો મનમાં બોલ્યો કેઃ–વાહ વાહ ! આજ તો 'મારા બારજ વાગી જાત–ભુંડહાલે માર્યો જાત કોણ જાણે 'શુંયે કરત. પણ ખરેખર આજ તો પેલા રસ્તા-

માં અનિચ્છાથી સાંભળેલી વીરભગવાનની વાણીએજ મને બચાવ્યો. ધન્ય છે તેની વાણીને! મેં મૂઢ પિતાની શિખામણ માની મારા આત્માનુંજ બગાડયું. અણગમતી રીતે સાંભળેલાં આ ચાર વચનોએ મને અથાગ લાભ આપ્યો, તો હું શ્રીવીરગુરૂનું શરણું લઇ સદા તેને સેવું, તો કેવો લાભ થાય? ખરે આ સંસારજ અસાર છે, સ્વાર્થી છે, મારા પિતાએ સ્વાર્થને માટે મને અવળે પંથે ચડાવી દીધો. માટે ધિક્કાર છે આ સ્વાર્થી સંસારનેજ. હવે તો કર્મક્ષયકારિણી દિક્ષાજ ગ્રહણ કરવી યોગ્ય છે, પણ જેને માટે અભયકુમારે મને શોધવાસારૂ યુક્તિ રચી તેને મળી હું પોતેજ ચોર છું—એમ પ્રકટ થઇ સર્વ ધન પાછું સોંપી દઇને પછીજ દિક્ષા લઉં.

પછી બીજે દિવસે સભામાં ગયો. અને અભયકુમારને મળી કહ્યું કેઃ—સાહેબ! જે ચોરને આપ શોધો છો, તે હું પોતેજ રોહો નામે છું. પછી આગળ વીતેલી સર્વ હકીકત નિવેદન કરી. હું બચ્યો તે સર્વ શ્રીવીરવાણીનોજ પ્રભાવ છે. હવે મારે તેમની પાસે દીક્ષા લેવી છે તો આપ આજ્ઞા આપશો. આથી અભયકુમાર ઘણો ખુશી થયો, તેની દીક્ષાજીજ્ઞાસા સાંભળી સર્વ ગુન્હા બક્ષીસ કર્યા, અને ઘણી રાજીખુશીથી રજા આપી. પછી રોહાચોરે સર્વ ધન સોંપી દઈ શ્રીવીરગુરૂ સમીપે પોતાના પાપોની માફી માગી અને અભયકુમારે જાતે જઇ તેને દીક્ષા અપાવી. દીક્ષા લીધી કે તુરતજ અભયકુમાર પોતાનું મસ્તક નમાવી તિખુતાના પાઠ સાથે વિધિવંદન કરી સ્વસ્થાને ગયો.

પછી રોહામુનિ ઘણાં આકરાં તપ, જપ, ક્રિયા અનુષ્ઠાન કરી કાળને અવસરે સર્વ જીવોને ખમાવી સમાધી પરિણામે કાળ કરી સદ્ગતિને પામ્યા.

રોહાનું દ્દષ્ટાંત અત્ર સમાપ્ત થયું. દ્દષ્ટાંતની મતલબ એ છે કે ગમેતેવો પાપી પ્રાણી હોય—અધમાધમ કુકૃત્યો કરી જીંદગી ગુજારતો હોય, પણ સદ્ગુરૂનો ભેટો થવાથી અગર તેના મુખની વાણી સાંભળવાથી અવશ્ય તે પ્રાણી ઉન્નતિક્રમપર આવી જાય છે. ઉપરના દ્દષ્ટાંતમાં જેમ રોહાને અનિચ્છાએ સાંભળેલાં ચાર વચનોથી પણ કસોટીની વખતે અથાગ લાભ થઈ આવ્યો, અને ઉન્માર્ગ તજી સન્માર્ગગામી બની જીંદગી સુધારી, તેમજ લઘુકર્મીજીવો સદ્ગુરૂનો સમાગમ કરી જીંદગી સુધારી મનુષ્યજીવન સફળ કરે છે. બીજો સાર એ નીકળે છે કે સ્વાર્થી મનુષ્યો રોહાચોરના પિતાની પેઠે સન્માર્ગથી

ભ્રષ્ટ કરવા નાલાયક કુપંથમાં દોરે છે. સન્માર્ગને ઉન્માર્ગ દર્શાવે છે. ભોળા જીવને ભ્રાંતિમાં ભટકાવે છે અને સંસારસાગરમાં ડુબાડી દે છે, પણ કદી સત્ય જાણવા દેતા નથી. ભલે સ્વાર્થીજનો અવળા પંથમાં દોરે, પણ જો તેનું ભાગ્યોદય હોય તો ગમેતેમ કરી સન્માર્ગે આવે છે. માટે વિવેકીજનોએ સદા સદ્‌ગુરૂનું શરણ સેવવું. કે જેથી આ અપાર ભવસાગરનો પાર પામી શકાય. તે વિષે એક કવિ કહે છે કેઃ–

કવિતઃ—જેસે કપડાકો થાન, દરજી વેતલ આણુ,
ખંડખંડ કરે જાણુ, દેત સો સુધારી હૈ;
કાટકે જ્યું સુત્રધાર હેમક, કરે સુનાર,
માટીકે જો કુંભકાર, પાત્ર કરે ત્યારી હૈ.
ધરતીકે કીરસાણુ, લોહકે લુહાર જાણુ,
સીલવાટ સીલાઆણુ, ઘાટ ઘડે ભારી હૈ;
કેતહે તિલોકરિખ, સુધારે જ્યું ગુરૂ શિખ,
ગુરૂ ઉપકારી નિત, લીજે બલીહારી હૈ. ૧

માટે સદા સદ્‌ગુરૂનું સેવન કરવું. કારણ કે સંસારમાં ખરા સગા તેજ છે. બાકી સંસારી સગાંસંબંધીઓથી કંઇ આત્માનું ખરૂં હિત થનાર નથી. માટે સદ્‌ગુરૂને નિકટમાં નિકટ સગા જાણી સદા સંભાળે તેનું શરણ અંગીકાર કરવું.

કવિતઃ—ગુરૂમિત્ર ગુરૂમાત, ગુરૂ સગા ગુરૂ તાત,
ગુરૂભૂપ ગુરૂભ્રાત, ગુરૂ હિતકારી હે;
ગુરૂ રવી ગુરૂ ચંદ્ર, ગુરૂ પતિ ગુરૂ ઇંદ્ર,
ગુરૂદેવ દે આણંદ, ગુરૂપદ ભારી હે;
ગુરૂ દેત જ્ઞાન ધ્યાન, ગુરૂ દેત દાન માન,
ગુરૂ દેત મોક્ષસ્થાન, સદા ઉપગારી હે;
કે તહે તિલોકરિખ, ભલીભલી દેત શીખ,
પલપલ ગુરૂજીકું વંદણા હમારી હે. ૨



हे त्रैसलेय मम मोहमहांधकारम् ।
दूरीकरोतु भुवनैककृपावतार ! ॥
हे दानदक्ष मददातु च मोक्षलक्ष्मीम् ।
अभ्यर्थना ननु ममैव भवत्सकाशे ॥ ३ ॥

**અર્થ**—ત્રિલોકમાં એક કૃપાના અવતારરૂપ એવા હે શ્રીમહાવીર-પ્રભુ! મારા મોહરૂપ મહાઅંધકારને દૂર કરો. વળી હે દાનદક્ષ! મને તો મોક્ષલક્ષ્મીજ આપો એવી આપની પાસે આ રંક સેવકની પ્રાર્થના છે. (૩)

**ભાવાર્થ**—ત્રણ ભુવનમાં એક કૃપાના અવતાર રૂપ એવા હે મહાવીર વિભો! મારા મોહરૂપી અંધકારનો નાશ કરો તથા (**हे दानदक्ष!**) કહેતાં અભયદાન, જ્ઞાનદાન દેવામાં નિપુણ એવા હે ભગવાન! મને તો ખરેખર (મોક્ષલક્ષ્મી) કહેતાં કદી પણ વિનાશને નહિ પામનારી એવી અખંડ મોક્ષલક્ષ્મીને આપો—એ પ્રમાણે મારી આપની સમીપે પ્રાર્થના છે. કારણ કે એવી મોક્ષલક્ષ્મીરૂપી મહાલક્ષ્મીની સંપ્રાપ્તિ કોઈ કાળમાં થએલી નથી, અને આ ઐહિકલક્ષ્મીમાં મસ્ત બનેલો આ જીવાત્મા મોહના ખાડામાં પડી મહાદુઃખને પાત્ર બન્યો, પણ આપ જેવા દાનદક્ષપ્રભુનો ભેટો થયો નહિ. એટલું તો ખરૂંજ છે કે જે લક્ષ્મીવાળો હોય તે અન્યને લક્ષ્મી આપી શકે, પણ દરિદ્રી પાસે લક્ષ્મીની યાચના કરવાથી તે લક્ષ્મી આપી શકે નહીં. માટે હે સર્વજ્ઞ પ્રભુ! હું આ જગતમાં અજ્ઞાનતાના મોહ અંધકારમાં અથડાઉં છું, ભવભ્રમણમાં ભટકાઉં છું, જન્મજરામરણે કરી દુઃખી થાઉં છું, તથા આધિવ્યાધી ને ઉપાધીના અતુલ્ય બોજા તળે દબાયેલ્છું; મારૂં શુદ્ધ સ્વરૂપ ભૂલી ગયો છું, ને કર્તવ્ય મૂકી અકર્તવ્યની કનિષ્ટ ક્રિયા કરૂં છું. આપ આ સર્વ પ્રકારોથી મુક્ત છો, અમુલ્ય કેવળશ્રીને વરેલા છો. દુનિયામાં મહાપરોપકારાર્થે ભૂમંડળમાં વિચરી ભૂલા પડેલા ભવ્ય ભક્તોને સન્માર્ગપ્રવર્તક છો, અંધકારને દૂર કરનાર સૂર્યસમાન છો. અર્જુનમાળી જેવા ઘોરકર્મ કરનાર મહાપાપીજનો પણ પ્રેમપૂર્વક આપના ચરણારવિંદની ઉપાસના કરવાથી આપશ્રીની કૃપાથી અપૂર્વ કેવળશ્રી વર્યા છે. કહ્યું છે કેઃ—

**ત્રિભંગી**—નરનારી તાર્યા પાપખિદાર્યા, કાર્યસુધાર્યા ભવતાર્યા,
સહુ તુજથી હાર્યા વહેમ વિસાર્યા, મોક્ષ પધાર્યા અણગારા;

દૈવત દાતારા નિધી ભરનારા, ભય હરનારા તરનારા,
જયજગદાધારા મોહનગારા, ભયંહરનારા તરનારા. ૧
જયજય સુખદાતા તું પિતુમાતા, ભાવિકભ્રાતા કર શાતા,
તુજ નિકટ ઠરાતા જ્ઞાનિ ગણાતા, તુજ સમ થાતા પંકાતા;
છે તુજ રસરાતા વિશ્વવિખ્યાતા, ગુણની ગાથા ગણનારા, જય૦ ૨
જયજય કરૂણાળા પ્રભુદયાળા, સુખકરમાળા ગુણવાળા,
જય ઝાકઝમાળા ધૈર્યવિશાળા, શ્યામસુખાળા યશવાળા;
નરનારી વાલા મોહનમાળા, અમૃતપ્યાલા પીનારા. જય૦ ૩

તો હે પ્રભુ ? મારૂં દુઃખ દારિદ્ર દુર કરો. આપની પાસે બીજા કોઈ સાંસારિક પદાર્થની યાચના કરતો નથી, કારણ કે તે વસ્તુઓ તો આ જીવ અનંતવાર પામ્યો; પણ કાંઇ તેનાથી ગરજ સરી નહિ, આપના ચરણ વિના સર્વત્ર દુઃખપાત્રજ થયો. કહ્યું છે કેઃ—

सुखाद्बहुतरं दुःखं । जीविते नात्र संशयः ॥
स्निग्धत्वं चेन्द्रियार्थेषुः । मोहान्मरणमाप्रियम् ॥ १ ॥
मातापितृसहस्राणि । पुत्रदारशतानि च ॥
अनागतान्यतीतानि । कस्य ते कस्य वा वयम् ॥ २ ॥

**અર્થાત્**—સાંસારિક બહુ સુખ ભોગવવાથી બહુ દુઃખની પ્રાપ્તિ થાય છે. વૈષયિક પદાર્થોમાં જેટલું સ્નેહાળપણું છે તેટલુંજ બંધન છે. મોહથી મરણ અપ્રિય છે. અનંતવાર માતાપિતા પુત્રદારા અન્યોઅન્ય સંબંધી થએલાં છે, થાય છે, અને થશે. માટે કોણ અમારૂં ? અને કોના અમે ? અનાયાસે મુસાફરીમાં ધર્મશાળાની જેમ સર્વ સંમેલન થયું છે. એ સર્વ બાહ્યભાવ છે, મોહનો પ્રભાવ છે, મોહરૂપી મદિરાપાન કરવાથી વિરૂદ્ધ આભાસ થાય છે. એટલે અસત્ય છતાં સર્વ સત્ય મનાય છે. ચતી પડેલી મોતીની છીપમાં રૂપાની ભ્રાન્તિ થાય છે. તે વિષે અષ્ટાવક્રગીતામાં કહ્યું છે કેઃ—

आत्माज्ञानादहोप्रीतिः । विषयभ्रमगोचरे ॥
शुक्तेरज्ञानतोलोभो । यथा रजतविभ्रमः ॥ १ ॥
यत्र यत्र भवेत्तृष्णा । संसारं विद्धि तत्र वै ॥
प्रौढवैराग्यमाश्रित्य । वीततृष्णः सुखी भव ॥ २ ॥

स्वप्नेंद्रजालवत्पश्य । दिनानि त्रिणि पंच च ॥
मित्रक्षेत्रधनागार । दारदायादसंपदः ॥ ३ ॥
राज्यं सुताकलत्राणि । शरीराणि सुखानि च ॥
संसक्तस्याऽपि नष्टानि । तव जन्मनि जन्मनि ॥ ४ ॥
कृतं न कतिजन्मानि । कायेन मनसा गिरा ॥
दुःख माया सदं कर्म । तदद्या प्युपरम्यताम् ॥ ५ ॥

અર્થાત્—જ્યાં જ્યાં તૃષ્ણા છે, ત્યાં ત્યાં બંધ છે, અને તેજ સંસાર કહેવાય છે. માટે હે મુમુક્ષુ ! તૃષ્ણા દુર કરી સુખી થા. કારણ કે મિત્ર, ક્ષેત્ર, ધન, ઘર, સ્ત્રી, કુટુંબ, સંપત્તિ વગેરે પદાર્થો સ્વપ્નની ઇંદ્રજાળ સમાન છે, ત્રણ કે પાંચ દિન રહેનાર છે. અને રાજ્યકલત્ર વગેરે વૈભવસુખો જન્મજન્મને વિષે મુકીને તું આવેલો છું, અને તેને નાશ કરવા પડ્યા છે. પણ તેં દરેક જન્મમાં મનવચન અને કાયાથી કરવાનું તે કર્યું નથી. તેં દરેક સ્થાનોમાં દુઃખ આપનાર કર્મો જ પેદા કર્યાં છે. તેથી કરી હજી પણ કર્મો તજી સંતોષ વડે સુખી થા. એ પ્રકારના અપૂર્વ સંબોધનું નિખાલસપણે શ્રવણ કરાવી હૃદયને પવિત્ર કરનાર છો. ભવસાગરમાં ભુલા પડતા પ્રાણીને આધાર આપી સીધે રસ્તે લાવનાર આપજ છો. આપના ગુણો વર્ણવી શકાય નહીં એવા અતિ અગમ્ય અગોચર છે. કહ્યું છે કે:—

अनंतविज्ञानमतीतदोषं ।
मबाध्य सिद्धांतममर्त्यपूज्यम् ॥
श्रीवर्धमानं जिनमाप्तमुख्यं ।
स्वयंभुवं स्तोतुमहं यतिष्ये ॥ १ ॥

અર્થાત્—અનંત જ્ઞાનના ધણી, અઢાર દોષનો નાશ કરનાર, જેનું સિદ્ધાંત તત્વ સર્વને અબાધ્ય છે, તથા ચોસઠ ઇંદ્ર તથા અન્ય દેવોએ પુજીત છે ચરણકમળ જેનાં, તથા આપ્ત જનોમાં મુખ્ય એવા શ્રીવર્ધમાનજીનેશ્વરભગવાન કે જે પોતાની મેળેજ બોધ પામેલા છે—એવા પ્રભુની હું સ્તુતિ કરૂં છું. અર્થાત સર્વગુણસંપન્ન એવા હે શ્રીવીરપ્રભુ ! મારો બચાવ કરો, મોહરૂપ અંધકાર દુર કરો, અને આ સેવકને મોક્ષલક્ષ્મી આપો, એજ આપની પાસે સવિનય અભ્ય-

ર્થના છે. સંસારસાગરમાં ભૂલા પડતા જનોને એક પ્રભુજ આધારભૂત અને સદ્બોધ આપી સીધે રસ્તે દોરનાર છે, તેના ઉપર કહેછેઃ—

## (૨) શ્રીમેઘકુમારનું દૃષ્ટાંત.

પૂર્વે રાજગ્રહીનગરીમાં શ્રેણીક નામે રાજા હતો. તેને ચેલણા રાણી તથા અભયકુમાર, મેઘકુમાર વગેરે ઘણા પુત્રો હતા. એક દિવસે શ્રીવર્ધમાનપ્રભુ વિહાર કરતાં ત્યાં પધાર્યા. તેમને વંદન કરવા શ્રેણીક રાજા, અભયકુમાર, મેઘકુમાર વગેરે રાજમંડળ ગયું. સવિનય વાંદી, નમસ્કાર કરી ધર્મબોધ સાંભળવા સહુ બેઠા, પ્રભુએ ધર્મની દેશના દીધી.

### ગાથા—છંદ વૈતાલીય.

**संबूजह किं न बुजह । संबोहि खलु पे च दुल्लहा ॥**
**णो हुवो विण पुणराइउं । णो सुलहं पुणराविजीवियम् ॥ १ ॥**
**डहरा बुढाय पासगा । गभथा विचयंति माणवा ॥**
**सेणे जह बटयं हरे । एवं आउखयं मिनुटइ ॥ २ ॥**

**અર્થાત્**—હે ભવ્ય લોકો! તમો બુઝો બુઝો. કેમ બોધ પામતા નથી? ખરેખર આ મનુષ્ય અવતાર દુર્લભ છે. પૂર્વના પુણ્ય વિના માનવદેહની પ્રાપ્તિ થતી નથી. કેટલાએક બાળકો, યુવાનો અને વૃદ્ધો અચાનક કાળના ઝપાટામાં સપડાઈ જાય છે. જેમ બાજ તેતરને પકડે તેમ કાળ કસાઇ આયુષ્ય તોડી નાંખે છે, તે વખતે કોઇપણ આ જીવનું સગું કે સહાયક થતું નથી. સંસાર એ ખરેખર વિષવૃક્ષ છે. ફક્ત તેનાં બેજ ફળ ઉત્તમ છે. જેવાં કેઃ—

**संसारविषवृक्षस्य । द्वे एव रसवत्फले ॥**
**काव्यामृतरसास्वादः । संगमःसुजनैः सह ॥ १ ॥**

**અર્થાત્**—આ સંસારરૂપ વિષવૃક્ષનાં બેજ ફળ રસવાળાં ઉત્તમ છે. એક તો ઉત્તમ કાવ્યો શાસ્ત્રોરૂપી અમૃતરસનું આસ્વાદન કરવું તે, અને બીજું ઉત્તમપુરૂષો સાથે સમાગમ કરવો તે. એ વિના બાકી સર્વ સંસાર વિષમયજ છે. માટે ઉત્તમ જન્મ પામી આત્માનું હિત અવશ્ય કરવું, એજ સાર્થક છે. એવો સદ્બોધ સાંભળી સર્વજનો અત્યંત પ્રમોદ પામ્યા. પણ મેઘકુમારના મનમાં તો કોઈ જુદાજ પ્રકારની અસર થઈ તેનું મન સંસારાટવીથી વદન ઉદાસી બની ગયું અને દુનિયાના દરેક વૈભવી પદાર્થો પર તેને અરૂચિ ભાવ પ્રકટ થયો.—તે ઉપર ગાથા.

**सल्लं कामाविषं कामा । कामाआसीविसोवमा ॥**
**कामभोगेपत्थेमाणा । अकामा जंति दुग्गइ ॥ १ ॥**

**અર્થાત**—સાંસારીક કામભોગોને શલ્ય સમાન, વિષ સમાન, અને આસિ વિષ સર્પસમાન માનવા લાગ્યો. કામભોગમાં રત થએલા-ઓનો આ અમુલ્ય અવસર તદ્દન વૃથા વહી જાય છે. માટે સંજમ એજ સંસારોદ્ધારક અમુલ્ય રત્નો છે. અવસ્ય હવે આ વિષમય સંસાર-કારાગ્રહનો સર્વથા પરિત્યાગ કરી શ્રીમહાવીરપ્રભુના ચરણસરોજનો સદાને માટે સેવક બનું. એવો દૃઢ નિશ્ચય કરી ઘેર આવી તેણે માતા પિતા સમક્ષ દીક્ષાગ્રહણની આજ્ઞા માગી. માતપિતાએ બહુબહુ રીતે સમજાવ્યો, સંયમપંથના વિકટ સંકટોનું દિગ્દર્શન કરાવ્યું. પણ સંયમપ્રેમી મેઘકુમારે છેવટના ઉત્તરમાં કહ્યું કે—

**ગીતિ**—દૃઢનિશ્ચય છે મારો, નથી પાપમાં કદિ પાય દેવો;
વિકટ હશે તોયે, સુખદ સંજમનો માર્ગ લેવો. ૧

પછી મોટા ઠાઠમાઠથી માતપિતાએ તેમને દીક્ષા ગ્રહણ કરાવી. દિક્ષાગ્રહણ કર્યા પછી માતાએ કહ્યું કે:—હે વહાલા પુત્ર ! જેવે ભાવે તેં સંજમ રૂપી આ વિકટ પ્રતિજ્ઞામાં પ્રવેશ કર્યો છે, તેવેજ ભાવે તેની પ્રતિપાલના કરજે, કેમકે અપૂર્વ સદ્ભાગ્યના ઉદયથી પ્રાપ્ત થએલા મહાવ્રત્ત રૂપી પંચમહારત્નોને લુંટનારા ચોરો બહુ મળી આવે છે. જ્યાં ધન છે ત્યાં ભય છે, જ્યાં વ્રત છે ત્યાં અનેક વિધ્ન મુસ્કેલીઓ આવે છે. માટે કષાય રૂપી ચોરો તારા બહુમૂલ્ય રત્નને લુંટી ન જાય તે સંભાળજે. વળી વિષયરૂપી વિહંગમો ચારિત્રરૂપી સુંદર બગીચાને નુકસાન ન કરે, માટે તારા સુંદર બગીચાને બરોબર જાળવજે, અને શુદ્ધ ભાવે વિચરી અક્ષય મોક્ષલક્ષ્મીનો અખંડ ભોક્તા બનજે, એ અમારી સદાને માટે શુભાશિષ છે. એટલું કહી સર્વમંડળ પાછું વળ્યું. એટલે શ્રીમહા-વીરપ્રભુને તથા ગૌતમસ્વામી વગેરે સર્વ સાધુમુનિરાજોને વિધિસહિત વંદન કરી મુનિના વ્યવહાર મુજબ છેક છેલ્લું આસન તેમને મળ્યું, તે તેમણે હર્ષપૂર્વક સ્વિકાર્યું.

પછી સાયંકાળનું પ્રતિક્રમણ કર્યાબાદ સઝાય કરી શયન કર્યું. થોડીકવાર થઈ ત્યાં એક મહાત્મા કાંઈ પ્રસંગાર્થે બહાર જતા હતા, તેમનાથી છેલ્લી પથારીમાં સુતેલા શ્રીમેઘમુનિને ઠેબું વાગ્યું તેથી મેઘ-મુનિ તુરત જાગ્યા. ઘણા મુનિનો સમુદાય હોવાથી હરવખત મુનિઓની આવજા થવા લાગી અને રાત્રીના અંધકારને લીધે મુનિને ઠેસો વારં-

વાર વાગવા લાગી. તેથી નિદ્રા પણ આવે નહિ. આથી મેઘમુનિને કંટાળો ઉત્પન્ન થયો, અને તેમના પરિણામ બદલાયા. મનમાં થયું કે આ દુઃખ તે કેમ ખમાય? આ તો રોજનું થયું, રોજ ઉઠીને આ ઠેબાં આપણાથી નહિ સહન થાય. પહેલાજ દિવસમાં આવું અસહ્ય કષ્ટ પડયું પણ આ સ્થિતિમાં તો આખી જીંદગી કાઢવી. મહાવીરપ્રભુ મને દીક્ષા આપી છેલ્લો કાઢશે, એવી મને સ્વપ્નમાં પણ ખબર હોત, તો આ કારાગ્રહમાં પ્રવેશ ન કરત. પણ હજી કયાં બગડી ગયું છે, મેં હજી મહાવીરપ્રભુના ઘરનું પાણી પણ પીધું નથી, ને કાંઈ ખાધું પણ નથી, માટે સવારના પહોરમાં વહેલો ઉઠી ઘેર જાઉં, અને આ બલામાંથી છુટું, આ કષ્ટમય કારાગ્રહ મારાથી ખમાય તેમ નથી.

માતપિતાએ મને બહુ સમજાવ્યો હતો. પણ મેં મૂઢે માન્યું નહિ, પણ હવે ઘેર ગયા વિના છુટકો નથી. કારણકે આ જીંદગીભરની શૂળી અસહ્ય છે. માટે અવશ્ય જવું તો ખરૂંજ, પણ મહાવીરપ્રભુને કહીને જવું, છાનામાના તો જવું નહિ. કાંઈ પ્રભુની ચોરી કરી નથી, કે છાના જવું. આ ઝોળી, પાત્રા, પછેડી વગેરે સર્વે તો મારૂં છે, મને એ કાંઈ મહાવીરપ્રભુએ આપેલું નથી. તેથી કરીને સવારના પ્રહરમાં અવશ્ય જવું છે; એમ આખી રાત્રી આર્તધ્યાનમાંજ ગુજરી. એવા એવા ક્લિષ્ટ વિચારોમાં પ્રાતઃકાલનું પ્રતિક્રમણ પણ કર્યું નહિ. પ્રાતઃકાલ થયો એટલે ઘેર જવા માટે મહાવીરસ્વામીને ખબર આપવા તેમના ભણી ચાલ્યા. શ્રીસર્વજ્ઞપ્રભુ તો રાત્રીનું સર્વ ચિંતવન જાણી રહ્યા છે. અપૂર્વ સંયમગુણ ગ્રહણ કર્યા પછી પણ મનુષ્યોમાં હાયમાન વર્ધમાન પરિણામ કેવા કેવા થઈ જાય છે? અહો આ નવદીક્ષિત લઘુમુનિને કર્મદેવે કેવો પાડી દીધો? કર્મની સત્તા અપૂર્વ છે. મેઘમુનિ ઘેર જવાના નિશ્ચયથી રજા લેવા સારૂ પ્રભુ સન્મુખ આવી ઉભા રહ્યા.

પ્રભુને જોતાંજ એના વિચારો ફરી ગયા, અપૂર્વ દેહકાન્તિથી દીલ દબાઇ ગયું, તે શૂન્ય જેવા બની ગયા, તેજમાં અંજાઈ જવાથી મન સાથે વિચાર્યું કે મહાવીરપ્રભુને કેમ કહેવાય કે હું ઘેર જાઉં છું? એમ લજ્જાથી બેભાન થયા જેવા ઉભા રહ્યા. થોડીવારે દયાળુ પ્રભુ શ્રીમહાવીરજ બોલ્યા કેઃ—આવો મેઘમુનિ! શું તમારે ઘેર જવું છે? આજ રાતે તમોને બહુ કષ્ટ પડયું, રાતના ચાર પહોર ઉજાગરો કરવો પડયો. પણ હે મેઘમુનિ જરા વિચારો તો જણાશે કે તમારી જાતિ કોણ? તમો કોના સંતાન છો? તમારૂં કુળ કોણ છે? આ કાર્યથી લાજ તમારી જશે અન્યને કાંઈ નથી. વળી તમો આ સાધુના ઠેબાથી

દુઃખી થયા એમ માનો છો, પણ જરા જ્ઞાનદૃષ્ટિથી વિચારો તો તમને જણાશે કે, નરકગતિમાં આ જીવે કેવાં વિષમ દુઃખો ભોગવ્યાં છે, તે શું ભુલી ગયા? પશુપક્ષીની જાતિમાં પરાધિનપણે કેવાંકેવાં અસહ્ય દુઃખો ભોગવવાં પડયાં? તે જરા વિચારો.

તમો પોતેજ ગયા ભવમાં ગજરૂપે હતા. એક દયાના પ્રભાવે તમે આ રાજકુમારપણે અહીં અવતાર પામ્યા. મેઘમુનિ તો આ સર્વ સાંભળી સ્તબ્ધ બની ગયા. પોતાની અનેક રંગી તરંગમાળા તો ક્યાંએ ઉડીજ ગઇ. વળી પ્રભુ કહેવા લાગ્યા કેઃ—હે મુનિ? ઉત્તમ એવા સાધુપુરૂષની ચરણરજ લેવા માટે તો કેટલાએક પુરૂષો મહેનત કરે છે અને એવી ચરણરજથીજ તમે દુઃખ માન્યું? પણ હાથીના ભવે કેવું અસહ્ય દુઃખ તમે ભોગવ્યું છે, તે તો જરા વિચારો.

**વસંતતિલકા**—સુસાધુ ચર્ણરજથી દિલ દુઃખ લાવે,
ચિંતામણી વ્રત તજી ઉર ભોગ ધ્યાવે;
જે ગજભવે દુઃખ સહ્યાં અતિ ખેદકારી,
તો અલ્પ દુઃખ થકી આજ શું જાય હારી. ૧

ના તુજને વચ્છ ઘટે અઘટિત એવું,
ત્યાગેલ ભોગ વળી તેહ શું ચિત્ત દેવું;
બળશે તથાપી નહિ વિષ ગ્રહેજ નાગ,
તેવોજ થા દૃઢ ચિતે તું મહાનુભાગ! ૨

શ્રીવીરવાક્ય શ્રવણે સુણીને કુમાર,
એકાગ્રચિત મુનિમેઘ કરે વિચાર;
શુભોદયે સાચ થકી નિર્મળ ધ્યાયું ધ્યાન,
પામ્યોજ પૂર્વ ભવતણું મુનિમેઘ જ્ઞાન. ૩

જે ગજભવે અગનિદાહ થકી ડરેલો,
તરસ્યાતુરેજ થઇ કર્દમમાં કળેલો;
ત્યાંથી ચવી ગજ તણો ભવ જે કરેલો,
દીઠો પ્રત્યક્ષ દાવાનળમાં બળેલો. ૪

એ પ્રમાણે શ્રીવીરપ્રભુએ પૂર્વભવનું વૃત્તાંત કહી સંભળાવ્યું એ સાંભળી મેઘમુનિ વિચાર કરવા લાગ્યા. વિચારતાં તેમને ત્યાંજ જાતિસ્મરણ જ્ઞાન થયું. હાથીના ભવમાં ભોગવેલું દુઃખ પ્રત્યક્ષ જોયું. એક

સસલાની દયા પાળવાથી આ ઉત્તમ મનુષ્યપદવી પ્રાપ્ત થએલી છે, તે તેણે પ્રત્યક્ષ જોયું. ઉચ્ચસ્થાનેથી ભ્રષ્ટ થએલું મન પાછું ઠેકાણે આવ્યું. પોતાની થએલી ભુલ માટે પસ્તાવો કરતાં ઉભય હાથ જોડી કહ્યું કે:–હે કૃપાળુ પ્રભુ! હવે મારે ઘેર જવું નથી, આપે મારા ઉપર બહુ કૃપા કરી છે. ગંજભવનું સ્મરણ કરાવી મારી મોહનિદ્રા આપે ઉડાડી દીધી છે. મારાં હૃદયચક્ષુઓ ખુલ્લાં કર્યાં છે. મોટા ભયંકર ભવસાગરમાં પડતાં મને બચાવ્યો છે. આપને મારો સદાય નમસ્કાર હો.

**तुभ्यं नमस्त्रिभुवनार्तिहराय नाथ ।**
**तुभ्यं नमः क्षितितलामलभूषणाय ॥**
**तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय ।**
**तुभ्यं नमोजिन भवोदधिशोषणाय ॥ १ ॥**

**અર્થાત**—ત્રિભુવનની પીડાને હરનારા હે પ્રભુ! આપને નમસ્કાર હજો. પૃથ્વીમાં નિર્મળ આભુષણ રૂપ આપને નમસ્કાર હો. હે ત્રણ જગતના પ્રભુ! આપને નમસ્કાર હો. વળી મારા ભવોદધિને સોશવનાર એવા હે જીનેશ્વર પ્રભુ! આપને મારો નમસ્કાર હો. અધમાઅધમ એવા મેં મોહને લીધે માઠી કલ્પના કરી છે. અજ્ઞાનના અંધારામાં અથડાયો, મોહમાં મુંઝાયો, લોભમાં લપટાયો, તેથી ઉત્તમ સાધુધર્મથી ભ્રષ્ટકારી, કનિષ્ટ વિચારો ચિંતવ્યા. પણ હે પ્રભુ! આપના સદ્બોધથી હવે આપની સમક્ષ પ્રતિજ્ઞા ગ્રહણ કરૂં છું કે, આ બે ચક્ષુ સિવાય શરીરના કોઈપણ અવયવની મારે રક્ષા કરવી નહિ. શરીરનું ગમેતેમ થાઓ સડીજાઓ, પડીજાઓ વિધ્વંસ થાઓ મારે શરીર સાથે કાંઇ સંબંધ નથી. શરીરથી હું ન્યારો છું. પરઘરમાં મોહિત થઇ સ્વઘરના સ્વરૂપને હું તો ભુલી ગયો છું.

ગીતિ–માફ કરી સહુ પાપો, કાપો કુમતિ સદા અભય આપો;
સ્થિર પદમાં મુજ સ્થાપો, ભાવધરી હું સદા જપું જાપો.૧

એમ કહી વંદન કરી મેઘમુનિ સ્વસ્થાને ગયા. આ દષ્ટાંતની મતલબ એ છે કે સર્વજ્ઞપ્રભુનું શરણુ સદા સુખદાયી છે. સર્વ પાપોનો નાશ કરનારૂં છે. માટે હે પરોપકારી મહાવીર પ્રભુ! મારૂં અજ્ઞાનાંધકાર દૂર કરી, મને અક્ષય મોક્ષલક્ષ્મી આપો. એજ મારી વારંવાર પરમાત્માને પ્રાર્થના છે. (૩)



**निंदाकर्तरि भक्तिकर्तरि जने संभावमापत्स्यते ।**
**चित्तं चाभविष्यत् सरोरुहसमं सांसारिके पुद्गले ॥**
**स्त्रैणं मातृनिभं भविष्यति तथा वित्तं च पंकं किल ।**
**स्वात्मानंदरतिर्भविष्यति यदा शैवं सुखं तेतदा ॥ ४ ॥**



**અર્થ**—હે શિવસુખાર્થી ભવ્યાત્મા ! જ્યારે નિંદા કરનારને વિષે તથા સ્તુતિ કરનારને વિષે સમભાવ પ્રાપ્ત થશે, તથા સંસારના પૌદ્ગલીક સર્વ પદાર્થોમાં તારૂં હૃદયપદ્મ કમળ જેવું થશે, તથા જગતની તમામ સ્ત્રીઓ ઉપર ખરેખરા અંતઃકરણથી માતૃભાવ પ્રકટ થશે. તથા સર્વદ્રવ્ય કર્દમ-કચરા જેવું લાગશે, તથા પોતાના આત્મા વિષેજ રમણભાવ થશે. ત્યારેજ તને અક્ષય મોક્ષલક્ષ્મીવાળું શિવસુખ પ્રાપ્ત થશે. (૪)

**ભાવાર્થ**—સર્વ મનુષ્યો સુખના અભિલાષી હોય છે, કોઇપણ સ્વપ્ને દુઃખને ચાહતું નથી. સુખ મેળવવા માટે અનેક ઉપાયો કરે છે, તેને માટે અનેક ફાંફાં મારે છે, સુખ વિષે પુરૂષોની ભિન્નભિન્ન માન્યતાઓ રહેલી છે. કેટલાએક માને છે કે પરણવું તેજ મોટામાં મોટું સુખ છે, કેટલાએક દ્રવ્ય મેળવવામાં સુખ માને છે, તો કેટલાએક વંશવર્ધક પુત્રમાં સુખ માને છે. કેટલાએક દેહને સુગંધમય—સુવાસિત રાખવામાંજ સુખ માને છે. વળી કેટલાએક જનો તો ઇચ્છામુજબ ઇષ્ટ અને મિષ્ટ ભોજન કરી હરવુંફરવું, ને એશઆરામ કરી મોજમજા માણવી, તેમાંજ અપૂર્વ સુખ માને છે. એમ સુખની વ્યાખ્યા અનેક પ્રકારે વહેંચાઇ ગએલી છે. પણ એ સુખો માત્ર ઐહિક છે, એકજ જીંદગીનાં સાથી છે. તેમ તે સુખો મેળવતાં પણ કોઇકોઈ વખત તો મહાવિકટ સંકટજાળમાં ફસાઇ જવું પડે છે, અને કદાચ મળે તો થોડા વખતમાં નાશ પામે છે, કોઇ વખતે અણધારી આફતોના ડુંગરા તળે દબાઇ જવું પડે છે, વખતે મરણને શરણ પણ બનવું પડે છે, આ માનવજીવનના અંતકાળે તો તે સર્વને તજવાંજ પડે છે. કહ્યું છે કેઃ—

**अवश्यं यातारश्चिरतरमुषित्वाऽपि विषयाः ।**
**वियोगे कोभेदस्त्यजति न जनोयत्स्वयममून् ॥**

**व्रजंतःस्वातंत्र्यादतुलपरितापाय मनसः ।**
**स्वयंत्यक्ताह्येते शमसुखमनंतं विदधति ॥ १ ॥**

**અર્થાત**—વિષયો ઘણા કાળ સુધી ભોગવે, તો પણ એક વખત તે અવશ્ય જનારા તો ખરાજ, તો પોતાની મેળેજ સમજી તેને તજી દેવાથી તેમાં વિયોગ થાય, તેનું દુઃખ ખટકતું નથી; પણ પોતાની મેળે સ્વતંત્રપણે તે સુખોનો નાશ થાય છે, ત્યારે મનને અતુલ્ય પરિતાપ ઉત્પન્ન કરે છે. માટે જે વિવેકી મહાજનો જાણીને તજે છે, તેને અનંત એવું શાંતિ સુખ મળે છે. આ પ્રમાણે છતાં મોહમાં મસ્ત બની અજ્ઞ મનુષ્યો ઐહિક ક્ષણીક સુખમાંજ તલ્લીનપણે મસ્ત થઇ રહે છે, અને તેવાં સુખો મળવાથી જાણે પોતાને સર્વ સુખ મળી ગયું હોય એમ માને છે.

આ પ્રમાણે દુનિયાનો મોટો ભાગ સુખ માની બેઠેલોછે. અને તેનેજ માટે સતત્ પ્રયાસ અહોનિશ કર્યા કરે છે. હવે કેટલાએક મનુષ્યો ઐહિક સુખોમાં કોઇ અત્યંત ખેદ ઉપજાવનાર અપ્રિય કારણ આવી પડવાથી તે સુખોનો ત્યાગ કરી, પરલૌકિક શિવસુખ મેળવવા માટે સોત્કંઠિત બને છે. સર્વ સંકટમય સંસારનો ત્યાગ કરી દે છે, ત્યાગ કરી કેટલાએક પુરૂષો મહાઅઘોર તપશ્ચર્યાઓ કરે છે, કેટલાએક શિવસુખની આશાએ નિજ દેહને અનેકાનેક કષ્ટ આપે છે, અને કેટલાએક જનો શિવસુખની આશાએ ભયંકર પર્વતોની ગુફામાં વસી ફલાહારી બને છે, કેટલાએક પંચધુણી તાપે છે. એમ અનેક પ્રકારની શિવસુખ મેળવવા માટે અજ્ઞાનપણે કષ્ટ ક્રિયાઓ કરે છે. પણ જ્ઞાનવિના તે સુખની આશા રાખવી તે દિલ્હીજવા માટે દક્ષિણનો રસ્તો લેવા જેવું છે. કહ્યું છે કે:—

## ઇંદ્રવિજય છંદ.

કોઇક અંગ વિભૂતી લગાવત, કોઇક હોત નીસીત દિગંબર,
કોઇક શ્વેત કષાયક ઓઢત, કોઇક કાથ રંગે બહુ અંબર;
કોઇકિ વલ્કલ શિખ જટા નખ, કોઇક ઓઢત હે જુ બઘંમર,
**સુંદર** એક અજ્ઞાન ગયે બિન, એ સબ દીસત આંહિ આડંબર.૧
કોઇક જાતો પ્રયાગ બનારસ, કોઇ ગયા જગન્નાથ સિધાવે,
કો મથુરા બદરી હરીદ્વારસું, કોઇ ગંગા કુરૂક્ષેત્ર નહાવે;

કોઇક પુષ્કર ન્હે પંચતિરથ, દોરીહી દોરીહીજુ દ્વારકા આવે;
સુંદર એક અજ્ઞાન ગએ બિન, એ સબ દિસત આંહિ આડંબર.૨

કોઇ ભયા પયપાન કરે નિત, કોઇકિ ખાત હી અન્ન અલૌના,
કોઇકિ વાદવિવાદ કરે અતિ, કોઇક ધારી રહે મુખ મૌના;
કોઇકિ કષ્ટ કરે નિશીવાસર, કોઇકિ બેઠે જુ સાધહી મૌના,
સુંદર એક અજ્ઞાન ગયે બિન, સિદ્ધ ભયે નહિ દિસત કૌના. ૩

એમ મોક્ષસુખને માટે પણ ભિન્નભિન્ન પ્રકારો ભિન્નભિન્ન ધર્મદ્વારાએ આ અવનીમાં પ્રવર્તી રહેલા છે. પણ તે સર્વ માત્ર બાહ્ય વ્યાપારો છે. કેવળ બાહ્ય ક્રિયાઓથી સિદ્ધશ્રીની આશા હવાઇમહેલ જેવી નિષ્ફળ છે. **ज्ञानक्रियाभ्यांमोक्षः** અર્થાત જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ પ્રાપ્તિ થાય છે. કહ્યું છે કેઃ—

**नाप्नोति कर्मणा मोक्षं । विमुढोऽभ्यासरूपिणा ॥**
**धन्योविज्ञानमात्रेण । मुक्तस्तिष्ठत्याविक्रयः ॥ १ ॥**

**અર્થાત**—ક્રિયાવડે કરી મુઢજનો મોક્ષસુખને મેળવી શકતા નથી. પણ જ્ઞાન માત્રથી ઉત્તમજનો સત્ક્રિયા કરી મોક્ષશ્રી મેળવી અક્રિય બને છે. વળી ચિત્ત અમુક પદાર્થોમાં જ્યાં સુધી અભિલાષાવાળુ હોય છે, ત્યાં સુધી એ સર્વ બંધનરૂપ છે. એ બંધન છે ત્યાં સુધી મુક્તિશ્રી સદા દુર છે. તે વિષે અષ્ટાવક્રગીતામાં સાફ કહ્યું છે કેઃ—

**तदा बंधोयदा चित्तं । किंचिद्वांछति शोचति ।**
**किंचिन्मुंचाति गृह्णाति । किंचिद्धृष्यति कुप्याति ॥ १ ॥**
**तदा मुक्तिर्यदा चित्तं । न वांछाति न शोचति ॥**
**न मुंचाति न गृह्णाति । न धृष्याति न कुप्याति ॥ २ ॥**
**तदा बंधोयदा चित्तं । सक्तंकास्वापि दृष्टिषु ॥**
**तदा मोक्षोयदा चित्त मसक्तंसर्वदृष्टिषु ॥ ३ ॥**
**यदा नाहं तदा मोक्षो । यदाहं बंधनं तदा ॥**
**मत्वेति हे लया किंचिन् । मा गृहाण विमुंच मा॥ ४ ॥**

**અર્થાત**—જ્યાં સુધી કોઇપણ વસ્તુમાં ચિત્ત આસક્ત છે, ત્યાં સુધી બંધન છે. અને બંધન છે ત્યાં સુધી અક્ષય મોક્ષલક્ષ્મી અલભ્ય છે, માટે જ્ઞાન સાથે ઉત્તમ જીનોક્ત ક્રિયા કરવાથીજ મુક્તિકાન્તા મેળવી શકાય છે. જ્ઞાન છે તે પંગુ છે, અને ક્રિયા આંધળી છે. જેમ અંધ અથવા પંગુ કોઈ એકલો નગર પ્રાપ્તિના ઉદ્યમમાં સફળતા મેળવતો નથી, તેમ એકલું જ્ઞાન કે એકલી ક્રિયા મોક્ષનગરની પ્રાપ્તિમાં વદ્દન નિષ્ફળ નીવડવાની. માટે જ્ઞાનપૂર્વક સત્ક્રિયાસાથે આ શ્લોકમાં બતાવ્યા મુજબ વરતાશે, તોજ આ આત્માનો સંસારરૂપી કારાગ્રહમાંથી છુટકારો થવારો, અને મોક્ષની પ્રાપ્તી પણ થવાની. તો હે મોક્ષાભિલાષી મનુષ્ય ! જ્યારે તારૂં મન નિંદા કરનારને વિષે તથા ભક્તિ કરનારને વિષે સમાનભાવવાળું થશે, તથા જ્યારે તારૂં મન સંસારના પુદ્દગલ કેવા છે ? તો કહે છે કે જેનો ભેગા થવાનો તથા વિખેરાઇ જવાનો સ્વભાવ છે, તેવા દરેક પદાર્થો ઉપર (**सरोरुहसमं**) કહેતાં કમળ સદૃશ થશે, એટલે કમળ જેમ કર્દમ અને પાણીમાંથી પેદા થાય છે, પણ હમેશાં પાણીથી ન્યારૂં રહે છે, તેવીજ રીતે તારૂં મન સંસારના ક્ષણીક પદાર્થો પર અનાસક્તિવાળું થશે. તથા (**स्त्रैणम्**) કહેતાં ભૂમંડળની સમસ્ત માનુનીઓ ઉપર માતૃભાવ પ્રકટ થશે, તથા(**वित्तं**) કહેતાં જે ધન છે તે ખરેખર પંકસમાન થશે, એટલે કચરા સમાન માની તે ઉપર નિર્મોહિત્વ દશા પ્રાપ્ત થશે, તેમજ બાહ્ય પદાર્થાસક્તિ ત્યાગ કરીને આત્મિક આનંદમાંજ અહર્નિશ પ્રીતિ જોડાશે, એટલે પરનિંદા ઈર્ષ્યા આદિ દુર્ગુણોનો બહિષ્કાર કરી અખંડાનંદમાંજ આત્મા નિમગ્ન રહેશે, ત્યારે હે મહાનુભાવ ! તને અવશ્ય(**शैवंसुखम्**)કહેતાં મોક્ષના અક્ષય સુખની પ્રાપ્તી થશે, અને અજરામર થઇ શકાશે. આ આત્માની અનંત ઋદ્ધિ છે. પણ નિંદા, ઇર્ષ્યા, રાગ, દ્વેષ, મોહ આદિ શત્રુઓ તે આત્મિક ઋદ્ધિને પ્રકાશમાં આવવા દેતા નથી, જેમ વાદળાંને લીધે સૂર્યનો પ્રકાશ ઢંકાઇ જાય છે, તેમ આ આત્માનો પ્રકાશ અજ્ઞાનથી ઢંકાએલો છે, તે અજ્ઞાનનો ક્ષય થાય ત્યારે આત્મપ્રકાશ પ્રકટ થાય.

એટલું તો ખરૂંજ છે કે દુનિયાનાં દરેક પ્રાણીઓ શુભાભિલાષી હોય છે. કોઇપણ પ્રાણી દુઃખને સ્વપ્નમાં પણ ઇચ્છિતું નથી, પણ સદૈવ સુખનેજ ઇચ્છે છે, પણ જો દુઃખોપાર્જન કરવાનાંજ કાર્યો કરતો હોય તો સુખ ક્યાંથી મળે ? ઝેર ખાવું અને જીવવાનો મનોરથ સફળ કરવો ને બનેજ કેમ ? માટે પરનિંદા આદિ કૃત્યો તો જીવને અવનતિમાં ઉતાર-

નારાં છે. સત્ય, શીયલ, સંતોષ આદિ સત્કર્મો કરી આત્માને સમભાવમાં રાખવાથી સુખપ્રાપ્તિ થાય છે. અવળાં કૃત્યો કરી સુખ પામવાની આશા તો કદી રાખવીજ નહિ. કહ્યું છે કે:—

## ( અવળાં કૃત્યો કરી સુખ પામવાની આશા રાખનાર વિષે. )

( થયાછો રે પતિ.—એ રાગ. )

સુખી થાયે કહો કેમ કરીને, કરી અવળાં કામો.—એ ટેક.
ઝેર ખાઇ ખાંતે કરીને, કરે જીવતરની આશ.
કરી પાપો, રે અમાપો, દુઃખ આપો,
સુખ મળવાને કરો ચાહના સદાય ધન ધામો. સુખી. ૧
સામાયક તો કરે સામટી, પોષાનો નહિ પાર;
વ્રત રૂડાં, કૃત્યકુડાં, ચિત્ત બુરાં,
હોય શિયળ શણગાર વિષે, તો જુલમ ઘણા જાણો. સુખી. ૨
સદ્દગુરૂ પાસે સદા સાંભળે, વ્યાખ્યાન રૂડી પેર.
પણ હાટે, ધન માટે, શિર કાટે,
પરદારાનો સંગ નવૂ તજે, કરે અધમ કામો. સુખી. ૩
જુઠ વચનનો ડર જરાએ, આણે નહિ દિલમાંય,
તજે નીતિ, શુભ રીતિ, ધનપ્રીતિ,
કુડકપટનાં કામ કરે ને, મુખે જપે રામો. સુખી. ૪
બે કર જોડી કરે વિનતી, પ્રભુને વારંવાર.
સુખ આપો, દુઃખકાપો, જપું જાપો,
પણ પાપોનો પંથ તજે નહિ, કયાંથી સુખધામો. સુખી. ૫
અનીતિનો પંથજ તજશો, ભજશો શ્રીભગવાન,
શુભભાવે, ગુણગાવે, સુખ પાવે;
**વિનયમુનિ** શુભપંથ વરીને, ભવોભવ સુખ પામો. સુખી. ૬

માટે ઉપર બતાવ્યા મુજબ સદા સુકાર્યો કરવાં. જેથી શ્રીસુદર્શન-શ્રાવકની પેઠે અવસ્ય ને સુખી થાય છે. જો કે સન્માર્ગે ચાલતાં પેહેલું તો કષ્ટ પડે છે ખરૂં, પણ આખરે સુખ વરે ને સુખી થવાય.

## (૩) શિયળવ્રતધારી સુદર્શનશેઠની કથા.

હવે તેના ઉપર સુદર્શનશેઠની કથા કહે છેઃ–જંબુદ્વીપના દક્ષિણ ભાગનાં આભૂષણરૂપ એવા ભરતખંડમાં ચંપાપુરી નામે નગરી છે; ત્યાં રણસિંહ રાજાનો પુત્ર દધિવાહન–ન્યાયમાર્ગે પ્રજાનું પાલન કરતો હતો. તે રાધાવેધ સાધીને અભયાદેવીનામે રાણીને પરણ્યો હતો. ત્યાં અર્હદ્દાસ નામનો અતુલ બળ ધન સમૃદ્ધિએ યુક્ત એવો એક વ્યવહારી વસતો હતો. તેની પત્ની અર્હદ્દાસીની કુક્ષિએ કોઇ ગુણવાન જીવ અવતર્યો સદા જીનધર્મમાં રત અને શુદ્ધ સમકિત પાળવામાં તત્પર એવી તે સ્ત્રીએ અનુક્રમે શુભ દિવસે પુત્રરત્નને પ્રસવ્યો. સ્વજનવર્ગને શેઠે સન્માન દેઇને યાચકોને નાનાવિધ દાન આપ્યાં, ને પુત્રનું **સુદર્શન** એવું નામ પાડ્યું. અનુક્રમે વૃદ્ધિ પામતાં તે સુદર્શને ધર્મશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો. કહ્યું છે કેઃ–રૂપયૌવનથી શોભતો હોય, ઉત્તમ કુલમાં જન્મેલો હોય, છતાં પણ વિદ્યા વિનાનો માણસ રૂપાલાં પણ સુગંધ રહિત કેસુડાનાં ફુલની પેઠે શોભતો નથી. વળી પંડિતપુરૂષમાં સર્વ ગુણો હોય છે; ત્યારે મુર્ખ માણસમાં સર્વ દોષજ હોય છે; તેથી હજારો મુર્ખાં એકઠા કરીએ, તોપણ તેમનામાંથી બુદ્ધિશાળી પુરૂષ નહિ બની શકે. ત્યાર પછી સુદર્શનશેઠના પિતાએ તેને મનોરમા નામની એક શ્રેષ્ઠીની શાણી પુત્રી મહા ઉત્સવ પુર્વક પરણાવી. તેની સાથે સંસારસુખ ભોગવતો તે સમકિતવ્રત પાળતો હતો. કારણ કે, એ સમકિત બોધિબીજ વૃક્ષનું મૂળ છે, પુણ્યરૂપી નગરનું દ્વાર છે મોક્ષરૂપી મેહેલની પીઠ છે વળી સર્વ સંપત્તિનું નિધાન છે. જેમ સમુદ્ર રત્નોનો ભંડાર છે, તેમ તે સમકિત સર્વ સદ્‌ગુણોનો ભંડાર છે, ચારિત્ર રૂપી ધનનું પાત્ર છે; તો તેવા સમકિતની કોણ પ્રશંસા ન કરે ? એવામાં તો પુત્રને ઘરનો ભાર ધારણ કરવાને યોગ્ય થયેલો જાણીને પિતાએ દિક્ષા લીધી. પિતા કરતાં અધિક ગુણવાળો હોવાથી તે તો રાજાનો વિશેષે કરીને સદાય માનીતો થયો. જેમ જલના કુંભથી ઉત્પન્ન થયેલા અગસ્ત્ય કુંભ સરખા માથાવાલા સમુદ્રને પી ગયા; એવી રીતે વખતે પુત્ર પણ પોતાના ચરિત્રથી પિતા કરતાં ચઢી જાય છે. હવે તેજ ગામમાં કપિલ નામનો રાજાનો એક પુરોહિત હતો, તેની સાથે સુદર્શનશેઠને મૈત્રી થઇ. તે કપિલ બહુ વખત સુદર્શનશેઠને ત્યાં રહેતો, તેથી એકદા તેની સ્ત્રી કપિલાએ પુછ્યુંઃ–"હે સ્વામી ? આપ હમણાં ક્યાં રહો છો ?" પતિએ કહ્યુંઃ–પ્રિયે ! હું મ્હારા મિત્ર સુદર્શનને ત્યાં રહેતો થકો ગોષ્ટી કરૂં છું. શી તેની વાત કરૂં તે રૂપમાં કામદેવ સમાન છે, વાણીમાં બૃહસ્પતિ જેવો છે, બુદ્ધિમાં બુદ્ધ જેવો, તેજમાં સૂર્ય જેવો, શીતળતામાં ચંદ્ર

જેવો, કર્મછેદમાં મંગળ જેવો, જ્ઞાનમાં શુક્ર જેવો અને કુકર્મના મંદપણાને લીધે શનિ જેવો છે. વધારે શું કહું ? એક હીઝગુણે કરીનેજ તે સર્વથી ઉત્કૃષ્ટ છે. તેને વિધાતાએ સર્વગુણમય કર્યો છે." ભટ્ટારના મુખથી સુદર્શનની આવી સ્તુતિ સાંભળીને કપિલા તેની અનુરાગિણી થઈ. કહ્યું છે કે:–હાસ્યથી, હાવભાવથી, મદથી, લજ્જાથી અને ત્રાંસુ જોઇને અર્ધકટાક્ષ ફેંકવાથી; વળી વચનથી, હર્ષથી, કલહથી અને લીલાથી સ્ત્રીઓ જેવું એકે પાશબંધન નથી. તે ઉપરથી તે કપિલા સુદર્શનની સાથે સંગમ ઇચ્છિવા લાગી. એકદા તેનો ધણી કપિલ કંઇ કાર્યને અર્થે બહારગામ ગયો. તે વખતનો લાગ સાધી, તે જુઠું બ્હાનું લઇને સુદર્શનશેઠને ઘેર ગઈ ને તેને કહેવા લાગી કે:–"આપના મિત્રને વાવ આવ્યો છે, તેથી તે આપને બોલાવે છે અને તે માટેજ હું આપને બોલાવવાને માટે આવીછું, માટે આપ વિલંબ કર્યા વિના સત્વર ચાલો." સુદર્શને કહ્યું:–"મને ખબર નહોતી તેથી ઠીક થયું કે તમે બોલાવવા આવ્યાં." પછી તે સર્વ કાર્ય ત્યજીને તે મિત્રને ઘેર ગયો, ને ઘરમાં પેઠો કે તુરતજ કપિલાએ બારણાં બંધ કર્યાં. ઘરની અંદર ગયા પછી કપિલા બોલી:–"હે સ્વામી ! હું બહુ કાળથી આપનો સંગમ ઇચ્છતી હતી, તો હવે આ શરીર અને આ શય્યા આપને સ્વાધીન છે; સ્વેચ્છાએ ભોગ ભોગવો." પણ તેણીને જ્યારે એમ જણાયું કે તે માનતો નથી, ત્યારે તે પોતાના શરીરથી તેનો સ્પર્શ કરવા લાગી, પરંતુ સુદર્શનને તો જરાયે મનોવિકાર થયો નહિ. તેણે તેણીને કહ્યું:–"અરે તને કોણે ભુલાવી ? હું તો નપુંસક છું; વારે તે વાત કોઇને પણ કહેવી નહિ." તેણીએ પણ પછી કહ્યું:–"ત્યારે તમારે પણ આ મ્હારૂં દુશ્ચરિત્ર કોઇને જણાવવું નહિ." એમ કહીને તેણીએ તેને છોડી દીધો. ઘેર આવીને સુદર્શનશેઠે અભિગ્રહ કર્યો કે:–"હવેથી કદી પણ મ્હારે જેમતેમ કોઇને ત્યાં જવું નહિ." એકદા રાજા વસંત સમય આવ્યો જાણીને મહા ઐશ્વર્ય સહિત ઉદ્યાનમાં ક્રીડા કરવા નીકળ્યો. મહારાણી અભયાદેવી પણ વાહનમાં બેસીને કપિલા સહિત ત્યાં આવી. મનોરમા પણ પોતાના છએ પુત્રોને લઇને વસંતશોભા જોવા માટે ચાલી અને સુદર્શન પણ તેજ ઉદ્યાનમાં એ પ્રમાણે આવ્યો. ત્યાં મનોરમાને ને તેના છ પુત્રોને જોઇને કપિલાએ મહારાણી અભયાદેવીને પુછ્યું:–"આ કોની સ્ત્રીછે ? અને આ પુત્રો પણ કોના છે ?". અભયાદેવીએ કહ્યું:–"એ સ્ત્રી તથા પુત્રો સુદર્શનશેઠનાં છે." ત્યારે કપિ-

લાએ કહ્યું:–"જ્યારે મેં તેની પરીક્ષા કરી, ત્યારે તે કહે કે હું તો નપુંસક છું." તે સાંભળીને અભયાએ કપિલાને કહ્યું:–"એ તો તેણે તને છેતરી." કપિલાએ કહ્યું:–"એ ખરૂં પરંતુ હારી ચતુરાઇની પણ ત્યારેજ ખબર પડે કે, જ્યારે તું એની સાથે ક્રીડા કરે!" રાણીએ કહ્યું:–"ત્યારેજ હું અભયા ખરી કે, જ્યારે હું એને વશ્ય કરૂં" એકદા-રાણીની સખી પંડિતાએ તેણીને પૂછ્યું:–"હે સખિ? તારે શી ચિંતા છે?" તે ઉપરથી રાણીએ પોતાનું વૃત્તાંત યથાસ્થિત કહી બતાવ્યું. ત્યારે પંડિતાએ કહ્યું:–"કદાપિ મેરૂશિખર ચળશે, પણ એ સુદર્શન શેઠ કદી ડગશે નહિ. એને પરસ્ત્રી માબ્હેન તુલ્ય છે." ત્યારે છેવટે રાણીએ તેનાં દર્શન કરાવવાનું પંડિતાને કહ્યું; ને તે વાતની પંડિતાએ હા કહી કે, "પર્વને દિવસે એને હું કપટ કરીને અહિં લાવીશ" એ-વામાં કૌમુદીમહોત્સવ આવ્યો. તે સમયે રાજાએ પડહ વજડાવ્યો તેથી તેનું અંતઃપુર તથા બીજા સર્વ લોક મહોત્સવ કરવા નગરની બહાર આવ્યા. પણ અભયારાણી માથું દુખવાનું બ્હાનું બતાવીને મહેલમાંજ પડી રહી. પાછળ સુદર્શનશેઠ પણ રાજાની આજ્ઞા થવાથી દેવમંદિરમાં જઇ કાઉસ્સગ્ગધ્યાને રહ્યો. પેલી પંડિતા દાસીએ હવે એવી યુક્તિ કરી કે, એક યક્ષની પ્રતિમાને વાહનમાં બેસાડીને દેવમંદિરે લઇ ગઇ, ને પાછી વળતી વખતે કાઉસ્સગ્ગધ્યાને રહેલા શેઠને તે રથમાં બેસા-ડીને મહેલમાં લાવી. એટલે અભયારાણીએ કહ્યું:–"હે સુદર્શન મ્હારી સાથે ભોગ ભોગવ." એમ તે વારંવાર કહેવા લાગી પણ સુદર્શન કંઇ બોલ્યો નહિ. ત્યારે છેવટે રાણીએ કહ્યું:–"જો તું મારૂં વચન નહીં માન્ય કરે, તો હું ત્હારા પ્રાણ લઇશ."

### છપ્પો.

નારી નીચ સ્વભાવ, અજીત નવ જાયે હારી,
પરપુરૂષ શું મગ્ન મરદને નાંખે મારી;
વિહ્‌વળ ચિત્ત મન મદન રૂદન કરતી વણ વાંકે,
સાચી કોઇ ન દીઠ જુઠ અતિ આડે આંકે;
શીખામણ તેની સાંભળી મનમાં તુરત ન માનીએ,
**શામળ** કહે કદિ શાણી ઘણી પણ પ્રેમદા મતિ પાનીએ. ૧

આટલું છતાં પણ શેઠે રાણીનું વચન અંગીકાર કર્યું નહિ, તેથી રાણીએ મોટે સ્વરે બુમ પાડી કે:–"અરે કોઇ આવો આ દુષ્ટ અહીં મ્હારૂં શીયળ ભંગ કરવા આવ્યો છે." એટલે રાજપુરૂષો દોડી આવ્યા, ને શ્રેષ્ઠીને

રાજા પાસે લઇ ગયા. રાજાએ તેને પુછવા માંડયું પણ પૌષધભંગ થશે—એવા ભયથી તેણે કંઈ ઉતર નહિ આપવાથી ક્રોધે ભરાઇ રાજાએ તેને શુળી ઉપર લઇ જવાની આજ્ઞા કરી. તે ઉપરથી રાજપુરૂષો તેને ગામમાં ફેરવીને સ્મશાનભૂમિ પ્રત્યે લઇ ગયા. અહીં મનોરમા પોતાના સ્વામીનાથની આવી માઠી દશા જાણીને વિચારવા લાગીઃ—"મારા ભર્તાર એમ કદાપિ કરે તો નહિ" એમ કહીને તે પણ કાયોત્સર્ગે રહી, તે એમ કહીને કેઃ—"મ્હારા ભર્તાર ઉપરનું વિઘ્ન નાશ થશે, ત્યાં સુધી હું કાયોત્સર્ગ પાળીશ." પછી બધા રાજપુરૂષોએ મળી સુદર્શનશેઠને સ્મશાનભૂમિમાં લેઇ જઈ, શળી ઉપર ચઢાવ્યો. તે વખતે સુદર્શનશેઠ મનમાં જરાપણ ન બીતાં નીચે પ્રમાણે બોલ્યાઃ—

**न भीतोमरणादस्मि । केवलं दूषितं यशः ॥**
**विशुद्धस्य हि मे मृत्युः । पुत्रजन्मसमः किलः ॥ १ ॥**
**अपापानां कुले जाते । मयि पापं न विद्यते ॥**
**यदि संभाव्यते पापं । अपापेन च किं मया ॥ २ ॥**

અર્થાત—હું મરણથી બીહતો નથી બીક ફક્ત મારૂં યશ દુષિત થાય છે તેની છે. વિશુદ્ધ એવા મને મૃત્યુ પુત્રજન્મના મહોત્સવ જેવું છે. વિશુદ્ધ કુળમાં ઉત્પન્ન થયેલા એવા મારે વિષે બિલકુલ પાપ નથી, કદાચ કુળમાં પાપ હોય, તો અપાપ એવા મારે શું? મારૂં મરણ ભલે હો, પણ કદી શિયળભંગ ન હો! પછી શળી ઉપર સુતા છતા પંચપરમેષ્ઠીનું સ્મરણ કરવા માંડયું કે તુરતજ શાસનદેવતાએ શળીનું સુવર્ણસિંહાસન કરી નાંખ્યું. તે સાંભળીને રાજા તુરત ત્યાં આવ્યો, શ્રેષ્ઠીને સિંહાસન ઉપર બેઠેલા જોઇ તે આશ્ચર્યચકિત થયો. એટલે શાસનદેવીએ કહ્યુંઃ—"જે કોઇ આ સુદર્શનશ્રેષ્ઠીનું અશુભ ચિંતવશે, તેના હું પ્રાણ લઇશ. કારણ કે એ તો મહાશીયળવાન્ છે." પછી સુદર્શનશેઠને મહોત્સવપૂર્વક ઘેર લઇ ગયા. તેને વૈરાગ્ય પ્રાપ્ત થયો. તેથી તેણે સંયમ ગ્રહણ કર્યો, સર્વ કર્મ ક્ષય કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું. ને પોતાના શીયળના માહાત્મ્યથી તે અંતે મોક્ષગામી થયો; સતી મનોરમા પણ અનુક્રમે સંયમ ગ્રહણ કરી કર્મને હણી મોક્ષસુખ પામી.

આ દૃષ્ટાંત ઉપરથી સાર એ લેવાનો છે કે, જે પુરૂષો નિંદાસ્તુતિ આદિમાં સમભાવ રાખે છે, તેને કદાચ પૂર્વકર્મના યોગે કોઈ સંકટ આવી પડે, તો પણ તેથી ન ડરતાં ધૈર્યપૂર્વક તે સંકટ સાગરને ઉલંઘે

છે; પણ કદી વ્રતભંગ કરતા નથી. અને સંકટોને સુવર્ણને વિશુદ્ધ કરનાર અગ્નિ સમાન લેખે છે. ધન્ય છે તે મહાપુરૂષના જીવનચરિત્રને, એવા જીતેંદ્રિયજનોને મ્હારો સદા સર્વથા નમસ્કાર હો.—

જે સમ્યકત્વ લઇ સદા વ્રત ધરે, સર્વજ્ઞ સેવા કરે,
સંધ્યાવશ્યક આદરે ગુરૂ ભજે, દાનાદિ ધર્માચરે;
નિત્યે સદ્‌ગુરૂસેવનાવિધિ ધરે, એવો જીનાધીશ્વરે,
ભાખ્યો શ્રાવકધર્મ દોયદશધા જે આચરે તે તરે. (૧) ૪

**रत्नत्रयं भृशभवभ्रमणेन लब्धं ।**
**पंचप्रमादवशतोविहितं निरर्थम् ॥**
**हा हंत पश्य खलु मोहविटंबना मे ।**
**मानुष्यजन्मविहितं पशुभिः समानम् ॥ ५ ॥**

**અર્થ**—ઘણા ભવથી ભવભ્રમણમાં ભટકતાં મહામહેનતે પુણ્યયોગે રત્નત્રયની પ્રાપ્તિ થઇ, પણ પંચ પ્રમાદમાં વશ થઇ તે વ્યર્થ ગુમાવી દીધું. અરેરે! મારી મોહવિટંબણા તો જુવો! ખરેખર આ ઉત્તમ મનુષ્યજન્મને વૃથા પશુસમાન બનાવી દીધો.

**ભાવાર્થ**—દેવ, ગુરૂ ને ધર્મ એ ત્રણ અમૂલ્ય તત્વો છે, તે રત્નત્રય એવા નામથી પણ બોલાય છે. ખરેખરાં તે રત્નોજ છે, રત્નની કિંમત પ્રાયે કરી બહુ ઉંચી હોય છે. વળી રત્નો ધનાઢ્ય ગૃહસ્થોના ઘરમાંજ હોય છે, રંકના ઘરમાં તો ભાગ્યેજ હોય! વળી રત્નની કીંમત ઝવેરી હોય તે કરી શકે, ભરવાડના હાથમાં આવેલો હીરો તો કંકર તુલ્ય બને છે. ચળકતાં પાશિકા તુલ્ય ગણી તેને તો માનીતી બકરીની ડોકમાં નાંખવાની બુદ્ધિ સુઝે છે. ખરેખર ગુણી હોય તેજ ગુણને જાણે, પણ નિર્ગુણી જાણી શકે નહિ. કહ્યું છે કે:—

**गुणी गुणं वेत्ति न वेत्ति निर्गुणो। बली बलं वेत्तिनवेत्ति निर्बलः ॥**
**शुकोवसंतस्य गुणं न वायसः। करी च सिंहस्य बलं न मूषकः॥ १॥**

**અર્થાત**—ગુણી હોય તે ગુણને જાણે છે, પણ નિર્ગુણી માણસ ગુણને જાણી શકતો નથી. બળવાન બળને જાણી શકે, પણ નિર્બળ જાણી ન શકે. જેમકે વસંતનો ગુણ કોકિલા જાણી શકે છે,

પણ લિંબોલીભક્ષક કાગડો કેમ જાણી શકે? વળી સિંહનું પરાક્રમ ખરેખર ગજેંદ્રના જાણવામાં આવે છે, પણ ઉંદરડો શું જાણી શકે? તેમ રત્નની કીંમત ઝવેરી કરી શકે છે. તેમ ઉપર કહેલાં ત્રણ તત્વો જેવાં કે દેવ, ગુરૂ ને ધર્મ એ ત્રણ મહા અમુલ્ય રત્નો છે, એ રત્નો મહાન ભાગ્યના ઉદયથી મનુષ્યને મળે છે. પણ જેની પાસે કાંઇ વિત્ત હોય છે, તેના ઉપર તરાપ મારી લુંટી લઇ જનારા લુંટારા પણ બહુ મળે છે. તેમ આ ત્રણ અમુલ્ય રત્નોનો વિનાશ કરનારા પાંચ પ્રમાદરૂપી મહાન લુંટારા સદા પાછળ લાગુ પડેલા છે. તે જેવા કેઃ—

**गाथा—मद विषय कषाया । निंदा विकहा पंचमां भणिया ॥**
**ए ए पंच पमाया । जीवा पाडंति संसारे ॥ १ ॥**

અર્થાત—મદ, વિષય, કષાય, નિંદા ને વિકથા; આ પાંચ જાતના પ્રમાદો સંસારમાં પાડે છે, અને પ્રાણીને ભવભ્રમણ કરાવે છે. એ પાંચ પ્રમાદમાં પડીને જીવ અમુલ્ય રત્નત્રયને વ્યર્થ ગુમાવે છે, માટે એ ત્રણ તત્વમાં શ્રદ્ધા રાખવી તેનું નામ સમ્યકત્વ કહેવાય છે. સમ્યકત્વ એ સર્વનો મૂળ પાયો છે, જેમકે કોઈ મોટી ઇમારતને મજબુત પાયાની જરૂર છે. ઇમારતના પાયા પાણીછટ ઊંડા ને ઘણાજ મજબુત કરવામાં આવે છે, કારણ કે પાયામાં કચાશ હોય તો એ મોટી ઇમારત ટકી શકતી નથી. તેમ સમ્યકત્વ–શ્રદ્ધા એ સર્વ વ્રતોનો મુખ્ય પાયો છે, તે સમ્યકત્વ પાંચ પ્રકારના છે. જેવાં કે સાસ્વાદન; વેદક; ઉપશમ; ક્ષયોપશમ; ક્ષાયક. એ પાંચ જાતનાં સમકીત છે. તેમાં સાસ્વાદન સમકિત એટલે જરા વાર શ્રદ્ધા રહી પાછું વિનષ્ટ થઈ જાય. જેમ કોઇએ ખીરખાંડનું ભોજન કર્યું, અને થોડીવારે ઉલટી થઈ ગઇ, તેથી સર્વ નીકળી ગયુ, પણ તેનો જરા સ્વાદ રહી જાય છે, તેમ જરા શ્રદ્ધા રહી જાય છે, તે સમકિત આવ્યા પછી તે મનુષ્યને અનંત પુદ્ગળ પરાવર્તન કરવાનું હતું, પણ તે સમકિતના પ્રભાવે અર્ધ પુદ્ગળ કાલ્ર સંસારમાં ફરવાનું રહ્યું. જેમ કોઇને કરોડરૂપીઆનું દેવું હોય, તે કોઈ ઉપકારી પુરૂષે દયા લાવી ચુકાવી દીધું, માત્ર એક અધેલીનુંજ દેવું રહી ગયું. પણ તે દેવું કાંઇ હિસાબમાં ન ગણાય, તે તો સહજવારમાં દઇ દે છે અને ઋણમુક્ત થઇ જાય છે. તે સાસ્વાદન સમકિત પાંચવાર આવે છે, અને તે બીજે ગુણસ્થાને હોય છે. હવે બીજું વેદકસમકીત તે એકવાર આવે છે, તે સમ્યકત્વ પ્રાપ્ત થયા પછી તેની સાત પ્રકારોમાં ઉત્પત્તિ થતી નથી. જેમકે નારકી, તિર્યંચ, ભુવનપતિ,

વાણુવ્યંતર, જ્યોતીશી, સ્ત્રીવેદ, ને નપુંસકવેદ; તે સાત પ્રકારો વર્જી ઉતમસ્થાનમાં જન્મ પામે છે. તે સમક્તિ એકજવાર આવે છે, અને તેની સ્થિતિ એક સમયનીજ છે, તે સમકીત ચોથે ગુણસ્થાને હોય છે. હવે ત્રીજું ઉપશમ સમકીત તે મોહનીય કર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિમાંથી શક્તિમુજબ તેને ઉપશમાવે અર્થાત્ દબાવે. જેમ દેવતાના અંગારાને રક્ષાવડે ઢાંકી દબાવી દેવાય છે. તે ઉપશમ સમકીત પાંચવાર આવે, અને તે ચોથાથી અગીઆરમા ગુણસ્થાન સુધી હોય છે. હવે ચોથું ક્ષયોપશમ સમક્તિ તે ઉપર કહેલી અઠ્ઠાવીશ પ્રકૃતિમાંથી ઉદયમાં આવે તેને કાંઈક ઢાંકે અને કાંઇક ખપાવે તેને ક્ષયોપશમ સમકિત કહે છે. તે સમકિત અસંખ્યાતીવાર આવે. પાંચમું ક્ષાયકસમકિત તે ઉપર કહેલી સર્વ પ્રકૃતિનો ક્ષય કરે—સર્વથા નાશ કરે. જેમ અગ્નિ ઉપર પાણી રેડવાથી તે અગ્નિનો સર્વથા નાશ થાય છે, તેમ સર્વ પ્રકૃતિનો ક્ષય કરે; તે ક્ષયક સમકિત એકવાર આવે છે. એમ એ પાંચ સમકિતનું વિવરણ સિદ્ધાંતમાં શ્રીમહાવીરપ્રભુએ કહેલું છે. એ સમકિતરત્ન પરમભાગ્યશાળી મનુષ્યોજ મેળવી શકે છે. શમ, સંવેગ, નીર્વેગ, અનુકંપા ને આસ્તા એ પાંચ ઉત્તમ આભરણોવડે તે સમકીત શોભે છે. વળી તે સમકિત રત્નને પાંચ પ્રમાદરૂપી લુંટારા લુંટી જાય છે. મોહરાજાની આ સર્વ વિંટબના છે. તે મોહરાજાએ ભલભલા યોગીશ્વર મહાત્માઓને પંચમહાવ્રતોરૂપી રત્નનો નાશ કરી ઉત્તમ માર્ગથી ભ્રષ્ટ કર્યા છે; આ દુર્લભ મનુષ્યજન્મને પશુ સમાન અધમ બનાવી દીધો છે. એ તો ખરૂંજ છે કે જેઓ વિષયવિકારથી અંધ બની જઈ ઉત્તમ પંચમહાવ્રતરૂપી રત્નોને તજી દઈ મોહમાં પડે છે, તેઓની જીંદગી પશુતુલ્યજ છે. અથવા તે મનુષ્ય રાંકમાંરાંક ભિખારી તુલ્યજ સમજવો. જેમ ધનવાનનાં રત્નો ચોરાઇ જવાથી તે ગરીબ થઇ જાય છે, તેમ જે મનુષ્યનાં મહાવ્રતરૂપી રત્નો ચોરાઇ જાય છે, તે પણ ગરીબ થઇ જાય છે. અને પશુની પેઠે આવરદા પુરો કરે છે. જાનવરમાં અને ધર્મથી ભ્રષ્ટ થયેલા મનુષ્યમાં કાંઇ પણ તફાવત રહેતો નથી. મોહનીકર્મનું પરાક્રમ કોઇ વિચિત્ર પ્રકારનુંજ છે. જે તેને જીતે તે મહાબળવાન સમજવો. હવે તેના ઉપર કોશાવેશ્યાએ પ્રમોધેલા સિંહગુફાવાસી મુનિનું દષ્ટાંત કહે છે.

## ( ૪ ) સિંહગુફાવાસી મુનિનું દૃષ્ટાંત.

સ્થુળીભદ્રજી કોશાવેશ્યાને ત્યાંથી ચોમાસું કરી પોતાના કાર્યમાં ફતેહમંદ નિવડી ગુરૂસમીપે આવ્યા, તેજ વખતે બીજા ત્રણ શિષ્યો પણ

પોતપોતાના નિમેલા સ્થાનેથી ચોમાસાં પૂર્ણ કરી ગુરૂપાસે આવ્યા. તે ત્રણને જોઇને ગુરૂએ કહ્યું:-"અહો તમે દુષ્કર કર્યુ છે!" પણ સ્થૂળીભદ્રને તેમણે ઉઠીને કહ્યું કે:-"અહો! તમે તો અતિ દુષ્કર કરેલુ છે" તે ઉપરથી પેલા ત્રણે મુનિઓ વિચારવા લાગ્યા:-"આપણે સામાન્ય કુલમાં જન્મેલા છીએ, અને આ સ્થૂળીભદ્ર તો શકડાલમંત્રીનો પુત્ર ખરોને! તેથી ગુરૂએ એને એ પ્રમાણે અતિ દુષ્કર કર્યાનું કહ્યું. છ રસના આહારના ભોગવનારાની તેમણે પ્રશંસા કરી." બત્રીસ લક્ષણવાળા વલયથી કોશાવેશ્યાને વિષે આસક્તિ પામેલા સ્થૂળીભદ્રે વ્રતનું આચરણ કરીને વિશ્વને જીતનાર એવા કામને બોધરૂપી શસ્ત્રથી મારીને ગુરૂના પ્રસાદથી "આ અતિ દુષ્કર કર્યુ." એવું પદ મેળવ્યું. પેલા ત્રણ દુષ્કરકારક મુનિઓ વળી કહેવા લાગ્યા કે:-"ગુરૂને પણ કોઇક અધિક છે, ને કોઇ ઓછા છે! માટે આપણે આવતા ચોમાસામાં દુષ્કરદુષ્કરકારક થઇશું." એવો નિશ્ચય કરીને તે ત્રણે મહાકષ્ટે આઠ મહિના કાઢયા. હવે ચોમસું આવ્યું, ત્યારે સિંહગુફામાં રહેલા મુનિએ આચાર્યને કહ્યું:-"હું સ્થૂળીભદ્રે કર્યુ તેમ કરીશ." ગુરૂએ કહ્યું:-"હે મહાનુભાવ! સ્થૂળીભદ્રે જે કર્યું, તે કોઇ નહિ કરી શકે!" તારે તે વળી સ્થૂળીભદ્રનો વાદ શો? સૂર્ય વિના બીજો દિવસ ન કરી શકે, ચંદ્ર વિના બીજો કોણ અમૃત ઝરે? પાણી વિના બીજો કોણ ધાન્ય નિપજાવે? અને ચક્રવર્તિ સિવાય બીજો કોણ છ ખંડ સાધી શકે? માટે તેં આવો અભિગ્રહ કર્યો છે, તે ત્હારૂં પૂર્વનું પુણ્ય પણ નાશ કરશે." સંભૂતિવિજય આચાર્યે આ પ્રમાણે બહુ નિષેધ કર્યો, છતાં યે ન માનતાં મુનિ કોશાના આવાસ પ્રત્યે આવ્યા. ત્યાં તેણે વેશ્યાની ચિત્રશાળા માગી, જે તેણીએ આપી. કોશાએ જાણ્યું કે, સ્થૂળીભદ્ર ઉપર વાદને લીધે તે અહીં આવ્યા છે, તે ઉપરથી તેણીએ તેમને છ રસયુક્ત આહાર જમાડયો. પછી ઉન્નતસ્તની એવી તે વેશ્યા શૃંગાર, હાવભાવ વગેરે વિલાસ કરતી મુનિ પાસે આવી ઉભી, તેને જોઇને મુનિ ક્ષોભ પામ્યા. કહ્યું છે કે:-સારા અવયવે યુક્ત એવી સ્ત્રીને દેખીને કોણ ન પડે? અગ્નિએ કરી કોણ ન બળે? લક્ષ્મીથી કોણ ન મોહ પામે? અને વિધાતાને કોણ વશ ન થાય? હવે કામાતુર અને ભોગની વાંચ્છનાવાળા મુનિને જોઇને વેશ્યાએ કહ્યું કે:-"અમારે અહીં તો દ્રવ્ય વિના કોઇ આવા ભોગ ભોગવી શકે નહિ." તે ઉપરથી કામાતુર સાધુ બોલ્યા:-"મારી પાસે હાલ તો કંઇ નથી, પછીથી હું આપીશ." હવે તો

વેશ્યા તેમને પ્રતિબોધ પમાડવાને બોલી:–" જો ભોગની વાંચ્છના હોય, તો નેપાળ દેશમાં જાઓ, ત્યાંનો રાજા સાધુઓને લક્ષ મૂલ્યવાળી રત્નકામળ આપે છે, તે લઇ આવો પછી તમારૂં ઇચ્છિત કરો." કામાતુર મુનિ તો ચોમાસુ છતાં પણ નેપાળ દેશમાં ગયા. ત્યાંથી રત્નકંબળ લઇને પાછા વળ્યા. રસ્તામાં પલ્લિપતિનો પોપટ બોલ્યો કે:–" લક્ષ જાય છે." એ સાંભળીને પલ્લિપતિએ જાણ્યું કે:–સાધુ પાસે લક્ષ મૂલ્ય વસ્તુ છે. તે ઉપરથી ચેતીને સાધુ પાસેથી કંબળ તેણે લઇ લીધી, તેથી સાધુને ફરી નેપાલ જવું પડયું; અને રૂપ બદલીને ફરી રત્નકંબળ લાવ્યા. તે વાંસની પોલી નળીમાં સંતાડીને લાવ્યા. પોપટ બે ત્રણ વાર બોલ્યો:– " લક્ષ જાય છે " પણ પલ્લિપતિને જડી નહિ. તેથી મહાકષ્ટે સાધુજી તે લઇને વેશ્યાની પાસે આવ્યા, ને તેણીને પેલી રત્નકામળ આપી. વેશ્યાએ સ્નાન કરીને તેના વડે શરીર લુઇને તે ઘરની ખાળ વિષે ફેંકી દીધી. સાધુએ કહ્યું:–" અરે કોશા ! આ મહા મુલ્યવાળી રત્નકંબળ અતિ કષ્ટે પ્રાપ્ત કરી છે, તેને તું ખાળમાં કેમ ફેંકી દે છે ? " વેશ્યાએ કહ્યું:—" અરે મૂર્ખ સાધુ ! એનો શો સોચ કરે છે ? આ મહાકષ્ટે ઉપાર્જન કરેલો મનુષ્યાવતાર, વળી તે પણ શુદ્ધ ચારિત્રયુક્ત તેને મ્હારા મળમુત્રસહિત એવા શરીરમાં ફેંકી દેતાં કેમ શોક થતો નથી ?" આ સાંભળીને મુનિને કામ રાગ વિષે સમાનભાવ થઇ પડયો. એટલે વેશ્યાએ વૈરાગ્ય પમાડયો છે જેને, એવા મુનિ બોલ્યા:–" હે સુખની દેનારી ! હું મ્હોટી મોહજાળમાં પડયો, તેને ત્હારા જેવી વેશ્યાએ ચતુરાઇયુક્ત પ્રબંધ કરીને ઉદ્ધાર્યો છે. આ જે અતિચાર મને લાગ્યા છે તે આળોવીને હું પાપ રહિત થઇશ. હવે હું ગુરૂ પાસે જઉંછું. તને હમેશાં ધર્મલાભ થાઓ." વેશ્યાએ કહ્યું:–" અહો પ્રભુ ! બ્રહ્મચારી એવા આપને પણ મેં પ્રતિબોધવાને અર્થે જે અશાતના કરી હોય, તે તમે ક્ષમા કરજો." હવે સ્થૂળીભદ્રમુનિની સ્તુતિ કરે છે:–" પર્વતની ગુફામાં કે માણસો વિનાના વનમાં વાસ કરીને તો હજારો જણ ઇંદ્રિયો વશ્ય રાખી શકે, પરંતુ અતિ મનોહર એવી હવેલીઓમાં ચિત્તહર સ્ત્રીજનની સમીપે રહીને ઇંદ્રિયો ઉપર નિગ્રહ રાખનાર તો શકડાળપુત્ર સ્થૂળીભદ્ર એકજ છે ! કે અગ્નિમાં પ્રવેશ કર્યા છતાં જે દાઝયો નથી, ખડ્ગના અગ્ર ભાગને પામ્યા છતાં પણ છેદાયો નહીં; કાળા સર્પના દર સમીપે રહ્યો છતાં ડંશ પામ્યો નહિ, અને કાજળની કોટડીમાં રહ્યાં છતાં પણ જેને ડાઘ સરખો યે લાગ્યો નહિ સદા રાગવતી અને કામને અનુ-

સરનારી એવી વેશ્યાનો સંગ છતાં; છ રસ યુક્ત ભોજન મળતાં છતાં, ઉત્તમ સ્થળ, મનોહર શરીર તથા નવયૌવનાનો સમાગમ છતાં અને ચોમાસાનો કામોત્પાદકકાળ છતાં, આ પ્રમાણે સઘળું વિરૂદ્ધ છતાં પણ જે મહાપુરૂષે કામદેવ ઉપર જીત મેળવી, તે સ્ત્રીને પ્રબોધ પમાડવામાં કુશળ એવા સ્થૂળીભદ્રને નમસ્કાર થ ઓ." (શ્લોક ૫મો પૂર્ણ થયો.)



**निंदा कृता परजनस्य जिनेश्वदेव ।**
**किंतु कृतं न च कदा किल कीर्तनं ते ॥**
**त्यक्तौ तथा न भववर्धकरागरोषौ ।**
**भद्रं कथं कथय नाथ ! भवेन्ममाऽत्र ॥ ६ ॥**



**અર્થ**—હે જીનેશ્વર પ્રભુ મેં પરજનોની નિન્દા કરી છે, પણ કોઇ વખતે ખરા ભાવપૂર્વક તમારૂં કીર્ત્તન કર્યું નથી. તથા ભવરાશીને વધારનારા રાગદ્વેષ પણ તજ્યા નહિ. તો હે કૃપાળુ નાથ ! આ મનુષ્ય-લોકમાં મારૂં કલ્યાણ શી રીતે થાય ! અર્થાત્ આવાં કૃત્યોથી તો કદી કલ્યાણ થતું નથી. ૬

**ભાવાર્થ**— નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવ એ ચતુર્ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરતાં ઘણા કાળે પ્રાપ્ત થયેલા આ જ્ઞાન, દર્શન, ચારિત્ર-રૂપ ત્રણ અમુલ્ય રત્નોને સંસારમાં મુગ્ધ બનેલા એવા મારા જીવાત્મા-એ આઠ પ્રકારના મદ, પાંચ પ્રકારના વિષય, ચાર કષાય, પાંચ પ્રકારની નિંદ્રા તથા ચાર પ્રકારની વિકથાએ પાંચ પ્રકારના પ્રમાદને વશ પડી જવાથી મહામહેનતે મળેલા રત્નત્રયને મેં નિષ્ફળ કર્યું. એટલે પાંચ પ્રમાદને વશ પડી ત્રણ રત્નને ખોઇ નાંખ્યાં. ખરેખર ખેદપૂર્વક કહુંછું કે હે ભગવાન મારી મોહવિટંબના કેવા વિચિત્ર પ્રકારની છે ? આ મહા-મહેનતે મળેલા મનુષ્યજન્મને મેં પશુ સમાન કરી નાંખ્યું, કારણકે રાગ-દ્વેષ એ બે મોટાં બંધન છે. દરેક મનુષ્યનો પ્રાયે કરી એવો સ્વભાવ છે કે જેની પ્રીતિ હોય છે તેમાં હજારો દોષો—અવગુણો હોય, તો પણ તેનામાં રાગને લીધે ગુણજ જુવે છે. અને જેના ઉપર અભાવ અપ્રીતિ છે, તેમાં ગમે તેટલા ગુણ હોય, તો પણ તેમાં દ્વેષદ્દષ્ટિથી અવગુણજ જુવે છે. આખી દુનિયા જે કાર્યને પ્રતિકુલ ગણી નિંદતી હોય.તો પણ રાગીમનુષ્ય તેને કદી તજતો નથી, તેમ અવગુણની દૃષ્ટિથી જોતો પણ

નથી. દાખલા તરીકે જેમ કોઇ વિષયલંપટપુરૂષ વેશ્યાગમન કરતો હોય, અથવા અન્ય કોઈ સ્વરૂપસુંદરી ઉપર આસક્ત બની તેની સાથે દુરાચારથી વર્ત્તતો હોય, તેને કોઇ વિચક્ષણ પુરૂષ હિતોપદેશથી સમજાવે કે, હે બંધુ આ કુપંથ તું તજી દે, આ માર્ગમાં પડેલા પ્રાણીઓ મહાભારે વિષમ ગતિમાં આપી પડેલા છે, મહાદુઃખના ભંડારરૂપ આ કુમાર્ગ છે. દુર્ગતિમાં ઉતારનાર છે, અપકીર્ત્તિને વધારનાર છે. કહ્યું છે કેઃ—

**स्मृता भवाति पापाय । द्रष्टा चोन्मादकारिणी ॥**
**स्पृष्टाभवाति मोहाय । सा नाम दयिता कथम् ॥ १ ॥**

**અર્થાત્**—તેનું સ્મરણ કરતાં પાપને ઉત્પન્ન કરે છે, તેને વિષયવિકારની દૃષ્ટિથી જોતાં ઉન્માદિની એટલે મનને વિહ્વળ કરનારી છે. તેનો સ્પર્શ કરવાથી મોહને ઉત્પન્ન કરનારી છે, માટે તે દયિતા નહિ પણ દુર્ગતિની દીવી છે એમ સમજો. આ પ્રમાણે વિવિધ વચનોથી સમજાવવામાં આવે, તો પણ તેને તે સ્રીપર રાગ હોવાથી તેનો દોષ નહિ લહેતાં તેના ગુણજ ગાશે, તેમ તેનો સંગ પણ તજશે નહિ. દાખલા તરીકે યોગીશ્વર રાજેન્દ્ર ભર્તૃહરિને પીંગલા વગેરે ત્રણસો રાણીઓ હતી. પણ પીંગલા પ્રત્યે અત્યંત રાગ હોવાને લીધે પોતાના નિર્દોષ ભાઇ વિક્રમાદિત્યને પીંગલાના વચનથી ભરમાઇ દેશવટો દીધો તે વખતે હ્રદયમાં તે સંબંધી જરા વિચાર પણ ન કર્યો, અને પીંગલાની કપટક્રિયા અને સ્રીચરિત્ર પણ ન ઓળખી શક્યો. આખરે પીંગલાનું પાપ પ્રકટ થયું. હયપાલમાં મોહિત થતી વખતે કામલતા નામની દાસીએ ઘણું સમજાવ્યું હતું કે, હે સુભાગી બાઇ! આપ માલવદેશના છત્રપતિ એવા નરેન્દ્ર ભર્તૃહરિને તજી દઇ એક નીચ જાતિના અશ્વપાળ પ્રત્યે પ્રીતિ જોડોછો એ વદન અઘટીત છે, મહારાજા આ વાત જાણશે, તો આનું કેવું વિષમ પરિણામ આવશે, તે વખતે પસ્તાવાનો પાર નહિ રહે વગેરે ઘણુંઘણું કહ્યું. પણ તે સર્વ રાખમાં ઘી હોમવા જેવું નિરર્થક થયું અને આખરે તેનું દુઃખમય માઠું પરિણામ પણ આવ્યુંજ. મતલબ કે, જ્યાં અત્યંત રાગદશા હોય છે ત્યાં દોષ જોવામાં આવતો નથી, તેમ તેનુ આગળ શું પરિણામ આવશે, તે પણ બિલકુલ લક્ષમાં આવતું નથી. કહ્યું છે કેઃ—

'રાગી અવગુણ ના ગ્રહે, એહી જગતકો ખ્યાલ,
દેખો શ્રીકૃષ્ણ શામકું, લોક કહત હે લાલ! (૧)

તો સંસારમાં સન્માર્ગ બતાવનાર હે પ્રભુ ! રાગ અને દ્વેષ એ બે જે મોટાં બંધન છે, એ બંધનના પાસમાં સપડાઇ અનેક પ્રકારનાં પાપ-કર્મોમાં હું પચી રહેલો છું. રાગદ્વેષને લીધે મારતારા અને અહંમમમાં પડી મહા અધમ કર્મ કરેલાં છે, રાગદ્વેષ એ બે સંસારનાં મૂલ બીજ છે. આ બેને લીધેજ સંસારમાં જન્મમરણનું ચક્ર ફર્યા કરે છે. કહ્યું છે કે:—

**રાગદ્વેષ દો બીજ હે, કર્મબંધ ફળ દેત;**
**ઉનકી ફાંસીમે ફસ્યો, ક્ષુદ્ર કબ અચેત ॥ ૧ ॥**

**મતલબકે,** રાગદ્વેષથી વેરવિરોધ વધે છે, અને વેરભાવને લીધે અહિત કાર્ય કરવા લોકો ચુકતા નથી. પોતાના ઉપર રાગ ને પારકા ઉપર દ્વેષ અને એક બીજાની નિંદા કુથલી કરી આ આત્માને મલિન કરી દીધો છે. કેટલાએક પ્રાણીઓ તો એક બીજાનું સુખ નહિ સહન થઇ શકવાથી તે સુખથી તેને ભ્રષ્ટ કરવા અનેક છળભેદ ને પ્રપંચી ઉપાયો યોજે છે. જવાસાની જેમ પરસુખે તેનું મન સદા બળ્યા કરે છે, તે બીજા પર દ્વેષ લાવી પ્રાણઘાતકી કામો કરવા પણ ચુકતો નથી. વળી પોતાનો ગુન્હો છુપાવવા માટે એવી તો વિચિત્ર માયાજાળ પાથરે છે કે, આ ટુંકી જીંદગીમાં અનંતો સંસાર વધારી દેછે. આવા નીચ મનુષ્યોના હૃદયમાં દયાનો અંકુર જરા પણ રહેવા પામતો નથી. નિર્દય મનુષ્યો આ જગતમાં શું નથી કરતાં ? નિર્દય મનુષ્યો પોતાના વહાલા પુત્ર મિત્ર કલત્રાદિને પણ મારવા ચુકતા નથી, પોતાના સગાઓને પણ મારવા તત્પર થાય છે. જેમ એક સ્ત્રીએ દ્વેષભાવને લીધે પોતાના ઓરમાન-પુત્રને વિના કારણે મારી નાંખ્યો. ખરેખર ઓરમાન માતાઓમાં ભાગ્યેજ પ્રીતિભાવ હોય છે. તે તો આગલી સ્ત્રીનાં સંતાનોને શત્રુ તુલ્ય માને છે. અહોનિશ તેના પ્રત્યે ખાર—અદેખાઇ રાખ્યા કરે છે. તેને પીડા કારક ક્રૂર વચનો સંભળાવે છે, કનડેછે—હેરાન કરે છે, અને વખતે મારી પણ નાંખે છે. કહ્યું છે કે:—

**મનહર છંદ.**

**જલદનું જલ જોઇ જવાસો પ્રજળી જાય,**
**ભાનુનો આભાસ ભાળી ઘુડ ગભરાય છે;**
**સિંહનાં સંતાન દેખી હરણ હબક ખાય,**
**તારક્ષ પ્રતાપ દેખી સાપ સંકોચાય છે;**
**ચડેલો ચકોર મિત્ર દાખે દલપતરામ,**

ચોરને ખચિત ચિત ચટપટી થાય છે;
શોક્યનાં સંતાન દેખી શોક્યનું સુકાય તન,
સુકવિની કવિતાથી કુકવિ સુકાય છે. ૧

## હવે તેના ઉપર (૫) નાગકેતુનું દૃષ્ટાંત કહે છે.

ચંદ્રકાંતા નામની નગરીમાં વિજયસેન નામે રાજા હતો, ત્યાં એક શ્રીકાંત નામે વેપારી રહેતો હતો; તેને શ્રીસખી નામે સ્ત્રી હતી; તેણીને ઘણી માનતા બાધા આખડીથી અંતે એક પુત્ર થયો ! હવે પર્યુષણપર્વ નજદીક આવતાં કુટુંબે કરેલી અઠમની વાતને સાંભળીને તે બાલકને જાતિસ્મરણજ્ઞાન થયું. તેથી ધાવણો હોવા છતાં પણ તેણે અઠમનો તપ કર્યો, અને તેથી નહિ ધાવતા એવા તે બાલકને, કરમાઈ ગયેલા માલતીના પુષ્પ સરખો મ્લાન થયેલો જોઇને, માબાપે અનેક ઉપાયો કર્યા. પછી અનુક્રમે તે બાળકને મુર્છા આવી, તેથી તેને મૃત્યુ પામેલો જાણીને, સગાંઓએ તેને જમીનમાં દાટયો. પછી તેના દુઃખથી તેનો બાપ પણ મૃત્યુ પામ્યો. હવે ત્યાંના વિજયસેનરાજાએ બાપદીકરા બન્નેને મૃત્યુ પામેલા જાણીને, તેનું ધન લેવા માટે પોતાના સુભટોને તેને ઘેર મોકલ્યા. હવે એટલામાં તે બાળકના અઠમતપના પ્રભાવથી કંપેલું છે આસન જેનું એવા ધરણેંદ્રે એ સઘળું વૃત્તાંત જાણ્યું; ત્યારે ભૂમિમાં રહેલા તે બાળકને અમૃત છાંટીને, પોતે બ્રાહ્મણનું રૂપ કરી, તેને ઘેર આવી, ધન લેવા આવેલા રાજાના માણસોને અટકાવ્યા. તે જાણી રાજા પણ ત્યાં તુરત આવ્યો, અને કહેવા લાગ્યો કે, હે બ્રાહ્મણ ! પરંપરાથી ચાલતી રીત પ્રમાણે, અમારા અપુત્રીઆના ધનગ્રહણને તું શા માટે અટકાવે છે ? ત્યારે ધરણેન્દ્રે કહ્યું કે, હે રાજન ! આનો પુત્ર હજુ જીવે છે. ત્યારે રાજા વગેરેએ પૂછ્યું કે, તે કેવી રીતે અને કયાં છે ? ત્યારે તેણે તે બાળકને ભૂમિમાંથી જીવતો કહાડીને નિધાનની પેઠે દેખાડ્યો. ત્યારે સઘળાઓએ આશ્ચર્યચકિત થઈ પૂછ્યું કેઃ—હે સ્વામી તમો કોણ છો ? અને આ બાળક કોણ છે ? ત્યારે ઇંદ્રે કહ્યું કે, હું નાગોનો રાજા ધરણેંદ્ર છું; અઠમનો તપ કરનાર આ બાળકની હું મદદે આવેલો છું. ત્યારે રાજાદિકે પુછ્યું કે, હે સ્વામી ! આ બાલકે, જન્મતાંજ કેવી રીતે અઠમતપ કર્યો ? ત્યારે ઇંદ્રે કહ્યું કે, હે રાજા આ પૂર્વભવમાં કોઈ વણિકનો પુત્ર હતો; બાલ્યાવસ્થામાં તેની માતા મરણ પામી હતી, તેની સાવકીમાતા તેને અત્યંત દુઃખ દેતી હતી; ત્યારે તેણે તે પોતાનું દુઃખ પોતાના એક મિત્રને કહી

સંભળાવ્યું. ત્યારે તે મિત્રે તેને કહ્યું કેઃ—તેં પૂર્વજન્મમાં તપ નથી કર્યો; તેથી તારે આવી રીતે પરાભવ પામવો પડે છે. તેથી તેણે યથાશક્તિ તપ કરવા માંડ્યો, તથા એક દહાડો તેણે વિચાર્યું કે, હું આવતા પર્યુષણપર્વમાં અઠમનો તપ અવશ્ય કરીશ; એમ વિચારી તે એક ઘાસની ઝુંપડીમાં સુતો, ત્યારે તેની સાવકીમાએ અવસર મળવાથી લાગ સાધી નજદીકમાં સળગતા અગ્નિમાંથી એક તણખો લેઇ તે ઝુંપડીમાં નાંખ્યો, અને તેથી તે ઝુંપડી સળગી ઉઠવાથી તે મૃત્યુ પામ્યો, અને અઠમના ધ્યાનથી તે આ શ્રીકાંતશેઠનો પુત્ર થયો. પૂર્વભવમાં ચિંતવેલો અઠમનો તપ તેણે હમણાં કર્યો, અને તેથી આ મહાપુરૂષ લઘુકર્મી છે, તેમ આજ ભવમાં મોક્ષગામી છે, માટે તમારે તેને યત્નપૂર્વક પાળવો; વળી તે તમોને પણ મોટો ઉપકાર કરનારો થશે." એમ કહી નાગરાજ પોતાનો હાર તેના કંઠમાં નાખી પોતાને સ્થાનકે ગયો. પછી તેના સગાંઓએ શ્રીકાંતનું મૃતકાર્ય કરીને તે બાલકનું નાગકેતુ નામ પાડ્યું. પછી અનુક્રમે તે બાળપણાથીજ જિતેંદ્રિય થઇને ઉત્કૃષ્ટો શ્રાવક થયો. હવે એક દહાડો વિજયસેનરાજાએ એક માણસને ચોર નહીં છતાં પણ, તેના પર ચોરીનું ખોટું કલંક મેલી મારી નાંખવાથી તે વ્યંતર થયો, તે વ્યંતરે સઘળા નગરના નાશ માટે એક શિલા રચી; તથા રાજાને લાત મારી, લોહી વમતો કરીને સિંહાસનથી પૃથ્વીપર પાડી નાંખ્યો. ત્યારે નાગકેતુએ વિચાર્યું કે હું જીવતાં છતાં, આવી રીતના સંઘના અને શહેરના નાશને કેમ જોઈ શકું ? એમ વિચારી તેણે પ્રાસાદના શિખરપર ચડીને તે શિલાને હાથવતી ધારી રાખી. ત્યારે તે વ્યંતરે તેની તપશક્તિને સહન નહિ કરી શકાયાથી શિલાને ખેંચી લીધી, અને તેને ( નાગકેતુને ) નમસ્કાર કર્યો, તથા તેના કહેવાથી રાજાને પણ તેણે ઉપદ્રવરહિત કર્યો. ઉત્તમ પુરૂષો સદા પરોપકારીજ હોય છે.

**કવિત**—સહત સંતાપ આપ, પરકો મીટાવે તાપ,
કરૂણાકો દ્રુમ સુખછાયા સુખકારી હે;
શૂરવીર ક્ષમાવાન કોટીપતિ માન નહિ,
જ્ઞાનકો નિધાન જાણ, ગંભીર ગુણધારી હે.
દોષ દિલ નહિ લેવે, શરણ આવે સુખ દેવે,
પરમાર્થવૃત્તિ જાકુ સદા પ્રાણપ્યારી હે;
કહત હે **કવિગંગ** સુનો મેરે દિલીપતિ,

વિશ્વમે વિરલ નર સજ્જનકી બલિહારી હે. ૧.

આ દૃષ્ટાંતની મતલબ એવી છે કે, સ્વાર્થીજનો પોતાના સ્વાર્થને સારૂ મનુષ્યોને રંજાડી તેમના હિતનો નાશ કરે છે, ત્યારે નાગકેતુ જેવા પરોપકારી પુરુષોત્તમ ગમે તેવા કષ્ટે પણ સદા સામાનું હિતજ કર્યા કરે છે. કહ્યું છે કેઃ—

### ઇંદ્રવિજય છંદ.

ધર્મધુરંધર જે ધરણી પર પાપપંથે પગલું નથી દેતા,
પારકી નારી અને ધન પારકું તે લલચાઇ કદિ નથી લેતા;
કંઇક દીઠા કળિકાળ વિષે પણ કોણ ગણે કૃત દ્વાપર ત્રેતા,
સત્ય સદૈવ ધરી દલપત પ્રભુ ભજી પ્રૌઢ બન્યા બ્રહ્મવેતા. ૧



**वक्त्रं सदोषमखिलञ्च परापवादा ।**
**नेत्रं ह्यपि ह्यपरदोषनिरीक्षण त्वात् ॥**
**चित्तं नितान्त मपराऽशुभ चिंतनत्त्वाद् ।**
**भद्रं कथं कथय नाथ भवेन्ममाऽत्र ॥ ७ ॥**



**અર્થ**—વળી હે કૃપાળુ પ્રભુ ! પારકાના અપવાદો બોલવાથી આ મારૂં મુખ સદા દોષવાળું છે, નેત્ર પણ કેવળ સામાના દોષોનું નિરીક્ષણ કરવાથી અથવા નહિ જોવાલાયક પદાર્થો જોવાથી અપવિત્ર—અર્થાત્ દોષિત બનાવેલ છે. તથા અહોનિશ સામાનુ બુરૂં ચિંતવવાથી મારૂં ચિત્ત તો ઘણુંજ અપવિત્ર બનેલું છે. તો હે કૃપાનાથ ! અત્ર મારૂં કલ્યાણ શી રીતે થાય ? (૭)

**ભાવાર્થ**—હે અખિલજ્ઞ, કૃપાળુ પ્રભુ ! પારકા અવર્ણવાદ બોલવાથી મારૂં મુખ સર્વદા દોષવાળું છે, તથા અહોનિશ પારકા દોષોને જોવાનો સ્વભાવ હોવાથી નેત્રયુગલ પણ સદા દોષવાળું છે, વળી પારકા જીવોનું અહર્નિશ અશુભ ચિંતવવાથી ચિત્ત પણ ઘણું દોષવાળું છે. વધારે તો શું કહું ? પાપમાંજ રતિ પામનાર એવું મારૂં આખું શરીર પણ દોષવાળું છે. તેથી હે નાથ ! તમેજ કહો કે મારૂં ઉભય-લોકમાં કલ્યાણ કેવી રીતે થાય ? આવા દોષવાળા પ્રાણી કદિ

પણ મોક્ષગામી નથી થતા. શરીરનાં પ્રત્યેક અવયવોને સન્માર્ગે દેરવાને બદલે ઉન્માર્ગે દેરવા અને મુખે રામરામ કર્યા કરવું, તથા તપ જાપાદિક શુષ્ક ક્રિયાઓ કરવી તેથી શું લાભ થાય? વૈદ્યની દવા ઘણી રામબાણ હોય પણ તેના ઉપર પરહેજી પાળવામાં આવે તોજ રોગ નાશ થાય છે, પણ પરહેજી પાળવામાં ન આવે તો રોગનો વિનાશ કેમ થાય? ઉલટો રોગ જવાને બદલે પ્રાણ ચાલ્યા જાય છે. એવા ઘણા દાખલા વર્તમાન સમયમાં બને છે. તેમ શ્લોકમાં કહેલી બાબતો દુર કર્યા સિવાય ગમે તેટલી દુષ્કર ક્રિયાઓ કરવામાં આવે તો પણ તે સર્વ ક્રિયાઓ કર્મમુક્ત થવાને બદલે કર્મબંધનરૂપ નિવડે છે. પારકા અવર્ણવાદ બોલવાથી મુખ અપવિત્ર થાયછે. ઘણા મનુષ્યોની એવી પ્રકૃત્તિ હોયછે કે, પોતાની જીભને જરા પણ નવરાસ આપે નહિ, જીભથી અહોનિશ જેની તેની નિંદા કુથલી કર્યાજ કરે. અથવા કર્કશ કઠોર, પરને પીડાકારી અપ્રિય અને દુઃખદ અપશબ્દો બોલી નકામા અનેક કુકર્મોનો સંચય કર્યા કરે છે. જીભને કાબુમાં રાખવી તે કઠણમાં કઠણ કામ છે, આખા દિવસમાં આપણાથી એટલી તો નકામી બાષા બોલાય છે—લવરી કરાય છે કે, તેનું કાંઇ સાર્થકજ ન મળે! પોતાનું કાંઈ પણ કાર્ય સિદ્ધ થતું ન હોય, તો પણ વગર કારણે કંઇક જનો ખોટી વિવિધ ભાષા બોલ્યા કરે છે. કહ્યું છે કેઃ—

**છપ્પો**—વશ રાખજે તારી જીભડી, અન્યથા દંડે,
કામ ન સીજે આપણું, તું શિદને મંડે;
જેથી લાગે લેપ, તેથી અળગો રહેજે,
ધર્મધ્યાનની વાતમાં, તું વળગ્યો રહેજે;
પોતાનું પળતું નથી, પારકાનું તું કયાં લહે,
પ્રકાસિંહ વાણી વદે, કે તારાં કર્યા જીવતું સહે. ૧

માટે વિવેકીપુરૂષે વચનો વિચારીને બોલવાં, નહિ તો તેમાં અનેક પ્રકારનાં અણધાર્યા તોફાનો થાય છે. પણ આ વિવેક વિરલ નરોમાંજ વસેલો હોય છે. બાકીનો સર્વ ભાગ જ્યાંત્યાં અનર્થ કાર્યપ્રસંગોમાં પોતાની જીભને હલાવી કર્મસંચય કર્યાજ કરે છે. માટે જે જુઠું બોલતો હોય, પ્રભુ સાધુ કે કોઇ ગુણીજનોની નિંદા કરતો હોય, અથવા ગરીબ દિન દુઃખી અનાથજનોને કુવચનો સંભળાવી સતાવતો હોય, તથા મશ્કરીમાં પણ દુર્વચનો બોલી હૃદયને ભેદતો હોય, પરજનોને અહિતકારી—નુકસાનકર્ત્તા જુઠી સાક્ષીઓ પુરી તથા પોતાનો

માલ ખપાવવાને ગ્રાહકના હૃદયમાં ઠસાવવા વિવિધ પ્રપંચી વચનજાળ પાથરતો હોય; વગેરે સ્વાર્થી તથા બિનસ્વાર્થી અનર્થકારી ભાષા બોલનારની જીભ સદા અપવિત્ર છે.

તથા બે ચક્ષુઓ પણ ખરાબ ખોરાક ખાવામાંજ સદા તત્પર હોય છે, તે એવી રીતે કે કેટલાક મનુષ્યો જ્યાંત્યાં અયોગ્ય સ્થળમાં પોતાનો ચક્ષુપાત કરે છે. કોઇ સ્ત્રીનું રૂપ જોઈ અનેક વિચિત્ર કલ્પના કરે છે, રસ્તે જતાં કોઈ સુન્દરીને જોઈ દુષ્ટ મનુષ્યો વિવિધ વિકળ કલ્પનાઓ કરી પોતાની સમાન પ્રકૃતિવાલા મિત્ર પ્રત્યે બડબડે છે કેઃ–વાહ! કેવું સુંદર રૂપ છે, આ કોણ છે, કયાં જાય છે, કોની સ્ત્રી છે, વિધાતાએ પણ ઠીક નવરાશે ઘડી છે! આપણાં કયાંથી ભાગ્ય હોય કે, આ સુંદર રૂપાળું સ્ત્રીરત્ન આપણે આધીન થાય? આ અને આવી અન્ય અનેક બુરી કલ્પના કરે છે. પોતાનો સ્વાર્થ તો કાંઇ પણ ન સરે પણ કુદૃષ્ટિથી પાપકર્મનો કિલ્લો મજબુત કરે છે. ખરેખર આ બે ચક્ષુઓ ચંડાળ છે, તેને હલકો ખોરાક ખાવાનું બહુ પસંદ પડે છે. કાગડો જેમ હલકા પદાર્થોમાં વિશેષ ચંચુપાત કરે છે, તેમ આ બે ચંડાલ ચક્ષુઓ નહિ જોવા લાયક પદાર્થોમાં દૃષ્ટિપાત કરી તેને સદા દોષિત બનાવે છે. દુષ્ટ ચક્ષુઓને દેવદર્શન સાધુસન્તમહાત્માઓનો સમાગમ તથા સંસારસ્થ છતાં સાધુદશાને પ્રાપ્ત થયેલા ગુણી ગંભીર સજ્જન પુરૂષોનો મેલાપ કરી તેમનાં પવિત્ર દર્શન કરવાં તથા તેમના મુખની પવિત્ર ધર્મકથા સાંભળવી; વગેરે ઉત્તમ બાબતો તો કડવી ઝેર જેવી લાગે છે. પણ ભાંડભવાયાની રમતો જોવી હોય નાટકચેટકના ખેલો જોવા હોય, કોઇનું યુદ્ધ જોવું હોય, જ્યાં ગાનતાન ને રાગરંગ મચી રહેલાં હોય વગેરે મનમોહક ચિત્તાકર્ષક પદાર્થો જ્યાં હોય, તેવાંજ સ્થાનોમાં આ બે ચક્ષુઓ ઉમંગભેર દોડે છે. ખાંતે કરી ખેલ જુએ, ખોટી થાય, ખુવાર બને, આખી રાતનો ઉજાગરો પણ વેઠે અને ખર્ચ પણ બહુ થાય, તો પણ તે સઘળું હરખભેર ઉઠાવી લે છે; તેમાં અપૂર્વ મજાહ આવે છે આનંદ થાય છે. પણ સંતદર્શનમાં તથા તેમની ધર્મકથા સાંભળવામાં જોઇએ તેવી મજાહ ન પડે, રંગ ન જામે, એટલે ધર્મકથાદેવીની વિરોધી માયાદેવીની બહેન આલસ્યદેવી ત્યાં હાજર થાય અને આળસદેવી હાજર થઈ એટલે તેની બહેન નિદ્રાદેવીનો તો આવ્યા વિના છૂટકોજ નહિ! નિદ્રાદેવીએ આવી ધર્મકથાદેવીનું અપમાન કરી પોતાને આધિન કરી દીધા. પછી સંતમહા-

ત્મા ધર્મકથારૂપ હાલરડાં ગાય, અને શ્રોતાજનો નિદ્રાદેવીના પારણા- માં પહોઢે. પછી ધર્મકથા કરનારને કેવી મજાહ આવે તે મજામાં તો કાંઈ મણાજ નહિ! વાહ વાહ! તે મજાનું તો કહેવુંજ શું? પ્રિય વાચક તે મજા જે અનુભવતો હોય, તેનેજ જાણવા દે—છતાં તારે જાણવાની પ્રબળ આકાંક્ષા હોય, તો તે મજા અનુભવનારને પૂછી ખાતરી કરજે, હાલતો આપણા પ્રસ્તુત વિષયના પ્રસંગમાં દાખલ થા. મતલબ કે આ બે ચંડાલ ચક્ષુઓને અજ્ઞાનનું જબરૂં આવરણ હો- વાથી તેને પાપકારી પ્રસંગોમાં વિશેષ પ્રેમ થઈ આવે છે, માટે સદૈવ સામાના દોષોનું નિરીક્ષણ કરવાથી આ ચક્ષુઓ સદા દોષીત બનેલી છે. તેમજ આ ચિત્ત તો પરનું અશુભ ચિંતવવાથી ઘણુંજ દોષીત થયેલું છે, તે એવી રીતે કે મનથી જેવાં આકરાં કર્મો બંધાય છે, તેવાં બીજા કશાથી ભાગ્યેજ બંધાય છે. કહ્યું છે કે:—**मन एव मनुष्या- णां कारणं बंध मोक्षयोः॥** અર્થાત્ બંધ અને મોક્ષનું કારણ એક મનજ છે. મનના અનેક તરંગો છે, તેમાંના કેટલાએક તરંગો તો હવામાં કિલ્લા બાંધવા જેવા તદ્દન નકામાજ છે. પ્રાયે કરી કેટલાએક મનુષ્યોની એવી પ્રકૃત્તિ હોય છે કે મનથી અનેક પ્રકારના ઘાટો ઘડયાં કરે છે. તેટલા માટે **સુંદરદાસ** કવિએ મનને વિવિધ ઉપમાઓ આપી છે.

## ઇંદ્રવિજય છંદ.

શ્વાન કહું કે શીયાળ કહું કે બીડાલ કહું મનકી મતિ તે શી?
ઢેડ કહું કિંવાં ડુમ કહું કિંધાં, ભાંડ કહુ કીંવાં જાંડઇ જૈસી;
ચોર કહુ વાટપાડ કહુ ઠગઆર કહું ઉપમા કહું કૈસી,
**સુંદર** ઔર કહાં કહિયે અબ યા મનકી ગતિ દીસત એસી. ૧

મન અનેક પ્રકારનું છે, મન સામાનું બુરૂં ચિંતવન પણ કર્યાં કરે છે, કોઇવાર તો દ્રવ્યના સંબંધમાં અનેક માઠી કલ્પનાઓ પણ કરે છે. અમુક માણસ મારો ભાયાત છે, તે મરી જાય તો સારૂં તેનો સર્વ વારસો મને મળે, તેને માટે મનમાં અનેક ઘાટો ઘડયાં કરે છે.

**દુહો—મનના તરંગો મસ બની, મન મધે સમી જાય;**
**સાગર લહેરો લક્ષ થઇ, સાગરમાંહી સમાય. (૧)**

મનમાં અવળા ઘાટો ઘડનારા ઘાતકીજનો ખાટકી કરતાં પણ વિશેષ કનિષ્ટ છે. ખાટકી તો એક દિવસમાં ગણ્યાગાંઠયા જીવને મારે

છે, પણ હૃદયનો ઘાતકી પાતકી ખાટકી માણસ પોતાના મનથી આખા દિવસમાં કેટલીયે ઘાતો ચીંતવે છે. કહ્યું છે કેઃ—

દુહો—ઘાતકી ઘાટ ઘડે ઘણા, ખાટકી કરતાં છેક;
તેમાં નહિ ડર કે દયા, પાપી પ્રાણીને એક. (૧)

પોતાના સ્વાર્થ માટે પારકી ઘાત ચિંતવે છે, તે વખતે તેના મનમાં જરા પણ પરભવનો ડર કે દયા આવતી નથી. એ તો નક્કી છે કે, જેવાં મનથી ચિકણાં કર્મો બંધાય છે, તેવાં વચનથી કે કાયાથી ભાગ્યેજ બંધાઇ શકે છે; કારણ કે મનનો વેગ અથાગ છે. તે એક ક્ષણવારમાં આખા ભૂમંડલની મુસાફરી કરી આવે છે. કેટલાંક માણસો તો વિના કારણે પણ મનમાં માઠા વિચારો કર્યાજ કરે છે. જેમ કે કોઇ માણસને ફાંસી ચડાવવા લઇ જતો જોઇ કોઈ બોલે કે, આ ઠીક થયું આજ બરાબર લાગમાં આવી ગયો છે આને માટે તો એમજ જોઇએ, આવા માણસો તો દુનિયામાંથી મરતાજ સારા ! એમ અનેક વચનો બોલે છે. કહો ભાઇ ! આવું બોલવામાં તેને કાંઇ લાભમાં આવ્યું ? પણ નકામાં કેવાં ચિકણાં કર્મો બંધાણાં. વળી સ્વાર્થને માટે પણ અતિ નિર્દય બની દુર્ધ્યાન ધ્યાવું, એ કાંઇ પોતાના આત્મા માટે હિત કરતો નથી. થોડી જીંદગી માટે અનેક જન્મોત્પન્ન કરનારી દુષ્ટ નિર્દય કલ્પના કરવી, એ કેવળ આત્માને સારૂ પ્રતિદિન અવનતિનો માર્ગ ખુલ્લો કરનારી છે. ઘણીવાર તો તેનું પરિણામ તે ભવમાંજ પ્રાપ્ત થાય છે. સામાનું બુરૂં ચિંતવવું તે પોતાનુંજ ભુંડું કરવા જેવું છે. દાખલા તરીકે—સંવત્ ૧૯૫૯ ની સાલમાં ભાવનગરમાં પુષ્કળ પ્લેગ ચાલ્યો હતો, માણસોની નાશભાગ અતિશય થઇ હતી. બિચારા મોટા લક્ષાધિપતિ ગૃહસ્થો પણ પોતાના સુંદર બાગબગીચાવાળા બંગલાને તજી દઈ વનવાસીની માફક વગડામાં ઝુંપડાં બાંધી વસ્યા હતા. કેટલાકો આસપાસનાં ગામડાંમાં ગયેલા હતા. તોપણ પ્લેગનું જોર કમતી ન હતું. દિવાલીના દિવસોમાં તો સો સો સવાસો કેસ થતા હતા. તે વખતે સોનાપુરપાસે એક મેમણ લાકડાં વેચતો હતો, તેનો ધમધોકાર માલ ઉપડતો હોવાથી તેનું મન આનંદ પામતું હતું. જે દીવસે કાષ્ટ થોડાં ખપે તે દિવસે મન કચવાતું હતું. એક વખત તેની મોટી વખાર ખપી ગઇ, ત્યારે બીજાં લાકડાં તુરત મંગાવીને બે વખારો સામટી ભરી દીધી. પણ કારતકમહિનામાં મરકીનું જોર નરમ પડ્યુ, કેસ થતા ઘણા ઘટી ગયા, શહેરમાં માણસોની

ભરતી થવા લાગી, ત્યારે પોતાનો વેપાર ઓછો થતો જોઈ પેલા મસાણી મેમણનું મન બહુ ચિંતાતુર રહેવા લાગ્યું. તેણે મનમાં ચિંતવ્યું કે:–"અરે રે! મારાં લાકડાં બધાં પડયાં રહેશે, હજી હમણાંજ બે વખારો ભરી છે, માટે તે સર્વ ખપી જાય તો સારૂં. પણ હવે તો મુડદાં ઓછાં આવે છે, તેથી મારો માલ ખપશે નહિ." વગેરે કુકલ્પનાઓ કરી અફસોસ કરવા લાગ્યો. મનુષ્યોને પ્રાયે કરી કર્મનો બદલો ઇહલોકે વા પરલોકે અવસ્ય દેવાનો છે. આ મેમણને તો વાનગી તરીકે આલોકમાંજ ધાતકી ચિંતવનનો બદલો મળી ચુકયો. બન્યું એમ કે શહેરમાં સર્વત્ર શાંતિ થવા લાગી, તે દરમ્યાનમાંજ તેના પચીસ વર્ષના બે પુત્રોને ઓચિંતો પ્લેગ થયો, અને ચોવીશ કલાકમાંજ તે બંને યુવાન પુત્રો મરણ પામી પરલોકના પ્રવાસે ઉપડી ગયા. આથી તે દુઃખી મેમણના અફસોસનો તો પારજ રહ્યો નહિ! પોતાની માઠી કલ્પના માટે પૂર્ણ પસ્તાવા લાગ્યો, પોકેપોકે ઘણું રોયો. લોકોની સમક્ષ પોતાનો પાપનો પડદો ખુલ્લો કરી બતાવ્યો, રૂદન કરતાં જણાવ્યું કે:–ભાઇઓ મારા હાથનાં કર્યાંજ મને હૈયે વાગ્યાં છે, મારી ધાતકી કલ્પનાનુંજ માઠું ફલ મને મળી ચૂકયું છે, મારો માલ–કાઠી ખપાવવા માટે મેં આખા શહેરનું બુરૂં ચિંતવ્યું. પણ બુરૂં તો અંને મારૂંજ થયું છે! માઠી કરણીનું ફળ તો સદા માઠુંજ હોય છે.

દોહરા—પરનું બગાડતાં અરે, બગડે આપ જરૂર;
પ્રજાળતાં હનુમાનને, પ્રજળ્યું લંકાપુર. ૧
વેર પરસ્પર નાતમાં, રાખે હલકી જાત;
શ્વાન જાય જો કાશીયે, નડશે વચમાં નાત. ૨

એવીજ રીતે આજકાલ આપણી મનોવૃત્તિઓ એવી તો ઝેરીલી ખારીલી અને ઇર્ષાળી બની ગઇ છે કે, સામાને વ્યાપારાદિકમાં લાભ થતો જોઇ જવાસાની પેઠે મનમાંજ બળે. કાં તો તેના સામી તેવીજ દુકાન માંડી તેને વ્યાપારમાં ખલેલ પહોંચાડે, લાગ આવે તો તેને પાયમાલ કરવા પણ ચુકે નહિ, સામાનું બુરૂં તાકે, ખોટી વાતો ચલાવી–સાક્ષીઓ પુરી વ્યાપારમાં અનેક કુડકપટો કરે, દુરાચાર અને દુર્ગુણમાં સદા રક્ત રહે, અને મોક્ષસુખ મેળવવા માટે ધર્મધ્યાન પણ કરે, માળાઓ ગણે, ઉપવાસો કરે, નાના પ્રકારની તપશ્ચર્યાઓ પણ કરે; પણ મનનાં અનેક મલીનતાની ધમાલ ચાલતી હોય, વ્યભિચાર આદિ દુષ્ટકર્મો કરતાં પણ કદી દિલમાં ડરતો ન હોય, અની-

તિના પંથમાં પડી જીંદગીને કાળી કરતો હોય, શરીરનાં અવયવોને સન્માર્ગમાં જોડવાને બદલે ઉન્માર્ગમાં જોડતો હોય, અને ધર્મધ્યાનના ઢોંગ અને આડંબર પણ કરતો હોય, તો તેનું કલ્યાણ શી રીતે થાય? અર્થાત્ ન જ થાય. કહ્યું છે કેઃ-

**हस्तौ दान विवर्जितौ श्रुतिपटौ सारस्वतं द्रोहिणौ ।**
**नेत्रेसाधुविलोकनेन रहितौ पादौ न तीर्थं गतौ ॥**
**अन्यायाद् ग्रहितं धनं च सततं, तुंगेण गर्वं शिरो ।**
**रेरे जंबुक ! मुंच मुंच सहसा नीचस्य निंद्यंवपुः ॥ १ ॥**

**અર્થાત**—નદી કાંઠે પડેલા કોઇ એક નીચ માણસના મુડદાને દેખી એક શીયાળ તેને ખાવા જાય છે. તે વખતે ત્યાં આવેલા કોઈ એક વિદ્વાને તે મડદાને ઓળખી શીયાળ પ્રત્યે કહ્યું કેઃ—હે શીયાળ! આ શરીર નીચ અને નિંદ્ય છે, તારે માટે ખાવાલાયક નથી. તેણે પોતાની આખી જીંદગીમાં કદી પણ હાથે કરીને કોઇને દાન દીધું નથી, તેથી તેના હાથ અપવિત્ર છે, વળી તેના બે કાન શાસ્ત્રશ્રવણમાં સદા દ્રોહ કરનારા હતા, તેથી તે પણ અપવિત્ર છે. વળી તેનાં નેત્રો સાધુસંત વગેરે ઉત્તમ પુરૂષોના દર્શનથી રહિત છે, તેથી તે પણ અભક્ષ છે. તેના બે પગ ઉત્તમ પુરૂષોના દર્શનાર્થ તીર્થાટન કર્યા વિનાના હોવથી તે પણ અપવિત્ર છે, વળી તેણે આખી જીંદગીમાં અન્યાય અને અધર્મથીજ અનેકને રોવરાવી ગરીબોના નિસાસા લઇ દ્રવ્ય મેળવ્યું છે, તથા મસ્તક પણ ગર્વથી ભરપુર છે તેથી તે પણ અખાદ્ય છે. મતલબ કે, તેના શરીરનો એક પણ ભાગ એવો નથી કે તેણે તેભાગથી કાંઇપણ સુકૃત્ય કર્યું હોય. તેથી હે જંબુક! તેનું આખું શરીર અપવિત્ર હોવાથી અભક્ષજ છે!! મતલબ એ છે કે, આખી જીંદગી અવળાં કૃત્યો કરી સુખ મેળવવાની આશા રાખવી, એ કેવળ ઘેલછા છે. ગમે તેટલું ધર્મધ્યાન કરે કષ્ટક્રિયાઓ કરે, પણ જ્યાં સુધી મનોવૃતિના વ્યાપારો દુષ્ટતામાં અનીતિમાર્ગમાંજ પ્રવર્તે છે, ત્યાં સુધી કલ્યાણ કેમ થાય? અર્થાત્ ન જ થાય. હવે તે ઉપર એક સાધુ જોગીનું દષ્ટાંત કહે છે.

### (૬) મોહવશ વ્રત ને જુઠ કરનારા જોગીની કર્મકથા.

યમુના નદીના તટપર એક મહાત્મા હમેશાં ધ્યાન ધરીને સમાધીમાં બેસતા હતા, પંચધુણીની તિવ્ર તપશ્ચર્યાથી દેહને અતિ કષ્ટ આપતા હતા, તે મહાત્માનો આ તિવ્ર તપ જોઇ કેટલાએક તે ગા-

મના લોકો તેમની સારી ભક્તિ કરતા અને જોઇએ તે દરેક ચીજ પુરી પાડતા હતા. આવા તપોધન મહાત્માની કીર્તિ એક વખત ત્યાંના રાજાને કાને પડી, તેથી તે પણ મહાત્માનાં દર્શન કરવા આવ્યો. તેનો તિવ્ર તપ જોઇ રાજાએ ઘણા ખુશી થઇ હાથ જોડી બહુ સ્તુતિ કર્યા બાદ કહ્યું કેઃ—હે કૃપાળુ તપોધન મહાત્મન ! કૃપા કરકે આ આપકા દાસકા ગૃહ પવિત્ર કરના, કલ પ્રસાદ લેનેકુ મેરે ઘરે કૃપા કરના, એસી એ દાસકી વિનતિ હૈ. મહાત્માએ કહ્યું;—ઠીક હે બન જાયગેં, તેરી ઇચ્છા હોઇગી તો કલ તેરે ઘેર આઇંગે. પછી બીજે દિવસે રાજાના આગ્રહથી તેને ઘેર મહાત્મા જમવા ગયા. રાજાએ આજના દિવસ બહુ આણંદનો માન્યો. માનપૂર્વક મહાત્માને જમાડવા માટે પોતે ભક્તિ કરવા લાગ્યો. રૂપાનો બાજોઠ પાથરી તે ઉપર મહાત્માને બેસાર્યા પછી રાજાને એક ખોટની કુંવરી હતી તેને હુકમ કર્યો, એટલે કુંવરીએ સોનાના થાળમાં રસોઇ પીરસી બહાર લાવી મહાત્માની પાસે થાળ મૂક્યો. મહાત્માશ્રી તો આ કુંવરીને જોઇ અંજાઇજ ગયા, જાણે એકદમ વીજળીનો ઝબકારો કેમ થયો હોય ? એમ તેની તેજસ્વીતા ને રૂપ લાવણ્યતા જોઇ છકજ થઈ ગયા ! અહાહા ! આ તે કોણ ? આ તે નાગકન્યા હશે કે આ તે દેવકન્યા કે કિન્નરી હશે ? કહ્યું છે કેઃ—

किं रोहीणी किं सुरसुंदरीयं ।
किर्मिदिरा किं मदनांगना वा ॥
विद्याधरी किं किमु नागनारी ।
कुतुहलात्क्रीडाति काननेऽस्मिन् ॥ १ ॥

**અર્થાત**—"શું આ તે રોહિણી છે કે આ તે સુરસુંદરી છે ? શું આ તે ઇંદિરા છે કે રતિદેવી છે ? આ તે વિદ્યાધરી છે કે નાગકન્યા છે ? અહાહા ! કુતુહળથી કેવી ક્રીડા કરી રહેલી છે." એ વખતે મોહવશીભૂત જોગીરાજનું ચિત્ત ફર્યું. દુષ્ટ કામવિકારે સર્વ જ્ઞાનધ્યાન ભુલાવી દીધું. એ તો ખરૂંજ છે કે, જ્યારે હૃદયમાં વિષયવાસના ખડી થાય છે, ત્યારે કર્તવ્યાર્તવ્યનું ભાન જરા પણ રહેતુંજ નથી.

આપણા દૃષ્ટાંતમાંના જોગી મહાત્માના સંબંધમાં પણ એમજ થયું. વિચારો બદલાયા, હૃદયમાં દુષ્ટ કામરાક્ષસ પેઠો, ખાવાનું તો તે ભુલીજ ગયા. ગમે તેમ થાય તો પણ આ રાજકન્યા તો મારે મેળવવી, પણ કોડે ઘા મારવો છે તેથી કાંઈ યુક્તિ રચવી પડશે, માટે પ્રપંચજાળ પાથરી કપટકળાથી રાજાને સમજાવું; એવા એવા વિચારોમાંજ ચિત્ત

પરોવાયું હોવાથી ખાધું ન ખાધું કે ચળુ કરી મહારાજા સાથે દિવાન-ખાનામાં દાખલ થયા. રાજાએ એક મખમલના બિછાનાપર જોગીને બેસાડયા, પંખાથી પવન નાંખતાં પુછ્યું કે:-કૃપાળુ ગુરૂ! આપે કાંઇ મારે આંગણે પધારી પુરો પ્રસાદ પણ લીધો નહિ, તેનું શું કારણ? આપનું હૃદય કાંઇ ચિંતાતુર હોય એમ જણાય છે; કાંઇ શારીરીક રોગ હોય તો કૃપા કરી ફરમાવશો કે જેની દવા કરીએ. આ સાંભળી મહાત્માએ મનમાં વિચાર્યું કે:-આ લાગ સારો છે, અત્યારે આપણી ફેલાવેલી ઇંદ્રજાળ ફાવશે ખરી! પછી ગંભીર વદને બોલ્યા કે:-રાજાજી! હુસ-રા તો કુછ નહીં હે. હમ ફકડકુ કયા લેનાદેના હે, હમ તો પરોપકાર કરનેકે વાસ્તે ભૂલોકમે ફિરતાહે. આપકી આજીજીસે આપકે આંગણમે આ ગયે, જીસ્કા લુણ ખાવે વિસ્કા કુછ ભલા બી કરના ચઇએ. તો રામજી અપના બી ભલા કરેંગા. તેરા ભલાકે બાસ્તે એક મેરે દિલમે મહા દિલગીરી ઉત્પન્ન હુઇ હે, પણ કહેનેમે કુછ સાર નહિ હે. તોબા તોબા! તુમેરા જેસા ધર્માત્મા રાજાકુ અહાહા! બડા દુઃખ? કયા કીરતારકી કિતાબ હે? રાજાને આ વાકયોથી બહુજ વહેમ પડયો, તેણે હાથ જોડી નમ્રપણે પુછ્યું, મહાત્મા એવું તે શું છે? આપ કૃપા કરી કહો. ત્યારે મહાત્મા બોલ્યા તેરા દીલકી મરજી હોય તો કહું, તેરા ભલા કે બાસ્તે કેતા હું, મેરે કુછ લેનાદેના નહિ હે. રાજા કહે કૃપા કરી ફરમાવો. જોગી કહે:-"બચ્ચા! એ તેરે ઘરમે કુમારિકાહે, ઇસકી રેખા ખરાબહે, થોડે બખતમે તેરા રાજ્યકી મહાખુવારી હોયગી. શત્રુરાજા આયકે તુ-મેરા જાનમાલ સબ લુંટ લેઇંગે જહાંતક કુમારી ઘરમે રહગી, તહાં તક તુમેરી બડી કમબખ્તી હોઇગી, ઐસા નક્કી સમજના. એ બાત ફક્ત ઉપકાર કે બાસ્તે,-તેરા ભલા કે બાસ્તે કહતા હુ, કુછ મેરે સ્વા-ર્થ નહિ હે, તેરા રામજી ભલા કરે, એસી હમ તો દુવાઇ દેતે હે." આ સાંભળી રાજા તો ચકિતજ થઇ ગયો, ને પોતાની કન્યા ઉપર પૂર્ણ રોષ આવ્યો. રાજ્ય જવાની બીકે તેનો સત્યાનાશ વાળવા મન ઉશ્કેરાયું. ખરેખર રાજાઓને પ્રાયે કરી કાન હોય છે, પણ સાન હોતી નથી. પછી મહાત્માને કહ્યું, ગુરૂજી આપકા કહેના સત્ય હે, અબ મે કયા કરૂં, મેરે રાજ કેસે રહેવે? ચળકતી તલવાર લે કર ઇસ્કા શિર કાટ ડાલું; અગર ઝેર દેકર માર ડાલું, કયા કરૂં? મહાત્માએ વિચાર્યું કે, જો મારી નાંખશે તો ભોગ મળ્યા, મનના મનોરથ મનમાંજ રહેવાના! માટે તે કન્યા મને મળી શકે એવી યુક્તિ બતાવું. પછી બોલ્યા કે નહિ નહિ રાજાજી એસી બાળહત્યા મત કરના. પણ ઇસ્કુ એક લકડેકી

મજબુત મજુસમે પુર કર, એ જમનામૈયેમે મુક દેના, ઇસકા ભાગ્ય હોવેગા વહાં દૂર દૂર ચલી જાઇંગી. રાજાને આ યુક્તિ ઠીક જણાઈ, તેથી તેજ પ્રમાણે પોતાને વહાલી પણ અત્યારે શત્રુ તુલ્ય જણાતી કન્યાને પેટીમાં પુરી માણસો પાસે જમના નદીમાં વહેતી મુકાવી દીધી. પછી મહાત્માએ મનમાં હરખાતાં વિચાર્યું કેઃ—હં ! અબ તો ઠીક હુવા, અબ મે મેરી મઢી પર પહોંચ જાઉં. પછી રાજાને કાંઇ દેહચિંતાનું બાનુ બતાવી ત્યાંથી ઉપડીને, પોતાની મઢીએ ગયા. મઢી બે એક કોશ દૂર જમનાનદીના કાંઠા ઉપરજ હતી, ત્યાં પોતાના શિષ્યમંડળ સાથે તે રહેતા, અને તપ કરવા ગામમાં આવતા હતા, તેથી મહાત્મા એકદમ મઢીએ ગયા. અને પોતાના શિષ્યોને બોલાવીને કહ્યું કેઃ—દેખો ! એ ગઈ રાતમે મેરેકુ એક બડે સુપન આયેથે, સુપનમે મેને એસા દેખા કે એક બડી નિધાનકી પેટી એ જમનામૈયામે આતી દેખી. ઇસકે લીએ આજ કુછ ફલ મીલના ચઇએ. માટે તુમ જમનામૈયાકા તટપર જાઓ. કુછ પેટીએટી નિધાનકી મિલે તો લેકર આના. આ પ્રમાણે કહેવાથી શિષ્યોને વિશ્વાસ આવ્યો. નિધાનની આશાએ સર્વજણા યમુનાતટ ઉપર જઇ પેટીની વાટ જોઈ બેઠા. હવે અહીં પેટીમાં પુરેલી રાજ કન્યાનું શું થયું ? તે સાંભળો.

બિચારી કુંવારી રાજકન્યાને રોતી ને કળકળતી પેટીમાં પુરી તાળુ દઇ નદીમાં તરતી મુકી હતી, તે તણાતીતણાતી નદીમાં ચાલી ગઇ. કુંવરીના સારા ભાગ્યે તે પેટીને ગાઉક ઉપર આવેલ ને રાજાના એક નાના ખંડીયા રાજાના નદી કાંઠાના મહેલપર જ્યાં તે ઠાકોર બેઠો હતો તેણે જોઇ. આ પેટી કયાંથી ? એમ આશ્ચર્ય થવાથી પોતાના માણસો દ્વારા નદીમાંથી પેટી મંગાવી. તાળું તોડી ઉઘાડતાં માંહે રૂપાળી રાજકુંવરીને જોઇ, બહુ આશ્ચર્ય પામી પુછ્યુંઃ—બેટા તું આમાં કયાંથી ? પછી કુંવરી બોલી કે, એક જોગીના કહેવાથી રાજાજીએ આ કામ કર્યું છે. પછી તે ચતુર હોવાથી સમજી ગયો કે આમાં કાંઈ કારસ્થાન જરૂર હોવું જોઇએ. પછી કુંવરીને બહાર કાઢી ત્યાં રાખી, અને તેજ વેળાએ એક માણસ પાસે વગડામાંથી એક જબરૂં રીંછ પકડી મંગાવી તેને પેટીમાં પુરી તાળું દઇ પાછી નદીમાં તરતી મુકી દીધી. અને એક માણસને હુકમ કર્યો કે જાઓ, આ પેટી કોણ લે છે અને તેનું શું થાય છે, તેની બરોબર તપાસ રાખજો.

પછી તે પેટી તણાતીતણાતી પેલા જોગીના શિષ્યો વાટ જોઇને બેઠા છે ત્યાં આવી, તે જોઈ સેવાદાસીયો બોલ્યો, દેખ તાપીદાસ એ

રૂજીકા બચનફલ ! નિધાન આયા, અબ ચલો પકડનેકે બાસ્તેઃ પછી અંદર પડી પેટી પકડી લઈ બહાર આવ્યાઃ પેટીનું વજન બહુ જોઇને રદાસે કહ્યુંઃ–અયે ગોવિંદદાસ ! નિધાન તો બહોત બડા હે, દેખો તના વજન હેઃ અપને ગુરૂજી બડે ભાગ્યવાન હે. એમ વાતો કરતા ી ઉચકી મઢીએ લઈ ગયા. ગુરૂજી તો પેટી જોઇ હર્ષઘેલાજ બની ગયા. હં ! અબ મનકામના પૂર્ણ હોઇગી. પછી શિષ્યોને કહ્યુંઃ–,,એ પેટીકુ ત્રીજે ઓરડેમે અપના ગુપ્ત ભંડારમે લે જાઓ. એ લક્ષ્મીમાતા હે ઇસ્કા પૂજન કરના પડેગા. વહાં તુંમારા કિસિકા ભી કાંજ નહિ હૈ; બાસ્તે મે અંદર પુજન કરનેકું જાતા હું ઓર તુમ સબ બહારસે કમાડ દે કર બાજીંત્ર બજાના, કરતાલ, નગારા, શંખ એ સબ ખુબ જોરસે બજાના. (આમાં દુષ્ટ જોગીનો આશય એવો હતો કે પેટી ઉઘાડયા પછી કુંવરી ઉપર બળાત્કાર ચલાવતાં રખે તે બુમ પાડે ! માટે આ લોક ન સાંભળે તેને માટે વાજાં વગાડવાનું કહ્યું.) પછી મે ખોલનેકુ કહું તોજ કમાડકુ ખોલના." સઘળા શિષ્યોએ આ સર્વ આજ્ઞા વધાવી લીધી. તે જોગીજી અંદર ઓરડામાં પેઠા. એટલે શિષ્યોએ કમાડ બંધ કરી ખૂબ વગાડવા માંડયું.

પછી હર્ષપૂર્વક જોગીએ પેટી ઉઘાડી તો તેમાંથી ઘણા વખતથી ભુખ્યો થયેલો રીંછ નીકળ્યો. તે એકદમ થાપો મારી ગુરૂજીનો કોળીઆજ કરી ગયો. ખરેખર દુષ્ટને દુષ્ટતાનું ફળ મળ્યુંજ ! અરે મનુષ્યો કાંઇક ચિંતવે છે ! અને દૈવ કાંઇક જુદુંજ દર્શન દે છે–કરી દેખાડે છે.

**मनसा चिंतयेदन्यं । दैवमन्यत्र चिंतयेत् ॥**
**राज्यकन्या प्रसंगेन । जटिलो व्याघ्रभाक्षितः ॥ १ ॥**

પછી રીંછ ધરાઇને કમાડની ઓડે બેઠો. ચેલાઓ વગાડીને થાકી ગયા પણ ગુરૂજીએ દ્વાર ઉઘાડવાનું કહ્યું નહિ. ઘણીવાર વાટ જોઇ, છેવટે કમાડ ઉતારી ઉઘાડયું, એટલે તુરતજ પેલું રીંછ નીકળી રસ્તે પડયું. શિષ્યો અચંબો પામ્યા એ કયા ? નિધાન કહાં ગએ ? અરે રે ! ગુરૂજીકું તો એ રિંછે માર ડાલા એ કયા હુવા ? તોબા તોબા કીરતારકુ ! પછી ગુરૂનાં રહેલાં હાડકાં ચામડાંને ઠેકાણે પાડયાં. પેલા પછવાડે આવેલા તપાસ કરનાર માણસે આ સર્વ જોયું. તેણે જઇ પોતાના રાજાને બનેલી સર્વ વાત કહી સંભળાવી. તે રાજાએ પોતાના મોટા રાજાને કુંવરી સોંપી, સર્વ હકીકત સંભળાવી અને છેવટે કહ્યું કેઃ–આવા દુષ્ટ ધર્મધૂત્તા મુંચીનો વિશ્વાસ કદિ કરવો ન જોઇએ; અને વગર વિ-

ચાર્ષે તેનાં વચનોને પ્રમાણ માની આપણી લાડીલી નિર્દોષ બાળકીને જોખમમાં ન નાખવી જોઇએ.

દોહરો—બુરે બુરાઇ નીપજે, ભલે ભલાઇ લજ,
કુંવરી તો રાજા ગ્રહી, જોગી મકડખજ. ૧

श्रीवीतराग ! वितनोतु सदा सुबोधं ।
बोधं विना न च कदा किल मुक्तिपद्मम् ॥
मुक्तिं विना न गमनागमनप्रणाशो ।
नाशं विना न च कदाचिदनंतसौख्यम् ॥ ८ ॥

**અર્થ**—હે શ્રીવિતરાગ પ્રભુ ! મને હમેશાં ઉત્તમ પ્રકારનું જ્ઞાન આપો. કારણ કે જ્ઞાન વિના ખરેખર કદી મુક્તિરૂપ પદ્મ મળતું નથી. અને મુક્તિ વિના ગમનાગમન રૂપ લક્ષચોરાશીનો વિનાશ થતો નથી. અને ગમનાગમન (જન્મમરણરૂપ સંસ્રુતિચક્ર) નાશ થયા વિના કદી પણ મુક્તિમાં રહેલાં અનંત સુખો પ્રાપ્ત થતાં નથી. (૮)

**ભાવાર્થ**—જેના મનમાંથી રાગ ને દ્વેષ એવા બે દોષો મૂલથી વિનષ્ટ થયેલા છે એવા, તથા કેવળશ્રીની જેને પ્રાપ્તિ થઈ છે એવા, હે વીતરાગ ! મને તો ઉત્તમ પ્રકારનું જ્ઞાન એટલે કેવળજ્ઞાન આપો. કારણ કે તે જ્ઞાન વિના કદી પણ મનુષ્ય કાળત્રયમાં મુક્તિ પદ્મ મેળવી ન શકે. અને તે મેળવે નહિ ત્યાં સુધી ચાર ગતિ, ચોરાશી લક્ષ જીવયોની અને ચોવીશ દંડકરૂપ સંસારમાં ગમનાગમન એટલે પરિભ્રમણનો પ્રણાશ થતો નથી. તથા જ્યાં સુધી સંસારનું પરિભ્રમણ વિનાશ ન પામે, ત્યાં સુધી કાલત્રયમાં પણ જે સુખનો વિનાશ થતો નથી, એવું અક્ષય મોક્ષલક્ષ્મીનું સુખ આ આત્માને પ્રાપ્ત થતું નથી. માટે હે નાથ ! ઉત્તમ પ્રકારનું જ્ઞાન આપો-એમ હું ઇચ્છું છું. કારણ કે જ્ઞાન એ સર્વોત્કૃષ્ટ પદાર્થ છે. માટે શ્રીવીતરાગ પ્રભુની પ્રાર્થના કરનાર મુમુક્ષુજન અન્ય કોઈપણ પૌદ્‌ગલીક પદાર્થની ઇચ્છા નહિ જણાવતાં ફક્ત જ્ઞાનનીજ અપેક્ષા પ્રદર્શિત કરે છે, કેમકે એક જ્ઞાન પ્રાપ્ત થયું એટલે સર્વ ઇષ્ટ પદાર્થોની પ્રાપ્તિ થઇ સમજવી. જ્ઞાન એ દુઃખમાં દિલાસો

છે, અજ્ઞાનમાં અથડાતા આત્માને આધારભૂત છે. જેને જ્ઞાન પ્રાપ્ત થયું છે, તેને દુનિયાના શુભાશુભ પ્રસંગોમાં આશ્ચર્ય અને વિષાદ થતો નથી. અષ્ટાવક્રગીતામાં મુનિ અષ્ટાવક્રે જનકરાજા પ્રત્યે કહ્યું છે કેઃ—

**भावाभावा विकारश्च । स्वभावादिति निश्चयी ॥**
**निर्विकारो गतक्लेशः । सुखेनैवोपशाम्यति ॥ १ ॥**

**आपदः संपदः काले । दैवादेवेति निश्चयी ॥**
**तृप्तः स्वस्थेंद्रियो नित्यं । न वांछति न शोचति ॥ २ ॥**

**चिंतया जायते दुःखं । नान्यथेहेति निश्चयी ।**
**तयाहीनः सुखी शांतः । सर्वत्र गलितस्पृहः ॥ ३ ॥**

**અર્થાત્**—કોઇ પ્રકારના ભાવ અભાવ આદિ પદાર્થોના વિકારો સ્વભાવથી અર્થાત્ પૂર્વ સંસ્કારથી થયા કરે છે, તથા આપત્તિ અને સંપત્તિ કાળે કરીને પોતપોતાનાં કર્મસંજોગે પ્રાપ્ત થાય છે, પણ કોઇ તેને દેતું નથી; એવો જેને નિશ્ચય થયેલો છે, તે ક્લેશ વગરનો નિર્વિકારી, જ્ઞાનવાન પુરૂષ સુખપૂર્વક શાંતભાવે રહે છે. દરેક દુઃખ ચિંતાથી ઉત્પન્ન થાય છે. માટે ચિંતાને દૂર કરી કોઇ પણ સ્પૃહા વિનાનો થઇ સર્વ પ્રકારે શાંત સ્વભાવી એવા જ્ઞાની પુરૂષ સદા સુખપૂર્વક રહે છે, કોઇ પ્રકારની વાંચ્છના તથા ચિંતા કરતો નથી માટે જ્ઞાન એ અપૂર્વ વસ્તુ છે. જેઓ ઝેર અને સાકરને ઓળખે છે, તેઓ ઝેરને તજી દે છે. જીવ અને અજીવને ઓળખનારો જીવને જાણી દયા પાળે છે, અને અજીવ ઉપરથી મમત્વ ભાવ ઘટાડે છે. પણ જો તેનું જ્ઞાન ન હોય તો તજવું શું ને ભજવું શું? માટેજ કહ્યું છે કેઃ–"**पढमं नाणं तओ दया**" **અર્થાત્** પ્રથમ જ્ઞાન અને પછી દયા. જેમ આખા શરીરમાં બે ચક્ષુ ઉત્તમ છે, તેમ મોક્ષ પ્રાપ્તિનાં સર્વ સાધનોમાં જ્ઞાન એ પ્રાથમિક ઉપાર્જનીય છે. જ્ઞાનથી પુણ્યપાપને સ્વર્ગનરક વગેરે ઓળખાય છે. માટે દરેક મુમુક્ષુએ જ્ઞાનધન ઉપાર્જન કરવું. આજકાલ ઘણા લોકો વિદ્યા મેળવે છે, પણ તે વિદ્યાને જ્ઞાનસ્વરૂપ બનાવ્યા વિના આત્માને સુખકર થતી નથી. વિદ્યા અને જ્ઞાનમાં ઘણો તફાવત છે, અવિવેકી જનોના હૃદયમાં તે બન્ને એકમેક ગણાતું હશે, તોપણ વિવેકી મહાજનોએ તેને ભિન્નભિન્ન સ્વભાવમાં પ્રથકકરણ કરી મૂક્યાં છે. શ્રી ભર્તૃહરિ મહારાજાએ પોતાના પ્રવર વૈરાગ્યશતકમાંના એક શ્લોકમાં

બન્નેને ભિન્ન ગણ્યાં છે. જેમ કે " ચેષાં ન વિદ્યા ન તપો ન દાનં જ્ઞાનં ન શીલં ન ગુણો ન ધર્મ: ॥ " **મતલબ** કે, જેનામાં વિદ્યા, તપ દાન, જ્ઞાન, શીયલ, સદ્ગુણ અને ધર્મ એ સાત વાનાં નથી; તે પૃથ્વીને ભારભૂત થઇ પશુવત જીવન ગુજારે છે. આમાં વિદ્યા અને જ્ઞાન જુદાં પાડ્યાંછે. વિદ્યા વિવાદને વધારનાર અને અભિમાનને કરાવનારી છે, એક જીંદગીમાંજ સુખદાયી છે. આજકાલ જેમજેમ વિવિધ વિદ્યાનો પ્રચાર થતો ગયો, તેમતેમ જુઠ, ચોરી, જારી, નિર્દયતા, દાંભિકપણું, છળપ્રપંચ, લુચ્ચાઇ, લાંચીઆપણું અને સ્વાર્થપરાયણતા વગેરે દુર્ગુણો વૃદ્ધિ પામે છે. માટે વિદ્યા એ સંસારતારિણી નથી; પણ એક જાતની સ્વાર્થ સાધવાની કલા છે, પેટનાં પાપલાં છે, એમ સમજવું. વિવિધ વિદ્યાકલા એ સર્વ સંસાર હેતુ છે, પણ મોક્ષ હેતુ નથી. માટે વેદવેદાંત પુરાણ ન્યાય સિદ્ધાંત વ્યાકરણ શાસ્ત્ર વગેરે સર્વ શાસ્ત્રનો અભ્યાસ કરી ભલે ધુરંધર વિદ્વાન બન્યો, પણ તે સર્વ શાસ્ત્રો ભણવાથી શું થયું ? જ્યાં સુધી આત્માને જાણ્યો નહિ, અને ઉપલા દુર્ગતિદાયક દુર્ગુણોને તજ્યા નહિ, સદાચારપૂર્વક સદ્‌ભાવથી પ્રભુ ભજ્યા નથી, અને નિરાભિમાની બની સદ્ગુણ રૂપી શણગાર સજ્યા નહિ; તો તે સર્વ ભણતર ભારરૂપજ છે–દુર્ગતિમાં ઉતારનાર છે. તે સર્વ પ્રપંચમાં ખપાવી અપકીર્તિને વધારનાર છે. વિદ્વાન કોણ ? તેના સંબંધમાં કહ્યુ છે કે:—

**सत्यं तपोज्ञानमहिंसता च ।**
**विद्वत्प्रणामं च सुशीलता च ॥**
**एतानि यो धारयति स विद्वान् ।**
**न केवलं यः पठते स विद्वान् ॥ १ ॥**

**અર્થાત્**—શાસ્ત્ર ભણી સત્યતાએ ચાલે, તપ, કરે, જ્ઞાનના આનંદમાં આત્માને રાખે, હિંસાનો ત્યાગ કરી સર્વ જીવો પ્રત્યે આત્મભાવ ધારી તે સર્વ ઉપર દયાભાવ રાખે, નિરભિમાની બની ગુણીજનોને પ્રણામ કરે, પણ અભિમાનમાં અથડાઇ મરડાઇ જઇ સુશીલતાનો ત્યાગ કરે નહિ; તેનુંજ નામ વિદ્વાન ગણાય છે. પણ કેવળ શાસ્ત્રના પાઠ ભણી વાચાળપણુ પ્રાપ્ત કરવાથી વિદ્વાનપણું કે પંડિતાઈ ગણાતાં નથી. દુનિયામાં શાસ્ત્ર ભણનારા તો સેંકડો હોય છે, પણ તેનાં તત્ત્વને જાણનારા તો કોઇ વિરલાજ છે. વળી તત્વને જાણી દુર્ગુણ અને દુરાચા-

રનો ત્યાગ કરનારા તો વળી ઘણાજ થોડા–અવિરલ છે. કહ્યું છે કેઃ–

**पठंति वेद शास्त्राणि । दुर्लभो भावबोधकः ॥**
**शिरो वहंति पुष्पाणि । गंधं जानाति नासिका ॥१॥**

અર્થાત્.—વેદ અને શાસ્ત્રોને ભણનારા બહુ છે. પણ તેના ભાવબોધક એટલે તત્વને જાણનારા તો ઘણાજ દુર્લભ છે. દાખલા તરીકે જેમ સર્વ સુગંધીદાર સુંદર પુષ્પોને મસ્તક ઉપાડે છે, પણ તેની ખરી સુગંધને જાણનાર તો નાસિકાજ છે. મસ્તક ઉપર ગમે તેટલાં પુષ્પો મુકવામાં આવે, પણ તેને કાંઇ સુગંધની ખબર પડતી નથી. વળી કેટલાક જનો વદે છે કે, ભાઇઓ! "આત્માને ઓળખો આત્માને ઓળખો! આત્માને ઓળખ્યા વિના સર્વ ફોકટ છે." આવું કહે છે, પણ તે વિવેકયુક્ત નથી, કારણ કે કેવળ આત્માને ઓળખવાથી શું થાય? ઓળખીને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર વગેરે દુર્ગુણોથી આત્માને બચાવીને સન્માર્ગમાં જોડે, તોજ આત્માને ઓળખ્યો વ્યાજબી ગણાય. દવા જાણવાથી રોગનો વિનાશ થતો નથી, પણ તેનું પરહેજી પૂર્વક સેવન કરવાથી રોગનો નાશ થાય છે. વળી ભોજનને જાણવાથી કાંઇ ભૂખ ભાગતી નથી, પણ વિવેક-પૂર્વક આહાર કરવાથી ભૂખ ભાગે છે. માટે શાસ્ત્રો ભણી આત્માને ઓળખી ઉન્માર્ગે જતો અટકાવીને સન્માર્ગમાં જોડવો, એજ શ્રેયસ્કર છે. નાના પ્રકારનાં શાસ્ત્રો ભણી પંડિતરાજ બન્યા આત્માને ઓળખ્યો, પણ દુરાચારમાં પડી અનેક પ્રકારનાં પાપાચરણ સેવતો હોય, પ્રાણીઓને પીડતો હોય, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરથી ભરપુર હોય, કુશિયળ સેવતો હોય, જુઠ, જારી, ચોરી વગેરે પાપોમાં તત્પર રહેતો હોય, સ્વાર્થ સાધવામાં અંધ બની દયાનો દાટ વાળતો હોય, રાગદ્વેષના પાશમાં પડી અનેક પ્રકારનાં તોફાનો કરતો હોય, તૃષ્ણા–તરંગમાં તણાઇને માયા કપટની ચોપટ ખેલતો હોય, તો તે સર્વ વિદ્યાને કલંકરૂપજ છે. ખરૂં જોતાં તે ભણતર પણ ભડકારૂપ છે! આત્મોદ્ધારક નથી, પણ બોજારૂપજ છે. કહ્યું છે કેઃ—

દોહરા.

**બ્રહ્માસ્મિ મુખથીજ કહે છે, માયાને કહે ખોટી;**
**કાયા છૂટે માયા ન છૂટે, છૂટી જાય લંગોટી. ॥ ૧ ॥**
**નારી આવે શીશ નમાવે, ગાવે ચરણ પલોટી;**
**મસ્તરામ મહારાજ કહે, માયા સહુથી મોટી ॥ ૨ ॥**

## ચોપાઇ.

સાધે સંયમ આપે ઢોંગી, શોધે વૈદ શરીરે રોગી;
ઉપર સાધુ મનમાં ભોગી, મસ્તરામ તો હરદમ જોગી.૩
ભગવાં પહેરે રાતાંચોળ, ત્યાગ વૈરાગ્ય દેખાડે ડોળ;
મન ગાવે માયાનાં ધોળ, મસ્તરામ માયા લાગે મીઠો ગોળ.
પંડિત બેસી પુરાણ જોતા, નારી નેણબાણમાં મહોતા;
ભવસાગરમાં ખાવે ગોથાં. મસ્તરામ મગન ભર પહોત્યા.૫

ઉપર કહેલા નિસ્પૃહી મહાત્મા શ્રીમસ્તરામના દરેક શબ્દો મુમુક્ષુ જનને સચોટ અસર કરનારા છે, મતલબ કે હજુ જ્ઞાનની ખામી હોવાથીજ આ સર્વ મોહવિટંબના ખડી થાય છે. માટે હે મુમુક્ષુ બન્ધુઓ અને સુશીલા બ્હેનો! ભલે ભણો ભણાય તેટલું ભણો, જ્ઞાન ખજાનો લુંટાય તેટલો લુંટો, ભણ્યા વિના કદી સત્યાસત્યનું ભાન થશે નહિ. હેયોપાદેયનો પંથ ઓળખાશે નહિ. પણ ભણતર ભણી આત્માને સદ્દગુણી બનાવજો, દુરાચારથી દૂર રહેજો, દરેક પ્રાણી ઉપર પરોપકારી વૃત્તિ રાખજો, સુશીલતાનો શણગાર સજજો, તામસી ગુણને તજજો, વિનય વિવેક ને વિચારથી વિચરજો, સુશીળતાથી વર્તજો, હઠીલાઇ હઠાવજો, મોહ મમત્વ મટાડજો, કુબુદ્ધિને કાઢજો, સુબુદ્ધિ જગાડજો, કુટિલતા કાપજો, સત્યમાં સુરતી સ્થાપજો, દરેક આત્માને આનંદ આપજો, આત્માને અજ્ઞાનમાં પડતાં અટકાવજો, ભલાઇના ભંડાર ભરજો, બુરાઇને પરિહરજો, માનને મારજો, માયાને વિદારજો, ઉન્માર્ગને છોડજો, સન્માર્ગમાં મતિ જોડજો, દંબને તોડજો, સદાચારમાં ચિત્ત ચોડજો, તૃષ્ણામાં તણાશો નહિ, લોભમાં લપટાશો નહિ, દુર્વ્યસનમાં દોરાશો નહિ, અનીતિમાં અથડાશો નહિ, વિષયકષાયમાં રંગાશો નહિ, ગર્વગજેન્દ્ર, ઉપર ચઢી ડોલશો નહિ, આત્માને નમ્ર બનાવજો, માન્ય પુરૂષને માન આપજો, દુઃખીનાં દુઃખ ટાળજો, ગરીબોનાં હૃદય નહિ બાળતા, ધર્મની ટેક પ્રિતથી પાળજો, સદા સદ્દવતનથી સર્વથા ચાલજો, પવિત્રતાથી આત્માને અજવાળજો, નિજ સ્વરૂપ નિહાળજો, પાપ પખાળજો, દુર્જનની સંગત ટાળજો, દુષ્કૃત્યોને નિકાલજો, અને સદ્દગુરૂનાં ચરણ સેવજો; એજ ભણવાનો સાર છે, ભણતરનાં એજ સર્વ ભૂષણો છે, આત્માને ઉન્નતિમાં આણનારા છે. એટલા માટે જ્ઞાન ગુણીને માટે સર્વોત્તમ છે, અજ્ઞાની અને મુર્ખજનોને જ્ઞાનના અપૂર્વ મહિમાની માહિતી હોતીજ નથી.

દુહો.-જ્ઞાની જ્ઞાન જાણે ખરો, સમજે અંતર ભેદ;
મુરખને નહિ પારખુ, ઉલટો કરશે ખેદ. ૧

માટે જ્ઞાનીજ જ્ઞાનની કદર જાણે છે. સૂર્યનો મહિમા ઘુવડ શું જાણે? સાકરનો સ્વાદ શુકર ને ખર શું જાણે? નાગરવેલનાંપાનની કદર મહિષીસુત (પાડો) શું જાણે? તેમ અજ્ઞાની જ્ઞાનના ગુણને શું જાણે? જ્ઞાનનો પ્રકાશ એ તો સૂર્ય સમાન છે. સૂર્યનો ઉદય થવાથી જેમ અંધકારનો નાશ થાય છે, તેમ જ્ઞાનપ્રકાશ થતાંજ અજ્ઞાનરૂપ અંધકારનો નાશ થાય છે. કહ્યું છે કેઃ—

### સવૈયા.

જ્ઞાન ઉદે જીનકે ઘટ અંતર, જ્યોતિ જગી મતિ હોતી ન મેલી,
બાહિર દ્રષ્ટી મીટી જીનકે હીય, આતમજ્ઞાન કલા વિધી ફૈલી;
જે જડચેતન ભિન્ન લખે, સુવિવેક લીએ પરખે ગુન થેલી,
તે જગમે પરમારથ જાની, ગહે રૂચી માની અધ્યાત્મ સૈલી. ૧

### દુહા.

જ્ઞાની જ્ઞાન મગન રહે, રાગાદિક મલ ખોય;
ચિત્ત ઉદાસ કરની કરે, કરમ બંધ નહિ હોય. ૧
મોહ મહાતમ મલ હરે, ધરે સુમતિ પ્રકાશ;
મુગતિ પંથ પરગટ કરે, દિપક જ્ઞાન વિલાસ. ૨

મતલબ કે, જ્ઞાન એ અનેક ગુણનો ભંડાર છે. આ આત્મા અજ્ઞાનથીજ સંસાર અટવીમાં અથડાયો છે, કુમતિથી કટાયો છે, મોહમાં મરાયો છે, અને માયાના અંધારામાં અથડાયો છે. માટે હે રાગદ્વેષને જીતનારા પ્રભુ મને જ્ઞાન આપો, મને બીજા કોઇ પદાર્થની અભિલાષા નથી. કારણ કે, જ્ઞાન વિના કદી જીવની મુક્તિ થતી નથી. અને મુક્તિ વિના અખંડ સુખ પ્રાપ્ત થતું નથી. માટે જ્ઞાનધન એ સર્વ ધન કરતાં પ્રધાન અને શ્રેષ્ઠ છે. અભણ હોવાથી માણસને કેટલાં નુકસાન થાય છે. તે નીચેના દૃષ્ટાંત ઉપરથી સાફ જણાશે.

### (૭) અક્ષરશત્રુ-અભણ શેઠપુત્રની હૈયાહોળીની કથા.

કોઇ એક સ્ત્રીનો પતિ કમાવાને પરદેશ ગયો હશે, તેનો બારે વર્ષે કુશળતાનો-સુખશાતાનો તે સ્ત્રી ઉપર શુભપત્ર આવ્યો, સ્ત્રી પત્ર જોઈ ઘણીજ ખુશી થઈ. અને પોતે ભણેલી નહિ હોવાથી પત્ર હાંથમાં લઇ-કોઇની પાસે વંચાવવા ચાલી. રસ્તે જતાં એક દુકાન ઉપર પચીસ

વરસનો એક હીરાચંદ નામનો યુવાન પુરૂષ બેઠેલો જોયો, તે શેહેરમાં પ્રખ્યાત નવલખા શેઠ નવલશા નાનજીનો જ્યેષ્ઠ પુત્ર હતો. તે ઘરમાં અતિ સુખને લીધે લાડકોડમાં ઉછરેલો હતો, તેથી લઘુ વયમાં તે કાંઈ પણ ભણ્યો ન હતો, તેના મનમાં એવું ગુમાન હતું કે, ભણવાની મફતની માથાકુટ શામાટે કરવી જોઈએ? આપણે ઘેર શી કમીના છે? પારકી નોકરી કરી ગુલામગીરી કરવા ક્યાં જવું છે? ઘરમાં પુષ્કળ પૈસો છે તેથી બીજી બધી ગરજ સરે છે. ભણવું એ તો ગરીબ લોકોનું કામ છે. આ પ્રકારના મિથ્યાભિમાનના ડુંગર તળે દબાઈ, તે કાંઈ પણ ભણ્યો નહિ, પ્રાયે કરી લક્ષ્મીવાનના પુત્રો ભણ્યા હોય છે બારે મીંડાં! કારણ કે વિદ્યા કષ્ટસાધ્ય છે, મગજમારી શ્રમ અને દુઃખ વગર મળતી નથી. કહ્યું છે કેઃ—

**सुखार्थी वा त्यजेद् विद्या । विद्यार्थी वा त्यजेत्सुखम् ॥**
**सुखार्थिनः कुतो विद्या । विद्यार्थिनः कुतः सुखम् ॥१॥**

**અર્થાત**—જે સુખ ઇચ્છે તે વિદ્યાને તજે, અને વિદ્યાર્થી હોય તે સુખને તજે. કારણ કે જ્યાં સુખ હોય ત્યાં વિદ્યા ન હોય અને વિદ્યા હોય ત્યાં સુખ ન હોય. મતલબ કે વિદ્યા મેળવવામાં કષ્ટ પડે છે તેથી સુખાર્થી વિદ્યા તજી દે છે. તેમજ હીરાચંદભાઈએ પણ સુખાર્થી થઈ વિદ્યાને પુરી ધિક્કારેલી હતી. જે વખતે પેલી બાઈ પત્ર વંચાવા આવી, તે વખતે દુકાને એકલો તેજ બેઠેલો હતો. જેણે શરીરે સુશોભિત વસ્ત્રાલંકારો પહેરેલાં હતાં. મુખમાં પાનપટી ને હાથમાં સોટી હતી, ગાદીતકીઆ ઉપર ઓઠીંગણ દઈ બેઠેલો હતો. આ મોટા માણસ ભણેલા હશે એમ ધારી બાઈએ તેના હાથમાં પત્ર મુક્યો, અને કહ્યું કે ભાઈ વીરા! આ પત્ર પરદેશથી મારા પતિનો ઘણે વરસે આવેલો છે, તેમાં શું લખે છે તે મહેરબાની કરી વાંચી સંભળાવશો. હીરાચંદ પત્ર હાથમાં લઈ ઉંડા વિચારમાં પડી ગયો, મને વાંચતાં નથી આવડતું, એ કહેવું તેને બહુ ભારે પડતું લાગ્યું. કાંઈક લાજ જાય તો? એમ તો કેમ કહેવાય કે હું ભણ્યો નથી. તેથી હાથમાં પત્ર લઈ બીડો ફોડયો, અને માંહેલો કાગળ કાઢી ગંભીર ચહેરે તેને જોવા લાગ્યો. કાગળમાં નજર કરી વાંચવાનો ડોળ દેખાડયો. પણ ભાઈશ્રી ભણેલા બારે મીંડ હોવાથી શું વાંચે? પણ તે સમયે તેને ન ભણવા માટે પુરો પસ્તાવો થવા લાગ્યો, તે ઉંડા વિચારમાં પડયો કે અરેરે હું કેવો મૂર્ખ! હું કાંઈ પણ ભણ્યો નહિ. આખી જીંદગી

મોજશોખમાંજ એળે ગુમાવી, ધિક્કાર છે મને કે, મેં મૂર્ખશિરોમણિએ વિદ્યાદેવીની કદર જાણી નહિ. આ વખતે મારે શો જવાબ દેવો? પત્રમાંથી શું વાંચી દેવું? એવા વિચારમાંનેવિચારમાં તેની ચક્ષુમાંથી ખેદપૂર્વક આંસુ પડવા માંડયાં. આંસુ પડતાં જોઈ બાઈને તો એકદમ મોટી ફાળ પડી, હાય હાય! પત્રમાં કાંઇ અકુશળ માઠા ખબર હશે, તેથી શેઠ પણ રોઇ પડયા હશે. પછી ગદગદ કંઠે બાઇએ પુછયું કે:—ભાઈ! તેમાં શું લખ્યું છે? તે મને જલદી કહો. ત્યારે તેણે કહ્યું કે:—બાઈ! કાંઇ કહેવાય તેવું નથી, તેથી બાઇએ રોતાંરોતાં પત્ર લઇ ત્યાંથી ચાલવા માંડયું, રસ્તામાં માથું કુટતી મોટેથી બોલતી જાય છે કે:—થઇ રહ્યું! મારાં નસીબ ફુટયાં, હું અભાગણી પતિનો મેળાપ પણ કરવા ન પામી, હવે હું દુઃખિણી થઇ, મારા સૌભાગ્ય રૂપ ચાંડલો ચુડલો અને ચોટલો, એ સર્વ આજથી ઉતર્યા, પછી ઘેર આવી ચુડી ભાંગી આડોશીપાડોશી, સગાંસંબંધીને ખબર આપી, કાંણ માંડી. લોકોએ પણ વાત સત્ય માની સર્વ ક્રિયા કરી. પછી સર્વે પત્ર લઇ નદીએ નાહાવા ચાલ્યા. નદી કાંઠે બેસી વહેવારની રૂઢી પ્રમાણે ત્યાં પત્ર કાઢી વાંચવા માંડયો. તો પોતે આરંભેલા કાર્ય કરતાં તેમાં તો વદ્દન વિરૂદ્ધ લખાણ જોવામાં આવ્યું. તેમાં લખ્યું હતું કે:—વહાલી પ્રાણપ્રિયા! હું ખુશીમાં છું મારી કાંઇ ફિકર ચિંતા કરશો નહિ. હું થોડા વખતમાં તમારી તરફ અમૂલ્ય વસ્ત્રાભરણો લઇને આવવાનો છું. તમો નિશ્ચિંત રહેજો, સર્વને કુશળ સમાચાર કહેજો. જોઇતું કરતું મંગાવજો. સર્વને બોલાવજો. એજ.—આ પ્રકારના સુખ સમાચાર વાંચી આશ્ચર્ય પામી સર્વે પાછા વળી ઘરભણી ચાલ્યા. ઘેર તો રડાકુટ ચાલી રહી હતી. સ્ત્રી તો અસહ્ય દુઃખથી અફાટ રૂદન કરતી છાતી માથું કુટી રહી હતી. અને દુઃખ ભરેલા દયાજનક શબ્દો ઉચ્ચારતી હતી. પછી સર્વ જણાએ તે સ્ત્રીને શાન્ત પાડીને પૂછયું કે:—બાઇ! આ પત્ર કોને વંચાવ્યો હતો? ત્યારે તેણે કહ્યું કે:—પેલા નવલશા નાનજીના ચીરંજીવી હીરાચંદભાઇને વંચાવ્યો હતો. બિચારા વાંચી અંદરની બિના જાણતાંજ ગળગળા થઈ ગયા હતા. તેને પણ આંખમાંથી આંસુધારા પડવા લાગી હતી. ત્યારે તે પુરૂષોમાંથી જાણીતા એકે કહ્યું કે:—અરે! એ તો અભણ છે, તેને તો કાંઇ પણ વાંચતાંજ આવડતું નથી. જુઓ! પત્રમાં તો ખાસ્સા ખુશીના ખબર લખે છે. પછી પત્રની સઘળી બીના વંચાવી, ત્યારે તો સર્વને હસવું ને હાણ ઉત્પન્ન થયું. ઉતારેલા સૌભાગ્યાલંકાર પાછા ધારણ કર્યા. પછી સર્વ

સ્ત્રીપુરૂષો હસતાંહસતાં પોતાને સ્થાને ગયાં. રસ્તે જતાં દુકાને બેઠેલા હીરાચંદને પુછ્યુંઃ—ભાઇ! પેલી બાઇનો પત્ર તમે વાંચ્યો અને વાંચતાં રોવું આવ્યું? ત્યારે તે બોલ્યો કે, તે પત્ર વાંચ્યોછેજ કોણે?, હું તો મારા દુઃખનેજ રોતો હતો. અભણ રહ્યાનું દુઃખ ઉભરાઇ આવ્યું. તેથી આંસુ આવી ગયાં. પછી સર્વે મનમાં બબડતા ચાલ્યા ગયા. આ દૃષ્ટાંતનો સાર એ છે કે દુનિયામાં અજ્ઞાની અને અભણ રહેવાથી કેવું પરિણામ આવે છે? જેમ ઘરમાં અંધારૂ હોય ત્યાં સુધી કોઇ વસ્તુ જોવામાં આવે નહિ, તેમ જ્ઞાનવિના હેય જ્ઞેય ઉપાદેય એટલે જાણવા જોગ આદરવા જોગ ને છાંડવા જોગ પદાર્થોનું ભાન થતું નથી. માટે સર્વ સુખના મુખ્ય કારણરૂપ જ્ઞાન એજ સર્વોત્તમ છે. જ્ઞાનવાનની દશા કોઇ ઓર તરેહનીજ હોય છે. કહ્યું છે કેઃ—

## ઈન્દ્રવિજય છંદ.

કાજ અકાજ ભલો ન બૂરો; કછુ ઉતમ અધમ દૃષ્ટી ન આવે,
કાયિક વાચિક માનસ કર્મ શું આપ વિષે ન તિહુ ઠહરાવે;
હું કરી હું ન કીયો ન કરૂ અબ યું ઇંદ્રિનકુ વરતાવે,
દિસત હે વ્યવહાર વિષે નિત્ય સુંદર જ્ઞાનકી કોઉક પાવે ૧

માટે હે પરમ પવિત્ર પ્રભુ આપ જેવું પરમ જ્ઞાન પામ્યા છો, તેવાજ જ્ઞાનની મને પણ બક્ષીસ કરો. કે જેથી સકળ કર્મને ક્ષયકારી અજરામરત્વને પામી શકાય. એજ આ સેવકની પરમ પ્રાર્થના છે.



त्रिद्वितुर्याऽक्षरौघश्च, । वल्लभो जैनयोगिनाम् ॥
द्वितुर्यौघः स्त्रिणां यस्य समेऽस्तु शरणं सदा ॥ ९ ॥



**અર્થ**—જે પુરૂષના નામનો ત્રીજો બીજો અને ચોથો એ ત્રણ અક્ષરોનું એકીકરણ કરતાં થતો શબ્દ જૈનના મુનિવરોને વલ્લભ છે. તથા બીજો અને ચોથો એ બે અક્ષરોનું એકીકરણ કરતાં જે શબ્દ થયો તે સ્ત્રિયોને, વલ્લભ છે. એવો જે પુરૂષ હોય તે મારૂં સર્વદા શરણ હજો. (૯)

ભાવાર્થ—આ શ્લોકમાં સમસ્યા કહેવામાં આવી છે. તેનો ઉત્તર મહાવીર નામ નીકળે છે. તે શબ્દનો ત્રીજો બીજો અને ચોથો અક્ષર મેળવતાં 'વિહાર' શબ્દ બને છે, તે શબ્દ જૈનધર્મમાં વિશેષ પ્રચલિત છે, તેનો અર્થ દેશપરદેશમાં ફરવું થાય છે. જૈનમુનિયોને શારીરિક કારણ સિવાય મોજશોખ નિમિતે એકત્ર સ્થળે કાયમ રહેવાની મનાઇ છે. કારણ કે એકત્ર સ્થળે કાયમ રહેવાથી ઘણાં નુકશાન થાય છે, પ્રથમ તો કાયમ રહેવાથી લોકોમાં પ્રીતિનો ઘટાડો થાય છે. ધર્મપ્રેમની આસ્તા કાંઇક નરમ પડે છે. રાગબંધન વધે છે. વગેરે અનેક સાધુતાને હાનિકારક દોષો ઉત્પન્ન થાય છે. જેમ એક સ્થળમાં પાણી ઘણો વખત પડયું રહે છે, તો તેમાં પણ કેટલાક દોષો ઉત્પન્ન થાય છે. જેવાં કે નિલફુલ જામી જાય છે, ગંદુ બની જાય છે, તેમાં જીવજંતુની વિશેષ ઉત્પત્તિ થઇ જાય છે. પછી લોકોને તે પાણી દીઠું પણ ગમતું નથી! તો તેને પ્રેમપૂર્વક વાપરે તો ક્યાંથીજ ? તેમજ સાધુને માટે પણ સમજવું. કહ્યું છે કેઃ—

**દોહરા—સ્ત્રી પીયર નર સાસરે, સંજમીયો થીર વાસ;**
**એ ત્રણે હોય અળખામણાં, જો રહે ઘણું સ્થીરવાસ ।૧।**
**વહેતાં પાણી નીરમળાં, સ્થિર પડયાં ગંદાં હોય;**
**સાધુજન ફરતા ભલા, ડાઘ ન લાગે કોય. ॥ ૨ ॥**
**સ્થિર પડયાં પાણી નીરમળાં, જો કદી ઉંડાં હોય;**
**સાધુજન તો સ્થિર ભલા, જો કારણ ખરૂં હોય. ॥૩॥**

મતલબ કે સ્ત્રી પીયરમાં બહુ રહેવાથી અળખામણી થાય છે. ગમે તેવું સુખદુઃખ હોય તોપણ તે સાસરવાસે શોભે છે. લોકમાં પણ કહે છે કેઃ—"સાસરાની શૂળી સારી, પણ પીયરની પાલખી નહિ સારી" દીકરી સાસરે કાં તો મસાણમાં શોભે, પણ પીયરમાં બહુ રહેવાથી તો અવશ્ય અળખામણી થાય, અને અનેક પ્રકારનાં મેણાંટોણાં સાંભળવાં પડે છે, ભલી બુરી વાતો થવા માંડે છે; વગેરે અનેક દોષો ઉત્પન્ન થાય છે. માટે સ્ત્રી પીયરમાં ઝાઝુ રહેવાથી શોભતી નથી. વળી પુરૂષ સાસરામાં ઝાઝું રહે, તો તે પણ અળખામણો થાય છે. દૂર દેશથી ઘણે વરસે જો આવેલો હોય, તો જમાઇરાજ જમાઇરાજ થઇ જાય છે, તેનું માન જળવાય છે અને ઘણું સન્માન થાય છે.

**"પરદેશ જમાઇ તે માણેકતુલ્ય, દેશ જમાઇ તે સોવનતુલ્ય; ગામ જમાઇ તે બ્રાહ્મણ તુલ, અને ઘરજમાઇ તે ઢાંકણ તુલ્ય."**

**અર્થાત્**—પરદેશથી આવેલો જમાઈ હીરામાણેકની જેમ મોંઘી કીંમતે પંકાય છે, સ્વદેશથી આવેલો જમાઈ સુવર્ણની કીંમતે પંકાય છે, ગામમાં રહેનાર જમાઈ હમેશાં ઘેર લોટ માગવા આવનાર બ્રાહ્મણની કીંમતે ગણાય છે. અને ઘરજમાઈ તે કાંકણુને તુલ્ય ગણાય છે, એટલે નોકર તુલ્ય ગણી હમેશાં લઘુકાર્યો પણ કરાવવામાં આવે છે. સ્વસુરગૃહમાં રહી સાસરાને નામે જમાઈ પંકાતો હોય, તો તેને નીતિશાસ્ત્રકારોએ અધમાધમ ગણેલો છે. કહ્યું છે કેઃ—

**उत्तमा आत्मना ख्याताः पितुःख्याताश्च मध्यमाः ॥**
**अधमा मातुलाख्याताः श्वशुराश्चाधमाधमाः ॥ १ ॥**

**અર્થાત્**—પોતાના ગુણે પ્રખ્યાત થનારા નરો ઉત્તમ છે, પિતાના ગુણે પ્રખ્યાતિ મેળવનારા નરો મધ્યમ છે; મામાને નામે પ્રખ્યાત થનારા નરો અધમ છે; અને સાસરાને નામે પ્રખ્યાત થનારા નરો તો અધમમાં પણ અધમ છે—એમ નક્કી સમજવું. માટે ખચિત સમજવું કે સાસરામાં બહુ રહેનારો પુરૂષ પણ અળખામણો થઈ જાય છે.

એટલું તો અવશ્ય યાદ રાખવું કે જેટલી થોડામાં મજાહ ને પ્રીતિ છે તેટલી બહુમાં નથી. વળી થોડાની કીંમત પણ બહુ સારી અંકાય છે. તે ઉપર એક દૃષ્ટાંત કહે છે.

### (૮) થોડા સો મીઠા–સાહેબને શકરીયાં ભાવ્યા વિષેની કથા.

આજથી શુમારે ૧૫–૨૦ વર્ષ ઉપર ભાવનગર શહેરમાં કોઈ એક મોટો સાહેબ આવ્યો હતો. તેને ભાવનગરનરેશે મોટા ઠાઠમાઠ સાથે ગામમાં પધરાવી લીલમબાગ પાસે આવેલી પાનવાડીમાં ઉતારો આપ્યો. તે બાગમાં એક માળી રહેતો હતો, તેની સાથે પેલા સાહેબને બોલવાચાલવાનો પરિચય થયો. તેથી માળી હિંમતપૂર્વક કાંઈ બોલવું હોય તો તે સાહેબ સામે બોલી શકતો. એમ કરતાં શિવરાત્રિનો તેહવાર આવ્યો. ઘેરેઘેર શકરીયાંનું ભોજન થવા લાગ્યું. તે દિવસે શકરીયાંનું માન બહુ હોય છે. માળીને પણ વિચાર થયો કે, સાહેબને આ ચીજ આપું તો જરૂર મારા ઉપર ઘણાજ ખુશી થશે. પણ એમને એમ તો ન આપવું. પછી તેને બાફી તેનો છુંદો કરી તેમાં દુધસાકર ભેળવી સ્વાદીષ્ટ બનાવ્યુ, અને એક કટોરામાં ભરી તેને રકાબીમાં મુકી બંગલામાં ગયો; અને સાહેબને સલામ ભરી ટેબલ ઉપર મુક્યો. સાહેબે પુછ્યું, અલ્યા માળી ! એ ક્યા લાયા ?

માળીએ કહ્યું:–સાહેબ! એ અમારા દેશનો મેવો છે. આજે અમારા હિંદુલોકોમાં તેનું ફરાળ થાય છે. આપને યોગ્ય લાગે તો વાપરશો. હું ઐસા? કહી પછી સાહેબે તેની ખાતરી માટે તેમાંથી ચમચી વતી થોડું લઇ પોતાની કુતરીને નાંખ્યું. કુતરી સત્વર ખાઇ ગઈ, તેથી વિશ્વાસ લાવી તેણે પણ થોડું ખાધું, તો ઘણુંજ સ્વાદીષ્ટ લાગ્યું, અહાહા!! બહોત અચ્છા! બહોત અચ્છા! ઓ માલીભાઈ! લો રૂપીઆ! દુસરા લાઓ. એમ કહી ખીસામાંથી એક રૂપીઓ કાઢી આપ્યો. માળી હરખાતો હરખાતો શાકપીઠમાં ગયો અને એક રૂપીઆની મણ મણની બે ગાંસડી વેચાતી લઇ મજુરને માથે ઉપડાવી સાહેબ પાસે લાવ્યો. સાહેબે પુછ્યું એ ક્યા? માળીએ કહ્યું:—એ આપે ખાધું તે. હું ઐસી સસ્તી ચીજ હે! ફેંક દો ફેંક દો કચરાપટીમેં, હમને જાના કે ઐસા મેવા તો બહુત કીંમતી હોયગા. એમ કહી સાહેબે પછી સર્વ ફેંકી દેવરાવ્યું.

મતલબ એ છે કે, થોડામાં જેવી મજાહ–કીંમત–કદર અને મીઠાશ રહેલી છે, તેવી બહુમાં નથી. કવીશ્વર દલપતરામે કહ્યું છે કે:—

**મનહર.**

પરોણા થઈ પરઘેર, પરાધીન પેટ ભરે,
માનજો તે માનવીનું, માન ઘટી જાય છે;
જ્યાં સુધી રહેવું યોગ્ય, અધિક રહે અયોગ્ય,
હોય પ્રીતિ પરમ તે, નરમ થઇ જાય છે;
જુઓ હિતકારી નહિ, જગમાં જનેતા જેવી,
તેણે પણ દશ માસ ઉદર રખાય છે;
અધિક રહે જો કાળ, દાખે દલપતરામ,
વેરભાવ વધી દિલે, દીલગીરી થાય છે. ૧

મતલબ કે સહુ સહુની યોગ્યતા મુજબ સહુ શોભે છે; એમ નક્કી જાણવું.

તેમજ એકત્ર સ્થળમાં કાયમ પડી રહેનાર સાધુ પણ લોકોની દૃષ્ટિએ અભાવવાળા થઇ જાય છે. એટલું તો ખરૂંજ છે કે–દુનિયામાં સર્વ લોકો નવાનવા ગુણના રાગી હોય છે, એકજ વસ્તુ હમેશાં જોવામાં આવતી હોય, તો તેના ઉપર જોઇએ તેવો પ્રીતિભાવ રહેતો નથી. પહેલાં આપણા દેશમાં ત્રાંબાપીતળનાં વાસણો બહુ વપરાતાં હતાં, પણ કોપરઅરાસનાં નવાં વાસણ થયાં, એટલે ઉપલી ધાતુનું માન

ઘટ્યું, અને નવાં વાસણોની વિશેષ ખપત થઇ. પછી જર્મન સિલ્વર નામની ધાતુનાં વાસણો આવ્યાં ત્યારે તેની ખપતી વધવા લાગી. વળી એલ્યુમીનીયમ નામની નવી ધાતુ નીકળી તેનાં વાસણો ઘણુંજ સુંદર વજનમાં હલકાં તથા ચળકાટવાળાં હોવાથી ઉપલી ધાતુ કરતાં તેનો ઉપાડ વધ્યો. એવી રીતે જેમજેમ નવુંનવું જોવામાં આવતું ગયું તેમ તેમ જુનું અણગમતું થતું ગયું. તેમ સાધુ મહાત્મા પણ ફરતા ફરતા દરેક ગામમાં જતા હોય, તો તેમના ઉપર લોકોનો પૂર્ણ પ્રેમ જામે છે. નવા સાધુનું નામ સાંભળી હૃદયમાં અત્યંત હર્ષ થાય છે, ઉમંગભર તેમનાં દર્શન કરવા દોડે છે, પ્રેમપૂર્વક તેમનો બોધ સાંભળે છે. અર્થાત્ નવાનવા સાધુસંતના સમાગમથી અપૂર્વ આનંદ ઉત્પન્ન થાય છે. જુઓ કે બીજનો ચંદ્રમા એક માસે દેખાવ આપે છે, તોપણ તેનાં દર્શન કરવા ઉમંગભર લોકો દોડે છે. પણ પૂનમના ચંદ્રનાં કોઇ દર્શન કરતું નથી. કહ્યું છે કેઃ—

**માલિનીવૃત.**

**प्रथमदिवसचंद्रः सर्वलोकैकवंद्यः ।**
**स च सकल कलाभिः पूर्णचंद्रो न वंद्यः ॥**
**अति परिचय दोषात् कस्य नो मानहानिः ।**
**नवनव गुणरागी प्रायशः सर्व लोकः ॥ १ ॥**

**અર્થાત્**—શુકલ પક્ષના બીજના ચંદ્રને સર્વ લોકો વંદન કરે છે, પણ સર્વ કળાથી સંપૂર્ણ છતાં પુનેમના ચંદ્રને કોઈ પણ વંદન કરતું નથી, કારણ કે પંદર દિવસ સુધી હમેશાં દૃષ્ટિમાં આવતો હોવાથી, તેના પ્રત્યે પૂજ્યભાવ ટકી રહેતો નથી. પણ કૃષ્ણ પક્ષમાં પંદર દિવસનું અંતર પાડીને ઉગેલો હોવાથી બીજનો ચંદ્ર સર્વને વંદ્ય થાય છે. કેમકે અતિ પરિચય થવાથી કોની માનહાનિ થતી નથી? અર્થાત્ સર્વની થાય છે. કારણ પ્રાયે કરી દુનિયાના સર્વ લોકો પણ નવાનવા ગુણમાં પ્રીતિવાળા હોય છે. તેમ સાધુપુરૂષો પણ એક ગામમાં નવા નવા આવતાજતા હોય, તો લોકોનો ભાવ સારો રહે છે, તેટલો એક સ્થળે પડી રહેનાર સાધુ પ્રત્યે રહેતો નથી, અને વિદેશમાં વિચર્યા વિના એક સ્થળે પડ્યા રહેવાથી સારા સારા લાભોને મેળવી પણ શકાતા નથી. કહ્યું છે કેઃ—

**દુહો.**

**વિદેશમાં વિચર્યા વિના, મળે ન માન અપાર;**
**યુરોપીઅન અહીં આવતાં, બન્યા રાજસરદાર. ॥૧॥**

આજકાલના વિદેશી રાજકર્તાઓ પણ પ્રથમ વેપારી લાઇનમાં પડી હિંદમાં પ્રવેશ કરી ક્રમે કરી રાજ્યાધિકારી બનેલા છે. કહેવત છે કે:– "ફરે તે ચરે, અને ડરે તે મરે.' માટે સાધુઓને ફરવું એજ ઉત્તમ છે. એકજ સ્થળે રહેવાથી અનેક તોફાનો જાગે છે, રાગદ્વેષ વધે છે. વખતે પ્રીતિના બંધનમાં પડી ભ્રષ્ટ થવાનો વખત પણ આવી જાય છે. આજ ન્યાયને લઇને આજકાલ વિદેશી રાજકર્તાઓની સત્તા તળે રહેલા દરેક કલેક્ટર મામલતદાર ન્યાયાધિશ તથા પોલીસ ખાતાના દરેક અમલદાર સિપાઇઓ વગેરે સર્વે નાના મોટા રાજસેવકોની અવારનવાર અદલાબદલી થયાંજ કરે છે. એક સિપાઇની છ મહિનામાં ભાગ્યેજ બદલી થયા વિના રહેતી હશે? મોટા કલકત્તાના લાટ તથા મુંબઇના ગવર્નર વગેરેની પણ અમુક વર્ષે બદલી થાય છે. આ પ્રમાણે છે, તેજ રાજ્યનું બંધારણ સારા પાયા ઉપર ચાલે છે. નહિતો અનેક તોફાનો ચાલે તથા બખેડા જાગે અને રાજ્યની ખુવારી થાય–આવાજ હેતુથી જૈનના દરેક મહાત્માને અવશ્યના કારણ સિવાય એકજ સ્થળે કાયમ નહિ રહેતાં, શાસ્ત્રકારે ફરવાનું ફરમાન કર્યુ છે. સર્વજ્ઞ પ્રભુની આ સોનેરી કલમને તોડી આજકાલ કેટલાક સાધુઓ એકજ સ્થળે પડ્યાપાથર્યા રહે છે, તો તેનું પરિણામ કેવું નીવડે છે? લોકોની દૃષ્ટિએ ચડી કેટલું અપમાનને પાત્ર થવું પડે છે? જો કે વિહાર એ અતિ કષ્ટકર છે, તોપણ પ્રવર મુનિવરો તેને સ્વપરના અનેક લાભનો ભંડાર જાણી હિતકર માની સદા વિહાર કરે છેજ. કેટલાક જૈનેતર સાધુઓ મઠ બાંધી કાયમ એકજ ગામમાં પડ્યા રહે છે. પણ તેથી સ્વપરને શો લાભ? ભિક્ષા માગી પેટ ભરવું એમાં કાંઇ વિશેષતા ન કહેવાય. માટે વિહાર કરી વિદેશમાં વિચરવું એજ સર્વોત્તમ છે, અને તે જૈનમુનિને વિશેષ ઇષ્ટ છે. પૂર્વે મહા વિનયવંત પંથકજી નામના સાધુના ગુરૂ શ્રીશેલગરાજ ઋષિ સાતાસિલિયા બની એકજ સ્થળે રહેવાથી કેવા ભ્રષ્ટતાને પાત્ર થયા? એ તો ધન્ય છે પંથકજી શિષ્યજીને! કે જેણે અનેક કષ્ટ વેઠી અત્યંત કઠોર વચનમાં પણ સહનશીલ બની સમતાવડે ગુરૂને ઠેકાણે આણ્યા, નહિ તો તે ઋષિરાજ તો પહેલે પગથીએજ પહોંચી ગયેલા હતા. માટે સર્વ સાધુજનોએ વિચરતા રહેવું એ અનેક લાભનો હેતુ છે, એમ શ્રીસર્વજ્ઞનું કથન છે. અપવાદ તરીકે રોગાદિકના કારણે રહેવું પડે તો છૂટ પણ તેજ પ્રભુએ આપી છે. માટે મહાવીર શબ્દનો ત્રીજો બીજો ને ચોથો અક્ષર મેળવતાં **વિહાર** શબ્દ થાય છે, અને તે વિશેષ કરીને જૈનમુનિઓને ઇષ્ટ છે.

વળી તે મહાવીર શબ્દનો બીજો ને ચોથો અક્ષર મેળવતાં હાર થાય છે, અને તે વિશેષે કરી સ્ત્રીઓને વલ્લભ હોય છે. તે મહાવીર શબ્દમાંથી એવા ઉલટપાલટ અક્ષરોની મેળવણી કરવાથી ઘણા શબ્દ નિકળે છે; એવા શ્રી મહાવીર પ્રભુ ! મારૂં સદા શરણ હો. કારણ કે તે પ્રભુ જગતના ત્રાતા છે. ભવ્ય જીવોને દુઃખસાગરમાંથી બચાવી, અમૂલ્ય અક્ષય મોક્ષલક્ષ્મી આપે છે માટે તે પ્રભુ સદા પરોપકારી છે. કહ્યું છે કેઃ—

## સ્રગ્ધરાવૃત.

માતા ભ્રાતા પિતા તું જગત જયકરા, નાથ માંગલ્યકારી,
ત્રાતા ખ્યાતા કૃપાળુ વિનતી ઉર ધરી, વિઘ્ન નાંખો વિદારી;
સારા ધારા તમારા પરમ સુખકરા, બ્હય સંતાપ પાપો,
એવા પ્યારા હમારા શ્રીવીર જીનવરા, સર્વદા કષ્ટ કાપો. ૧
શાતાદાતા તમારાં ચરણ શુભકરા, પાપ મારાં ખમાપો,
તારા ભાસે વધારી, ઉદય અમતણો ઉર ઉત્સાહ આપો;
વિશ્વાધારા અમોહી, અજર અઘહરા ગુણ તારા અમાપો,
એવા પ્યારા અમારા, સુખદ જીનવરાવર્ય આનંદ આપો. ૨

મતલબ કે, જગતના ભવ્ય જીવોને શરણભૂત એવા શ્રીવીર વર્દ્ધમાનસ્વામી અમારૂં સદા કષ્ટ કાપી કલ્યાણ કરો, કારણ કે હે પ્રભુ ! તમોજ આ દુનિયામાં સાચા દેવ છો. તમારે શરણે આવેલાં સર્વ કોઈ પ્રાણી પરમશાંતિ પદને પામે છે. (૯)



सेवाऽमोघफलाऽमला गुरु जमानो साधिता कर्हिचिन् ।
नानावैभवभोगसक्तमनसा धर्मे न दत्तादरः ॥
दत्तं नो शुभदानमत्र सुखदं धत्तं न शील तथा ।
दुष्प्राप्यं किल मानुषं वरमिदं हाहा मुधा हारितम् ! ॥१०॥



અર્થ—કોઇ વખત પ્રેમપૂર્વક સદ્‌ગુરૂનો સમાગમ કરી તેમની અમોઘ ફળને આપનારી સેવા કદી કરી નહિ, તથા નાનાપ્રકારના સાંસારિક વૈભવભોગ ભોગવવામાં મન

ની અત્યંત આસક્તિ હોવાથી શુદ્ધ ધર્મને વિષે આદર આપ્યો નહિ, તેમ સુખને આપનાર સુપાત્રે દાન પણ દીધું નહિ, તથા શીલ અને તપ આદિ ઉત્તમ સદ્ગુણો પણ ધારણ કર્યા નહિ; તો અરેરે મહા દુર્લભ એવું આ ઉત્તમ મનુષ્યત્વ કેવળ નકામું-એળે ગુમાવ્યું, (૧૦)

**ભાવાર્થ**—આ મનુષ્યલોકમાં આવી નાના પ્રકારના વૈભવના જે ભોગો તેમાં અત્યંત આસક્તિવાળું છે મન જેનું, એવા આ આત્માએ નિર્મળ એવી તથા અમોઘ એટલે સત્ય છે ફલ જેનું એવી ગુરૂજનોની સેવા પણ મેળવી નહિ. તથા ધર્મને વિષે જોઇએ તેવો પ્રેમપૂર્વક નિખાલસ હૃદયથી આદર પણ આપ્યો નહિ, તથા દાન શીયલ ને તપનો લાભ પણ પવિત્ર ભાવનાથી મેળવ્યો નહિ, ખરેખર આ પાપમાં પચી રહેલો આત્મા મહા સંકટોથી સંપ્રાપ્ત થયેલો મનુષ્યજન્મ વૃથા હારી ગયો. ખરેખર જેનું જીવન આ દુનિયામાં પરોપકારી બન્યું નથી, તેનું જીવવું વદ્દન વૃથા છે. રાજર્ષિપ્રવર શ્રીભર્તૃહરિએ કહ્યું છે કેઃ-

**प्राप्ताः श्रियः सकल कामदुधा स्ततः किं ? ।**
**दत्तं पदं शिरसि विद्विषतां ततः किम् ? ॥**
**संमानिताः प्रणयिनो विभवैस्ततः किं ? ।**
**कल्पस्थितं तनुभृतां तनुभिस्ततः किम् ? ॥ १ ॥**

**અર્થાત**—સકલ કામનાઓ પૂરી પાડનાર લક્ષ્મી ઘણી મેળવી હોય, તોપણ શું ? રણાંગણમાં વિજય મેળવી શત્રુઓના શિર ઉપર પગ મુકી દબાવ્યા, તોપણ શું ? તથા અનેક વૈભવોથી મિત્રાદિકને સન્માન આપી ખુશી કર્યા તોય પણ શું ? અને કદાચ આ શરીરવડે કલ્પપર્યંત જીવ્યા તોય શું ? મતલબ કે-આવા વૈભવમાં સુખી જીવન ગાળ્યું, પણ ઉપર બતાવેલું પરભવનું ભાતું-આત્મહિતકારક સુકૃત્ય કાર્યો કર્યા નહિ, તો તે સર્વ શા કામનું છે? પૈસાની પ્રાપ્તિ માટે અનેકની સેવા કરી, પણ પરમ સુખને આપનાર સદ્ગુરૂનો સમાગમ કરવાનો તે વખતજ આવ્યો નહિ. ગુરૂની ભક્તિપૂર્વક કરેલી સેવા અમોઘ ફલને આપનારી છે, પણ કેટલાક મોહમાં મુગ્ધ બનેલા અજ્ઞ જનો તો માની બેઠેલા છે કેઃ—

દુહો—પૈસો મારો પરમેશ્વર, ઘરધણિઆણી ગુરૂ;
દીકરાદીકરી ચેલાચેલી, સેવા કોની કરૂં ? (૧)

અહાહા ! કેવો મોહમહિમા ! કેવું મૂઢપણું ? પૈસો મળ્યો એટલે પ્રભુ મળ્યા જેવું માને છે. પૈસામાં ચિત્ત જેવું હોય છે તેવું પ્રભુમાં નથી હોતું. કદાચ કુલપરંપરાથી ધર્મસ્થાનમાં આવ્યો, પ્રભુનું બાનું લઇ બેઠો, પણ ચિત્તની રમણતામાં તો પૈસોજ રમતો હોય ! બે ઘડી પણ શાન્તિપૂર્વક પ્રભુભક્તિમાં ચિત્ત ચોટે નહિ. એજ અજ્ઞાનતાની નિશાની છે. દાખલા તરીકે, કોઈ એક શ્રાવક હમેશના નિયમ પ્રમાણે ચાર ઘડીનું સામાયકવ્રત લઇ ધર્મસ્થાનકમાં બેઠો હતો. પ્રાતઃકાળ હોવાથી પાટ ઉપર બિરાજેલા સાધુજી ધર્મોપદેશનું વ્યાખ્યાન સંભળાવતા હતા, તેને પેલો શ્રાવક હોંકારો દઇ વ્યાખ્યાન સાંભળતો હતો. તેવામાં એવું બન્યું કે રસ્તામાં પોતાનો ભાઇ કોઇની પાસે રૂપીઆની ઉઘરાણી કરતો હતો, ઘણા વખતથી તે માણસ લેણું ચુકવતો ન હોવાથી તેને ઉભો રાખી તેના ભાઇએ કઠોર વચનોની વૃષ્ટિપૂર્વક સખ્તાઈ અને તાકીદ કરવા માંડી. પેલો માણસ પણ નિડર બની સામો થયો, અને પરસ્પર બેને કજીઓ જામ્યો. દાઝે બળેલો પેલો માણસ બોલી ગયો કેઃ—જા ! નથી આપતા, તારાથી થાય તે કરી લેજે ! આ તકરાર સાંભળી વ્યાખ્યાનમાં બેઠેલા તેના ભાઇને ધુન ચડી, તેનાથી શાંત બેશી રહેવાયું નહિ તેથી એકદમ વખાણ વચ્ચેથી ઉઠી તરત બહાર આવી પોતે પણ તે લોક સાથે જોરપૂર્વક લડવા લાગ્યો, કર્કશવાક્યોની વૃષ્ટિ વરસાવવા લાગ્યો, તે બોલ્યો કેઃ— હારા બાપના રૂપીઆ છે તે રાખજે ! જોઇએ કેમ રખાય છે !! બાપાનો માલ મફત નથી આવ્યો કે, તું હોઇયાં કરી પચાવી જાય ! યાદ રાખજે કે કોર્ટમાં જઈ ઊભા ઊભા નાણાં કઢાવું છું કે નહિ ! અત્યારે તો હું સામાયકમાં છું, પણ પછી તારી વાત છે. જા તું હારે હમણાં ! જોઇએ કે કેવો નથી આપતો નાણાં ?! વગેરે ઘણાં વચનો બોલ્યો. વાહ વાહ ! તે વખતનો દેખાવ કેવો મજાનો હશે ? મોઢે મુહપતિ, હાથમાં ગુચ્છો, અને જીભમાં કઠોર વાણી—સરસ્વતી, આ સર્વે જોઈ રસ્તાના લોકો હાંસી કરવા લાગ્યા. અરસપરસ બોલ્યા કેઃ— જુઓ ભાઇઓ ! શેઠે સામાયક કરી છે ? મોઢે મોમતીનીએ શરમ છે? લડવુંજ હતું તો થોડીવાર પછી કયાં નહોતું લડાતું ? કે ધર્મને લજાવ્યો ! એમ કહી હાંશી કરતા લોકો ચાલતા થયા. આ વાતની મતલબ એવી છે કે, કર્મની વિશાળતા વિચિત્ર પ્રકારની છે, કે ધમ

સ્થાનમાં પણ મનને નિવૃત્તિ મેળવવાનો વખત આવે નહિ! જાણે પૈસો મળ્યો એટલે સર્વસ્વ મળ્યું! ઘરમાં સ્ત્રી એજ ગુરૂ! કદાચ ગુરૂની આજ્ઞા લોપાય, પણ ગૃહિણીની તો નજ લોપાય! એટલી બધી મોહદશા આ જીવની રહેલી છે કે, ખોટામાં સાચું માની બેઠો છે! કહ્યું છે કેઃ—

## કવિત.

એસોહી અજ્ઞાન કોઇ, આયકે પ્રગટ ભયો,
દિવ્ય દૃષ્ટિ દુર ગઈ, દેખે ચામદૃષ્ટિકુ;
જેસે એક આરસી સદાય હાથમાંહી રહે,
સન્મુખ ન દેખે ફેરફેર દેખે પ્રષ્ટિકું;
જેસે એક વ્યોમ પુનિ બાદલસે છાંઇ રહ્યો,
વ્યોમ નહિ દેખત, દેખત બાહ્ય દૃષ્ટિકું;
તેસે એક બ્રહ્મહિ બીરાજમાન સુંદર હે,
બ્રહ્મકું ન દેખે ઓર દેખે સબ સૃષ્ટિકું. ॥ ૧ ॥

મતલબ કે—એવું અજ્ઞાન પ્રકટ થયું છે કે, તે જીવનનું ભાન જ ભુલાવી દે છે! તથા ભવભ્રમણમાં પ્રાણીને ભટકાવે છે અને અકર્તવ્યના ઉંડા ખાડામાં ઉતારી મુકે છે.

માટે હે ભવ્ય પ્રાણી! જરા ચર્મચક્ષુ મિંચી હૃદયચક્ષુ ખોલી વિચાર! કે આ ઉત્તમ મનુષ્યજન્મ મેળવી શું સાધ્યું? કેવળ ક્ષણિક પદાર્થોમાંજ મોહ પામી તું અંધ બનેલો છે? કદી પણ ગરીબોને દયા દૃષ્ટિથી સુપાત્રે દાન પણ દીધાં નહિ; તથા સદ્ગુરૂની સેવા કરી તેમના ઊંડા જીગરમાંથી નીકળેલો આશીર્વાદરૂપી મીઠો મેવા—પ્રસાદ પણ પામ્યો નહિ, દીન દુઃખી અનાથ જનોની પરોપકાર કરી દુવા પણ લીધી નહિ, કોઈ પ્રકારનો તપ પણ કર્યો નહિ; તેમ વિષયસુખમાં અંધ બની પરદારાગમન ચોરી જારી જુઠ આદિ અનેક કુકર્મો કરવામાં લેશ પણ લજ્જા રાખી નહિ, કદી સદાચારે ચાલી શિયલ પણ પાળ્યુ નહિ, કેવળ ગરીબોનાં હૃદય બાળી અનાથ પ્રાણીઓનું મર્દન કરી પીંડ પોસ્યો છે. ગુલાબ કેવડો મચકુંદ જાઈ જુઈ કેશર કસ્તુરી ચંદન અત્તર વગેરે સુગંધી પદાર્થોથી શરીરને મઘમઘાયમાન રાખવામાંજ સાર્થક માન્યું! ચિત્તહર મનમોહક ચતુરાઓ—સુંદરીઓને આનંદ આપવો, તેઓનાં દરેક પદાર્થોની અભિલાષા ગમે તેટલા પરિશ્રમે પૂર્ણ

ફરવી, તેઓને રાજી રાખવી; તેમાંજ જીવનસાર્થક માન્યું. બાયડી છોકરાં તથા નિજ દેહને સારાંસારાં અન્નફળ મેવામીઠાઇ અને પકવાન્ન વગેરે ભાવતાં ભોજનો જમાડવામાંજ પરોપકાર માન્યો! સેંટ અત્તર છાંટેલાં ઇસ્ત્રીટાઇટ સુંદર વસ્ત્રો પરિધાન કરી હાથમાં નાજુક ને ફેન્સી સોટી રૂમાલ તથા છત્રી ધારણ કરી સુગંધી તેલ નાંખી ઓળેલા સુંદર ચકચકિત કાળા કેશોવાળા મસ્તક ઉપર વાંકી જીનાઈ ટોપી અથવા ભભકાદાર રંગબેરંગી ફટકો પહેરી ચટકમટકથી યથેચ્છ મોજમજામાં ફરવુંહરવું તેમાંજ સ્વર્ગસુખ માન્યું છે! નાટકચેટક વગેરે રંગરાગ અને વિલાસમાં હજારો રૂપીઆ પ્રેમપૂર્વક ખરચવા તેજ જેની મહાન ઉદારતા છે!

આ પ્રમાણે જેણે આખી જીંદગી ગુજારેલી છે. તેની તેજ રાત્રી ને તેજ દિવસો અવારનવાર વહ્યાજ કરે છે! છતાં પ્રતિદિન નવી આશાના પાશબંધનથી નવાંનવાં સુખોને નિત્ય પ્રાપ્ત કરવાને જીવ અનેક ફાંફાં મારે છે! પણ તેથી જરાએ લજવાતા કે સંકોચાતા નથી!

रात्रीसैवपुनः स एव दिवसो मत्वाऽबुधा जंतवो ।
धावंत्युद्यमिनस्तथैव निभृतः प्रारब्ध तत्तक्रिया ॥
व्यापारैपुनरुक्तभुक्त विषयैरेवं विधेनाऽमुना ।
संसारेण कदर्थिताः कथमहो मोहान्नलज्जामहे ॥ १ ॥

અર્થાત્—ઉંઘમાં ઉંઘતા અને મોહ માયામાં મસ્ત બનેલા અજ્ઞાનીઓ તેજ રાત્રિ અને તેજ દિવસોને ઉદ્યોગ વિના વ્યર્થ ગુમાવીને જુદી જુદી ક્રિયાઓ કરે છે, અને વારંવાર અનેક વ્યાપારો અને ઉદ્યમો કરીને મોહથી સંસારમાં વલખાં મારે છે. અરેરે! એવા સંસારથી દુઃખી થયેલા પામરો હજી કેમ લજાતા નથી? આખા જન્મારામાં ચેતવાનો વખત આવ્યોજ નહિ, અને આવા નાશવંત ઐહિક સુખમાંજ નિમગ્ન બન્યો! વળી પામર પ્રાણીઓ કેવાં કેવાં દુષ્કૃત્યો કરી આખી જીંદગીને એળે ગુમાવે છે? તે વિષે કહ્યુ છે કેઃ—

**ગજલ કવાલી.**

પ્રભુની પ્રીત ના પાળી, કુબુદ્ધિ અન્યને આલી;
કાયા કર્મે કરી કાળી. ગુમાવી જીંદગી ખાલી! ૧
ગરવમાં જીંદગી ગાળી, અઘટ ઘાટે મતિ ઘાલી,
પ્રપંચે ચોંપથી ચાલી, ગુમાવી જીંદગી ખાલી! ૨

બન્યો આ જીવ જંજાળી, રહ્યો જડભાવને ઝાલી,
ધરમની ટેકને ટાળી, ગુમાવી જીંદગી ખાલી ! ૩
ઠગાયો ઠાઠમાં ઠાલી, ન શોધી પુણ્યની ડાલી,
સ્વદોષો અન્યને ઢાલી, ગુમાવી જીંદગી ખાલી ! ૪
તજી શુભ હેમની થાલી, ભરી ધનધામમાં ફાલી,
ગરીબોનાં હૃદય બાળી, ગુમાવી જીંદગી ખાલી ! ૫
કરમની રીત ના ભાળી, મમતમાં હું રહ્યો મા'લી,
મતી મુજ થઇ ન માયાળી, ગુમાવી જીંદગી ખાલી !૬
ન ટાળી ટેવ ઈર્ષાળી, ન જોયું હિત નિહાળી,
અવિદ્યાને કરી વા'લી, ગુમાવી જીંદગી ખાલી ! ૭
રમા રામાતણી લાલી, હૃદયમાં રંગની તાળી,
વિનયમુનિ સુપથ ટાળી, ગુમાવી જીંદગી ખાલી !૮

માટે હે વિવેકી સુજનો! વિચારો વિચારો ! જીંદગીને સુધારો ! જીંદગીનો છેલ્લો ભાગ સુધરશે, તોપણ ઘણો લાભ થશે. છેવટે પણ જેઓ મોહ મમત્વને તજી પ્રભુભક્તિ કરતા નથી, તેઓની જીંદગી ફાલ્ગુન માસના માવઠાની વૃષ્ટિની પેઠે વૃથા છે. અને સંસારસાગરમાં ડુબે છે, તેને તરવાનો વખત ભાગ્યેજ આવે છે! તેના ઉપર દૃષ્ટાંત.

## (૯) એક વહાણવટી સફરી ને સહેલાણી શેઠની કથા.

કોઈ એક શેઠ વહાણમાં બેસી મુસાફરી કરવા પરદેશ જતો હતો. પોતે યુવાન ફાંકડા-છેલબટાઉ હોવાથી કેટલીક ચાલુ જમાનાની ફેન્સી ચીજો પાસે રાખેલી હતી. પોતે એક સુંદર ખુરશી ઉપર બેઠેલો હતો, તેની આજુબાજુ કોચ અને આરામખુરશી મુકેલાં હતાં. પોતાની સન્મુખ એક સુંદર કોરણીવાળું નકશીદાર નાજુક ટેબલ રાખેલું હતું, તેના ઉપર સુગંધી પુષ્પનું કુંડું રહેલું હતું. એક બાજુપર સાંજવર્તમાન,મુંબઈસમાચાર,પ્રજામિત્ર. ગુજરાતી વગેરે કેટલાંક છાપાં પડેલાં હતાં, બીજી તરફ સુંદર ફેન્સી રોલ્ડગોલ્ડ વૉચ-ઘડીઆળ મુકેલું હતું. એક વખતે સોનાની ફેન્સી ફ્રેમના પેબલના ચશ્મા ચક્ષુ ઉપર ચઢાવી શેઠ આરામખુરશી ઉપર આડે પડખે પડી ન્યુસપેપર વાંચતા હતા, વાંચવામાં તલ્લીન થઈ ગયા હતા. વસ્ત્રો ઉપર સેન્ટ અત્તર વગેરે સુગંધી તેલ છાંટેલું હોવાથી આસપાસનો ભાગ પણ બ્હેકી રહ્યો હતો; શરીર પણ મઘમઘી.રહ્યું હતું. તે વખતે તે વહાણનો એક ખલાસી

ઘડીઆળમાં કેટલા વાગ્યા છે તે પુછવા માટે શેઠની પાસે આવ્યો.

તેણે નમ્રતાપૂર્વક ધીમે સાદેથી પૂછ્યું શેઠજી ! ઘડીઆળમાં કેટલા વાગ્યા છે ? શેઠજી તો ન્યુસપેપર વાંચવામાં તલ્લીન થયા હતા, તેથી જવાબ મળ્યો નહિ, ત્યારે બીજી વાર પૂછ્યું, તોપણ જવાબ આપ્યો નહિ. વળી ખલાસીએ નમ્રતાપૂર્વક ત્રીજી વાર પૂછ્યું. ત્યારે શેઠજી ચીડવાઇને ક્રોધપૂર્વક બોલ્યા કેઃ—બેસ બેસ ! ગડબડ નહિ કર ! આવો જડસા જેવો કેમ રહ્યો ? મૂઢ ! જોઇ લે તારી મેળે તો ખબર પડશે કે ઘડીઆળમાં કેટલા વાગ્યા છે ? ત્યારે બાપડો ખલાસી નરમાશથી બોલ્યો, શેઠજી ! મને જોતાં નથી આવડતું, માટે તો મેં આપને પૂછ્યું ! ત્યારે શેઠ સખેદાશ્ચર્ય થઇ બોલ્યા કેઃ—બસ ઘડીઆળ જોતાં પણ નથી આવડતું ?! ત્યારે તો તારા જેવો નાદાન કોણ ? આટલી જીંદગાનીમાં ઘડીઆળ જોતાં પણ ન આવડયું ! માટે જા તારી પા જીંદગી નકામી ગઈ ! ! ઠીક કાંઈ ભણ્યોગણ્યો છે ? ખલાસી બોલ્યોઃ-ના શેઠ સાહેબ ! અમારા જેવા ગરીબ માણસો કયાંથી ભણી શકે ? મારા પેટનું પણ પુરૂં થતું નથી, તો હું ભણું કયાંથી ? ત્યારે શેઠજી બોલ્યા, બસ ! કાંઈ ભણ્યો પણ નહિ, અરે કમજાત તારા જેવો મૂર્ખશેખર કોણ હોય ? અરે નિર્ભાગી પશુ ! તું **गुरुणां गुरुः** એવી વિદ્યાદેવીનો પણ અણમાનીતો બન્યો ! માટે ખરેખર **विद्या विहीनः पशुः** એ ન્યાયે તું પશુ છે, વસંત ઋતુની કદર કાગડો શું જાણે ? રત્નની કીંમત ઘરેઘર ટુકડા માગી ખાનારો રંક શું જાણે ? વિદ્યારત્ન એ અમુલ્ય રત્ન છે. સાંભળ તેના ગુણો !

**मातेव रक्षति पितेव हिते नियुक्ते ।**
**भार्येव चाभि रमयत्य[illegible]नीय खेदम् ॥**
**कीर्तिं च दिक्षु विमलां वितनोति लक्ष्मी ।**
**किं किं न साधयति कल्पलतेव विद्या ॥१॥**

અર્થાત્—વિદ્યા માતાની પેઠે રક્ષણ કરે છે, પિતાની પેઠે હિતમાં જોડે છે, ભાર્યાની પેઠે ખેદ મટાડીને આનંદ આપે છે, અને નિર્મળ કીર્તિને દિશાઓમાં વધારે છે, લક્ષ્મીને વિસ્તારે છે, માટે કલ્પલતારૂપ જે વિદ્યા તે શું શું સિદ્ધ નથી કરી આપતી ?

આવી અમુલ્ય વિદ્યા પણ તેં મેળવી નહિ, માટે તારી અડધી જીંદગી નકામી. પા જીંદગી ઘડીઆળ જોતાં ન આવડયું તેની, અને પા જીંદગી કાંઇ ભણ્યો નહિ તેની એમ અડધી જીંદગી તારી નકામી

ગઇ સમજવી! ઠીક ત્યારે કાંઇ પરણ્યોબરણ્યો છે કે? ખલાસી કહેઃ-મારા બાપ પરણ્યા હતા, હું તો હજી પરણ્યો નથી. પુરૂં ખાવાનું મળતું નથી તો વળી પરણીએ ક્યાંથી? રૂપીઆ વિના કાંઇ પરણાય છે?! તે સાંભળી શેઠજી બોલ્યાઃ-અરે મૂઢ અધમાધમ! તારા જેવો હિણભાગી કોણ સમજવો? આવડો મોટો ઢાંઢો થયો પણ હજી પરણ્યોય નહિ?! અરે છિટ છિટ!! તમે લોકો નીચ છો, તમને શું ખબર પડે કે, **भार्या हिनं गृह शून्यम् ॥** સ્ત્રી વિનાનું ઘર સૂનું છે. દુનિયામાં જેણે સ્ત્રીસુખો વિલસ્યાં નથી. તે ખરેખર પશુથી પણ નપાટ છે. કહ્યું છે કેઃ-

**स्मितं किंचिद् वक्रे सरल तरल दृष्टि विभवः ।**
**परि स्पंदो वाचा मभिनव विलासोक्ति सरसः ॥**
**गति नामारंभः किसलयित पार करः ।**
**स्पृशंत्यास्ता रुण्यं किमिहनहि रम्यं मृगदृशः ॥ १ ॥**

**અર્થાત્**—મંદમંદ હાસ્યવાળી સરલ અને તરલ ચપળ દૃષ્ટિવાળી, નવીન શૃંગારમય, મધુર ભાષણોથી સુંદર વાણીની રચનાવાળી, અને નવાંકુર જેવી લીલાના સમુહવાળી, ગમનના આરંભ અને સુંદર ગતિવાળી, એ સઘળા કુસુમાંગીના સદ્ગુણો કોને મનોહર ન લાગે? અર્થાત સર્વને મનોહર અને પ્રિય છે. વળી કોકિલકંઠ સમાન અગણિત લીલાએ કરી નીજ સ્વામીને પ્રસન્ન કરનારી, વિનોદરસથી ભરપુર, શણગાર સજવામાં બહુજ રાગવાળી, વળી બીલાંસમાન સુંદર સ્તનવાળી, કોમળ અને ગોર અંગવાળી, મુખના સુગંધવાળી, એવી જે નારી જેણે આ જગતમાં મેળવી નથી; તેનો જન્મ વૃથા સમજવો. કારણ કે આ સંસારમાં વિષયસુખ ભોગવવાં એજ આ ફાની જીંદગીની સફળતા છે! માટે હે ખલાસી! આવી અનેક સુખસાગરી નારી પણ પરણ્યો નહિ, તો **अपुत्रस्य गतिर्नास्ति ।** એ ન્યાયે તારી સગતિ થવાનીજ નહિ; માટે તારી પોણી જીંદગી નકામી ગઇ. પા ઘડીઆળ જોતાં ન આવડવાની, પા અભણ રહેવાની, અને પા નહિ પરણ્યાની; એમ તારી પોણી જીંદગી તદ્દન નકામી ગઇ! એમ ચોકસ સમજજે.

આ પ્રમાણે ખલાસી પ્રત્યે શેઠ દમામથી બોલી રહ્યા છે, અને પોતાના સુખ વૈભવની બડાઇ હાંકી રહ્યા છે. તેવામાં વાવટોળ થઇ ગગનમંડલ વાદળાંથી છવાઇ ગયું, મેઘની ભારે ગર્જનાઓ થવા લાગી,

વિજળીના કડાકા ઉપર કડાકા થવા લાગ્યા, તોફાની વાયુને લીધે વહાણ ચકડોળે ચડવા માંડયું, પવનના ઝપાટાથી શઢ તૂટી ગયો, સુકાન ભાગી ગયું, દિશાફેઢ સર્વ થઇ ગયું. ઉપરથી મેઘવૃષ્ટિ પણ ધોધમાર પડવા લાગી; તેથી વહાણ એક ખરાબા સાથે ઓચિંતું અથડાયું. આ બનાવથી ખલાસી એકદમ ગભરાયો, રાડ પાડી સત્વર બેબાકળો થઇ બોલી ઉઠયો:-શેઠ, સાહેબ! તરતાં આવડે છે કે? ઝટ કરો, આજે વહાણ જોખમમાં આવી ગયું છે, હવે બચવાનો એકે ઉપાય રહ્યો નથી. શેઠ તો આ સાંભળી દિગ્મૂઢજ બની ગયા! અને ગભરાઇ જઇ એકદમ બોલ્યા કે:-ભાઇ! હવે શું કરીશું? મને તરતાં તો નથી આવડતું! ત્યારે ખલાસી બોલ્યો:-તમને તરતાં નથી આવડતું, ત્યારે તો થઇ રહ્યું. સાંભળો શેઠ! ત્યારે મારી તો પોણી જીંદગી નકામી ગઇ' પણ તમારી તો આખી જીંદગી નકામી-પાણીમાં ગઇ. કારણ કે તમને તરતાં પણ નથી આવડતું, અને અમે તો દરિયાના જીવડા કહેવાઇએ. માટે હું તો ગમે તેમ તરીને પણ કાંઠે જીવતો પહોંચીશ, પણ શેઠજી તમે તો હવે ઇષ્ટદેવને સંભારો! આમ વાત કરે છે. એવામાં તો વહાણ ભાગ્યું અને શેઠ વગેરે તેનું સઘળું કુટુંબ અગાધ જળમાં ડૂબી ગયું. એકલો ખલાસી તરીને કાંઠે આવ્યો, ખલાસી સિવાય સર્વ ડૂબી ગયું.

આ દૃષ્ટાંતનો સાર એ છે કે:—મનુષ્યો સંસારના વૈભવ સુખમાં અંધ બની અન્યને ધિક્કારે છે, પણ આખી જીંદગીમાં સંસારસાગર તરવાનો રસ્તો શોધી શકતા નથી, તે આખરે મહા દુઃખી થાય છે. માટે હે ઉત્તમ જનો! આ ઉત્તમ માનવજીવન નકામું હારી ન જતા, કાંઇ પણ આત્મહિતકારક કાર્ય કરવું એજ આ મનુષ્ય જીંદગી મેળવવાનું પરમ કર્ત્તવ્ય અને સાર્થક છે. (૧૦)



**भोगा भोग फणा इवा ति भयदा सद्भिः सदा निंदिता।**
**आयुर्वायु चलत्तरंग निकरा कल्लोल लोलं किल ॥**
**वित्तं बुदबुद संनिभं भयगृहं पापस्य मूलं तथा।**
**तस्मात्तापनिवारणेऽमित गुणे धर्मे कुरुध्वं धियम् ॥११॥**



**અર્થ**—સંસારના કામભોગો મોટા ફણીધર સર્પ જેવા અતિશય ભયંકર અને ઉત્તમ પુરૂષોએ નિંદેલા છે. આયુ-

ષ્ય વાયુથી ચાલતા જળના તરંગના કલ્લોલના જેવું ખરે-ખર અતિ ચપળ છે, તથા ધન પાણીના પરપોટા જેવું ચંચળ તથા ભયનું મંદિર અને સઘળા પાપોનું મૂલ છે; તે માટે સંકટો નિવારનાર અને માપી ન શકાય તેટલા જેમાં ગુણો છે. એવા શુદ્ધ ધર્મને વિષે બુદ્ધિને સ્થાપો. (૧૧)

**ભાવાર્થ**—આ લોકમાં ભોગો છે, તે ભુજંગફણાની માફક અત્યંત ભયનેજ આપનારા છે; પ્રાકતન તથા અપ્રાકતન પંડિતોથી અત્યંત નિંદાયલા છે, તથા આયુષ્ય કેવું છે? તો કહે વાયુએ ચલા-વેલા જે તરંગ સમુહો તેના જે કલ્લોલ કહેતાં લોઢ તેના સમાન અતિશય ચપળ છે, તથા ધન તો ખરેખર બુદબુદ કહેતા પાણીના પરપોટા સરખું, ને વળી ભયનું તો એક મોટું ભવન છે, એટલે અત્યંત ભયવાળું છે; તથા જગતના તમામ પાપોના મૂળરૂપ પણ છે. મતલબ કે, જગતના સર્વ પદાર્થો મોહ ઉપજાવનારા છે, પણ પરિ-ણામે મહા દુઃખો દેનારા છે, અને ભવસાગરની વૃદ્ધિ કરનારા છે. તથા ક્ષણભંગુર એટલે જોતજોતામાં વિદ્યુતપાતની માફક નાશ થઈ જવાના છે. માટે હે ભવ્ય જનો! જન્મ જરા અને મરણ, તથા આધિ વ્યાધિ અને ઉપાધિ એ વગેરે સંસારના નાના પ્રકારના તાપોને નાશ કરાવનારા તથા અસંખ્ય જેમાં ઉત્તમ ગુણો રહેલા છે, એવા ધર્મને વિષે બુદ્ધિને કરો! એટલે શુદ્ધ ધર્મને વિષે બુદ્ધિને સ્થાપો! તો જરૂર તમે સુખી થશો. સંસારના લોકો કામભોગમાં સુખ માને છે; પણ તેમાં પરિણામે તો મહા દુઃખજ છે. વળી સંસારના કામભોગોને ઉ-ત્તમ પુરૂષોએ સદા ત્યાજ્ય કહી નિંદેલા છે. કારણ કે મોક્ષના દ્વારમાં જતાં એ અર્ગલારૂપ થાય છે. અષ્ટાવક્રગીતામાં જનકરાજાએ મોક્ષ પ્રાપ્તિના પ્રશ્નમાં પૂછ્યું છે કેઃ—

**कथं ज्ञानमवाप्नोति कथं मुक्तिर्भविष्याति ॥**
**वैराग्यं च कथं प्राप्त मेतद् ब्रूहि मम प्रभो ॥१॥**

**અર્થાત્**—હે કૃપાળુ પ્રભુ! અનાદિકાળથી ડુબી ગયેલા આ આત્માને જ્ઞાન કેવી રીતે થાય? તથા વૈરાગ્ય અને મુક્તિ શી રીતે મળે? તે કૃપા કરીને આપ કહો! તેના ઉત્તરમાં ઉપકારી કૃપાળુ ગુ-રૂએ કહ્યું કેઃ—

मुक्ति मिच्छसि चेत्तात । विषयान् विषवत्त्यज ॥
क्षमार्जव दया तोष, सत्य पीयूषवद् भज ॥ १ ॥

અર્થાત્—હે મુમુક્ષુ ! જો તું મુક્તિને ઇચ્છે છે, તો અવશ્ય વિષયોને વિષની પેઠે તજી દે, તથા ક્ષમા, નમ્રતા, દયા, સંતોષ અને સત્ય આદિ સદ્ગુણોનું અમૃતની પેઠે સેવન કર. કારણ કે તે વિષયો મોહને લીધે મુકાતા નથી. પણ અંતે તે દુર્ગતિમાં લઇ જાય છે. મોહને લીધે જેનું પ્રિયપણું ઘણું મનાય છે, પણ પરિણામે તે અપ્રિય નિવડે છે. મોહનો મહિમા અપાર છે. કહ્યું છે કેઃ—

## શિખરિણી.

નરો નારી પાસે નટ સમ થઇ નૃત્ય કરતા,
કુરંગાક્ષી કેરા નયનશરથી ઘાયલ થતા;
વદે પ્યારીપ્યારી મધુર મુખથી પામી લઘીમા,
થતા વૃદ્ધાવસ્થા નહિ રસ જુઓ મોહ મહિમા ! ૧
લૂલો નેત્રે કાણો અતિ કૃશ અને તે ખસ ભર્યો,
પડયા કાને કીડા વિષમ અતિ પીડા અનુસર્યો;
તથાપિ તે શ્વાન પ્રબળ મદને જાય રતિમાં,
શૂનિ પુંઠે વેગે વિષમય જુઓ મોહ મહિમા ! ૨

મતલબ કે,—કામભોગમાં આસક્તિ પામેલા વિષયી મનુષ્યો સ્ત્રીઆધિન થઇ કેવા નટ સમાન નાચી રહ્યા છે ? ગમે તેવા ધીરવીર પુરૂષો પણ સ્ત્રીના કટાક્ષરૂપી વિક્ષણ બાણોથી વિંધાઈ ઘાયલ થાય છે, અને સદા વશ્ય રહે છે, તેની પ્રેરણાથી ન કરવાનાં કાર્યો પણ કરે છે, અને મનથી એમ માને છે કે, આ સ્ત્રી તો મારીજ છે. પણ મોહને લીધે તેને એટલું પણ જ્ઞાન નથી હોતું કે સ્ત્રી કોઇની થઈ નથી અને થશે પણ નહિ. તે તો સ્વાર્થનીજ સગી છે ! તેને વશ્ય પડેલા મોહમુગ્ધ વિષયી મહાન દુઃખને પામેલા છે. ધારાપતિ ભોજરાજાનો કાકો મુંજરાજા સ્ત્રીને વશ્ય થઈ કેવો દુઃખી થયો? ઘરે ઘર ટુકડા માગવાનો વખત પણ આવ્યો ! અને અંતે અકાળ મૃત્યુ થયું. પ્રદેશી રાજાને સુરીકાન્તા નામની પટરાણીએ ઝેર દઈ માર્યો, જીનરક્ષ અને જીનપાળ નામના બે શ્રેષ્ઠી પુત્રોને રયણાદેવીએ પાયમાલ કરી મહા દુઃખ દીધું, વગેરે અનેક દષ્ટાંતો શાસ્ત્રકારોએ આપણા જેવા અજ્ઞજનોને સદ્બોધ આપવા કાજે બહુ અચ્છી રીતે વર્ણવેલા

છે. વળી તેને માટે કોઈ કવિએ એક ઘડાને જોઇ ઉત્પ્રેક્ષા કરી છે કે:-કોઈ સ્ત્રી કુવાકાંઠે પાણી ભરતી હતી, ઘડાના કાંઠલામાં દોરડું નાંખી ઘડો કુવામાં ઉતારી દોરડા વતી પાણીમાં ઘડાને ઉંચોનીચો કરતી હતી, અને તે વખતે ઘડામાં પાણી ભરાતાં બુદબુદ શબ્દ નીકળતો હતો; તે જોઇ ત્યાં કોઇ કવિએ ઘડા પ્રત્યે કહ્યું કે:—

## શાર્દુલવિક્રીડિતવૃત.

રે રે કુંભ! કુવાવિષે ઉતરીને પોકાર તું શું કરે?
જો આયુષ્ય હશે તુજતણું, તો તું અહીં ઉગરે;
જે થાશે નર નારીનાજ વશમાં, તેની દશા આ થશે,
ફાંસો ઘાલી ગળાવિષે તુરત તે, ઉંડે કુવે ઉતારશે. ૧

અર્થાત્—ઘડાની પેઠે ગળામાં ફાંસો ઘાલી સ્ત્રીઓ વિપત્તિરૂપી ઉંડા કુવામાં ઉતારશે. મતલબ કે—આ અન્યોક્તિમાંથી વિવેકથી વિચારતાં આપણને ઘણોજ બોધ મળી આવે છે. ખરેખર વિષયો એવા જ છે! એવાજ હેતુથી સર્વજ્ઞ મહાજનોએ તેને ધિક્કારેલા છે, જો કે સઘળી સ્ત્રીઓ કાંઈ એવી ફસાવનારી બલા હોતી નથી, સ્ત્રીને રત્નકુક્ષધારિણી પણ કહેલી છે.

દોહરો—નારી રત્નની ખાણ છે, પણ વશ તેને થાય;
તો તેનો તે કર અહીં, નર્ક મધ્યે લઇ જાય. ૧

અર્થાત્—તેની સાથે અતિશય પરિચયથી વશવર્તિ રહે, તો જરૂર તેનો કર અહીં, નારી નર્કરૂપી ઉંડા કુવામાં ઉતારે છે. નહિ તો પૃથ્વીમાં ઉત્તમ નરરત્નોને પ્રકટ કરવાવાળી પણ તેજ છે, તિર્થંકર, ચક્રવર્તી બળદેવ વાસુદેવ તથા મોટા મોટા સંતો મહંતો અને મહાત્માઓ પણ તેજ રત્નખાણમાંથી બન્યા છે. દુનિયામાં સર્વ સ્ત્રીઓ તથા પુરૂષો કાંઈ સરખાં હોતાં નથી. કહ્યું છે કે:—

દુહા—સરવે સરખા નર નહિ, સર્વ સરખી નહિ નાર;
કોઇ ભલા કોઇ ભુંડાં, એમ ચાલ્યો જાય સંસાર. ૧
એક એક નારી એહવી, પહોંચી અવિચળ ઠામ;
નિસતારો હોય જીવનો, લેતાં નિત્ય પ્રત્યે નામ. ૨
મોટીમોટી મહા સતી, પાળ્યો શિયળ આધાર;
કષ્ઠ પડયે કાયમ રહી, પામી મોક્ષ દુવાર. ૩
રયણ કુખની ધારિણી, કહી જીનેશ્વર નામ;
આગમ અનુસારે કરી, કેટલીનાં કહું નામ. ૪

મતલબ કે—એવી ઉત્તમ સતીઓ થઇ છે, તે.પણ વિષયમાં લપટાએલી અને સ્વાર્થની સગાઇવાળી સ્ત્રીઓ સ્વાર્થ સર્યે પોતાના પ્રિય પતિના પણ વખતે પ્રાણુ લેવા ચુકતી નથી. માટે વિષયવિકારને સદા ધિક્કાર છે. આયુષ્ય જળના તરંગ સમાન અતિ ચંચળ છે, ને લક્ષ્મી પણુ નાશવાન છે, કોઇના ઘરમાં પણુ તે અચળ નિવાસ કરતી નથી, અને વળી અનેક પાપને બંધાવનારી છે. કહ્યું છે કેઃ—**अर्थमनर्थ भावयनित्यं** અર્થાત્—અર્થ-ધન તે અનર્થોનું-પાપોનું મૂળ છે, વળી વિનાશ થયે આંખમાંથી આંસુ પડાવનાર છે, માટે તેનો પણુ વિશ્વાસ કરવા જેવું નથી. કુટુંબકબીલો વગેરે સર્વ સ્વાર્થનીજ સગાઈ છે, સ્વાર્થ સર્યે સર્વે વિખરાઈ જાય છે. ફક્ત ધર્મ એજ શ્રેષ્ઠ અને સાચો સંગી છે. એ વિષે ધનદત્ત શેઠની કથા કહે છેઃ—

## (૧૦) સ્ત્રીનું સાહસ, ધનદત્તની ધીરતાને રહસ્ય વાર્તાની ગંભીરતા.

પોતનપુર નગરમાં ધનદત્ત નામે કોઇ લક્ષાધીપતિ શેઠ વસતો હતો. તેને સુદત્તા નામની સ્ત્રી હતી. તે સુશીલા અને પતિભક્તિપરાયણુ હતી. કોઇ વાર શેઠને વ્યાપારમાં ભારે ખોટ જવાથી દુકાનો ભાંગી વ્યવહાર તૂટતાં પડતી દશામાં આવવાથી હળવેહળવે શેઠની લક્ષ્મી સર્વ નાશ પામી. ઘરબાર તથા સ્ત્રીનાં આભુષણુ અલંકાર વગેરે સર્વ વેચી નાંખવું પડયું. શેઠ તદ્દન ગરીબી હાલતમાં આવી ગયા, તેથી અફસોસ કરવા લાગ્યા. અહો લક્ષ્મી કોની થઇ છે? ક્ષણુમાં આવે છે ને ક્ષણુમાં ચાલી જાય છે! ઘડીકમાં રાજી કરે ને ઘડીકમાં રોવરાવે છે, શેઠને મુંઝાયેલા જોઇ સ્ત્રીએ એકદા કહ્યું કેઃ—હવે આપણે અત્ર રહેવું તો યોગ્ય નથી, કેમકે જ્યાં અતિશય વૈભવ સુખો ભોગવ્યાં ત્યાં દીનદશા ગુજારવી એ ઓછું લજામણું નથી! માટે હવે સારી વાત તો એ છે કે આપણે બન્ને મારે પીયર જઇએ.

**वरं वनं व्याघ्र गजेंद्र सेवितं ।**
**जलेनहीनं बहुकंटकावृतम् ॥**
**तृणानिशय्या परिधान वल्कलं ।**
**न बंधु मध्ये धनहीन जीवनम् ॥ १ ॥**

અર્થાત્—જળ વગરનું કાંટાથી ભરપુર અને વાઘ સિંહ તથા ગજેંદ્રવાળું વન સેવવું તે સારૂં તથા ઘાસની પથારી અને ઝાડની

છાલનાં લુગડાં પહેરવાં તે સારૂં, પણ ધનહિન થઇ બંધુવર્ગમાં વસતું તે શ્રેષ્ઠ નહિ. એમ વિચારી બન્ને જણાં થોડી વસ્તુઓ હતી તે એક ટોપલામાં લઈ પ્રાતઃકાલમાં વહેલાં ઉઠી ચાલતાં થયાં. જે ઘરવાખરો મોટા મહેલમાં પણ સમાતો નહોતો, તે એક નાના સરખા ટોપલામાં સમાઈ ગયો. કર્મની ગતિ ન્યારી છે. ઉદયઅસ્ત સર્વનો સર્વદા થયાજ કરે છે. પણ ધીર પુરૂષો કદાપિ સંકટમાં હિંમત હારી જતા નથી.

**દુહા—ચડતી પડતી સર્વની, એ દુનિયાની રીત;**
**ચંદ્રકળા સુદમાં વધે, વદમાં ઘટે ખચીત. ૧**
**એક દિવસના સૂર્યની, ઉભય ગતિ દેખાય;**
**ઉદય થાય પરભાતમાં, અસ્ત સાંજરે થાય. ૨**

**સુખને છેડે દુઃખ પડે, દુઃખ છેડે સુખ થાય;**
**જે સ્થળ છાંયો દેખીએ, ફરી ત્યાં તાપ તપાય. ૩**
**જ્યાં ભરતી ત્યાં ઓટ છે, જળ ત્યાં સ્થળ નિરધાર;**
**કાળતણી ગતિ કારમી; હર્ષશોક નવ ધાર. ૪**

આવા આવા વિચારો કરતો શેઠ આગળ ચાલ્યો ને શેઠાણી પણ પછવાડે ધીમે ધીમે ચાલ્યાં આવે છે, એમ ચાલતાંચાલતાં બપોર થયો. શેઠાણીએ કહ્યું, સ્વામીનાથ! તૃષા બહુ લાગી છે, ક્યાંઇ પાણીની શોધ કરો તો સારૂં! ત્યારે શેઠે કહ્યું:—હે સ્ત્રી મારાથી ચાલી શકાતું નથી, તોપણ આગળ ચાલો, આપણે કયાંક તપાસ કરીશું. સ્ત્રીએ વિચાર્યું:—અરે રે! હવે તો આ ઝાડનું ઠુંઠું થઈ ગયું, મારા પતિનું શરીર હવે શોભતું નથી. જેમ રાહુથી છવાયેલો ચંદ્ર ને સૂર્ય અશોભનીક લાગે, તેમ આ શેઠનું વદન દારિદ્ર રૂપ રાહુથી શામ અને નિસ્તેજ થઇ ગયું છે. હવે તે મને શું સુખ આપવાના? જેમ જળ વિનાનું સરોવર નકામું છે, તેમ આ નિર્ધન શેઠ પણ હવે તો નકામા છે. એવા દુષ્ટ વિચારો ચિન્તવવા લાગી. તેવામાં રસ્તામાં એક કુવો આવ્યો, તેથી શેઠે કહ્યું કે, લાવ તને પાણી કાઢી આપું. પાસે કાંઈ દોરડું ન હતું. તેથી શેઠે જીર્ણ થયેલું પોતાનું માથે બાંધવાનું હતું તે કાઢી કળશીયો બાંધી કુવામાં નાંખ્યો, પણ તે પહોંચ્યું નહિ, ત્યારે પોતાનો હાથ લાંબો કરી વાંકા વળી જેવા પાણી કાઢવા જાય છે, તેવામાં પેલી સુખની રંગી સ્ત્રીએ આગળથી ચિંતવી રાખેલું ઘાતકી કામ કર્યું. અત્યારે અનુકુળતા વાળું સમજી વિચાર્યું કે:—આ લાગ સારો છે, હવે આમાં કાંઈ વળવાનું નથી, આ દરિદ્રીની પાસે રહેવાથી આપણી હોંશો

હવે પુરી પડશે નહિ, અને પીયરમાં પણ મારા પિતાને માથે પડશે! માટે આને કુવામાં નાંખી હું એકલીજ મારે પીયર ચાલી જઉં, એજ ઠીક છે. એમ વિચારી પોતાને માટેજ ઘણા વાંકા વળી પાણી કાઢતા શેઠને એકદમ ધક્કો મારી કુવામાં નાંખી દીધો; અને પોતે બેધડક પીયર ભણી ચાલી ગઇ. તેનાં માતાપિતાએ એકલી આવેલી જાણી પૂછ્યું, બેન એકલી ક્યાંથી આવી? આમ એકલી કેમ આવી? આવી સ્થિતિ કેમ છે? તારા પતિ શેઠ કયાં ગયા છે? તે સર્વના ઉત્તરમાં તેણે કહ્યું કે, અમો હાલ વેપારમાં ખોટ જવાથી દરિદ્રી બની ગયાં છીએ, તેથી શેઠજી પરદેશમાં રળવા સારૂ ગયેલા છે, અને હું તેમની આજ્ઞા લઇ અહીં આવી છું, એમ કહી શેઠાણી બાપને ઘેર સુખે રહ્યાં.

પ્રિય વાચક! ચાલો હવે પેલા શેઠનું શું થયું તે જોઇએ! તે બિચારો ઓચિંતો કુવામાં પડ્યો. સારા ભાગ્યે પાણી થોડું હોવાથી ડૂબી તો ન ગયો. પણ વાગ્યું ઘણું! પછી તે ત્યાં રહ્યો થકો વિચારવા લાગ્યો:—અહો! સ્ત્રીઓ કેવળ સ્વાર્થનીજ સગાઇ વાળી છે! તેને મારી માની અત્યાર સુધી હું તેના વ્યલીક મોહમાં તણાયો, અનેક કુકર્મો કર્યા પણ આખરે તો તે મારી નજ થઇ. મોટા બળવંતોને પણ બાળી ભસ્મ કરનારી પ્રબળાઓને કવિયોએ અબળા શામાટે કહી હશે?! સ્ત્રીઓનાં ચરિત્રો અપાર છે, તેને માટે પીંગળાચરિત્રથી અનુભવી પામેલા રાજર્ષિપ્રવર શ્રીભર્તૃહરિએ કહ્યું છે કે:—

**आवर्तः संशयानामविनयभवनं, पत्तनं साहसानां ।**
**दोषाणां सन्निधानं कपटशतमयं, क्षेत्रमप्रत्ययानाम् ॥**
**स्वर्गद्वारस्य विघ्नो नरकपुरमुखं, सर्वमायाकरंडं ।**
**स्त्रीयंत्रं केन सृष्टं विषममृतमयं, प्राणिनामेकपाशः ॥१॥**

અર્થાત્—સંશયની ધુંસરી, અવિનયનું ભવન, સાહસનું પત્તન એટલે મોટું નગર, દોષોનો ભંડાર, સેંકડો કપટવાળું અવિશ્વાસનું ક્ષેત્ર સ્વર્ગદ્વારનું એક મોટું વિઘ્ન, નર્કપુરીનું મુખ, ને માયાનો કરંડિયો, અંદર વિષ અને બહાર અમૃત જણાય અને પ્રાણીઓનું મુખ્ય બંધન છે. એવો સ્ત્રીરૂપી યંત્ર કેણે બનાવ્યો હશે? વળી તેણે કહ્યું છે કે, સ્ત્રીનાં ચરિત્ર ખરેખર અજાયબ છે. તે તો તેમાં પાવરધી ને કુશળ હોય છે, પોતાના ચરિત્રથી ગમે તેવા હિંમતવાન પુરુષોને પણ વ્હાવી દે છે. સ્ત્રી નીચ સ્વભાવ વાળી ને અહર્નિશ પરપુરૂષનું

ધ્યાન ધરવા વાળી હોઇ પોતાના પુરૂષને પણ મારી નાખવાને ચુકતી નથી. અસત્ય વદવામાં પ્રવીણ અને સહેજ કહેતામાં તો આંખે પાણી લાવવામાં હુશિયાર હોય છે. ગમે તેટલી ડાહી હોય, પણ જ્ઞાની પુરૂષે સ્ત્રીની શિખામણ વગર વિચારે ગ્રહણ કરવી ઉચિત નથી. લાખો ચરિત્રથી ભરેલી, નીચ સાથે પ્રિતિને જોડનારી, કઠણ હૃદય વાળી, કુમતિથી ભરેલી, માર્ગ કરવામાં મશહુર, ગરજ વખતે ગરીબાઇ બતાવનારી, સ્વામી સાથે બાથ ભિડનારી, સહેજ વાતમાં શાપ દેનારી, શિરપર આળ ચડાવતાં પાછુ વાળી નહિ જોનારી, પોતાની જુવાનીમાં પુરૂષને વશ્ય રાખનારી, રીઝમાં ચરણ ચાંપનારી, ખીજમાં મરણને શરણ કરનારી, ભોળવીને સર્વસ્વ હરનારી, તેમજ કામવશ થઇ હોય ત્યારે પુરૂષને નિહાલ કરનારી નર્કનું દ્વાર, ક્લેશનું ઘર, પાપનું સ્થાન, સ્વર્ગની અર્ગલા, નીચ વૃતિનો આગાર, કુથલીનો કોઠાર, એવી અનેક દુર્ગુણોથી ભરપુર. નિચ સ્ત્રીઓની મોહિનીમાં જે પુરૂષ સપડાય છે તેઓનું જીવતર ફોકટ છે. વિષમય અનેક અવગુણની ભરેલી એવી પ્રેમદાઓની પ્રીતમાં જે પડશે, તે મારાથી પણ અધિક દુઃખના ડુંગરા તળે ચગદાઇ મરશે. માટે એવી કુલટા સ્ત્રીઓનો તો સર્વથા ત્યાગ કરવો તેજ ઉત્તમ છે. વળી આંખોમાં આંસુ લાવી શેઠ બોલ્યા કેઃ–અરે હાય ! દુષ્ટ હું તારા કેટલા અવગુણ ગાઉં, તારા કૃત્યનું સ્મરણ થતાં મારૂ ચિત્ત ચીરાય છે, અને મારે રોમેરોમે ક્રોધાનળ ભરાઇ મારી નસેનસ બાળી ભસ્મીભૂત કરે છે. અરે નીચ કુલટા ! આખરે મારા પ્યારા પ્રાણ લેવા પણ તું તૈયાર થઇ ! ધિક્ક છે એ કમજાતને ! એમ કહી પોતાના મનમાં અફસોસ કરતો થકો ત્યાં રહ્યો છે, તેવામાં થોડીક વારે એ રસ્તેથી જતા એક વટેમાર્ગુને તૃષા લાગવાથી દોરી વતી કળશીઓ બાંધી પાણી કાઢવા તેણે કુવામાં નાંખ્યો, તે વખતે શેઠે અંદરથી શબ્દ કર્યો તેથી તે ચમક્યો પણ પછી હિંમત આણી પૂછ્યું કે તમો કોણ છો ? ઉત્તરમાં કહ્યુઃ–ભાઇ ! હું માણુસ છું, કુવામાં પડયો છું. મને બહાર કાઢો ! મારાથી બોહીશો નહિ. પછી ધીમે ધીમે દોરડાને આધારે શેઠને બહાર કાઢયા. પછી કાઢનાર પુરૂષે સઘળી હકીકત પૂછી, તેના ઉત્તરમાં જણાવ્યું કે, મને વાઇનું દરદ છે, તેથી પાણી કાઢતાં ચકરી આવી અને હું પડી ગયો. પણ સ્ત્રીએ મને પાડયો છે, તેમ જણાવ્યું નહિ. પેલાએ વિચાર્યું કેઃ–અહો ! જેને રામ રાખે, તેને કોણ ચાખે ! અર્થાત્–આયુષ્ય બળવાન હતું તો કુવામાંથી પણ બચ્યો. કહ્યું છે કેઃ—

अरक्षितं तिष्ठति दैव रक्षितं ।
सुरक्षितं दैव हतं विनश्यति ॥
जीवत्यनाथो पि वने विसर्जितः ।
कृतः प्रयत्नोपि गृहे न जीवति ॥ १ ॥

**અર્થાત્**—અત્રશ્લોકે જે વસ્તુ દેવથી રક્ષાયલી છે, તેનું મનુષ્યો રક્ષણ ન કરે તો પણ તે અખંડ રહે છે. અને દૈવથી હણાયેલી હોય તો મનુષ્યો તેને રક્ષણ કરવા લાખો પ્રયત્ન કરે, તો પણ તે વિનાશ પામે છે. અનાથ હોય અને વનમાં રહેતો હોય તે જીવે છે, અને ઘરમાં ઘણા પ્રયત્નોથી રક્ષણ કરાતો હોય, તો પણ વિનાશ પામે છે. પછી તે બહાર નિકળી અનેક વિચારો કરતો ઉદરપૂર્ણાર્થે પરદેશમાં નિકળી પડયો. પરદેશમાં ઘણે દૂર દેશ નીકળી ગયા પછી કોઇ ગામમાં એક શેઠને ત્યાં નોકરી રહ્યો. સારા ભાગ્યના ઉદયે તે વરસે દુકાનમાં ઘણો લાભ થયો, એટલે શેઠનો પ્રેમ તેના પ્રત્યે વધ્યો, તેણે બીજે વરસે ભાગમાં વ્યાપાર કર્યો, તેમાં પુણ તેને ઘણો સારો લાભ મળ્યો. ભાગ્યરેખા ફરી, કર્મ વાદળું ફરી વળ્યું હતું તે ખસી ગયું, કર્મની ગતિ ન્યારી છે. ક્ષણમાં રંક અને ક્ષણમાં રાજા બનાવી દે છે. ક્ષણમાં ગજેંદ્ર સ્વારી કરાવે છે, ક્ષણમાં પગપાળે ચલાવી આંખમાંથી આંસુ પડાવે છે. પરદેશમાં શેઠનું નશીબ ખિલ્યું. બાર વર્ષ સુધી ત્યાં રહ્યો, પોતાના ઉપકારી શેઠની મહેરબાની તળે પોતે સ્વતંત્ર વ્યાપાર કરતો, તેથી બાર વરસમાં પાંચ લાખનો આસામી બની ગયો. પછી તેણે સ્વદેશ જવાનો વિચાર કર્યો, શેઠની રજા લઇ આનંદથી સર્વ સમૃદ્ધિ ડેરાતંબુ ચાકરનોકર વગેરે ઠાઠમાઠ સાથે પોતાના દેશ ભણી જવાને નીકળ્યો. રસ્તામાં પોતાના સસરાનું ગામ આવ્યું, એટલે વિચાર્યું કે, ચાલને સાસરામાં ખબર તો કાઢતો જાઉં ! જોઇએ શેઠાણીસાહેબ કેવું સુખ માણે છે ? એમ વિચારી તે ગામની ભાગોળે તેણે પડાવ નાંખ્યો. તેવામાં થોડી વારે પેલાંજ શેઠાણી પાણી ભરવા માટે તે રસ્તેથી નીકળ્યાં. તેમણે જોયું તો છેટેથી પૂર્ણ તપાસ કરી ધારીને જોતાં તે ખરૂં જણાયું; અને છેવટે શેઠને ઓળખી પણ કાઢયા કે, ખરેખર એજ મારા પ્રાણપતિ લાગે છે. એમ શેઠાણીએ થોડી વાર ત્યાં ઉભાં રહી લાંબી નજરે જોઇ તપાસી નક્કી કર્યું કે બસ એતો એજ છે. તે વખતે શેઠનું, ધ્યાન તે તરફ નહોતું, શેઠજી.તો તંબુના બારણા પાસે બેસી કોઇ પુસ્તકનું અવલોકન કરવામાં તલ્લીન થયા હતા; તેથી તેમને તો કાંઇ

ખબર ન પડી. પછી શેઠાણીએ વિચાર્યું કે, મારા પતિ પરદેશમાં જઈ રળી આવ્યા લાગે છે! પછી એકદમ હરખાતીહરખાતી ઘેર ગઇ ને પોતાનાં માતાપિતાને વધામણી આપી અને કહ્યું કે, તમારા જમાઇરાજ લક્ષ્મી કમાઇ પરદેશથી અત્રે આવ્યા છે, અને તે ગામની ભાગોળે પડાવ નાંખી રસોઈ કરાવે છે, તે અઘટતું કહેવાય, માટે જાવ! જલદી સામૈયું કરી ગાજતેવાજતે મોટા ઠાઠથી ગામમાં તેડી લાવો! તે સાંભળી સામૈયું કરી સર્વ લોકો શેઠને તેડવા ગયા. ભેગાં થયાં એટલે અન્યોઅન્ય ભેટયાં, મળ્યાં, કુશળ સમાચાર પૂછ્યા, વગેરે હર્ષવિનોદનો વાર્તાલાપ ક્ષણ વાર ચલાવી, શેઠને ઘેર લઈ જવા આગ્રહ સાથે આમંત્રણ કર્યું. શેઠનો વિચાર તો સાસરે જવાનો નહોતો, કારણ કે સ્ત્રીનું હૃદયદાહક કૃત્ય મનમાંથી હજી ભૂંસાઇ ગયું નહોતું. પણ અતિશય આગ્રહ ભાળવાથી સમયજ્ઞ વિવેકી શેઠે જવાનો નિશ્ચય કર્યો. પછી શેઠ વાહનમાં બેઠા, એટલે વાજતેગાજતે સર્વ મંડળ ઘર ભણી ચાલ્યું, તે વખતે શેઠાણી પણ શેઠની શોભા જોવા સુંદર વસ્ત્રાલંકાર સજી ઘરની અગાશી ઉપર ઉભેલાં છે, ત્યાં આગળ શેઠની ગાડી આવી એટલે શેઠાણીએ શેઠને જોયા, શેઠની પણ સ્વાભાવિક નજર ઉપર ગઈ, ત્યારે શેઠાણીએ શેઠ સામું જોઈ સમસ્યા કરી, એટલે સમસ્યા રૂપે એક ફુલ શેઠના ઉપર નાંખ્યું. તેથી એમ સૂચવ્યું કે, મારી ભૂલ–મૂર્ખતાથી થએલી કુવાની વાત તમો એકલાજ જાણો છો કે જાહેર કરી છે? નહિતર મારે મરવાનો વખત આવશે. ત્યારે શેઠે પુષ્પ લઈ આશ્ચર્ય થઈ ઉંચુ જોયું, અને સમસ્યાનો ભાવ સમજી ગયો. તે પણ મહાચતુર શિરોમણિ અને વિચક્ષણ વાણીયો હતો તેથી તેણે સમસ્યામાં એક આંગળી ઉંચી કરીને જણાવ્યું કે, કુવાની બાબત હું એકલોજ જાણું છું માટે નિશ્ચિન્ત રહો! એટલે તે પણ સમજી ગઈ. તેને હવે નિરાંત થઈ. પછી ત્યાં શેઠ ઉતર્યા, પાંચ સાત દિવસ ત્યાં આનંદમાં રહ્યા, સસરાએ ઘણું માનસન્માન જાળવ્યું. અહો! લક્ષ્મીનો મહિમા અપાર છે! બધી સગાઈ લક્ષ્મીનીજ છે. પાસે ધન હોય તો બધાં પોતાનાં થાય છે. કહ્યું છે કે:—

**त्यजंति मित्राणि धनैर्विहीनं । पुत्राश्च दाराश्च सुहृद्गणाश्च ।**
**तमर्थ वतं पुनराश्रयंति । अर्थोहि लोके पुरुषस्य बंधुः ॥१॥**

**वयोवृद्धा तपोवृद्धा ज्ञानवृद्धाश्चये जनाः ।**
**ते वृद्धा धन वृद्धानां द्वारि तिष्ठंति सर्वदा ॥ १ ॥**

અર્થાત્—ધનથી રહીત થયેલાને સ્ત્રી, પુત્ર, મિત્ર, ભ્રાતૃવર્ગ વગેરે તજી દે છે, વળી પુરૂષ ધનવાળો થાય છે, ત્યારે પાછાં સર્વ સંબંધીવર્ગ તેનો આશ્રય લે છે, તેનો હુકમ માથે ઉઠાવે છે, તેથી અર્થ—પૈસો છે તેજ પુરૂષનો ખરો બાંધવ છે. કહેવત છે કે:—"અર્થ વિનાનો ગાંગલો, અર્થે ગાંગા શેઠ." વળી વયથી વૃદ્ધ થયેલા પુરૂષો તથા તપથી વૃદ્ધ થયેલા પુરૂષો તથા જ્ઞાનથી વૃદ્ધ થયેલા પુરૂષો તે સર્વ વૃદ્ધ પુરૂષો ધનથી વૃદ્ધ થયેલા પુરૂષોના બારણા આગળ ખડા થાય છે—ઉભા રહે છે. અર્થાત્ ધનવાન પુરૂષોની ઉપર કહેલા સર્વ વૃદ્ધ પુરૂષો દ્રવ્ય મેળવવા સારૂ આશા રાખે છે.

પછી શેઠે સહુની રજા માગી કુવા બાબતના સર્વ દોષ પ્રબળ ભાવિનેજ સોંપી શેઠાણીને સાથે લીધાં, શેઠાણીનો પણ સાથે જવાનો પૂરો આગ્રહ હતો, તેથી તે સાથે ગયાં. રસ્તામાં સ્ત્રીએ પોતાની ભૂલ માટે પૂર્ણ પસ્તાવો કરી પોતાના અપરાધની દીનપણે સવિનય માફી માંગી. પણ શેઠે મીઠાશથી મર્મ વચનમાં કહી દીધું કે:—મારા તરફથી તો માફી છે, પણ પ્રભુ પાસે માફી માગજો ! કર્મનો બદલો અવશ્ય દેવો પડે છે. એવો કર્મદેવનો અચળ કાયદો છે. કદાચ અહીં ભાગ્ય-યોગે પોતાનાં પ્રપંચી કુટીલ કર્મમાં ભલે ફાવી જવાય ! પણ પરભ-વમાં કર્મદેવ પાસે ફાવવું મહા મુસ્કેલ છે ! વળી અવિચારથી કરેલાં સાહસ કર્મનો વિપાક પ્રાણાંત સુધી પણ ભૂલાતો નથી. તેમ તે હૃદયમાંથી ભૂસાઇ પણ જતો નથી, માટે વિવેકીએ ખૂબ વિચારીને કામ કરવુંજ ઉચિત છે. કહ્યું છે કે:—

**गुण वद गुण वद्वा कुर्वता कार्यमादौ ।**
**परिणति अवधार्या यत्नतः पंडिते न ॥**
**अति रभस कृतानां कर्मणा माविपत्ते ।**
**भवति हृदयदाही शल्यतुल्यो विपाकः ॥ १ ॥**

અર્થાત્—સારૂં કે નરસું સાહસ કામ કરતાં વિવેકી પુરૂષે પ્ર-થમ તેનું યત્ન પૂર્વક પરિણામ વિચારવું જોઇએ, કારણ કે અતિવેગ પૂર્વક સાહસકાર્ય કરનારને વિપત્તિ ગયા પછી પણ જન્મ પર્યંત તેને શલ્ય તુલ્ય હૃદયમાં દાહ કરનારો કર્મવિપાક હૃદયમાંથી ભૂલાતો નથી. માટે જે કામ કરવું તે ઘણું વિચારીનેજ કરવું જોઇએ. પછી શેઠાણી એ સઘળાં વચનો સાંભળી શરમાઇ નીચું જોઇ રહ્યાં, અને દીનવદને પોતાની

ભૂલ કબુલ કરી અફસોસ કરી ખેદ પૂર્વક માફી માગવા લાગ્યાં. પછી દંપતીનો અન્યોઅન્ય સ્નેહસંબંધ વધ્યો, કાળે કરીને શેઠને એક દીકરો થયો, તે મોટો થતાં તેને સારે ઘેર પરણાવ્યો. ઘરમાં વહુ આવી એટલે શેઠાણી પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યાં, અને સુખ તથા આનંદમાં દિવસ ગુજારવા લાગ્યાં.

એક વખત એવું બન્યું કે, શેઠ જમવા બેઠા હતા તે વખતે શેઠના શરીર ઉપર એક માંકડ ચાંદરડું પડયું, તે જોઇ શેઠાણી પોતાના ઓઢવાના વસ્ત્રના છેડા વતી શેઠના મસ્તક ઉપર છાંયો કરી ઉભાં રહ્યાં. આ બનાવથી શેઠને જરા હસવું આવ્યું, અને મનમાં બોલ્યા કે:–વાહ વાહ! સ્ત્રીનો શું પ્રેમ છે? ટાંટિયા ઝાલી કુવામાં નાંખનારી પણ આજ સ્ત્રી! અને અત્યારે છાંયો કરનારી પણ આ સ્ત્રી! જેને કેવોક હું તડકે ઓગળી જાઉં છું કે મારા ઉપર છાંયો કરી ઉભી છે! આવા વિચારથી શેઠને જરા હસવું આવ્યું, આ જોઈ શેઠાણી પણ મનમાં હસ્યાં; અને કુવાવાળી વાત ત્યાં યાદ આવી, તેથી નીચું જોઈ શરમાઈ ગયાં. આ સઘળો બનાવ રસોડામાં રસોઇ કરતી પુત્રવધુએ જોયો, તેના મનમાં તો વિચાર થયો કે:–મારાં સાસુ-સસરા આજે હસ્યાં કેમ? કાંઇ પણ કારણ અવસ્યે હોવું જોઇએ! પણ પૂછાય કેમ? તે ઘેર આવે ત્યારે વાત; પછી શેઠનો દીકરો મોતીચંદ ઘેર આવ્યો, ત્યારે તેની સ્ત્રીએ એકાંતમાં પૂછ્યું કે:–આજે તમોને એક કામ ચિંધવાનું છે, ત્યારે તેણે કહ્યું કે, ભલે સુખેથી પૂછો, કરવા જેવું હશે તો કરીશ. સ્ત્રી બોલી ના કરવુંજ પડશે કરવા જેવુંજ છે, કર્યા વગર છૂટકો નથી. મોતીચંદે કહ્યું, કહે તો ખરી કે શું છે? પછી વિચારશું. ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે, આજે મારાં સાસુસસરો જમતાં જમતાં હસ્યાં, તેનું કારણ શું? માટે તમારા પિતાને પૂછી પત્તો મેળવી ઘો. તે સાંભળી આશ્ચર્યચકિત થઇ મોતીચંદ બોલ્યો:–અરે સ્ત્રી! આવી મોટેરાની વાતમાં આપણે પડવાનું શું કારણ? એ ગમે તેમ વાતો કરતાં હોય અને હસતાં હોય, તેમાં વચ્ચે આપણાથી કેમ પડાય? તેથી સ્ત્રી રીસ કરી બોલી કે:–કોઈ દિવસ અમારૂં કામ કર્યું છે કે આજરે.જે કરો? અમે તમને કે દી વહાલાં છઇએ, કે અમારૂં કામ કરો! અમો તો ઇંટાળાની પેઠે જ્યાં ત્યાં અથડાઇએ છીએ! તમને વિનતિ કરી કહું છું કે:–"તે કેમ હસ્યાં?" તેનો પત્તો મેળવી આપશો, નહિતો મારે તમારે જરાએ બનશે નહિ! પછી અફસોસ

કરતો મોતીચંદ દુકાને ગયો, પણ મર્યાદા તોડી પિતાને પૂછ્યું નહિ. માતપિતા વચ્ચે બનેલું ખાનગી રહસ્ય મારાથી કેમ પૂછાય? માટે પૂછ્યું તો નહિ. રાતે ઘેર આવ્યો, એટલે સ્ત્રીએ ખુલાસો માગ્યો, ત્યારે કાંઈ બાનું કાઢી વાત ઉડાવી દીધી. બીજે દિવસે પણ તેજ પ્રમાણે કોઈક બાનું કાઢ્યું. એમ કરતાં છ માસ વિત્યા, પણ સ્ત્રીએ પોતાની હઠ છોડી નહિ. જ્યારે ઘેર આવે ત્યારે તે ઉધરાણી હમેશાં પહેલીજ થાય! એક વખત જક્ક લઈ એ સ્ત્રી ઘણી હઠે ભરાઈ રીસાઈ મોઢું ચડાવી ઘરમાં બેઠી. મોતીચંદ આવ્યો, તેણે આજનો દેખાવ કાંઇ જુદોજ જોયો! મનમાં વિચાર્યું કે, આજે વેશ તો બરોબર ભજવ્યો દેખાય છે! ખરેખર આજે સ્ત્રી રીસમાં છે. તેનું કારણ પોતે જાણતો હતો, છતાંપિ તેને મનાવવા ખાતર પાસે જઇ બોલ્યો:– બધાં રીસાય તે પાલવે, પણ સ્ત્રી રીસાઇ કેમ પાલવે? સંસારનો મોહ વિચિત્ર પ્રકારનો છે! પછી મોતીચંદ સ્ત્રીને મનાવા ખાતર બોલ્યો:—

## તોટક છંદ.

મુજ પ્રાણપ્રિયા તું ઉદાસ બની કેમ બેઠી નીરાસ મૃગાનયની,
દિલ વ્યાકુળ કેમ બન્યું તરૂણી, મુજ વાતકરો તુમ દુઃખતણી;
ધુંધવો નહિ ઘૂમરગોટ તમે કરો વાત બરાબર બોલ ગમે,
તુજ શબ્દ પ્રિયા મુખ સાંભળવા કરૂં દુઃખનિવારણ શાંતકળા.

આ પ્રકારનું નમ્રતાપૂર્વક મનામણું કરવા છતાંય સ્ત્રીએ તો પોતાની રોષાકુલ પ્રકૃતિ તજી નહિ. આખરે સ્ત્રીહઠ દુરાગ્રહી જાણી રાત્રીએ ઘેર સુવાનું માંડી વાળી હમેશાં દુકાને સૂવા માંડ્યું. સ્ત્રી તરફના અંતતાપને લીધે શરીરમાં ચિંતાજ્વર પેઠો, શરીર સુકાવા લાગ્યું. ખરેખર ચિન્તા એવીજ ચીજ છે. કહ્યું છે કે:–

माता समं नास्ति शरीरपोषगं ।
चिंता समं नास्ति शरीर शोषगम् ॥
भार्या समं नास्ति शरीर तोषगं ।
विद्या समं नास्ति शरीर भूषणम् ॥ १ ॥

અર્થાત્—માતા સમાન શરીરનું કોઇ પોષણ કરનાર નથી, ચિંતા સમાન શરીરને કોઈ શોષક નથી, સુભાર્યા–કુલાંગના સમાન

શરીરને કોઇ સંતોષ આપનાર નથી, અને વિદ્યા સમાન શરીરનું કોઈ ભૂષણ નથી. આમ ચિંતાથી શરીર દિવસેદિવસે શુષ્ક થતું ગયું, ચિંતાથી શરીર ગળતું જતું જોઇ એક વખત તેના પિતાએ પુછ્યું:-ભાઇ મોતીચંદ! તું હમણાં દુકાને કેમ સુવે છે, અને તારૂં શરીર રોજ સુકાતું કેમ જાય છે? તેના ઉત્તરમાં કહ્યું કે:-કાંઇ નહિ પિતાજી! એ તો સ્વાભાવિક હમણાં એમજ રહે છે, અને દુકાને સુવાનું કારણ, તો એજ છે કે હમણાં નામું વધી ગયું છે, તેથી રાતે લખું છું. એમ કરી ઘણા દિવસ કાઢયા; પણ પછી તો શરીર ઘણુંજ શુષ્ક થતું ગયું, તેથી પિતાજીએ ઘણો આગ્રહ કરી પ્રેમથી પૂછ્યું. ત્યારે મોતીચંદે વિચાર્યું કે, સ્ત્રી રોજ હઠ લે છે, માટે લે ને આજ પૂછ્યું! અત્યારે લાગ સારો છે, અને પિતાનો આગ્રહ પણ ઘણો છે. એમ વિચારી પિતાને કહ્યું કે:-પિતાજી બીજું તો કાંઈ નથી, પણ આપ બહુ આગ્રહ કરી પૂછો છો, તેથી કરીનેજ કહું છું. તે એ કે ઘણા વખતથી ઘરમાં હઠ લીધો છે, કે છ માસ પહેલાં આપ મારી માતા સાથે જમતાં જમતાં હસ્યા હતા, તેનું શું કારણ તે કહો? આ સાંભળી શેઠ વિસ્મય પામ્યા, ને કહ્યું કે:-ભાઈ એ વાત તમારે જાણવાની નથી, છતાં તારો અતિ આગ્રહ જોઈ તને કહું, પણ સ્ત્રીને વાત ન કરતો, નહિ તો તેમાંથી ભારેખરાબી થશે! પછી કહ્યું કે:-"પચીશેક વર્ષ પહેલાં હું ઘણી ગરીબ હાલતમાં આવી ગયો હતો, તેથી અમો બન્ને જણાં પરદેશ જતાં હતાં, તે વખતે તારી માતાએ મને કુવામાં ધક્કો મારી નાંખી દીધો હતો, અને આજથી છ માસ ઉપર તે દહાડે માંકડ ચાંદરડું મારા શરીર ઉપર પડેલું દેખી જાણે હું તડકામાં ઓગળી ન જતો હોઉં! એમ ધારી તારી માએ મારા મસ્તક ઉપર પોતાના વસ્ત્રનો છાંયો કર્યો તેથી મને સહજ હસવું આવ્યું!! બીજું કાંઇ નથી."

ભાઈ મોતીચંદ! તું જરૂર યાદ રાખ કે આ વાત કોઇને કહેવી નહિ. "સારૂં, નહિ કહું." એમ કહી વખત થયે મોતીચંદ ઘેર જમવા આવ્યો, કે તુરતજ સ્ત્રીએ ઉધરાણી હમેશના નિયમ પ્રમાણે શરૂ કરી કેમ પૂછ્યું કે કાંઇ ખબર લાવ્યા કે? ઉત્તરમાં હા! પણ તારે જાણવા જેવું નથી, એ તો અમથાં હસ્યાં હતાં. ત્યારે સ્ત્રીને વિશેષ વહેમ પડ્યો, તેથી ખરો સ્ત્રીહઠ લઇ બેઠી, અને સાચું કહો તોજ જંપું! જો આજ ખરી વાત ન કહો તો ખાઉં નહિ, અને ખાવા દઉં પણ નહિ! જીવ આપું, તમારી સાથે કોઇ દિવસ પ્રીતિથી વર્તું નહિ!

એવો જબરો આગ્રહ લઈ બેઠી. પછી અતિશય સ્ત્રીહઠ જોઈ મોતીચંદ બોલ્યો કેઃ-કહું તો ખરો, પણ તું કોઈને વાત ન કરે તો કહું. સ્ત્રી બોલીઃ-બહુ સારૂં નહિ કહું. પણ ઝટ વાત કરો! પછી પિતાએ કહેલી સઘળી હકીકત બાયડીને કહી દીધી કેઃ-"મારી માતાએ મારા પિતાને એક વખત કુવામાં નાંખી દીધો હતો અને તે દિવસે માકડ ચાંદરડા ઉપર છાંયો કર્યો તેથી અન્યોઅન્ય બન્ને હસ્યાં હતાં." જો કે આ વાત તને તો કહી છે,પણ બીજા કોઈને તું કહીશ નહિ. સ્ત્રી બોલીઃ-"સારૂ નહિ કહીએ! પણ તમારી મા પહોળાં થઈને ચાલે છે, અને મને રોજ ભાંડયાં કરે છે;પણ હવે વાત! લાગ આવે ત્યારે સામું ચોડું!" પતિએ ઘણી યે વારી-ના કહી-સોગન આપ્યા, તો પણ બિલાડીના પેટમાં ખીરની માફક તે પેટમાં વાત ટકાવી શકી નહિ. સવારના પહોરમાંજ વહુ તોરમાંનેતોરમાં સાવરણી લઇ વાશીદું કાઢવા મંડી પડી, અને ઓસરી ઉપર દાતણ કરવા બેઠેલી પોતાની સાસુ ભણી જાણીને ધુળ ઉડાડવા લાગી. તેથી સાસુએ ધીમે સાદે કહ્યું કેઃ-વહુ બેટા! જરા જોઇને વાસીંદું કાઢોને, ઉડે છે તે ખબર નથી કે? ત્યારે વહુ રીસ કરી બોલીઃ-બાઇજી બધી ખબર છે, રાખોને હવે? 'બાંધી મુઠી લાખની ને ઉઘાડી વા ખાય, પોતામાં અવગુણનો પાર નથી, અને બીજાંને શેનાં રૂડી શીખામણ દેવા જાઓ છો? એ તો ઓળખ્યાં તમને! ન બોલીએ ત્યાં સુધી. ત્યારે શેઠાણી બોલ્યાંઃ-વહુ! આટલાં બધાં કેમ ચડી જાઓ છો? અને અમારામાં આવડું બધું કાળું ધોળું શું ભાળ્યું? કે કયારનું લવવાજ માંડયું છે! ભાળ્યું હોય તો ઝટ કહી ધો. ત્યારે વહુએ દમામમાં કહ્યુંઃ-આ કહીશું ત્યારે આવડું મોઢું રહેશે નહિ! મફતની બડાઇ મારો માં! તે દિવસે રસ્તામાં જતાં મારા સાસરાને કુવામાં ધક્કો મારી નાખી દીધા હતા એજ કે બીજાં કાંઇ? તમારૂ એ તો ન બોલીએ ત્યાં સુધી! આ ટાણો સાંભળી શેઠાણીને બહુજ માઠું લાગ્યું અને એકદમ ઘણું લાગી આવ્યા. થી મનથી વિચાર્યું કેઃ-બસ થઇ રહ્યું, હવે જીવવામાં સાર નથી. શેઠે વાત કરી હશે, અને બિલાડીના પેટમાં ગયેલી ખીરની પેઠે હવે એના પેટમાં આ વાત ટકવાની નથી.

षट्कर्णो भिद्यते मंत्रश्चतुष्कर्णो न भिद्यते ॥
तस्मात्सर्व प्रयत्नेन । षट् कर्णवर्जयेत् सुधीः ॥१॥

અર્થાત્—છ કાને વાત ગઈ તે હવે અવશ્ય ફેલાવાની, અને

હવે આ બધે ફજેત કરશે. માટે હવે તો જીવવા કરતાં મરવુંજ શ્રેય-સ્કર છે. એમ વિચારી મેડે જઈ બારોટીએ દોરડું બાંધી ગળે ફાંસો ખાઈ આપઘાત કરી સાસુ મરી ગઇ. બપોરે શેઠ જમવા ઘેર આવ્યા; ત્યારે શેઠાણીને નહિ જોવાથી વહુને પૂછ્યું કે, તમારી સાસુ ક્યાં ગયાં છે? ત્યારે તેણે કહ્યું કે, સવારનાં ઉપર ચડયાં છે, કોણ જાણે ઉપર હજી એ શું કરે છે? એ કયારનાં હજી ઉતર્યાંજ નથી! શેઠને વહેમ પડવાથી મેડા ઉપર જઇ જુએ છે તો મડદું લટકતું ભાળ્યું. શેઠ એકદમ ત્રાસ પામ્યા, મનમાં સમજી ગયા કે હાય ગજબ થયો! જરૂર એ વાત બહાર આવી, કમજાત છોકરાએ પેટમાં નહિ રાખી હોય, તેનુંજ આ માઠું પરિણામ છે; બસ થયું હવે મારે જીવવું વ્યર્થ છે–એમ ધારી સ્ત્રીના ગળાનો ફાંસો કાઢી પોતાના ગળામાં નાંખી ટુંક સમયમાં શેઠ પણ મરણ પામ્યો. પછી બહુ વાર થવા છતાં શેઠ હજી જમીને ન આવ્યા હોવાથી દુકાન બંધ કરીને મોતીચંદ ઘેર જ-મવા આવ્યો. સ્ત્રીને પૂછ્યું કેઃ–મારા માતાપિતા કયાં ગયાં છે? ત્યારે સ્ત્રી બોલી કેઃ–કોણ જાણે શું ખબર? કયારનાંએ મેડા ઉપર ચડી ખાનગી વાતો કરે છે? તે હજી ઉતર્યાં એ નથી, કોણ જાણે મને નોખી કાઢવી હશે, કે કોઈ બીજું દુઃખ દેવું હશે, કે મારા પર શોક્ય લાવવી હશે? કાંઈ ખબર પડતી નથી! કે ઉપર શું વાતો ખાનગી કરે છે, તમે જરા દાદરામાં ઉભા રહી છાનામાના સાંભળો તો ખરા! કાં તો આપણુંજ વાતનાં હશે! આ સાંભળી મોતીચંદ બોલ્યો કેઃ–માવિતર ખાનગી વાતમાં બેઠાં હોય ત્યાં આપણે જવાની શું જરૂર? એમ કહી જમી લીધું. વખત ઘણો ગયો, તો પણ હજી હેઠાં ઉતર્યાં નહિ, અને જરા સંચાર પણ થતો નથી, તેથી મોતીચંદને વહેમ આવ્યો. અને ધીમે ધીમે દાદરા ઉપર ચડવા માંડયું, અને છેક ઉપર ચડી જોયું, તો બે મુડદાં જોયાં. આ દેખાવ જોઈ મોતીચંદ અજાયબી પામ્યો! અરે રે! બહુ ખોટું કર્યું! જરૂર સ્ત્રીના પેટમાં વાત ટકી નહિ હોય ને જરૂર મેણું માર્યુંજ હશે! તેનુંજ આ માઠું પરિણામ આવ્યું જણાય છે. ધિક્કાર પડો મને કે, મેં મૂર્ખાએ વાત મનમાં ન રાખી! હવે મારે પણ જીવીને શું કરવું? એમ કહી પિતાનો ગળાફાંસો પોતે ખાઈ મ-રણ પામ્યો. પછી ઘણી વાર થઈ છતાં મોતીચંદ હેઠો ઉતર્યો નહિ, એટલે સ્ત્રીએ વિચાર્યું કેઃ–આ તો જે જેના તે તેના! દીકરો પણ બાપ સાથે ભળી ગયો. જરૂર હવે ત્રણે ભળી મને દુઃખ દેશે, કાઢી મૂકશે કે કોણ જાણે શું એ કરશે? પણ ચાલ સાંભળું તો ખરી કે

શું શું છાની વાતો કરે છે ?! એમ કહી તે પણ ધીમે ધીમે ઉપર ચડી. ઉપર જઇ જોયું તો પોતાના પતિનું મડદું લટકતું ભાળ્યું. હાય હાય ! આ તો ત્રણે મરી ગયાં ! ગજબ થયો ! મેં મૂર્ખાએ બહુ ખોટું કર્યું, હવે હું પણ જીવીને શું કરૂં ? ગામમાં હત્યારી ગણાઉં, ફીટકાર મળે, અને હડેહડે થાઉં, માટે હવે તો બહેતર છે કે મારે પણ આમની સાથેજ સૂવું-એમ ધારી પતિનો ગળાફાંસો ખાઈ વહુ પણ મરણ પામી. આ વાતની લોકોને ખબર પડી ત્યારે ઘણા આશ્ચર્ય અને ખેદ પૂર્વક ચારેને અગ્નિસંસ્કાર કર્યો.

આ વાતમાંથી મુમુક્ષુવર્ગને બહુ જાણવા વિચારવા અને શીખવાનું મળી આવે છે. પ્રથમ તો એ કે, ચડતીપડતી, તથા સ્ત્રીનો સ્વભાવ, સ્ત્રીની સુખના સમયમાં સગાઇ, વળી દુઃખના વખતમાં ધૈર્યતાપૂર્વક સહનશિલતા,ગુહ્ય વાત-રહસ્યવાર્તાપ્રકાશવાનું દુષ્પરિણામ,સ્ત્રીઓની ઓછી બુદ્ધિનું ફળ, પાત્ર વિના નીચને વાત કરવાથી અફસોસકારક આફત ને જુલમ વગેરે શિક્ષાઓ મનુષ્યોએ હૃદયપટ ઉપર નોંધી રાખવા જેવી છે. આવાજ હેતુથી સર્વજ્ઞ મહાજનોએ સંસારી કામભોગ તથા તેના વિષયવિકારો ધિક્કારેલા છે. હળુ કર્મી તેમાં નહિ ફસાતાં તેને વજી દે છે, તે સકળ કર્મ ક્ષય કરી મોક્ષપુર પાટણે પધારે છે. અને અજરામર બને છે. (૧૧)

अहो महाकष्टमनर्थ मूलं ।
तदर्जे च प्रतिपालने च ने ॥
प्राप्तऽपि दुःखं प्रगतेऽपिदुःखं ।
धिग्धिग् धनं कष्ट निकेतनं तत् ॥ १२ ॥

અર્થ—અહો ધન એ મહાકષ્ટરૂપ છે. અનેક અનર્થનું મૂળ છે. તેને મેળવવામાં અને સાચવવામાં ઘણી મુશિબતો વેઠવી પડે છે. પૈસો આવે તોય તે મહાદુઃખરૂપ છે, અને નાશ થાય તો પણ મહાદુઃખરૂપ થાય છે. અનેક કષ્ટના ભંડારરૂપ એવા ધનને ધિક્કાર હો ! કારણ કે દરેક પ્રકારે તે દુઃખદાયી છે. માટે જ્ઞાની જનોએ તેને કષ્ટમય જ કહેલું છે. ૧૨

ભાવાર્થ—ખરા ખેદ સાથે કોઇ પંડિતવર્ય ધન માટે કહે
કે:–આ દુનિયામાં ધનને મેળવવામાં મહાકષ્ટ સમાએલું છે, તેથી પ
વધારે સંકટ તેનું સંરક્ષણ કરવામાં છે, વળી તે ધન તમામ પાપો
મૂળ પણ કહેલું છે, વળી જ્યારે ઘરમાં મહાસંકટથી ધન આવે
ત્યારે માણસ એવું ચિંતવે છે કે, હવે મારે શું કરવું ? કેવા ઉપાયથ
તેને જાળવવું ? જો કદાચિત્ અસાવધાન રહીશ, તો જરૂર મહાસં
ટોથી પ્રાપ્ત થએલું મારૂં આ ધન તસ્કરો વગેરે લઈ જશે, તો પ
હું શું કરીશ ? એવી એવી ભીતિથી જાણે કે, ગ્રહગ્રહિત કોઈ નહિ હો
એમ અહોનિશ ચિંતારૂપી મહાસાગરમાં ડુબી રહેલો હોય છે. વ
કદાચને તે ધન કોઇ પ્રકારે ચાલ્યું જાય છે, ત્યારે ધન મળતાં
ચિંતા અને સોચના થતાં હતાં, તેથી પણ વધારેનેવધારે ચિંતાસાગ
રમાં નિમગ્ન રહી અહોનિશ કનિષ્ટ વિચારોમાંજ પોતાનું વહાલું જીવ
વ્યતિત કરે છે. માટેજ પુરાણા મહાપંડિતપુરૂષોએ ધનને ધિક્કા
પૂર્વક તિરસ્કાર કરેલું છે. અને કહ્યું છે કે:–જે મહાસંકટોના તો એ
મોટા મંદિર રૂપ છે તેવા ધનથી સર્યું શું ? માટે બુદ્ધિમાન પુરૂષો
તો ખરેખર ધર્મધનનેજ ધારણ કરવું જોઇએ. કારણ કે તેજ ધન
નુષ્યોની સ્વર્ગાપવર્ગની અભિલાષાને પૂર્ણ કરે છે. અને ધન છે, તે
કોઈ દાનપુણ્ય પરોપકાર તથા સુકૃત કમાણીમાં વપરાણું તો તો ક
લાભ હેતુ છે, નહિ તો ખરેખર તે દુર્ગતિદાતા છે, અને વળી પૂ
પુણ્યોદય અસ્ત થતાં થોડાજ વખતમાં વિનાશ પણ પામે છે; મ
બુદ્ધિમાનોએ હમેશાં ધન ઉપરથી મૂર્છા ઓછી કરીને ધર્મ રૂપી ધન
જ મેળવવું; તેમાંજ માનવજીવનનું સાર્થક છે.

કેવળ ધનમાંજ લુબ્ધ બનેલાઓ કાંઈ પણ આત્મહિત સા
શકતા નથી. ખરેખર ધન એ દુનિયામાં એવી તો મહામોહક ચુંબક વ
છે કે, નાનામહોટા દરેકને તે અતિ પ્રિયતમ છે. તેને મેળવવા મ
અનેક વિકટ સંકટો સહન કરે છે. મહાપાપો કરીને પણ લોકો પૈસો પે
કરે છે. તેને માટે અનેક ગરીબોનાં ગળાં રેંહેસી નાંખે છે, એવી રી
મહામહેનત કરી અનેક દુઃખો વેઠી ધન તો મેળવ્યું, પણ તેને સ
ચવવા માટે અનેક ચિંતાઓ કરવી પડે છે, કારણ કે કાયાને
નથી, પણ માયાને ભય છે. તેમ ધન છે ત્યાંજ આટલાં દુઃખો અ
હાનિકારક પ્રસંગો ઉત્પન્ન થાય છે.

दायादाः स्पृहयंति तस्करगणा मुष्णांति भूमि भुजो ।

गृह्णंतिच्छल माकलय्य हुतभुग् भस्मीकरोति क्षणात् ॥
अंभः प्लावयति क्षितौ विनिहितं यक्षा हरंति हठाद् ।
दुर्वृत्तास्तनयानयाति निधनं धिग् बह्वधीनं धनम् ॥१॥

**અર્થાત્**—જેની પાસે ધન છે, તેની ભાગીદારો ઇચ્છા કર્યા કરે છે, વખતે લાગ આવે તો પ્રાણઘાત કરી વારસાહક મેળવવાની પણ કોશીષ કરે છે. વળી ચોર લોકોના જાણવામાં આવે તો ચોરી જાય છે, સીધી રીતે ન આપે તો મારીને પણ લઇ જાય છે, વળી રાજા જાણે તો વાંકમાં લાવી દડે છે, કાંઇક બાનું કાઢી પૈસા પડાવી લેછે. વળી કોઇ વખત તો અગ્નિદેવ બાળીને ભસ્મ કરે છે, અથવા તો જળની રેલ આવે ને તાણી જાય છે. કદાચને ભૂમિમાં દાટયું હોય તો યક્ષદેવો બળાત્કારે ઉપાડી લે છે. ઘરમાં છોકરાઓ દુર્વ્યસની અને ઉડાઉ પાકે તો વળી તે ધન ઉડાવી દે છે. અથવા તો ધનને માટે પિતાનો જીવ પણ લે છે; તો આવા પ્રકારનું અનેકને આધિન પડેલું તથા ભયના ભંડાર રૂપ એવું જે ધન તેને ધિક્કાર હો! કારણ કે શ્રી ભગવંતે આ જીવને દુઃખનું મૂળ કારણ પરિગ્રહજ કીધેલ છે. તે જેની પાસે હોય છે, તેને અંધ બનાવી દે છે, કોઇ પણ ઉપર વિશ્વાસે રહેવાતું નથી, ધનવંતોને તથા રાજાઓને પોતાના સગા પુત્રથી પણ ભય રહ્યા કરે છે કે રખેને મને મારીને ધન લઇ જાય? એમ અહોનિશ ચિંતામાં રહીને સગાં સાથે પણ અવિશ્વાસુ બને છે, તથા તેમનાથી દરેક પ્રસંગે ડર્યાજ કરે છે. કહ્યું છે કેઃ—

अर्थ मनर्थं भावय नित्यं । नास्ति ततः सुख लेशः सत्यम् ॥
पुत्रादपि धन भाजां भीतिः । सर्वत्रैषा विहिता रीतिः ॥२॥

**અર્થાત્**—હે ભવ્ય જન! અર્થ છે તે અનર્થ રૂપ છે એમ નક્કી વિચારજે! ખરેખર તેનાથી લેશ માત્ર પણ સુખ નથી. ધનીકોને પુત્રોથી પણ ભય રહે છે, આ પ્રમાણે સર્વત્ર રીતિ છે. માટે ભયના ભાર રૂપ વિત્ત છે.

## (૧૧) ગુરુ ગોરખનાથ મચ્છેન્દ્રનાથ જોગી.

મચ્છેંદ્રનાથ જોગી એક વખત સોનાની ઈટ લઇ ઝોળીમાં ગુપ્તપણે વિંટી કોઇ ગામ જતા હતા. તેમની પાછળ ગોરખ નામનો તેમનો શિષ્ય ચાલતો હતો. રસ્તામાં કોઇ મનુષ્ય મળે તો તેને પૂછતા હતા કે એ રસ્તે કુછ ભય હે? એમ એ

ચાર મનુષ્યોને ગુરૂએ પૂછ્યું, ત્યારે પાછળ ચાલનારા ચેલા ગોરખનાથે વિચાર્યું કે, ગુરૂમહારાજ રસ્તામાં બહુ ભય કેમ બાળે છે? ભયનું કાંઇ પણ કારણ અવશ્ય પાસે હોવું જોઇએ? નહિ તો સર્વ લોકને પુછે શા માટે? પછી એક ઝાડ તળે બપોરે ગુરૂશિષ્ય વિશામો લેવા બેઠા. દેહચિંતા નિવારવા માટે ઝોળી શિષ્યને સોંપી તેને સંભાળવાનું કહી ગુરૂ જંગલ ગયા. પાછળથી ગોરખનાથે તપાસ્યું તો એક સુવર્ણ ઇંટ જોઇ, ભયનું મૂળ કારણ જડયું. તેથી અનેક ભયના ભંડારરૂપ સુવર્ણ ઇંટને લઇ કુવામાં ફેંકી દીધી અને તેનાજ જેવડો પથ્થરનો કકડો લુગડામાં વિંટી ઝોળીમાં ગોઠવી દીધો, પછી ગુરૂએ આવી સ્વચ્છ થઇ ઝોળી લઇ ચાલવા માંડયું. વળી રસ્તે કોઇ પંથીને પૂછ્યું કે, એ રસ્તેમેં કુચ્છ ભે હે? તે સાંભળી પાછળ ચાલતો ગોરખો બોલ્યોઃ—“ગુરૂજી! ભે સબ કુવામેં ડાલ દીયા, અબી ભે નહિ હે, કયું કે અબ ભે સબ પિછે રહા અબ આગે નહિ હે, અબ તો નિરાંત કર કે ચલના”—આ મર્મવચનો સાંભળી, ગુરૂ ચમકયા. શંકાશિલ બની ઝોળી તપાસી જોયું, તો સુવર્ણઇંટને બદલે પથ્થર દેખવામાં આવ્યો. એથી ગુરૂને બહુ માઠું લાગ્યું અને શિષ્યને ઉપાલંભ દેવા લાગ્યા, કે હે ગોરખા! તેને ઐસા કયા કીયા? મહા પ્રયાગે સંપાદન કરકે તેરેકે બાસ્તે એ ઇંટ રખી થી, તો ઉસ્કું કયોં ફેંક દીની? રખી હોતી, તો દુકાળ જૈસે વિષમ સમયમે બ્હોત મદદગાર હોતી! તેને એસી મુર્ખાઇ કયું કીઇ? તે સાંભળી ગોરખે કહ્યું કેઃ–ગુરૂદેવ! સુવર્ણસુવર્ણ કયા કરતા હો? સુના બનાનેમે કયા બડી બાત હે? દેખો અબ! પછી ત્યાં પડેલી કોઇ શિલાની છત ઉપર પેશાબ કર્યો કે તુરતજ આખી શિલા સોનાની થઇ ગઇ. પછી ગુરૂને કહ્યું કે, ગુરૂજી ઉઠાના જીતના સુના ચઇએ ઇતના! આ ચમત્કાર જોઇ મચ્છેંદ્રનાથ ગુરૂ બહુ ખુશી થયા, અને શિષ્યનાં બહુ વખાણ કર્યાં–મતલબ એવી છે કે, જ્યાં પૈસો છે ત્યાં પુષ્કળ ભય છે. અહાહા! પરિગ્રહ શું નથી કરતો? શ્રેણીકરાજાને પાંજરામાં પુરાવનાર પણ પરિગ્રહ હતો, પોતાના સગા પુત્ર કુરણીકે રાજ્યને લોભે પિતાને કારાગ્રહમાં પુરી કેદ કર્યો, અને કેદખાનામાંજ તેનો અંત આવ્યો, વળી તેજ કુરણીકરાજાએ પોતાના વેલ અને વ્યાસ નામના ભાઇઓ સાથે યુદ્ધ આરંભ્યું તે પણ પરિગ્રહનોજ પ્રતાપ! એક હાર અને હાથીને માટેજ પદ્માવતીરાણીનાં વચનોથી મોટો સંગ્રામ માંડયો, એક કરોડ ને [redacted] લાખ મનુષ્યોની ઘાત કરાવનાર પણ તેજ પરિગ્રહ. વળી ઔરંગજેબે પોતાના

પિતા, કાકા, ભાઈ, ભત્રિજા વગેરે કુટુંબને હણી રાજ્ય મેળવ્યું. આ-હાહા! પરિગ્રહ શું નથી કરાવતો ?! પૈસો સગા ભાઇઓમાં વિરોધ કરાવે છે, ક્લેશ ઉત્પન્ન કરે છે, ધર્મપ્રેમ ઉઠાડી મેલે છે, હૃદયને જડ બનાવે છે, પ્રીતિરૂપી વેલડીને છેદી નાંખે છે, ક્ષમા દયા શાંતિ આદિ સદ્ગુણોને બાળી નાશ કરે છે, મનને મલીન કરે છે, શુભ પરિણામને નસાડી મુકે છે; માટે અનેક દુઃખના ભંડારરૂપ પરિગ્રહને ધિક્કાર હો! વળી તે દ્રવ્યનો કર્મયોગે નાશ થાય છે, ત્યારે પણ દુઃખનો પાર રહેતો નથી, બિચારો બેભાન બની જાય છે. જાણે કે સર્વ જીવતર હારી ગયો હોય નહિ! એમ શુન્ય-મુઢ જેવો થઈ જાય છે. માટે ધન જતાં તો દુઃખનો પારજ રહેતો નથી. આ બાબતના ઘણા દાખલાઓ આધુનિક કાળમાં પણ બને છે. થોડા વરસ ઉપર એક શેઠને વ્યાપારમાં ખોટ ગઇ ને મોટું નુકશાન થયું. તેથી તેનું મન અતિ ઉદ્વેગ પામ્યું, અતિ ચિંતાથી વિચારવાયુ થઇ જઈ છેવટે ચિત્તભ્રમ થઇ ગયું. આખી જીંદગી ગ્રહગ્રહિતની જેમ બેભાન અવસ્થામાં ગુજારી અંતે ગુજરી ગયા. માટે પૈસો મેળવવામાં જેટલી મહેનત નથી, તેટલી સાચવવામાં છે; તેને માટે અથાગ પરિશ્રમ વેઠવો પડે છે. કહ્યું છે કેઃ—

### દોહરો.

**ધન મેળવતાં દુઃખ છે, સાચવતાં પણ દુઃખ;**
**જો આવેલું જાય તો, જાય સઘળુ સુખ. ૧**

મતલબ કે, પૈસો મેળવવામાં, સાચવવામાં અને નાશ થવામાં એમ ત્રણે પ્રકારે દુઃખદ છે. ગમે તેમ તેને સાચવે, તોપણ અંતે તો તે અવશ્ય જનારો તો ખરોજ! કારણ કે, શાસ્ત્રમાં આ ત્રણે વાનાંને ચંચળ કહેલાં છે.

### દોહરો.

**કાયા માયા કામની, ત્રણે ભગની ગણાય;**
**તન મન દઇ રક્ષણ કરે, તોપણ વિણસી જાય. ૧**

**અર્થાત્**—કાયા, માયા અને કામિની એ ત્રણેનું ભલેને ગમે તેટલા પ્રયત્નથી હરદમ રક્ષણ કરવામાં આવે! ધનને ભોંયમાં ભંડારે, કે લોખંડની મજબુત તીજોરીમાં ભરે, પણ એ ત્રણે મીઠાના ખાતર સમાન સમજવાં. વળી માયા માટે સુંદરદાસ કવિએ ઘણા સુંદર સુબોધમાં મુમુક્ષુજનને માટે કહ્યું છે કેઃ—

## કવિત.

માયા જોરી જોરી નર, રાખત યતન કરી,
કહત હે એક દિન, મેરે કામ આઇ હે;
તો હિ તો ન રહત કછુ, બેર નહિ લાગે સઠ,
દેખત હી દેખત, બબુલા સો બિલાઇએ;
ધન તો ધર્યો હિ રહે, ચલત ન કોડી ગ્રહે,
રીતે હાથનસે જેસો, આયો તેસો જાઈ હે;
કરી લે સુકૃત યહ, બેરી યા ન આવે ફિરી,
સુંદર કહત નર, પુનિ પછતાઇ હે. ૧

માટે એવી અસ્થિર લક્ષ્મીનો જે વિશ્વાસ કરે છે, તે પૂર્ણ પસ્તાય છે. હવે તેના ઉપર એક દરિદ્રી બ્રાહ્મણનું દૃષ્ટાંત કહે છે.

### (૧૨) દુર્ભાગી અને દરિદ્રી બ્રાહ્મણોની દુર્દશાની વાત.

કોઇ એક નગરમાં જન્મદરિદ્રી એક બ્રાહ્મણ રહેતો હતો, ઘરમાં દાણા ન હતા, પણ ખાનારાં બહુ હતાં. બિચારો આખો દિવસ રખડે, પણ પેટ ભરાય તેટલુંએ મળવું મુસ્કેલ થઇ પડતું હતું, દુઃખનો પાર ન હતો. દારિદ્રદેવની દયા સારી હતી, એટલે દુઃખમાં શું કમીના હોય? **न दारिद्रात् परंदुःखम् ।** દુનિયામાં દારિદ્રથી અન્ય મોટું દુઃખ કોઇ નથી. કેમકે **सर्वं शून्यं दरिद्रता** અર્થાત્-દરિદ્રીને સર્વ દિશાઓ શૂન્યજ છે. વળી કર્મયોગે ઘરમાં સ્ત્રી પણ, રાક્ષસી સમાનજ હતી, તેથી તેને અહોનિશ ગાળો દેતી. કુભારજાની ગાળો ખાધાવિના ભાગ્યેજ દિવસ જતો હતો. એકદા સ્ત્રીએ તેને ઘણો ઠપકો દીધો અને પરદેશમાં જઈ કાંઇક કમાઇ લાવે, તોજ ઘરમાં રાખું-એવી હઠ લીધી. બિચારો મુંઝાયો, તેથી તે ગામમાં રહેતા પોતાના એક બ્રાહ્મણ મિત્રને તે મળ્યો, તે બાપડો પણ નિર્ધન અને દુઃખી હતો, તેથી બન્ને જણા પરદેશ જવાનો નિશ્ચય કરીને તેજ દિને ધન કમાવા મુસાફરીએ ઉપડી ગયા. ઘણો મુલક ફર્યા, પણ કાંઇ મળ્યું નહિ, છેવટે કોઇ એક મોટા નગરના રાજાને ઘણો દાનેશ્વરી સાંભળી, તે શહેરમાં આવ્યા. તો કર્મસંજોગે તે રાજા પરગામ ગયેલો, તેથી ઘણા દિવસ ત્યાં રોકાયા. રાજા આવ્યા, એટલે તેમને મળવા માટે મહારાજાની ઘોડાગાડી આડા રસ્તામાંજ ઉભા રહ્યા અને મધુર વચનથી આશીર્વાદ દેવા લાગ્યા.

## માલિની વૃત.

निवसतु तव गेहे निश्चला सिंधुपुत्री ।
प्रविशतु भुजदंडे चंडिका वैरिहंत्री ॥
तव वदनसरोजे भारती भा तु नित्यं ।
न चलंतु तव चित्तं पादपद्मान्मुरारेः ॥ १ ॥

**અર્થાત**—હે મહારાજા! તમારા ઘરમાં સિંધુપુત્રી એટલે લક્ષ્મી નિશ્ચળ થઇ રહો, તમારી ભૂજામાં વૈરીને હણનારી ચંડિકા દેવી વસો, તમારા મુખકમળમાં સરસ્વતીદેવી વસો, ને તમારૂં મન પ્રભુચરણમાંથી જરા પણ ન ખસો. વગેરે આશિર્વચનો કહી હાથ જોડીને ઉભા રહ્યા. રાજા ઘણાજ પરોપકારી દીનબંધુ અને દયાળુ હોવાથી ગાડી ઉભી રખાવી બન્નેપર દયા લાવી દાન દેવા માટે ખીસ્સામાં હાથ ઘાલ્યો. તો ફક્ત બેજ રૂપિયા નીકળ્યા, તે આપવા માંડ્યા ત્યારે બન્ને દ્વિજો નિરાશ થઇ ઘણા કરગરવા લાગ્યા. સામા બેઠેલા દિવાનસાહેબે રાજાજીને કહ્યું કેઃ—હે દાનદક્ષ મહારાજા! દ્વિજો બહુ કલ્પે છે, બિચારા મોટી આશાએ દુરથી આવેલા ને આપે આમ કર્યું તો આપ ધણી છો. પણ **महत्संगे महत्फलम्.** અર્થાત્—મોટાના સંગથી મોટું ફળ મળતું જોઇએ. માટે એ વાકયને આપ યોગ્ય છો. તે સાંભળી તત્વદર્શી ગંભીર મહારાજાએ કહ્યુંઃ—દિવાનજી! તેમના ભાગ્યમાં વિશેષ નથી. નહિ તો દરેક પ્રસંગે ખીસ્સામાંથી અગર પાસે પડેલી પેટીમાંથી મોટી રકમ નીકળે છે, અને આજે તેમના ભાગ્યોદય મુજબ ફક્ત બે જ રૂપિઆ નીકળ્યા; વળી તેમના ભાગ્યની વિશેષ ખાતરી કરવાની ઇચ્છા હોય, તો કાલે સભામાં તેમને બોલાવજો, તેમને માટે કાંઇ યુક્તિ કરીશું. પછી દ્વિજોને બીજે દિવસે કચેરીમાં બોલાવ્યા. તે વખતે નૃપાજ્ઞા મુજબ પ્રધાને એવી યુક્તિ કરી હતી, કે સભા વચ્ચે એક બે રૂપિયાવાળી અને બીજી પાંચસો રૂપિયાવાળી એવી બે ઢગલીઓ કરી તેની સન્મુખ બે ચીઠ્ઠીઓ નાગવાર મૂકી હતી. તેમાંથી પ્રધાનની આજ્ઞાનુસાર બન્ને બ્રાહ્મણોએ ચિઠ્ઠી ઉપાડીને ખોલી જોઇ, તો બન્નેની બે રૂપિયાવાળી ચિઠ્ઠી નીકળી. તે જોઇ પ્રધાન તો અચંબો પામ્યો, અને ભાગ્યપરીક્ષાગાં કુશળ એવા મહારાજાશ્રીની પ્રશંસા કરવા લાગો. અને બ્રાહ્મણો પોતાના કમભાગ્ય માટે અફસોસ કરવા લાગ્યા. દીવાને કહ્યું કેઃ—તમારૂં નશીબ મોળું છે. કહ્યું છે કેઃ—

भाग्यहीना न पश्यति नयनाग्रेपि मानवाः ॥
दंपतिना यथा धेन । न दृष्टं कर्णकुंडलम् ॥ १ ॥

અર્થાત્—ભાગ્યહિણ મનુષ્યો પોતાની સન્મુખ પડેલી વસ્તુને પણ જોઇ શક્તા નથી, જેમ જાણીને અંધ બનેલા કોઇ જને કોઇ એક દંપતીએ રસ્તામાં મુકેલું સુવર્ણ કર્ણકુંડળ જોયું નહિ, તેમ તમે પણ હે દ્વિજો ! તેના જેવાજ છો. પછી રાજાએ તેમના નસીબમાં નહિ છતાં તે સર્વ રકમ તેમને આપી દીધી. ખુશી થતા થતા બન્ને દ્વિજો રાજાને આશિર્વાદ દેઇ ત્યાંથી બહાર નીકળ્યા. પછી બન્ને દ્વિજો રાત્રે તે ગામની ધર્મશાળામાં જઇ સુતા. તેવામાં રાતે એક ચોર આવી સર્વ ધન ઉપાડી ગયો, તે સવારમાં જાગ્યા ત્યારે જાણ્યું. હવે બીજે ક્યાંઈ પરદેશમાં જવું નથી, માટે ઘેર જવાનો નિશ્ચય કરીને જોવા કોથળી લેવા જાય છે, ત્યાં તો તે ન મળે. તેથી હાયહાય કરી એકદમ બુમ પાડી, મુર્છા ખાઇ પડ્યા. પછી થોડી વારે મુર્છા વળી એટલે રોવાકુટવા લાગ્યા, હાયહાય ગજબ થયો ! એમ પોકાર કરી માથું કુટવા માંડયું. ધન ન હતું તે દિવસના દુઃખ કરતાં પણ આજે તેમને વધારે દુઃખ માન્યું. ઘણું રોયા, ઝુર્યા અને ઘણો કલ્પાંત કર્યો. પછી કલ્પાંત કરવાંકરતાં બન્ને જણા પરદેશમાં રળવા આગળ ચાલ્યા. રસ્તે જતાં નાનોભાઇ મોટાભાઈ પ્રત્યે બોલ્યો કે, મિત્ર જોયું ! કર્મની દશા કેવી વિચિત્ર છે. ભાગ્યરેખા ટાળી ટળતીજ નથી. કહ્યું છે કેઃ—

## દોહરા.

અભાગીયા તું આથડ માં, બેઠો રહે ભારમાં;
તું બેસીશ ગાડીમાં તો, હું બેસીશ તારમાં. ૧
કર્મ વિનાના કરમશીભાઇ, જાનમાં શાં જાવાં;
ભરી પંગતમાં હોંશે બેઠા, તોય લુખાં ખાવાં. ૨
પ્રારબ્ધકું દેખણાં, અરૂ દેખ દીવસકા ખેલ;
બિભિષણકું રાજ મિલા, અરૂ હનુમંતકું તેલ. ૩

અર્થાત—હજારો ઉદ્યમ કરીયે, પણ નસીબ તો બે ડગલાં આગળનેઆગળ ચાલે છે. એમ એક બીજા પોતાના દુઃખોની વાતો કરતા પરદેશમાં ચાલ્યા. ધનને માટે અનેક પ્રકારના કાવાદાવા કર્યા, દયા વિનાનાં કામો પણ ધનના લોભે કરવા લાગ્યા. દ્વિજજાતિને નહિ કરવા યોગ્ય નિંદ્ય કર્મો કરવા પણ ચુક્યા નહિ, ખરેખર વિત્તાર્થી મનુષ્યો વિત્તના લોભે શું શું નથી કરતા ? !

नीचस्यापि चिरं चटू निरयन्त्यायाति नीचैर्नतिं ।
शत्रोरप्यगुणात्मनोपि विदधत्युच्चैर्गुणोत्कीर्तनम् ॥
निर्वेदम न विदंति किंचिदकृतज्ञस्यापि सेवा क्रमं ।
कष्टं किं न मनस्विनोपि मनुजाः कुर्वंति वित्तार्थिनः॥१॥

અર્થાત—દ્રવ્યાર્થી મનુષ્યો નીચની પાસે પણ મીઠાં વચનો બોલે છે, તથા તેને નમસ્કાર કરે છે; અવગુણી શત્રુના પણ ઉચે પ્રકારે ગુણગાન કરે છે, અકાર્ય કરવાથી જરા પણ ગ્લાની પામતા નથી, નિરક્ષર કૃપણ કાકાની પણ સેવા કરે છે, ભયંકર અટવીમાં આથડે છે, વિકટ અનાર્ય દેશોમાં જઇ અનાર્ય કામો કરે છે, સમુદ્રના ગહન જળમાં ડુબકી મારે છે, મહા કષ્ટકારી કૃષિકર્મ-ખેતી કરે છે, બ્રાહ્મણ વગેરે ઉત્તમ જાતિને ખેડનો ધંધો અતિ નિંદ્ય તથા શાસ્ત્રથી નિષિદ્ધ છતાં આજકાલ કેટલાક બ્રાહ્મણો ખેતીનો ધંધો કરે છે; એટલે જ્યાં વિત્તાર્થીપણું હોય ત્યાં બ્રાહ્મણત્વ વગેરેનું શ્રેષ્ઠત્વ રહેવા પામતું નથી, તથા દ્રવ્યાર્થી જન મોટી ભયંકર લડાઈમાં ઉતરે છે. વગેરે અનેક દુર્ઘટ કર્મો કરે છે.

આપણા દૃષ્ટાંતના નાયક પેલા બે દ્વિજોએ પણ દ્રવ્ય માટે કાંઇ પણ કરવાની ખામી રાખી નહિ. માંડ માંડ બારે વરસે પાંચસો સોનૈયા રળ્યા તો ખરા! પણ તે કેવી રીતે રળ્યા, તે જણાવતાં લેખકની છાતી ચીરાય છે, તો વાંચનાર દયાળુ જનનું હૃદય કેમ નહિ ભેદાય? મતલબ કે-તે બ્રાહ્મણોએ કોઇ શહેરના બગીચામાં એક લક્ષાધિપતિ શેઠનો પુત્ર રમતો હતો, તેના શરિર પર કીંમતી આભુષણોનો પાર ન હતો. તેનો રક્ષક તેને માટે વિવિધ પુષ્પો ચુંટતો હતો, સંધ્યા સમયનો એકાંત સમો જાણી તે બન્ને દ્વિજોમાં લોભરાક્ષસ પેઠો. તે આવ્યો એટલે દયા, ક્ષમા, લજ્જા, સત્ય, સંતોષ, ધર્મ આદિ ઉત્તમ પાત્રોને તો પલાયન કરી જવુંજ પડે; એનો તે લોભરાક્ષસનો પ્રભાવ છે. પછી બન્ને દ્વિજોએ નિશ્ચય કર્યો કે, આ લાગ સારો છે. આપણે ઘણાં વર્ષથી ફરીએ છીએ, પણ કયાંઇ લાભ મળતો નથી. માટે કાંઈ નહિ એ તો! 'કરતા હોય તે કરીયે ને પાપદોષ ન ગણીએ' એમ ધારી તે બાળકને કાંઇક લોભના પાસથી ફોસલાવી ગુપ્તપણે અટવીમાં ઉપાડી ગયા, અને ગળૂં મરડી મારી નાંખ્યો. પછી સર્વ આભરણો ઉતારી લઇ ચાલતા થયા, અનુક્રમે સ્વદેશ ભણી ચાલવા માંડયું. અનુકુળ સ્થાને સુદ્ધા માલ વટાવી પાંચસો રૂપિયા લઈ ચાલવા માંડયું.

રસ્તામાં અન્યોઅન્ય બન્નેને દુષ્ટ પરિણામ થવા લાગ્યા. તેમાંથી એકે વિચાર્યું કેઃ–અર્ધું ધન તો આ લઇ જશે, તો મારે શું રહેશે? માટે આને મારી નાંખું તો સર્વ ધન મને મળે. એમ અન્યોઅન્યને મારવાનાં ઘણાંએ ફાંફાં માર્યા. પણ કાંઈ લાગ ફાવ્યો નહિ. તેથી એક શેઠને ત્યાં તે સર્વ ધન બન્નેના નામે વ્યાજે મુકયું. ને કહ્યું કેઃ– અમો થોડા દિવસ પછી અત્રેથી જઇશું ત્યારે લેવા જઇશું. પછી કાંઈ વિશેષ કમાવાની આશાથી થોડા દિવસ ત્યાં રહ્યા, અને રળવાને માટે ઉપાયો ગોતવા લાગ્યા. બે વરસ ત્યાં રહ્યા, અનેક કાવાદાવા કર્યા. અહાહા! તૃષ્ણા કેવી બુરી ચીજ છે! તૃષ્ણા નદીમાં જે તણાયું ન હોય તેને કોટીશઃ ધન્ય છે. કોઈ રીતે ફાવ્યા નહિ ત્યારે મૂળ ધન–મૂડી લઇ ઘર ભણી જવા વિચાર કર્યો. બન્ને જણે શેઠને ઘેર આવી માગણી કરી. શેઠે ઘણી ખુશીથી હા પાડી. અને વિશેષમાં કહ્યું કેઃ– આજ હમારે ત્યાં મિષ્ટાન જમી ભલે ખુશીથી લઇ જાઓ! પછી એક રસોઇના કામકાજમાં રોકાયો, અને પોતાના મિત્રને સરસામાન લાવવા બહારના કામ માટે રોકયો. રસોઇ સર્વે તૈયાર થઇ. પછી દાળમાં મીઠું નાંખવા માટે મિત્રે કહ્યું કે ભાઈ, શેઠની દુકાનેથી લુણ લઇ આવ. પછી તે દુકાને આવ્યો, દુકાન રસોઇ કરતા હતા તે મુકામના સામે હતી. પેલો લુણ લેવા જનારો બ્રાહ્મણ ઘણો પહોંચેલો અને ચતુર હતો, તેણે મનમાં વિચાર્યું કે, આ લાગ સારો છે, અત્યારે હું શેઠ પાસે સર્વ રૂપીયા માગું, અને ઉપાડી ચાલ્યો જાઉં. વાગ્યું તો તીર કહિ તો થોથું! એમ ધારી શેઠ પાસે આવીને પેલા પાંચસો રૂપિઆની ઉઘરાણી કરી. શેઠે જાણ્યું કે, બિચારા બ્રહ્મણોને અધીરાઇ બહુ લાગે છે. તેથી કહ્યું કેઃ–ભલે ખુશીથી ગણી લ્યો, પણ તમારા ભાઇને પૂછો, તે હા કહે તો આપું, ત્યારે તેણે કહ્યું કેઃ— શેઠજી! તેણે તો હાજ પાડી છે, તેના કહેવાથીજ હું અત્રે આવ્યો છું, છતાં તમને વિશ્વાસ ન આવતો હોય તો લ્યો હું તમારા સાંભળતાંજ અહીંથી પૂછું એમ કહીને ધાંટો વાળી શબ્દ કરી કહ્યું કે, એ ભાઈ! શેઠ મને આપે કે? તું ત્યાંથી હા પાડે તો આપે. તે સાંભળી રસોડામાંથી તેણે બુમ પાડી કહ્યું કે, શેઠ! તેને દેજો દેજો, મેં મોકલ્યો છે. તેથી શેઠે નિઃશંક થઇ સર્વ રકમ ગણી આપી. એટલે તુરતજ રૂપિઆ લઇ કાંઇ મીષ કરી પેલો મિત્ર ત્યાંથી ચાલતો થયો. હવે પેલો રસોઇ કરનાર બ્રાહ્મણ ઘણી વાર સુધી તેની વાટ જોઇ થાકયો કે હજી કેમ આવ્યો નહિ? પછી એણે બહાર નીકળી

શેઠને કહ્યું કે:-શેઠજી! હજુ મીઠું કેમ આપ્યું નહિ? મીઠું શબ્દ સાંભળતાંજ શેઠ ચમક્યા કે હેં! તમે શું મગાવ્યું હતું? ત્યારે દ્વિજે કહ્યું કે, શેઠ! તમે શું આપ્યું? શેઠ કહે, તેણે તો મારી પાસે રૂપીયા માગ્યા, તેથી તમને પૂછીને મેં સર્વ ગણી આપ્યા. આ વાત સાંભળતાં વેતજ જાણે કે માથા ઉપર વજ્ર પડયું હોય એમ બ્રાહ્મણે તો સત્વર ભોંય ઉપરે પડી પછાડ ખાધી, અને અત્યંત રોવાકકળવા લાગ્યો, છાતીમાથું કુટવા માંડયું. જાણે તેને વિશ વર્ષના પુત્રનો વિજોગ કેમ થયો ન હોય?! એમ વિલાપ કરવા લાગ્યો. હાય હાય! અરેરે હવે હું શું કરીશ? થઇ રહ્યું! તે તો લઇને કયાંઇ ચાલ્યો ગયો હશે? હાય હાય! ગજબ થયો! પછી રોતો રોતો તુરતજ કોર્ટમાં જઇ તેની ફરિયાદ માંડી, તેથી શેઠને સમન કરી કોર્ટમાં બોલાવ્યા. શેઠ તો બિચારા ગભરાતા ગભરાતા કોર્ટમાં ગયા. કેસ ચાલ્યો, સવાલજવાબ થયા. આખરે શેઠે આ કામ પુરી તપાસ કર્યા વિના અને બન્નેની સહી લીધા વિના સાહસ કર્યું, માટે તે શેઠે આ બ્રાહ્મણને રૂપીઆ ગણી દેવા પડશે એવો ન્યાય મળ્યો. આ ન્યાયથી શેઠના તો હાંજાજ ગગડી ગયા, અને અફસોસનો તો પાર રહ્યો નહિ! ત્યારે આ ન્યાયથી બ્રાહ્મણને કાંઇક ખોળીયામાં જીવ આવ્યો. શેઠ તો વિચારમાં પડી ગયા કે હવે શું કરવું?! આ તો હું ખોટો દંડાયો. પછી તેમણે અફસોસ કરવાં ઘરે આવી એક હુંશિયાર વકીલને બોલાવી સલાહ લીધી કે, હવે મારે શું કરવું? નાહકનો માર્યો જાઉં છું, ને બન્ને પ્રકારે દંડાઉં છું. પછી વકીલે અક્કલ દોડાવીને કહ્યું કે:-શેઠ પચાસ રૂપીયા ફી આપો તો આ કેસમાં તમને જીતાડી દઉં. શેઠે ઘણી ખુશીથી તે વાત કબુલ કરી. પછી વળતે દિવસે ઉપલી કોર્ટમાં અપીલ કરી. અને તે નિકળવાની મુદતને દિવસે વાદી પ્રતીવાદી વગેરે સર્વે કોરટમાં હાજર થયા. ઘણા સવાલજવાબ થયા. છેવટે ઉપલી કોર્ટના ન્યાયાધીશે પણ શેઠના વકીલને કહ્યું કે:-આ બ્રાહ્મણને શેઠે રૂપિઆ ગણી દેવાજ પડશે, નીચલી કોરટે કરેલો ઠરાવ વ્યાજબી છે, તે સાંભળી તે શેઠના વકીલે કહ્યું કે:-સાહેબ! અમારો અસીલ (શેઠ) બ્રાહ્મણને રૂપીયા દેવા ખુશી છે. (આ વાકયથી શેઠના મનમાં તો જબરી ફાળ પડી, કે અરેરે વકીલે તો દેવાનું કીધું! એટલામાં તો સાંભળ્યું કે) પણ એ બન્ને બ્રાહ્મણની સહી લઈ રૂપીઆ દેવાની કબુલાત છે. લેતી વખતે પણ એમજ બન્નેની સહી લઇ રાખવામાં આવ્યા હતા, તો તે બ્રાહ્મણને તેડી લાવી બન્ને મળી સહી આપે, તો મારો અસીલ રૂપીઆ આપ્યા-

રોજ ગણી આપે, તે વાતની જરા પણ ઢીલ નથી. તે બ્રાહ્મણ એકલો માગવાને હકદાર નથી. આ પોઇંટથી ન્યાયાધીશ વગેરે સર્વ મંડળ અતિ ખુશી થયું. અને તેની ચતુરાઇ માટે તારીફ કરવા લાગ્યું. શેઠના તો હર્ષનો પારજ ન રહ્યો, ને પેલા દ્વિજને તો આંખમાં આંસું આવી ગયાં ને અફસોસનો પાર ન રહ્યો, તે તો બિચારો રોતો રોતો બહાર નીકળ્યો. તેની તો ડાગળીજ ખસી ગઇ, જાણે કોઇ ભૂત વળગ્યું હોય નહિ એમ બેભાન થઈ ગયો. જ્યાં ત્યાં રૂપીયાનોજ લવારો કરવા લાગ્યો, રખડતોરખડતો પોતાને ગામ આવ્યો. જેવો ગયો હતો તેવોજ ખાલી હાથે આવ્યો; તેથી ઘરમાં રાક્ષસી સમાન સ્ત્રીએ પણ ખુબ ખંખેર્યો. બિચારો હાય વોય કરતો, રૂપીયા રૂપીયા લવતો, છ માસ સુધી ગાંડાની પેઠે ઝુરી ઝુરીને અંતે અકાલે મરણ પામ્યો. હવે બીજો બ્રાહ્મણ જે શેઠ પાસેથી કપટ કરી રૂપીયા લઈ નાશી ગયો હતો, તેને પોતાને ગામ આવતાં ત્રીજેજ દીવસે રસ્તામાં કોઈ લુંટારાએ તેનું સર્વ ધન લુંટી લીધું. તેથી તે પણ એજ પ્રમાણે ઝુરીઝુરીને ગાંડો થઈ થોડા માસમાંજ હાય વોય કરતો મરણ પામ્યો.

પૈસા પૈસા !! તેં તો જબરો સીતમ કર્યો ! બન્નેને દુષ્કર્મો કરાવી રીબાવીરીબાવીને મારી નાંખ્યા. આ પ્રમાણે તેં અનેકને પાયમાલ કર્યા છે. આ દષ્ટાંતની મતલબ એવી છે કેઃ-પેસો મેળવતાં, સાચવતાં તથા નાશ થતાં, એમ સર્વ રીતે તે દુઃખદાયીજ છે, વળી અનીતિથી મેળવનારને તો મહા કર્મબંધનકારક છે. વળી ભવમાં પરિભ્રમણ કરાવનાર પણ છે. એ બન્ને દ્વિજોએ ઘણાં નિર્દય કર્મો કરી પૈસો મેળવ્યો તો ખરો, પણ તેમના ભાગ્યમાં તો અંતે રોવા કકળવાનુંજ રહ્યું. 'કીડી સંચે ને તેતર ખાય, પાપીનું ધન પરલે થાય.' તેમને તો એવું જ થયું. માટે પૈસો મેળવીને કાંઈ દાન પુણ્ય પરોપકાર આદિ સુકૃત્ય કરવામાં વાપરશો તો કાંઇ લાભમાં લેખું છે, નહિ તો તે પેસો મહા અનર્થ કરાવી પાપના પોટલા બંધાવી આ દુનિયામાં અત્યંત હેરાન કરશે. અને અંતે દુર્ગતિમાં મોકલશે. (૧૩)



निंदा स्याद्यदि वल्लभा सुखकरी स्वीकां कुरु त्वं ततः ।
क्रोधः स्याद्यदि वल्लभो भय भरे भोगे कुरु त्वं ततः ॥
दर्पः स्याद्यदि वल्लभो गुण गृहे ज्ञाने कुरु त्वं ततो ।
लोभः स्याद्यदि वल्लभोऽमित गुणे धर्मे कुरु त्वं ततः॥१४॥

**અર્થ**—હે પ્રાણી ! તને જો નિંદા ઘણી વહાલી હોય, તો સુખકરનારી એવી તું આત્મનિંદાજ કર, વળી જો તને ક્રોધ ઘણો વહાલો હોય; તો અનેક પ્રકારના ભયથી ભરપુર એવા સંસારી કામ ભોગને વિષે કર, વળી તને જો અભિમાન ઘણું વહાલું હોય, તો જ્ઞાન મેળવવામાં કર; અને લોભ ઘણો વહાલો હોય, તો અનેક શુભ ફળને આપનાર અમાપ અને અપાર ગુણવાલા એવા ધર્મને વિષે કર. (૧૪)

**ભાવાર્થ**—હે ભવ્યજન ! જો તને નિંદા અતિશય વહાલી હોય તો ખરેખર અનેક સુખને આપનારી પોતાના આત્માનીજ નિંદા કર. તથા વળી જો તુંને ક્રોધ અતિશય વહાલો હોય, તો નાનાપ્રકારના ભયોથી પૂર્ણ એવા સંસારના નાનાવિધ ભોગો ઉપર ક્રોધ કર, તેમજ જો તુંને (દર્પઃ) કહેતાં અભિમાન વહાલું હોય, તો ગુણનિધાન એવા જ્ઞાનને વિષેજ કર, એટલે જ્ઞાન સંપાદન કરવાને વિષે કર, એટલે અમુક જ્ઞાન મને કેમ ન આવડે; એવી મનમાં ટેક રાખ કે, અદ્યપિ જેટલું જ્ઞાન મેળવ્યું તેના કરતાં કાલ વધારે મેળવવું છે. એવી નિરંતર જ્ઞાનસંપાદન કરવામાં ઉત્સાહ પૂર્વક ટેક રાખવી, તથા જો તુંને લોભ અતિશય વહાલો હોય, તો અનેક જેમાં ગુણો રહેલા છે, એવા સદ્ધર્મને વિષે એટલે ધર્મ મેળવવાને માટે લોભ કરવો. આત્મનિંદા કરવાથી પુરૂષો કેવા કેવા લાભ સંપાદન કરે છે, તે જરા લક્ષ આપી આપણા પરમપવિત્ર શ્રીવીરપિતાએ સિદ્ધાંતસાગરમાં તત્વ ભર્યા પ્રાક્તનીક (પુરાતની) મહા પુરૂષોનાં ચરિત્રો આપણા જેવા મૂઢ હૃદયોને પ્રકાશિત કરવાને માટે સમર્પણ કર્યાં છે. શ્રીલક્ષ્મીકાન્તના લઘુ ભ્રાતા લઘુ અવસ્થામાં વૈરાગ્ય ભર્યો જોગ ધારણ કરીને સ્મશાનભૂમિયે કાયોત્સર્ગપૂર્વક, એકાગ્ર ધ્યાનમાં સ્થિર થતાં અચાનક આવી પડેલા મહાન્ પરિસહ વખતે પોતે સજાતિયે ભયંકર ઉપસર્ગ આપનાર પોતાના શ્વસુરનો કાંઈ પણ દોષ ઉત્પન્ન નહિ કરેલો, છતાં પોતાના મસ્તક ઉપર નાંખેલા પ્રાતઃકાલીન અર્કોદયના બિંબ સાથે બરાબરી કરનારા ધગધગતા ખેરના અંગારાના દુઃખથી નિજ હૃદયમાં બિલકુલ રોષાકુળ નહિ થતાં તથા તેની નિંદા નહિ કરતાં પોતાના પૂર્વોપાર્જીત કર્મોદયથી ઘેરાયેલા જોગઆત્મા તથા કષાય આત્માનીજ અત્યંત નિંદા કરી એક પ્રહર માત્રમાંજ નિર્મળ કહેતા જન્માદિક દોષો રહિત અક્ષય મોક્ષલક્ષ્મી પ્રાપ્ત કરી અજરામરત્વને પામ્યા. એ વગેરે અનેક દૃષ્ટાંતો

પ્રત્યક્ષ સાક્ષીભૂત છે. માટે મોક્ષેચ્છુ જનોએ આત્મનિંદાજ કરવી. વળી ક્રોધ પણ સાંસારિક કામ ભોગ ઉપર કરવોજ ઉચિત છે, કારણ કે વિષયભોગમાં અનેક ભયંકર દુઃખો રહેલાં છે, જે ભોગ્યવસ્તુ આપણને સુખ રૂપ લાગે છે, તે કોઈ વખત દુઃખ રૂપ પણ થઇ પડે છે. દાખલા તરીકે ઘરબાર અને કુટુંબકબિલા માટે અનેક કર્મો કરી તેમને ખુશી કર્યાં, પણ આપણે કોઇ વખત વિપતિમાં આવી પડ્યા હોઇએ, તે વખતે કોઈ પદાર્થો સહાયકારક ન નીવડે, તો કેવું દુઃખ ઉત્પન્ન થાય છે? પુત્ર પ્રસવે ત્યારે આનંદ થાય છે, અને મોટો થઈ પરણ્યો ત્યારે પણ આનંદ થાય. પણ સ્ત્રીના મોહપાશમાં પડી સ્વતંત્ર થાય અનેક તોફાનો કરે માતાપિતાને પુષ્કળ પજવે, રોજ ઉઠી કજીઆ કંકાસથી સાસુવહુ વચ્ચે અથવા માબાપને પુત્ર વચ્ચે લોહી ઉકાળો થવાનો વખત આવે, ત્યારે જોઈ લ્યો માનેલા આનંદની મજા! મોહમહિમાજ અપાર છે. પ્રથમ સુખ દેખાડે છે, પણ પછી તે મહાદુઃખમય ભાસે છે. કહ્યું છે કેઃ—

## શિખરિણી વૃત.

થતાં પુત્રો પ્યારા અધિક ઉરમાં સ્નેહજ ધરે,
હુલાવે ફુલાવે હરખ સુખથી લાલન કરે;
થતા જ્યારે મોટા મદધર વયે ધારી ગરીમા,
પિતા સામા થાયે અતિ બળ જુઓ મોહમહિમા!
તજો એવા મોહો વિષયસુખ છે ચંચળ અતિ,
જનો તેથી ધારો નિજ હૃદયમાં ધર્મની મતિ;
ભજો ધારી પ્રિતિ પ્રભુચરણુ ને મોક્ષગતિમાં,
જશો થઇ નિરાગી પ્રબળ નહિ તો મોહમહિમા. ૨

આવા પ્રકારનો મોહમહિમા છે. માટે એવા કામભોગને વિષે આસક્ત નહિ થતાં, તેના પ્રત્યે ક્રોધ ઉત્પન્ન કરવો. અનાદિકાળથી આ જીવને વિષયભોગ વહાલા છે, તો તેના પ્રત્યે ક્રોધ કેમ આવે? એ વાત જો કે ખરી છે, તોપણ સંસારના વિષયસુખો ભોગવતાં કોઇવાર કંટાળા ભરેલો ને ત્રાસદાયક બનાવ નજરે પડે છે, અથવા સાક્ષાત સાંભળવામાં આવે છે. ત્યારે તે વિષય ઉપર એવો તો ક્રોધ ઉત્પન્ન થાય છે કે, ન પૂછો વાત! એ ક્રોધમાં ને ક્રોધમાં કોઇ વખત આત્માનું અહિત કરી બેસે છે. કેટલાકો આપઘાતો કરે છે, નાશી જાય

છે, લાગ આવે તો સામાના પ્રાણ પણ લે છે; એમ અનેક રીતે કુપંથમાં ક્રોધને સમાવે છે. પણ વિવેકી જનો કુપંથે ન પડતાં આત્માને સન્માર્ગમાં દોરી ક્રોધ સફળ કરે છે. દાખલા તરીકે રાજર્ષિ ભર્તૃહરિને પિંગલા નામની રાણી પ્રત્યે અત્યંત પ્યાર હતો, તે પ્યાર એવો તો અંધ હતો કે, રાજપાટ વગેરે સર્વ વસ્તુઓ ભલે વિનષ્ટ થાય, પણ પિંગલા અખંડ રહો! પ્યારની ખાતર પિંગલાના દરેક માયાવી વચનોમાં વિશ્વાસ હતો, તથા તેવાંજ મિથ્યા વચનોને પ્રમાણભૂત ગણી પોતાના પરમપ્રિય સદ્‌ગુણી સુજ્ઞ બંધુ શ્રીવિક્રમને તિરસ્કારપૂર્વક દેશવટો દીધો. પણ રાગાંધપણાને લીધે જરા વિચાર સરખો યે ન કર્યો. વળી અમરફળ માટે પણ પોતે અમર નહિ બનતાં પ્યારી પીંગલાને અમર બનાવવા તૈયાર થયો, પણ જ્યારે તેજ અમરફળ ચક્કર મારી ફરતું ફરતું પોતાની પાસે આવ્યું, ત્યારે તેનું મન કેવું થયું હશે, એ વિચારો? આખરે પીંગળાનું કપટ અને પોગળ ખુલ્લું પડયું, હૃદયનો ક્રોધાગ્નિ એકદમ પ્રજ્વલિત થયો, અને ખરા ખેદપૂર્વક તે બોલ્યો કેઃ—

**વસંતતિલકા વૃત.**

**यां चिंतयामि सततं मयि सा विरक्ता ।**
**साप्यन्यामिच्छति जनं स जनोऽयसक्तः ॥**
**अस्मत्कृते च परितुष्यति काचिदन्या ।**
**धिक् तां च तं च मदनं च इमां च मां च ॥ १ ॥**

**અર્થાત**—જે પિંગળાને હું અહોનિશ ચિંતવું છું, તે અન્ય (અશ્વપાળને) આધિન છે, પણ મારે વિષે વિરક્ત મનવાળી છે, તે અશ્વપાળ પણ ગણિકામાં આસક્ત છે, વળી તે વેશ્યા તો મારા પ્રત્યે પ્રેમવાળી છે; તેથીજ મને આ અમરફળ આપ્યું. માટે ધિક્કાર છે, આ રાણીને! ધિક્કાર છે અશ્વપાળને! ધિક્કાર છે તે વેશ્યાને! અને ધિક્કાર છે કામદેવને! તથા મને પણ હજાર વાર ધિક્કાર છે! કેમકે હું મોહમાં ફસાયો અને જરા પણ વિચારી જોયું નહિ. અહો!! સંસારની માયાજાળ કેવી વિચિત્ર છે? આખરે રક્ત નેત્રે તલવાર ખુલ્લી કરી પિગળારાણીનું શિરચ્છેદન પણ કરવા તૈયાર થયો, પણ સ્ત્રીહત્યાનું ઘાતકીકાર્ય કરવું છેક અનુચિત જાણી તે ક્રોધને વૈરાગ્યના ઘરમાં ઉતાર્યો. બસ કાંઇજ નહિ, સંસારમાં કોણે સાર કાઢયો છે, તેમાં રહી કોણ ખાટી ગયું છે, મહા મોહરાજાને કોણે જીત્યો છે? એતો મોહમહિમાજ અપૂર્વ છે. કહ્યું છે કેઃ—

## શિખરિણી વૃત.

સ્તનો જે નારીનાં રૂધીર રસ માંસે થકી ભર્યા,
મૃદુ ગોરા ગાલો પણ રૂધીરને અસ્થીથી સર્યા;
ભર્યો યોનિ કુંડ સવ રૂધીર મુત્ર વિકૃતિમાં,
નરો સ્વાદો માને તહીં પણ જુઓ મોહમહિમા! ૧

પછી તેણે વિષયને સંબોધીને એવો તો ખરા ખેદપૂર્વક સચોટ ઉપાલંભ આપેલો છે કે, સામાને તેની અસર થયા વિના રહેજ નહિ. એમ ધારી તેણે વિષયને ઉદ્દેશીને આપેલો ઉપાલંભ (ઠપકો) અત્રે લખીએ છીએ.

વિષય!! તેં તો હદ કરી! તારા જેવું ભારે પરાક્રમ કોનું હોય? તું ખરેખર હગારો છું, તેં તારા પંજામાં અનેક જનોને સપડાવી તેઓના જાનમાલનું, તેઓની કાન્તિનું, ધનનું અને સર્વ રાજ્યઋદ્ધિનું નિકંદન કર્યું છે, તારામાં લુબ્ધ થયેલા નરો માબ્હેન અને દિકરીની ખાટને પણ જોઈ શકયા નથી, મોટા મોટા દેવો પણ તારી અદ્ભૂત શક્તિને તાબે થઈ ગયા છે, તો પછી મારા જેવા પામરનું શું ગજું? અરે દુષ્ટ કામ! તારૂં નામ સાંભળતાં પણ મને તો કંપારી છુટે છે, મારૂં નિકંદન કરનાર તથા મારા વહાલા બન્ધુ વિક્રમથી વિખુટો પડાવનાર પણ તુંજ છે, જે તારૂં સેવન કરે છે, તેને આવુંજ માઠું ફળ મળે છે. બીજા દેવોનું સેવન કરવાથી તથા તેનું સ્મરણ કરવાથી અસહ્ય સંકટો નિવારી અપાર સુખને આપે છે, ત્યારે તું તો તેથી વિપરીતજ ચાલે છે. આ તે તારો કેવો જુલમ?? અને કેવી અવળાઇ? તને દેવ તરીકે માનનારનીજ મોટી ભૂલ છે, તારૂં સ્મરણુજ માત્ર દુઃખદાયક છે, તો સેવન કરવાથી તો શુંજ ન કરી શકે? પંડિત પુરૂષોએ તને ધિક્કારેલો છે, તારો આભાસ ફક્ત આટલો દુઃખદાયી છે, તો તું પોતે સાક્ષાત હોય તો કોણ જાણે કેવો એ દાટ વાળે? ધિક્કાર છે પાપી તુંને? તું દેવ નહિ પણ ખરેખર દાનવજ છું, ચોર છું, ચંડાલ છું, લુંટારો છું, હિંસક છું અને મદિરાવત્ છું, એવી રીતે અનંત અવગુણોથી ભરેલો, દુઃખનો દેનારો અને અનેક રીતે સંતાપનારો છું. તને જે પુરૂષો પોષે છે તેને ધિક્કાર છે, તથા તને જે બહુ માન આપે છે તેને પણ ધિક્કાર છે, કારણ કે તું તો નર્કમાં લઈ જનાર સથવારો અને સ્વર્ગ સુખને અટકાવનારો છું. મહા દુઃખ દેનાર એવા હે દુષ્ટ કામ તને હવે મારા છેલ્લા પ્રણામ છે.

એકેક ઇંદ્રિયને વશ્ય થવાથીજ જેઓ મહા દુઃખ તથા મરણને શરણ થાય છે, તો મનુષ્ય પાંચે ઇંદ્રિયને વશ્ય થવાથી કેમ અસહ્ય સંકટ ન પામે? માટે હે કામ! તને મારા છેલ્લા પ્રણામ છે. એમ કહી વૈરાગ્યધારી ગુરૂ ગોરખનાથ પાસે જઈ સંસારનો ત્યાગ કરી જોગી બની ગયો. એવીજ રીતે પહેલા ચક્રવર્તી ભરતમહારાજાના બંધુ બાહુબળજીએ પણ પોતાના પ્રચંડ ક્રોધાનળને વૈરાગ્યદશામાં ઉતાર્યો છે. રાજલોભે જ્યારે બે ભાઇઓ વચ્ચે પ્રબળ યુદ્ધ થયું, બાર વર્ષ સુધી હજારો મનુષ્યોની કતલ થઇ અને આખરે ઇંદ્રે આવી અન્ય મનુષ્યોની વિના કારણે થતી ઘાત અટકાવીને એ બે ભાઇમાંજ પાંચ સરત વાળી લડાઇ શરૂ કરાવી. તેમાં પ્રથમ દષ્ટિયુદ્ધ, બીજું નાદયુદ્ધ, ત્રીજું બાહુયુદ્ધ, ચોથું મુષ્ટિયુદ્ધ અને પાંચમું દંડયુદ્ધ. એ પાંચે સરતમાં ભરત ચક્રવર્તીનીજ હાર થઈ, ત્યારે ભરતે અનીતિથી બાહુબલનું શીર છેદન કરવા ચક્ર મુકયું, પણ ગોત્ર ગરદન છેદન નહિ કરતાં તે પાછું ફર્યું, ભરતની આ અનીતિથી બાહુબળે સખત ક્રોધ કરી એકજ મુષ્ટિ પ્રહારથી ભરતના પ્રાણ લેવા મુષ્ટિ ઉગામી, સત્વર મુઠી ઉપડી, ઉપડી તે ઉપડીજ રહી! ઉપડવાની ક્ષણથી નીચે પડવાની ક્ષણ જુદીજ હતી. આ ક્ષણ વચ્ચેજ મનનું પરિણામ બદલાયું, ક્રોધાગ્નિનું મહા પ્રચંડ ચક્ર પાછું ફર્યું, વિરોધી વેરવાદળું ખસી ગયું. જો કે એકજ પ્રહારથી તેની મુઠી ભરતના પ્રાણ લેવાને મહા સામર્થ્યવાળી હોવા છતાં આવું ઘાતકી કાર્ય કરવું તેને અનુચિત લાગ્યું. એકજ જીંદગીના રાજ્યમાટે બંધુ છેદ કરવો તેના કરતાં અખંડ પ્રૌઢપ્રતાપી મુક્તિનગરીનું રાજ્ય લેવા પ્રયત્ન કરવો એજ શ્રેયસ્કર છે, એમ ધારી તેજ મુઠીથી વૈરાગ્યપૂર્વક પોતાના શિરનો લોચ કર્યો. અહા હા! કેવો અણીના સમયે અનુપમ વૈરાગ્ય! શું વૈરાગ્ય ઉપાશ્રયમાંજ ભર્યો હશે કે? અથવા સાધુ મહાત્માની ઝોળીમાં વૈરાગ્ય ભર્યો હશે કે? અગર હવેલી, મંદિર, મસીદ કે દેરાં દેવાલયોમાં વૈરાગ્ય ભર્યો હશે? ના, ના તેમ નથી વૈરાગ્ય તો સર્વત્ર છે, આખું જગત વૈરાગ્યમયજ છે, દુનીયાનો કોઇ પણ પદાર્થ એવો નથી કે જેમાં વૈરાગ્ય ન રહેલો હોય. આત્મા સવળો હોય તો સર્વત્ર વૈરાગ્ય છે, અને અવળો હોય તો સર્વત્ર સંસારજ છે. કહ્યું છે કે:—

**वनेपिदोषाः प्रभवंति रागिणां, गृहेपि पंचेंद्रिय निग्रहस्तपः ॥**
**अकुत्सिते कर्मणियः प्रवर्तते । निवृतरागस्य गृहं तपोवनम् ॥१॥**

અર્થાત્—રાગીજન ઉપલક વૈરાગ્યથી વનમાં જઇ વસે તો ત્યાં પણ તેને વિષય કષાય આદિ દોષો ઉત્પન્ન થાય છે. અને પાંચે ઇંદ્રિયોનો નિગ્રહ કરનાર વૈરાગી ઘરમાં હોય તો પણ તેને તો તે તપોવન રૂપજ છે. કારણકે જેણે નિંદિત કાર્યોની દિક્ષા લીધી છે, તે સંસારસ્થ છતાં તેનું જીવન સાધુમયજ છે. સર્વજ્ઞ મહાજનોએ પણ તે જીવનને વખાણેલું છે. કામદેવ મહાસતકજી, આણંદ શ્રાવક, સુલસા, સુભદ્રા, દ્રૌપદી, કુંતાજી, દમયંતી, અંજનાસુંદરી, સીતાજી, રાજેમતી, શીળવતી, વગેરે સતી શ્રાવિકાઓનાં જીવન પણ તેવાંજ હતાં માટે અકાર્ય પ્રવર્તનનો પરિહાર કરવો, તેજ ઉત્તમ સાધુતાનું સરસ લક્ષણ છે; અને સાધુ જીંદગીમાં પણ નિંદિત કાર્યોનું પ્રવર્તન તજતું ન હોય તો તે ઉપરથી કહેવાતો રાંક છતાં સંસારીજ છે. તેને સર્વજ્ઞ મહાજનોએ દ્રવ્ય લીંગી અથવા પાસથ્થો એવા નામથી ઓળખાવ્યો છે. એવી નિંદિત કાર્યોમાં પ્રવૃત્ત થયેલી કપટમય સાધુ જીંદગી કરતાં નિંદિત કાર્યોથી અટકેલી નીતિમય સંસારી જીંદગી સર્વોત્કૃષ્ટ છે. બાહુબળજીએ ક્રોધને વૈરાગ્યમાં સફળ કર્યો, અને તુરતજ દિક્ષા લઇ ચાલતા થયા, અને વનમાં જઇ કાયોત્સર્ગ કર્યો. એમનું વિશેષ જીવનચરિત્ર અન્ય ગ્રંથથી જાણી લેવું. મતલબ એવી છે કે, નિંદા પોતાના દુર્ગુણનીજ કરવી, ક્રોધ વિષયભોગ ઉપર કરવો, અભિમાન જ્ઞાન મેળવવા માટે કરવું; અને લોભ ધર્મધ્યાન કરવામાં કરવો. એજ માનવજીવન સફળ કરવાનો સારો ને સાચો રસ્તો છે, અને પવિત્ર અક્ષય સુખ મોક્ષલક્ષ્મી મેળવવાનો સર્વોત્તમ ઉપાય છે. (૧૪)

---

यद्यस्तिते मोह महार्णवस्य ।
कांक्षा महाभाग ! हिपार मेतुम् ॥
क्षिप्रं तितिक्षा करुणा कुरुत्वं ।
शुद्धं तपो माणवकं गुणौघम् ॥ १५ ॥

---

અર્થ—હે મહાભાગ ! મોહરૂપી મહાસાગરનો જો તારે પાર પામવાની ઇચ્છા હોય; તો જલદી ક્ષમા, દયા, શુદ્ધ એટલે કોઇ પણ આશા વિનાનો તપ અને અનેક ગુણોવાળું બ્રહ્મચર્ય એ ચાર વીનાંને અંગીકાર કર. (૧૫)

**ભાવાર્થ**—હે મહાભાગ! જો તને ખરેખર આ મહામોહરૂપી મહાર્ણવનો પાર પામવાની ઇચ્છા હોય, તો તું (**तितिक्षा**) કહેતાં ક્ષમા તથા દયા તથા કોઇ પણ પ્રકારનાં ઐહિક તથા પારલૌકિક સુખભોગ તથા સંસારના ફળ રહિત એવું શુદ્ધ તપ તથા અનેક જેમાં ગુણો રહેલા છે, એટલે સ્વર્ગાપવર્ગ સુખને આપનારૂં (**माणवकं**) કહેતાં બ્રહ્મચર્ય; એવા ચાર મોક્ષ સુખનાં મૂળ કારણો તેને તું અંગીકાર કર. કે જેથી ત્વરાપૂર્વક અજરામરત્વને પામી શકાય.

એ તો ખરૂંજ છે કે, પોતાના અપરાધીને ગુન્હાનો બદલો નહિ દેતાં તેનાપર રહેમ કરવી, તેનું નામ ક્ષમા કહેવાય છે. એ ક્ષમાગુણ સર્વથી શ્રેષ્ઠ છે. વળી ક્ષમા એ સજ્જનોનું પરમભૂષણ છે. ઉત્તમ પુરૂષો સામાના અપરાધ સામું જોતા નથી. પોતાને શીર કોઇ કષ્ટ આવી પડે, તો તે ધણી ઉપર ક્રોધ નહિ કરતાં તેનું ભલુંજ ચિંતવે છે; એ **महता मिदं लक्षणं ॥** અર્થાત્—મહાપુરૂષોનું સુલક્ષણ છે. વળી ક્ષમાથી કોઇ શત્રુ મારમાર કરતો આવ્યો હોય, તો પણ શાન્ત થઇ જાય છે. માટે ક્ષમા એજ શત્રુને વશ અને વિનાશ કરવાનું શસ્ત્ર છે, એમ નક્કી સમજવું. કહ્યું છે કેઃ—**क्षमाशस्त्रं करे यस्य दुर्जनः किंकरिष्यति ॥** અર્થાત્—જેની પાસે ક્ષમા ખડ્ગ હશે તેને શત્રુ શું કરનાર છે? અર્થાત્—કાંઇ કરી શકતો નથી; માટે ક્ષમા સદ્ગુણને હમેશાં ધારણ કરવો. એમજ દયા, તપ, અને બ્રહ્મચર્ય એ ત્રણે પણ મોહરૂપી મહાસાગરનો પાર પામવાના પરમોપયોગી રસ્તા છે. પ્રભુએ દયામાર્ગને મુખ્ય વર્ણવ્યો છે, સામાની દયા પાળવાથી પોતાની દયા પળે છે; સામાને હણવાથી પોતેજ હણાય છે, **सुखात् सुखं दुःखाद् दुःखं** અર્થાત્—સુખથી સુખ અને દુઃખથી દુઃખ મળે છે. માટે દુનિયામાં દરેક પ્રાણીઓને પોતાના સમાન જાણી તે પ્રત્યે કરૂણા કરી, ને બનતા પ્રયાસે તેઓને દુઃખથી બચાવવા સિંદુરપ્રકરણમાં કહ્યું છે કેઃ—

**क्रीडा भूः सुकृतस्य दुष्कृतरजः संहार वात्याभवो ।**
**दन्वन्नग्नोर्व्यसनाग्नि मेघपटली संकेतदूती श्रियाम् ॥**
**निश्रेणीस्त्रि दिवौ कसः प्रियसखी मुक्तेः कुगत्यर्गला ।**
**सत्वेषुक्रियतां कृपैवभवतु क्लेशैरशेषैः परैः ॥ १ ॥**

અર્થાત્—દયા કેવી છે તો કહે, પુણ્યોપાર્જન કરવાનું ક્રીડાભવન છે, દુષ્કૃત રૂપી રજને નાશ કરનાર પ્રચંડ વાયુ સમાન છે, ભવોદધીનો નાશ કરનાર છે, દુઃખરૂપી દાવાનળને માટે મેઘ સમાન છે, લક્ષ્મીને મેળવવાની સંકેત દૂતી છે, સ્વર્ગની નિસરણી છે, અને મુક્તિ રૂપી રમણીની પ્રિય સખી છે, તથા દુર્ગતિની તો અર્ગલા–ભોગળ છે. માટે બીજાં અનેક કષ્ટ ભલે દુર રહો, એક દયાનેજ અંગીકાર કરો. વળી મોહનો વિનાશ કરવા માટે ત્રીજો પ્રકાર તપ છે, તપ એ પણ આત્માને વિશુદ્ધ કરવાનું મુખ્ય સાધન છે. જેમ સુવર્ણ અગ્નિમાં તપાવવાથી શુદ્ધ થાય છે, તેમ આત્મા તપરૂપી અગ્નિથી શુદ્ધ થાય છે, તપથી જુનાં કર્મોનો ક્ષય થાય છે, કર્મ રૂપ મોટા પહાડને પાડવાને તે વજ્ર સમાન છે, વિષયવિકારને બાળવા માટે તો દાવાનળ તુલ્ય છે, અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન છે, અને લબ્ધી રૂપી લક્ષ્મી મેળવવા માટે તો કલ્પલતારૂપ છે. કહ્યું છે કેઃ—

> यस्माद् विघ्न परंपरा विघटते दास्यंसुरा कुर्वते ।
> कामः शाम्यति दाम्यती द्रियगण कल्याण मुत्सर्पति ॥
> उन्मीलन्ति महर्द्धयः कलयति ध्वंसंचयः कर्मणां ।
> स्वाधीनं त्रिदिवं शिवंचभजति श्लाघ्यं तपस्तन्नकिम् ॥१॥

અર્થાત્—જેનાથી અનેક વિઘ્નોનો નાશ થાય છે, દેવો પણ સદા દાસત્વ કરે છે, કામ–વિકાર બળી જાય છે, ઇદ્રિયોનું દમન થાય છે, કલ્યાણ પ્રાપ્ત થાય છે, લબ્ધીઓ આવી મળે છે, કર્મનો ધ્વંસ–નાશ થાય છે, વળી તે તપ પોતાનેજ આધીન છે, જ્યારે કરવું હોય ત્યારે થાય છે, સ્વર્ગને તથા અપવર્ગને મેળવાવે છે. આવા અપાર ગુણવાળું તપ વખાણ કરવા લાયક કેમ ન હોય? પણ તપ કોઇ પણ પ્રકારની સ્પૃહા વગરનું હોવું જોઇએ, તોજ ઉપરના લાભો પ્રાપ્ત થાય છે. કેટલાક મનુષ્યો અમુક આશાને લીધે તપ કરે છે, અથવા પંચધુણી અને હિંસાવાળી તપસ્યા કરે છે, કેટલાક અભિમાનથી તો કેટલાક ક્રોધથી ને કેટલાક લોભ અને માયાકપટથી પણ તપ કરે છે. પણ તે તપ ઉત્તમ ફળને આપતું નથી. મલ્લીનાથભગવાનના પૂર્વભવે મહાબળ વગેરે છ મિત્રો સાથે જોગ લઇ સાથેજ તપશ્ચર્યા કરતા હતા, નાનો મોટો દરેક તપ, છએને સાથેજ કરવાનો ઠરાવ હતો. આ નિશ્ચયથી નાના મોટાનો પટાન્તર પરલોકમાં કેમ રહેશે? એવી રીતની મોટા મહાબળ

નામના મુનિને શંકા થઈ, તેથી મોટા મુનિએ વિચાર્યું કે, અત્રે તો હું સર્વથી મોટો છું, પણ અમો છએ સરખી તપસ્યા કરવાથી સ્વર્ગલોકમાં મારાથી મોટું કેમ થવાશે? માટે એમનાથી કાંઇક ગુપ્તપણે કપટથી જરા વધારે તપ કરૂં તો ઠીક! એમ ધારી કપટ કરી કાંઇક બાનું લઈ એક ઉપવાસ તેમનાથી વધારે કર્યો. પણ એ માયાકપટનું શલ્ય છેવટ સુધી પણ આલોચણાવિધિથી ખમાવી દૂર ન કર્યું. તો તેનું કેવું વિષમ પરિણામ આવ્યું? તીર્થંકરપદ પામ્યા છતાં પણ સ્ત્રીપણે અવતાર લેવો પડયો. માટે તપમાં માયા કુડકપટ અથવા ક્રોધ કરવો નહિં, તથા કોઈ પણ સંસારસુખની લાલસાથી તપ કરવો નહિ; નિસ્પૃહીપણે કરવાથી ઉભય લોકમાં અતુલ્ય લાભને આપે છે. હવે ચોથો પ્રકાર બ્રહ્મચર્ય છે, તે પણ આ ભવસિંધુ તરવાને અમુલ્ય સાધનભૂત છે, તેથી આત્મા શુદ્ધ થાય છે. શીળવ્રત એ ખરેખર અમુલ્ય ચિંતામણિ છે, શીયળથી જેનું હૃદય શુદ્ધ છે, તે પ્રભુ તુલ્ય છે. શીયળ વિનાની સર્વ કરણી લુણ વગરના ભોજન જેવી અફળ છે. જેની મનોવૃત્તિ કુશીળથી મલીન થયેલી છે, તેની બાહ્ય ક્રિયા સર્વ મલીનજ સમજવી. વળી શીયળ એ અમુલ્ય આભૂષણ છે. એ અદ્વિતીય આભૂષણથી સર્વ સદ્‌ગુણો શોભી નીકળે છે. તેને માટે રાજર્ષિ પ્રવર શ્રીમાન ભર્તૃહરિએ કહ્યું છે કે;—

**ऐश्वर्यस्य विभूषणं सुजनता शौर्यस्य वाक्संयमः ।**
**ज्ञानस्योपशमः श्रुतस्य विनयो वित्तस्य पात्रेव्ययः ॥**
**अक्रोधस्तपः क्षमा प्रभवितुर्धर्मस्य निर्व्याजता ।**
**सर्वेषामपि सर्वकारणमिदं शीलं परंभूषणम् ॥ १ ॥**

અર્થાત્—મોટાઇનું ભૂષણ સુજનતા છે, શૂરાતનવીરતાનું ભૂષણ વાણીને નિયમમાં રાખવી તે છે, જ્ઞાનનું ભૂષણ શાન્તતા છે, શાસ્ત્ર ભણવાનું ભૂષણ વિનય છે, દ્રવ્યનું ભૂષણ સુપાત્રે દાન દેવું તે છે, તપસ્યાનું ભૂષણ સમતા છે, મોટાઇનું ભૂષણ ક્ષમા છે, ધર્મનું ભૂષણ સરળતા છે, અને સર્વ પદાર્થોમાં સર્વનું મુખ્ય કારણરૂપ શિયળ છે; તે પરમ આભૂષણ છે. માટે વિવેકી જનોએ તે સદા આદરવા જોગ છે. કારણ કે શિયળથી કુળનું કલંક ધોવાય છે, પાપપંકનો નાશ થાય છે, અનેક સુકૃતોનો સંચય કરાવે છે, ત્રિભુવનમાં શ્લાઘાને વિસ્તારે છે, દેવસમુહો આવીને તેને નમે છે, દુષ્ટ ઉપસર્ગને હણે છે, અને આનંદપૂર્વક સ્વર્ગ અને મોક્ષનાં સુખને મેળવાવે છે; એવો અપૂર્વ

મહિમા બ્રહ્મચર્યવ્રતનો છે. પવિત્રવૃત્તિથી જે મનુષ્ય શિયળવ્રત નથી સેવતો, અને વ્યભિચારથી પોતાને અને કુળને કલંકિત કરે છે; તેનો અવતાર પશુવત્ વ્યર્થજ છે. હવે તપ, ક્ષમા, બ્રહ્મચર્ય અને દયા એ ચારે ઉપર એક હરિકેશીનું દૃષ્ટાંત કહે છે:—

નીચ વંશમાં જન્મેલ પ્રાણી પણ જો અરિહંતભાષિતધર્મ આચરે, તો હરિકેશીબળમુનિની પેઠે મોક્ષનાં સુખ પ્રાપ્ત કરે.

## (૧૩) હરિકેશીબળમુનિની કથા.

મથુરાનગરીના શંખભૂપતિએ કામભોગની ઇચ્છા નિર્વાણ (ક્ષય) પામવાથી રાજ્ય તજીને વ્રત લીધું. અનુક્રમે ગીતાર્થ થઇ વિહાર કરતાં કરતાં તે ગજપુરે ગયા, ત્યાં ગોચરીએ નીકળ્યા. પણ માર્ગથી અજાણ હોવાથી તેણે ગોખમાં બેઠેલા સોમદેવ પુરોહિતને માર્ગ પૂછયો. દુષ્ટ પુરોહિતે કૌતુકથી અગ્નિમય માર્ગ દેખાડ્યો. સરળ સ્વભાવી સાધુ તેજ માર્ગે ચાલ્યા, એટલે તેમની તપશ્ચર્યાના પ્રભાવથી માર્ગ શીતળ થયો, તે માર્ગેથી તેઓ ગયા. સાધુને ઇર્યાસમિતિ શોધતાં તેમનાજ તપ પ્રભાવથી શીતળ થયેલા માર્ગે જતા જોઇને સોમદેવે વિચાર્યું કે:–"અહો ધિક્કાર છે જાતિ મદ કરનાર મને! કે આ સરળ સ્વભાવી સાધુને મેં પ્રતિકુળ માર્ગ બતાવ્યો? એ સાધુઓનું સત્ય શીળ છે, નમન કરવા યોગ્ય છે, ને શ્રુતના પારગામી છે." એમ વિચારી સોમદેવ તેમની પાસે ગયો, ને તેણે ધર્મોપદેશ શ્રવણ કરીને વ્રત ગ્રહણ કર્યાં; પછી ગ્રહણા અને આસેવના રૂપ, શિક્ષા અને વિનયપૂર્વક શાસ્ત્રના પારગામી, એવા તેણે જરા જાતિમદ કર્યો કે અમારી જાતિ ઉંચી છે, પણ સદ્ભાવનાથી પવિત્ર સંયમ પાળ્યું; તેથી આયુષ્ય ક્ષય થયે સમ્યક આરાધના પૂર્વક મૃત્યુ પામી દેવલોકને વિષે મહાદ્યુતિમાન દેવતા થયો. ત્યાંથી અનુક્રમે ચ્યવીને તે નીચ ગોત્રકર્મના ઉદયથી ગંગા તટે બળકોટ નામના ચાંડાળનો હરિકેશીબળ નામનો પુત્ર થયો. પુત્રનો જન્મ થયો એટલે બળકોટ પિતા અને તેની સ્ત્રી ગૌરી બહુ હર્ષ પામ્યાં. આ હરિકેશી સર્વ જનોને બહુ ઉદ્વેગ કર્તા થયો. એકદા તે પોતાના બંધુઓ સાથે ક્રીડા કરતો હતો, તેવામાં પરસ્પર કલહ થયો, તેથી વૃદ્ધ પુરૂષે તેને કાઢી મુક્યો. એવામાં ત્યાં એક સર્પ અને અળશિયું નીકળ્યું, લોકોએ સર્પને વિષમય જાણીને હણ્યો અને અળશિયાંને નિર્વિષ જાણીને જવા દીધું, આ બનાવ જોઇને હરિકેશી ચિંતવવા લાગ્યો કે:–"પ્રાણીઓને પોતાનાજ ગુણદોષથી સુખદુઃખ આવી પડે છે. માટે હવે હું દોષને તજીને ગુણનો પ્રકાશક થઉં. કહ્યું

છે કેઃ—"દોષ વડે કરીને દુષ્ટ પુરૂષ દુઃખી થાય છે, તેમ ગુણ વડે કરીને પુણ્યવંત જીવ સુખી થાય છે. વળી વનમાં ઉત્પન્ન થયેલું પુષ્પ ગ્રહણ કરાય છે અને અંગનો મેલ જળથી ધોઈ ત્યાગ કરાય છે. તેમ પ્રાણીઓને પોતાના ગુણો સંપત્તિને અર્થે અને દોષો વિપત્તિને અર્થે થાય છે."

આ પ્રમાણે ભાવના ભાવતાં સાધુ પાસેથી ધર્મ સાંભળીને હરિકેશીએ દીક્ષા લીધી. પછી અનુક્રમે તપશ્ચર્યા કરવાથી જેનું શરીર દુર્બળ થઈ ગયું છે, એવા તે વારાણશી નગરીમાં ગયા. ત્યાં તિંદુક નામના ઉદ્યાનમાં રહીને ઉગ્ર તપ કરવા લાગ્યા. તે ઉપરથી તિંદુક નામે યક્ષ તેમના તપથી ખેંચાયલો અહોરાત્રિ તેમની સેવા કરવા લાગ્યો. એકદા તે યક્ષના મિત્ર એક બીજા યક્ષે આવીને પૂછ્યું કેઃ—"હે મિત્ર ! તું હમણાં કેમ ક્યાંય દેખાતો નથી ?" તેણે ઉત્તર આપ્યો "હું આ મુનિની સેવા કરૂં છું." ત્યારે બીજા યક્ષે કહ્યું. "એમ તો મારા ઉદ્યાનમાં પણ તાપસો રહે છે." પહેલાએ કહ્યું. કેઃ—"એ આવા ન હોય." એમ કહી બન્ને ત્યાં તેમને જોવા ગયા, તો તેઓને વિકથામાં પડેલા જોયા. એટલે બન્ને યક્ષો આ હરિકેશીબળ સાધુના અત્યંત ભક્ત થયા.

એકદા તે ઉદ્યાનમાં ત્યાંના રાજા કોશળની કુંવરી ભદ્રા ક્રીડા કરવાને આવી. આવીને તેણીએ યક્ષના મંદિરમાં યક્ષની પૂજા કરી. તેવામાં તે એ કુરૂપ અને કુવસ્ત્રવાળા સાધુને દેખીને તેના તરફ થુંકી, મુખ મરડી, નેત્ર મટકાવવા વગેરે નિંદા કરી મંદિર બહાર નીકળીને બોલી કેઃ—"જુઓ, આ મળ મૂત્રનો પર્વત ? ! અરેખર એ તો દર્શન કરવા યોગ્ય છે ! !" આવી રીતે રાજકન્યાને સાધુની નિંદા કરતી જોઈ પેલો યક્ષ કોપાયમાન થયો; ને તેણીના (ભદ્રાના) શરીરમાં તેણે પ્રવેશ કરી તેણીને પરવશ બનાવી ઘેલી કરી મૂકી, એટલે તે કુંવરી ગમે તેમ ( ગાંડુંઘેલું ) ફાવે તે બોલવા લાગી, રાજાએ તેણીને ઘેર આણી વૈદ્ય, મંત્રજંત્ર જાણનારા વગેરે પુરૂષો પાસે ઘણા ઉપચાર કરાવ્યા, પણ સર્વ ક્રિયા ખારમાં વાવેલા બીજની પેઠે નિષ્ફળ થવા લાગી, વૈદ્ય વિદ્યારહિત થયા, મંત્ર વાળાના મંત્ર મિથ્યા થઈ પડયા, ત્યારે યક્ષે પોતે આવીને કહ્યું કે—"તપોરાશી અને મહાત્મા એવા મમતા રહિત સાધુની આ કન્યાએ બહુજ નિંદા કરી છે. તો તે એણીને હવે કેમ છોડશે ? હે રાજા ! તું આ કન્યા એ સાધુને પરણાવે, તો હું એણીને જીવતી મુકીશ; નહિતર નહિ." રાજાએ વિચાર્યું કેઃ—

"એણીને પરણાવતાં એ જો જીવતી રહેતી હોય, તો સારૂ." એમ કહી વનમાં જઇ તે મલીન શરીરવાળા યતિ વેરે તેણીને પરણાવી, પછી તેણીને ત્યાં મૂકીને રાજા તો ગયો, પાછળ રાત્રિએ યક્ષે બહુ બહુ વિટંબના કરીને તેણીને કહ્યું કેઃ—"હવે તું હારે ઘેર જા, તેં મુનિની અવહેલના કરી, તેનું ફળ તને મળી ચૂકયું છે. જો હવે ફરીથી એવું કરીશ તો નિશ્ચે મૃત્યુ પામીશ." પેલી રાજકન્યા તો યતિ સમીપે જઇ તેમના ચરણારવિન્દ પાસે મસ્તક નમાવી પોતાના આત્માની નિંદા કરવા લાગી; કારણ કે, હવે યક્ષે તેને ગાંડપણામાંથી મુક્ત કરી હતી, સ્ત્રીનો સ્પર્શ થયો જાણીને યતિએ કહ્યું કેઃ—"અરે! તું કેમ મ્હારી પાસે આવી છે? હું તો યતિ છું? અમે તો સર્વ સ્ત્રીનો સંબંધ તૃણની પેઠે તજી દીધો છે, અમે તો સિદ્ધિ રૂપી સ્ત્રીના સંગમની ઇચ્છાવાળા છીએ, ત્હારા જેવી દુર્ગંધથી ભરેલી અને અપવિત્ર સ્ત્રીના અમે વાંચ્છક નથી." ભદ્રાએ કહ્યું કેઃ—"તમે પોતે જ મને બળાત્કારે અંગીકાર કરી છે, એટલે હું તમને વરેલી છું. તો હવે તમે કેમ આમ બોલો છો? હે કરૂણાસાગર! તમે તો ઉત્તમ પુરૂષ છો. તમે એમ કરશો તો મારૂં શું થશે?" યતિએ કહ્યું કેઃ—"તને કોઇએ છેતરી જણાય છે; અથવા ત્હારા શરીરમાં ભૂત ભરાયું છે. સ્ત્રી સંગાથે ભોગની વાત તો કોરે રહી; પણ વાર્તા સુદ્ધાં અમે તો કરતા નથી; કારણ કે, સ્ત્રીનામાં હજારો દોષો છે. કહ્યું છે કેઃ—સ્ત્રીઓ સંદેહોનું આવર્ત (ગીચ સ્થાનક) છે, અવિનયનું ઘર છે, સાહસોનું નગર છે, દોષોનો ભંડાર છે, સેંકડો કપટનું સ્થળ છે, અને અવિશ્વાસનું ક્ષેત્ર છે; માટે ઉત્તમ પુરૂષોએ તો સ્ત્રી ગ્રહણ કરવા યોગ્ય નથી; છતાં આવી માયાના કરંડ (કંડીઆ) રૂપી અને વિષમય તેમ જ અમૃતમય એવી સ્ત્રીને ધર્મનો નાશ કરવાને કોણે સરજી હશે? વળી અસત્ય, સાહસ, માયા, મૂર્ખતા, અતિ લોભ, નિઃસ્નેહ અને નિર્દયપણું એવા એવા તો સ્ત્રીઓના સ્વાભાવિક દોષો છે, તો એવી સ્ત્રીને કોણ અંગીકાર કરે?" તે સાંભળી મંદ નેત્રવાળી ભદ્રાએ તો વિલક્ષ બની જઇને પિતાની પાસે આવીને સર્વ વૃતાંત કહ્યો, તે ઉપરથી રાજાએ પોતાના મંત્રી, સામંત, પુરોહિત પ્રમુખ સર્વની સમક્ષ કહ્યું કેઃ—આ મ્હારી પુત્રીને કોઈ યક્ષે અથવા એવા કોઈ બીજાએ સુસાધુ વેરે પરણાવવાનું કહ્યું, ને પરણાવ્યા પછી એણીની બહુ વિડંબના કરી છે, પણ એ સાધુ તો એણીને મનથી પણ ઇચ્છતા નથી; તો હવે મ્હારે એ કન્યા કોને દેવી? તે સાંભળી સૌએ કહ્યું

કે:–" હે નૃપતિ ! એણીને આપણે ઋષિને આપેલી હતી, માટે એ ઋષિપત્ની થઈ, તો હવે તેણીને કોઈ વિપ્રને દેવી જોઇએ. તે ઉપરથી રાજાએ તેને રૂદ્રદેવ બ્રાહ્મણ વેરે બહુ ધન દાન સહિત પરણાવી, રૂદ્રદેવ પણ રાજ્યકન્યા પ્રાપ્ત થવાથી સ્વર્ગને હસ્તને વિષે રહેલ માનવા લાગ્યો. પછી એણે યજ્ઞ આરંભ્યો.

હવે પેલા હરિકેશી સાધુએ સ્ત્રીસંગથી લાગેલા પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું, તેમાં એક માસના ઉપવાસ કર્યા. તે માસ ખમણને પારણે શુદ્ધ આહારની ગવેષણા કરતાકરતા પેલો યજ્ઞ થતો હતો, ત્યાં આવી ચઢયા. તેમને યજ્ઞની જગ્યામાં પ્રવેશ કરતા જોઇને તો વિપ્રો પોતાની જાતિના મદથી ઉદ્ધત થઇને બોલવા લાગ્યા કે:–" હે દુરાચારી! પાપી, ચાંડાળ તું અમારા પવિત્ર યજ્ઞના પાત્રોને વટલાવવાને ક્યાંથી આવ્યો ? " એમ કહીએ સર્વે વિપ્રોએ કલકલાટ શબ્દ કરી મુક્યો; " તે વખતે ઋષિપત્ની ભદ્રા આવીને કહેવા લાગી કે:–અરે બ્રાહ્મણો મારા પિતાએ મને આ સાધુને આપી હતી, પણ એણે તો મને વિના ભોગવ્યે તજી દીધી છે, એવા એ સાધુનો તમે પરાભવ કરશો તો, તમને સર્વને એ હણશે, માટે તમે સર્વે બ્રાહ્મણો એને પગે લાગીને ક્ષમા માગો, નહિ તો જરૂર તમારૂં મૃત્યુ થશે; ભદ્રાનાં આવાં વચનોથી તો અગ્નિમાં ઘી હોમાયુ હોય તેમ ક્રોધથી પ્રજળતા વિપ્રો કહેવા લાગ્યા કે:— " અરે સ્ત્રી! તું અહીંથી જા; તેણે અમારો યજ્ઞ બગાડયો છે, તેથી અમે તો તેને હણવાનાજ! તું દૂર રહે; નહિ તો ત્હારી પણ એજ વલે કરીશું. " એમ કહી બ્રાહ્મણો સાધુને હણવા લાગ્યા. ત્યારે સાધુના દેહમાં પ્રવેશ કરીને યક્ષ બોલ્યો કે:–" હે બ્રાહ્મણો ! મને ભિક્ષા આપો, નહિ તો તમારૂં મૃત્યુ થયું જાણજો, તમે દુરાચારી બ્રાહ્મણો યજ્ઞને બ્હાને તમારા ઉદર પૂર્ણાર્થે જીવો હણો છો. મેં હિંસા વર્જી છે, વળી હું અસત્ય, ચોરી, પરિગ્રહથી નિવૃત્ત છું, અને બ્રહ્મચારી છું માટે મને ધર્મને અર્થે ભિક્ષા આપો. બ્રાહ્મણોએ કહ્યું કે:—આ સર્વ અન્ન જાતવાન ઉત્તમ એવા બ્રાહ્મણોને અર્થે તૈયાર કરેલું છે, તે કંઈ શુદ્રને આપવાનું નથી! માટે ત્હારે એ ગ્રહણ કરવાની વૃથા ઇચ્છા કરવી નહિ. મુનિએ કહ્યું કે:–" હિંસા અને આશ્રવ સેવનારા એવા તમે કંઠને વિષે સૂત્ર ધારણં કર્યું છે, માટે બ્રાહ્મણ થયા ન સમજો ! અગ્નિમાં હોમેલું સર્વ ભસ્મ થાય છે, તેમ બ્રાહ્મણમાં હોમેલું પણ વૃથા થાય છે, એ ન્યાયે કરીને તમોને આપેલુ દાન તો સર્વ ભસ્મ થાય છે, જન્મથી બ્રાહ્મણ અને ચંડાળની વચ્ચે કંઇ અંતર નથી,

બ્રાહ્મણપણું કર્મથી કહ્યું છે. માટે તપોધનોએ એ ઉપાર્જન કરવું. કર્મથી દિવ્ય સંપત્તિ મળે છે, અને કર્મથીજ નરકગતિ મળે છે. જાતિથી કદિ પણ માણસની સદ્‌ગતિ થતી નથી, શુદ્ધપણે જો સત્કર્મમાં તત્પર હોય તો તે ત્રણ લોકમાં પૂજાય છે. અને અકાર્યમાં રક્ત એવા બ્રાહ્મણો નિંદાનું પાત્ર થાય છે. વળી જે મૂઢ જનો મૃત્યુ પામેલાની પાછળ તૃપ્તિને અર્થે શ્રાદ્ધ કરે છે, તે છેદનભેદન કરી બાળીને ભસ્મ કરેલા તરૂને જળથી સિંચવા જેવું કરે છે. જો બાળીને ભસ્મ કરી મૂકેલા મૃત્યુ પામેલા પિતાને શ્રાદ્ધથી તૃપ્તિ થતી હોય, તો સ્ત્રીથી પુત્ર જન્મે છે તેનું પણ તેવુંજ છે. તો તેને કેમ તૃપ્તિ થતી નથી?! માટે આ સઘળું બ્રાહ્મણોને ફોતરાં ખાંડવા જેવું છે, અથવા તે આકાશમાં ચાલવાની ઇચ્છા કરવા જેવું છે, વળી એઓનું બ્રાહ્મણપણુંજ મધ્યમ છે. મૂર્ખ માણસો જપ, યજ્ઞ અને હોમને વખાણે છે, માટે હે મૂર્ખો! વેદ રૂપ ભારને વહન કરનારા રાસભ (ગધેડા) રૂપ તમોને ધિક્કાર થાઓ!"

સાધુનાં આવાં હૃદયભેદક મર્મ વચનો સાંભળીને બ્રાહ્મણો ક્રોધથી ધમધમતા લાકડી આદિ લઇને સાધુને મારવા દોડ્યા, પણ તે સર્વેને યક્ષે પ્રહાર કર્યો. તેથી તેઓ મુખમાંથી લોહી વમતા ચેષ્ટા રહિત થઈ ભૂમિ ઉપર પડ્યા; ને તેમણે કોલાહળ પૂર્વક આક્રંદ કરવા માંડયો. આમ પોતાને માથે વીતી તેથી લાચાર થઇ સર્વે વિપ્રો હવે સાધુને પ્રસન્ન કરવા લાગ્યા. "અમે આપની ઘણી અવહેલના કરી, એ અમારો ભારે અપરાધ થયો છે, તે આપ ક્ષમા કરો." યતિએ કહ્યું કે:–"મ્હારે તો કોઈ ઉપર મનથી કે વચનથી જરાએ દ્વેષ નથી; આ સર્વ યક્ષે કર્યું છે; તમારે સહુએ હવે એ યજ્ઞ બંધ કરવો. કારણ કે, એ નરકનો હેતુ છે. કહ્યું છે કે:–અસ્થિને વિષે રુદ્ર વસે છે, માંસને વિષે કૃષ્ણ વસે છે, અને રૂધિરને વિષે બ્રહ્મા વસે છે. માટે માંસ ભક્ષણ કરવું નહિ. જે માણસ તલ અથવા સરસવના દાણા જેટલું માંસ ખાય છે, તે સૂર્ય ચંદ્ર રહે ત્યાં સુધી નરકમાં વસે છે. અગ્નિ થકી બ્રાહ્મણ જાણવા; શસ્ત્રવાળા તે ક્ષત્રિયો; કૃષિકર્મ કરનારા તે વૈશ્ય અને સેવા કરનારા તે શૂદ્ર છે. કુટુંબને વિષે વસવું નહિ; મમત્વ રાખવો નહિ; પરિગ્રહનો ત્યાગ કરવો; પરમાત્મામાં લીન થઈ જવું; ને કોઇનો સંગ કરવો નહિ; એ પાંચ બ્રાહ્મણનાં લક્ષણ કહ્યાં છે. વળી માર્કંડેય ઋષિએ સૂર્યાસ્ત પછી જળપાનને રૂધિરપાન સમાન કહ્યું છે અને અન્નગ્રહણને માંસ ભક્ષણ સમાન કહ્યું છે. અંગ

ઉપાંગ અને લક્ષણ સહિત ચારે વેદનું અધ્યયન કરીને બ્રાહ્મણો શુદ્ર પાસેથી પ્રતિગ્રહ ( દક્ષિણાઆદિ ) લે છે, તેમને ખર જાણવા. તેઓ ખરના બાર ભવ કરે છે; સૂવરના સાઠ જન્મ કરે છે; શ્વાનના સિત્તેર જન્મ કરે છે; એમ મનુએ કહ્યું છે. એમ ન સમજવું કે, માથું મુંડાવ્યું એટલે સાધુ થયા, સંસ્કારથી બ્રાહ્મણ થયા. અરણ્યવાસથી મુનિ થયા કે વલ્કલ પહેરવાથી તાપસ થયા. જેઓ ધનધાન્ય પુત્ર પૌત્ર પરિગ્રહ પ્રમુખ ત્યજીને પાપરહિત માર્ગે ફરે છે, તેમનેજ બ્રાહ્મણ કહ્યા છે." આમ વાત કરે છે. તેવામાં આકાશને વિષે યક્ષ અદશ્ય રહીને બોલ્યો કે:—" હે વિપ્રો ! તમો સર્વ તમારૂં હિત ઇચ્છતા હો, તો આ સાધુ કહે છે તેમ કરો; નહિ તો સર્વને હું હણીશ. " તે સાંભળીને સર્વ દ્વિજો ઉભા થઇને એ હરિકેશીબળમુનિને ચરણે નમીને કહેવા લાગ્યા કે:—" હે મુને ! આજથી અમે આપના સેવક થયા છીએ. રૂદ્રદેવ આદિ વિપ્રોએ પણ તેમને ગુરૂ માની પોતાનો અપરાધ ખમાવ્યો. તેમણે પૂછ્યું કે:—" હે મુનિરાજ ! મુક્તિસુખ આપનારો ધર્મ કિયો છે ? અને યજ્ઞનું સ્વરૂપ કેવું છે ? તે કહો." તે ઉપરથી મુનિએ ઉત્તર આપ્યો:—" આ સંયમ ( દીક્ષા ) છે તેજ એક યજ્ઞ છે; તેમાં જીવને વેદીરૂપ જાણવો, તપને અગ્નિરૂપ જાણવો; અશુભ હોમ જાણવો; શરીરને ગરણી જાણવી અને કર્મને સમિધ ( કાષ્ટ ) જાણવાં. વળી શાંતિકર્મ સંયમનું સાધન જાણવું, ક્ષાંત્યાદિક ધર્મદ્રહ જાણવો, નિષ્પાપપણું બ્રહ્મતીર્થ જાણવું અને આત્માની લેશ્યા શુદ્ધિ તેજ મળરોગાદિકને નાશ કરનાર સ્નાન જાણવું. આ પ્રકારના હોમથી જેઓ શાંત થયા છે, અને જેઓ ઉપર કહેલા સ્નાનથી નિર્મળ થયા છે, તેજ પુરૂષો સિદ્ધિવધૂના સંબંધની સંપત્તિને યોગ્ય થાય છે. પછી તે વિપ્રોએ હરિકેશી મુનિને શુદ્ધ આહારથી પ્રતિલાભ્યા. એટલામાં યક્ષ પ્રકટ થઇને બોલ્યો કે:—" તમે આ સાધુને પ્રતિલાભીને વંદન કર્યું છે, તે તમારી મુક્તિને અર્થે થશે. હવે પછી જો કદાપિ યજ્ઞ કરશો તો પ્રાણ ગયા સમજજો. માટે એમણે બતાવ્યો તે ધર્મ ગ્રહણ કરો." પછી તે વિપ્રોએ જૈનધર્મ અંગીકાર કર્યો. અનુક્રમે હરિકેશીબળ મુનિ બહુ વર્ષ પર્યંત તપશ્ચર્યા કરી કેવળજ્ઞાન મેળવી ભવ્યજીવોને પ્રતિબોધ કરી મુક્તિએ પહોંચ્યા. માટે દુનિયામાં ધર્મ એ અપૂર્વ વસ્તુ છે. ખરા પ્રેમપૂર્વક ધર્મ પાળનાર અપૂર્વ સુખ મેળવે છે. માટે સુધર્મને સેવવો કે જેથી આ ભવસાગરનો અંત આવે અને અક્ષય મોક્ષલક્ષ્મી પ્રાપ્ત થાય. (૧૫)

नोमेमित्रकलत्रपुत्र निकरा नोमेशरीर त्विदं ।
नोमेज्ञाति रियंनमे परिकराः सेवानुरक्ताःसदा ॥
नोमे धान्यधरा धनानि बिभवो नोमे शुभं मंदिरं ।
त्यक्त्वासर्वमिदं व्रजं तिमनुजास्तद्वद् धृवंमेऽपिच ॥१६॥

**અર્થ**—મિત્ર કલત્ર અને પુત્રના સમૂહો મારા નથી, આ શરીર પણ મારૂં નથી, જ્ઞાતિ અને સેવામાં સદા અનુરકત એવા કિંકરો પણ મારા નથી, ધાન્ય ધરા ધન વગેરે સર્વ વૈભવ પણ મારો નથી, મારે રહેવાનું મંદિર-ઘર પણ મારૂં નથી. જેમ સર્વ મનુષ્યો આ સર્વ તજે છે, તેમ મારે પણ ખરેખર તજવું પડશે.

**ભાવાર્થ**—આ જગતમાં પૂર્વોપાર્જીત શુભ પુણ્યોદયથી પ્રાપ્ત થયેલા એવા સદ્‌ગુણી મિત્રો તથા મનને અતિ મનોહર લાગતી સુંદરીઓના સમૂહો તથા કલાગરા અને પ્રિય પુત્રોના સમુહો તે મારા નથી. તથા જેના રક્ષણ માટે અનેક પ્રકારના પાપોથી બનેલી દવાઓનો ઉપભોગ કરી શરીરની તનદુરસ્તી કરવા ઇચ્છું છું, તથા મનને ઇષ્ટ મિષ્ઠ અને સ્વાદિષ્ટ એવા મહા પાપથી તૈયાર થયેલા વિવિધ ખોરાકોથી દેહની પુષ્ટી કરવા ઇચ્છું છું, તથા જેને માટે પાતકોના અસહ્ય બોજા તળે દબાઇ વક્રકર્મો કરૂંછું એવું આ શરીર પણ અંતે મારૂં નથી. કારણકે જે શરીરમાં બે ક્રોડને એકાવન લાખ રોમરાય ગળા ઉપર છે, તથા નવાણું લાખ રોમરાય ગળા નીચે છે; એમ કુલ સાડી ત્રણ ક્રોડ રોમરાય થાય છે. તે દરેક રોમે પોણાબબે રોગ ભરેલા છે. તેમાંથી અમુક રોગ શરીરમાં ઉદ્દીપન થાય છે. અને તે વખતે મહાવેદનાને દુર કરવાનુ કાંઇપણ સાધન મળી શકતું નથી. એવાજ હેતુથી એક વખત આ શરીર સડવાનું તથા વિધ્વંસ પણ થવાનુંજ છે, માટે આ શરીર પણ મારૂં નથી; તથા આ જ્ઞાતિ પણ મારી નથી, અહર્નિશ સેવા કરવામાં અનુરક્ત એવા ચાકર-સેવકવર્ગ તે પણ મારો નથી, તથા આ ધાન્યના ઢગલાઓ, આ ધરા એટલે વિશાળ પૃથ્વી તથા આ લક્ષ્મી તથા આ નાના પ્રકારના સુખ વૈભવો તે પણ મારા નથી, તથા ઘણે ખરચે તથા ઘણી મુશીબતે બનાવેલું

ખાસ મારેજ રહેવાનું જે આ સુંદર મંદિર એટલે મહેલો બાગ બંગલા પણ મારા નથી. ઉપર કહેલા બધા પદાર્થો મારા કેમ નથી? તેનું કારણ, બતાવે છે; કારણ કે ઉપર કહેલી તમામ વસ્તુઓને અત્રેજ છોડી દઇને મનુષ્યો એકાકીપણેજ પરલોકગામી થાય છે. તેમ મારે પણ તેવીજ રીતે થશે. એટલે મારે પણ સઘળું અહિંયાંજ મુકીને જવું પડશે. ફક્ત હર્ષ અથવા ખેદથી ઉપાર્જન કરેલાં શુભાશુભ કર્મો જ મારી સંગે આવશે. માટે સ્વાત્મહિતેચ્છુએ સાંસારીક પદાર્થો ઉપરથી અતિ મમત્વ ભાવનો પરિહાર કરી માત્ર એક પવિત્ર ધર્મનુંજ શરણ ગ્રહણ કરવું તેજ શ્રેયસ્કર છે. આ સર્વ દેખાતા પદાર્થો ક્ષણિક છે. એક પળમાં હસાવે છે તો બીજી પળે ચોધારાં આંસુ પડાવે છે. આવી રીતે મોહમાયા ઠગારી છે. એ મોહજાળમાં જેઓ ફસાય છે, તેઓ નિકળવા પામતાજ નથી. કહ્યું છે કે:-

**શાર્દુલવિક્રીડિતવૃત.**

મેડીમાળ મહેલ અશ્વ ગજને મુકી જવું એકલા,
સંબંધીજન સ્વાર્થી અર્થી સઘળા અંતે રહે વેગળા;
વાડી ખેતર બંગલા બગી વળી છાજે છજાં ગોખલા,
જાગી જો નર મોહજાળ સઘળી તૈયાર થા તોડવા! ૧
જાયા ને જનની પ્રિય જનક સહુ માયા રચી માનવી,
તત્વે જાણ નહિજ તુજ સઘળું એ ચેતજે માનવી;
દેખી એ ભભકો બધો ઉપરનો જો છારના છોડવા,
જાગી જો નર મોહજાળ સઘળી તૈયાર થા તોડવા. ૨

મતલબ કે-મેડા મંદીર વગેરે સર્વ પદાર્થો અનિત્ય છે. એ સર્વ માયાનીજ મોહજાળ છે. પ્રાણીઓ મોહમાં મચ્યા રહે છે. પણ એટલું એ વિચાર કરતાં નથી કે, માથે મોતનું નગારૂં વાગી રહ્યું છે. પલક પહોરમાં પકડયો કે પકડશે. અહો માયાનો પડદો કેવો આશ્ચર્યજનક છે? ભલાભલાઓને પણ ભૂલવણીમાં ભૂલાવી ભમાવે છે, અને ચતુરને પણ ચકડોળે ચડાવે છે. માથે અનેક દુઃખો તગતગી રહ્યાં છે. તો પણ લોકો આત્મહિત કરવા ભણી જરા પણ નથી પ્રેરાતા કે નથી. લક્ષ આપતા કહ્યું છે કે:-

**व्याघ्री व तिष्ठति जरा परितर्जयंती।**
**रोगाश्च शत्रव इव प्रहरंति देहम्॥**

आयुः परिस्रवति भिन्न घटा दिवांभो ।
लोकस्तथाप्य हितमा चरतीति चित्रम् ॥ १ ॥

અર્થાત્—હમેશા જરા નામની વાઘણુ તર્જના કરી રહી છે, તથા રોગરૂપી શત્રુઓ સદા પ્રહાર કરી રહેલા છે, અને દેહને પ્રતિદિન શક્તિહિણ બનાવતા જાય છે, વળી આયુષ્ય પણ હમેશાં ઘટતું જાય છે. જેમ છિદ્રવાળા ઘડામાં નાંખેલું જળ તેમાં કાયમ ટકી શકતું નથી, પણ ઓછુંજ થતું જાય છે; આ પ્રમાણે સર્વ હાનીકર થયા કરે છે. તો પણ લોભમાં લુબ્ધ બનેલા લોકો કાંઈ પણ આત્મહિત કરતા નથી. અને ઉલટા કુપંથમાં પડી આત્માને ભારે કર્મી કરે છે. પછી પરલોકમાં તેને અસહ્ય દુ:ખના બોજા તળે દબાવું પડે છે. અરે પ્રાણી! તું જરા વિચાર તો કર કે, તું જ્યારે જનમ્યો ત્યારે શું લઇને આવ્યો હતો અને જઇશ ત્યારે શું લઇને જવાનો છું, જેને તું મારૂં માને છે, તે તો સર્વ અત્રેજ પડ્યું રહેવાનું છે. વળી તે સર્વ ક્ષણુ માત્રજ સુખ આપે છે, અને ઘણા કાળ સુધી નર્કગતિમાં ઉતારી મહા દુ:ખને અપાવે છે. માટે તે સુખ નહિ પણ દુ:ખ રૂપજ છે. તું મારૂં મારૂં માની રહ્યો છે. પણ યાદ રાખજે કે જેટલું મમત્વ તેટલુંજ દુ:ખ છે. જ્યાં મારૂં ત્યાં મમત્વ અને જ્યાં મમત્વ ત્યાંજ દુ:ખ છે. કારણુ કે પોતાપણું એજ મોટામાં મોટું બંધન છે. દાખલા તરીકે જેમ કોઈ પુરૂષનું દુર દેશમાં વેવિશાળ કર્યું તેથી પોતાના મનમાં તે ઘણોજ ખુશી થયો, સાકરો વેહેંચી અને પોતાના આત્માને ઘણો ભાગ્યશાળી માન્યો. પછી થોડા વખત પછી હતભાગ્યના ઉદયે તે કન્યા ગુજરી ગયાના સમાચાર સાંભળ્યા; તેથી તે ઘણોજ રોવા લાગ્યો, અને અત્યંત અફસોસ કરવા લાગ્યો. પોતાને મહા દુ:ખી માનવા લાગ્યો. જો કે કદી પણ હજી સુધી બન્નેનો મેળાપ પણ થયેલો નહોતો, એક બીજાને નજરે જોયાં પણ નહોતાં, સુખદુ:ખની વાતો પણ કરી નહોતી કે જેથી એકબીજાને સ્નેહ બંધાય અને દુ:ખ લાગે. આમ છતાંપિ જ્યારે તેણે સ્ત્રી મુવાના ખબર સાંભળ્યા ત્યારે જાણે મોટું દુ:ખનું વાદળું ધસી ન આવ્યું હોય? એમ અહોનિશ તે ચિંતા કરવા લાગ્યો. આ સર્વનું મૂલ કારણ શું? તો તેના જવાબમાં પોતાપણું મનાયું તેજ છે. જો પોતાપણું-મમતા ન હોય તો કાંઈ છેજ નહિ. માટે જેટલું મારાપણું-મમતા તેટલુંજ દુ:ખ છે.

કોઇ એક મધ્યમ સ્થિતીનો પુરૂષ પરદેશ ધન રળવા જતો હતો.

તે વખતે તેની સ્ત્રીને પુત્ર પ્રસવ થયો, તેથી છોકરો બારેક માસનો થયા પછી તે દેશાવર ઉપડી ગયો, અને કોઇ શહેરમાં જઇ નોકરી રહ્યો. ત્યાં ચઉદ વરસ સુધી નોકરી કર્યા પછી સ્વદેશ ભણી જવાનો વિચાર કર્યો. એક પત્ર લખી અગાઉથી સ્ત્રીને ખબર આપ્યા કે:— "હું અમુક તીથીએ અત્રેથી રવાને થઇ તમો તરફ આવું છું." સ્ત્રીએ આ પત્ર વાંચી ઘણી ખુશી જણાવી, અને પુત્ર તો પત્ર વાંચી હર્ષથી પિતાના સામો જવા તૈયાર થયો, દશ પંદર ગાઉ ઉપર એક ગામની ધર્મશાળામાં રહેવાના નિશ્ચયથી બે દિવસ અગાઉથી નીકળી ત્યાં આવી રહ્યો. હવે પરદેશ ગયેલ તેનો પિતા પણ ઘેર આવવા નીકળી જે દિવસે પોતાનો પુત્ર પેલી ધર્મશાળામાં આવ્યો છે, તે દિવસે તે પણ ત્યાંજ આવી ઉતર્યો. ધર્મશાળા મોટી હોઇને વટેમાર્ગુ—પ્રવાસીઓની આવજાવ ઘણી થતી હતી. વળી પિતા પુત્રની અન્યોઅન્ય ઓળખાણ પણ હતી નહિ, ફક્ત નામથી જાણતા હતા. પોતાનો પુત્ર સામો આવ્યો છે, તેની તેને ખબર પણ નહોતી, તેથી પોતાના ઉતારા પાસેજ પુત્રનો ઉતારો હતો, તો પણ એકબીજાને કશી ખબર ન પડી. રાત્રે સહુ વાળુ પાણી કરી સુઇ ગયાં હતાં, રાતમાં કર્મયોગે તે છોકરાને કોઈ ઝેરી સર્પ આવી કરડયો, અને થોડી વારે વિષ રોમેરોમે ચડી જવાથી છોકરો તુર્તજ મરણ પામ્યો. આહા! દૈવની ગતિ ન્યારી છે! મનુષ્યો ચિંતવે છે, તેનાથી દૈવ કાંઇ જુદુજ ચિંતવે છે. મોહમુગ્ધ મનુષ્યો મોટીમોટી આશાઓની તરંગમાળાઓ ગુંથે છે, પણ કાળ કેવી રીતે પકડશે, તેની કોઇને કાંઈ ખબર નથી. **न जाने जानकीनाथः प्रभाते किं भविष्यति ॥** અર્થાત જાનકી નાથે—રામે પણ ન જાણ્યું કે, સવારે શું થશે? સાંજે રાજની તૈયારી થતી હતી, પણ સવારમાં તો રાજને બદલે રાન—વન મળ્યું, માટે કર્મની બલીહારી છે, કર્મ કરે તે કોઇ ન કરે. આપણા દષ્ટાંતના નાયક પેલા પુરૂષનો છોકરો પણ કર્મયોગે સર્વ આશાઓ ભર્યો ઓચિંતો મરણને શરણ બન્યો.

પછી પ્રાતઃકાળમાં છોકરાને મરી ગયેલો જોઈ આસપાસના લોકો ભેગા થઈ તેને જોવા લાગ્યા, પણ તેનો પિતા સામી ઓસરીમાં બેઠેલો છતાંપિ આવ્યો નહિ ને ત્યાંથી ઉઠયો પણ નહિ. કારણ કે સવારના પહોરમાં મુડદાનું મોઢું કોણ જુએ? વળી આજે પુત્ર સ્ત્રીને મળવાની અત્યંત લાલસા હોવાથી સવારના પહોરમાં આવું અમંગળ

દર્શન કોણ કરે? એમ વિચારી ત્યાંથી ઉઠયોજ નહિ, મનમાં જરાએ અરેરાટ પણ ઉપજી નહિં. પછી ત્યાંના દયાળુ જનો અફસોસપૂર્વક તેને અગ્નિસંસ્કાર કરી આવ્યા. પછી તેની પથારી તપાસી તો તેને પહેરવાના અંગરખાના ગુંજામાંથી એક પત્ર નીકળ્યો, કે જે પત્રમાં પોતાના પિતાએ નીકળવાના સમાચાર આપ્યા હતા તેજ હતો. તે પત્ર વાંચી લોકો અન્યોઅન્ય વાતો કરવા લાગ્યા કે બિચારો છોકરો બાપને સામો તેડવા આવ્યો, તેવામાં પોતેજ કાળનો કોળીઓ થઈ ગયો. આ કાગળની બીના પેલા ઓસરીમાં બેઠેલા મરનારના પિતાએ સાંભળી, કે એકદમ ચમકીને ઉભો થયો. ત્યાં આવી કાગળ તપાસ્યો. તો તે પોતાનોજ લખેલો નીકળ્યો. અને પુત્રને ઓળખતા વેંતજ મોટી બુમ પાડી હાય મારી મૂર્છા ખાઇ જમીન ઉપર ચિતોપાટ પડી ગયો, લોકો આ અકસ્માતથી અજાયબી પામ્યા. પિતાને શુદ્ધિ આવ્યા બાદ કરૂણસ્વરે છાતીફાટ રૂદન કરતો વિલાપ કરવા લાગ્યો કેઃ—હાય હાય! ગજબ થયો આતો મારોજ છોકરો હતો! મેં પાપીએ તેનું મોઢું પણ જોયું નહિ. અરેરે! હવે હું મરી ગયો, જીવતે મુવા જેવો જ થઇ ગયો. મને શી ખબર કે આ મારો દીકરો હશે, નહિ તો હું દવાદારૂ કરી ઉપાય પણ લેત. હવે હું શું કરીશ, મારા જીવતરમાં ધુળ પડો. મારા જેવો પાપી અધર્મી ચંડાળ નિર્દય પિશુન કોણ હોય કે, પુત્રના મુડદાને અગ્નિસંસ્કાર પણ દેવા પામ્યો નહિ?! એમ ઘણું રોયો કલ્પાંત કર્યું, બપોર થયો તોયે ખાધુંપીધું પણ નહિ. પછી લોકોએ આસ્વાસન આપી શાન્ત કર્યો, ત્યારે બિચારો રોતો ને કકળતો ભૂખ્યો ને તરસ્યો પોતાને ગામ ગયો. સ્ત્રીને ખબર આપી પોતાની ભૂલ માટે ઘણી વિમાસણ કરવા લાગ્યો. સ્ત્રી પણ ઘણી ઝૂરી, પણ હવે તેનો શો ઉપાય? જ્યાં દૈવજ વિપરીત હોય ત્યાં મનુષ્ય યત્ન શું કામ લાગે? આ દષ્ટાંતમાંથી બોધ એ મળે છે કે, જ્યાં પોતાપણું છે ત્યાંજ દુઃખ છે. જ્યાં સુધી તેણે પોતાના પુત્રને ન ઓળખ્યો, ત્યાં સુધી તેના હૃદયમાં જરા પણ ધાસકો પડયો નહિ, અને પોતાપણું જણાયા પછી દુઃખનો પાર પણ રહ્યો નહિ. માટે વિવેકીપુરૂષોએ મમત્વભાવનો ત્યાગ કરીને આત્મહિતમાં ચિત્તને જોડવું. કારણ કે, મમત્વભાવને લીધે મોટામોટા ચક્રવર્તી રાજામહારાજાઓ પણ મરીને માઠી ગતિ પામ્યા છે. તો બીજાઓનું તો કહેવુંજ શું? તેમનેજ કોઈ બચાવવા સમર્થ થયું નહોતું. કહ્યું છે કે—

## ગજલ.

પ્યારા ચૈતન્ય ચેતે તો, ચેતાવું ચિત્તમાં આજે;
નથી કાંઇ અહિં તારૂં, મિથ્યા તું બોલ માં મારૂં. ૧
નથી સુંદર ઘર તારૂં, નથી સુંદર ધન તારૂં;
નથી સુંદર તન તારૂં, મિથ્યા તું બોલ માં મારૂં. ૨
જગતના કુટ જાળામાં, ન મોહિ જા ન મોહિ જા;
વિચારી ખોળ હિત તારૂં, મિથ્યા તું બોલ માં મારૂં. ૩
પંચાનનરૂપ તું થઇને, મળ્યો અજયુથમાં જઇને,
નથી અજયૂથ આ તારૂં; મિથ્યા તું બોલ માં મારૂં. ૪
નથી માતાપિતા તારાં, નથી આ આત્મા જો તારાં;
જવું અંતે મુકી ન્યારૂં, મિથ્યા તું બોલ માં મારૂં. ૫
કૃપાળુ શ્રી ગુરૂવરને, ગ્રહો તે પ્રાપ્ત કરવાને;
વિનયથી સદગુરૂ પામી, રહો શિવસદ્મમાં જામી. ૬

માટે વિવેકી પુરૂષોએ મોહમમતાનો ત્યાગ કરી ઉત્તમ એવા ધર્મ-નુંજ આરાધન કરવું. કે જેથી આ અસાર અને અપાર સંસારસાગરનો અંતે પાર આવે, અને પરમ શાન્તિપદ પ્રાપ્ત થાય. (૧૬)



नो धत्तं किल मानुषं वर मिदं मित्राय पुत्राय वा ।
नो धत्तं किल मानुषं वर मिदं चित्ताभिराम स्त्रियै ॥
नो धत्तं किल मानुषं वर मिदं लाभाय लक्ष्म्यास्तथा ।
कित्वात्मोद्धरणाय जन्म जलधेर्धत्तं वरं मानुषम् ॥ १७ ॥



**અર્થ**—ખરેખર આ ઉત્તમ મનુષ્યત્વ કાંઇ પ્રિય પુત્રોને માટે કે મિત્રોને માટે મેળવેલું નથી ! તથા આ ઉત્તમ મનુષ્યપણું લક્ષ્મીના ભંડાર ભરવાને માટે ધારણ કરેલું નથી, તથા આ મનુષ્યપણું સુંદર ચિતહર ચતુરાઓના વિલાસસુખને માટે ધારણ કરેલું નથી; પણ ખરે ભયંકર ભવરૂપી સાગરમાં ડુબી રહેલા આ આત્માના ઉદ્ધારને માટે આ મનુષ્યપણું ધારણ કરેલું છે. (૧૭)

ભાવાર્થ—હે સુજ્ઞ મુમુક્ષુ જનો! આ ઉત્તમ એવો મનુષ્યજન્મ ખરેખર વહાલા મિત્રોને માટે તથા પ્રિય પુત્રોને માટે પણ ધારણ કરેલો નથી, તેમજ મનોહર સ્ત્રિયોને માટે પણ નહિ, તેમજ લક્ષ્મીનો સંગ્રહ કરવાને માટે પણ આ મનુષ્યપણું ધારણ કરેલું નથી. પરંતુ જન્મરૂપી મહાસાગરમાં પડી ડુબી ગયેલા આત્માનો ઉદ્ધાર કરવાને માટેજ ધારણ કરેલું છે. કારણ કે શ્રી સિદ્ધાંતસાગરમાં આપણા પરમપવિત્ર પૂજ્ય પુરૂષ શ્રી મહાવીરસ્વામીએ કહ્યું છે કેઃ—આ જીવને ભવોભવને વિષે વહાલા મિત્રો, પૂત્રો તથા કલત્રો તેમજ લક્ષ્મી પણ પુણ્યોદય પ્રમાણે મળી આવે છે, પરંતુ કર્મરૂપી મહાંભોનિધિમાં ડુબી ગયેલા આ આત્માનો ઉદ્ધાર કરવાવાળો જે પવિત્ર જૈનધર્મ તે કોઈ કાળમાં મળ્યો નથી, અને કદાચ મળ્યો હશે તો સપ્રેમે પાળ્યો નહિ હોય, માટે મહા મુશીબતે મળેલા આ માનવભવને વિષે એક સ્વાર્થસિદ્ધકારક ધર્મનોજ સંગ્રહ કરી આત્માનો ઉદ્ધાર કરવો જોઈએ.

હે વિવેકી સુજનો! એટલું તો જરૂર યાદ રાખજો કે, પુત્ર, સ્ત્રી કે લક્ષ્મી એમાંનું કાંઇ પણ સ્વર્ગનું સાથી નથી, તેમાં અતિશય લુબ્ધ થઈ તું એમ માનતો હોઇશ કે, આ સર્વ મારાં છે, ને હું તેનો છું, પણ એમ ધારવામાં ખરેખર તું છેતરાય છે. અને ભ્રાંતિમાં પડી ભટકાય છે, જરા વિવેકચક્ષુ ખોલી વિચારીશ, તો સહજ જણાશે કે આ સર્વ દૃશ્ય માત્ર અસાર છે. કહ્યું છે કેઃ—

**इतो न किंचिद् परतो न किंचिद् ।**
**यतो यतो यामि ततो न किंचित् ॥**
**विचार्य पश्यामि जगन्न किंचित् ।**
**स्वात्मावबोधादधिकं न किंचित् ॥ १ ॥**

અર્થાત્—ઇહિ લોકમાં કાંઈ નથી, પરલોકમાં પણ કાંઈ નથી, જ્યાં જ્યાં જોઉં છું ત્યાં ત્યાં પણ કાંઇ નથી. વિચારીને વિવેકચક્ષુથી નિહાળું છું તે જગત કોઈ વિચિત્ર પ્રકારે ભાળું છું, અને છેવટે નિશ્ચય કરૂં છું કે, જગતમાં આત્મજ્ઞાન સિવાય કિંચિત્ માત્ર પણ સત્ય પદાર્થ નથી. તો હે મનુષ્ય! તું મનુષ્યજન્મ પામી મનુષ્યજ રહેજે, પણ જાનવર-ઢોર થતો નહિ. કારણ કે, આહાર, નિદ્રા, ભય, મૈથુન વગેરે વ્યવહારોની મનુષ્ય અને જાનવરોમાં કંઇ ભિન્નતા નથી. ભિન્ન કરીયે તો મોક્ષરૂપી દરવાજાનું બારણું ખુલ્લું કરવાની કુંચી

મનુષ્યો પાસે છે, તેવી બિચારાં પુણ્ય હારી ગયેલાં પશુઓ પાસે નથી. વળી સત્યાસત્યનો વિવેક, હેય ગેય અને ઉપાદેયનું તત્ત્વજ્ઞાન તે બાપડાં પશુ પાસે નથી; તે તો પ્રાયે કરી મનુષ્યપણામાંજ હોય છે. માટે જ મનુષ્યપણું એ સર્વ કરતાં ઉત્તમ છે, એમ સર્વજ્ઞ મહાજનોનું કહેવું છે. દેવો પણ દુર્લભ એવા મનુષ્યપણાને ઇચ્છે છે, કારણ કે મનુષ્યોમાં અપૂર્વ દિવ્યતા પ્રાપ્ત કરવાની જે શક્તિ છે તેવી દેવોમાં નથી. દેવોની શક્તિ તથા મળેલી ઋદ્ધિ એકદેશીય છે, તે સ્થાન સમાપ્ત થયે સર્વ અદ્રશ્ય થઇ જાય છે. ભલે ગમે તેવી વૈક્રિયશક્તિથી અજાયબીભર્યા બનાવો કરી દેખાડે, પણ મનુષ્યો કરી શકે છે, તેમાંનું દેવો જરા પણ કરી શકતા નથી. વ્રત, પચ્ચખાણ, સંયમ, તપ, જપ, નિયમ વગેરે દૈહિક ક્રિયાઓ તો મનુષ્યદેહનેજ આભારી છે, તેમાંનું દેવો કશું કરી શકવાના નહિ. દાખલા તરીકે શ્રીમહાવીરભગવાનને એકદા દશાર્ણભદ્ર નામનો રાજા કોઇએ ન વાંદ્યા હોય, તેમ ઉત્સાહપૂર્વક અપૂર્વ ઠાઠમાઠથી શહેર શણગારી રાણી વગેરે પરિજન અને રાજકિય સર્વ સામગ્રી સહિત સાનંદે વાંદવા નિકળ્યો, તે સમયે સૌધર્મેન્દ્રને આ બનાવ જાણવાથી રાજાનું અભિમાન ઉતારવા માટે ફક્ત હાથીનીજ સાહેબી લઇ સ્વર્ગસ્થાનથી ઉતરી વીરપ્રભુના દર્શન માટે ભૂલોકને આશ્ચર્ય પમાડતો આકાશમાર્ગેથી આવતો દશાર્ણભદ્ર રાજાએ જોયો. જોતાંવેંતજ તે આશ્ચર્યચકિત થઈ ગયો. અહાહા ! શું સાહ્યબી ? ! જેમ દિવસના ભાગમાં સૂર્યના તેજે ચંદ્રમા ઝાંખો પડી જાય, તેમ સૌધર્મેંદ્રની સાહ્યબી જોઇને તો રાજા અત્યંત ઝાંખોજ પડી ગયો અને તેને પોતાનો ઠાઠમાઠ તદ્દન લુખો લાગવા માંડયો. આ કોણ હશે ? કયા નગરનો રાજા હશે ? કયાં જતો હશે ? અરે તેની સાહ્યબી તો અપૂર્વજ છે, એની સોળમી કળા પણ મારામાં નથી, અરે તેણે તો ગજબ કર્યો, મારૂં તો માનજ ઉતરાવ્યું. અહા હા ! શી અલૌકિક રચના ? ! સાહ્યબી તો ફક્ત હાથીનીજ છે, પણ તેમાં રહેલી અપૂર્વ રચના ચક્ષુને અંજાવી દે છે. તે ઇંદ્રે કરેલી હાથીઓની રચનાનું વર્ણન:—

## રાગ હોરી.

વીર ઐસે જીન વંદનકું હરિ, આવત બે કર જોડી,
ચોસઠ સહસ્ત્ર હસ્તી બનાયે, પાંચસો બાર મુખોરી (૨)
મુખમુખ અષ્ટ દંતુશળ સોહે, વાવડી આઠ લહોરી. વીર. ૧
વાવ્યવાવ્ય બિચ અષ્ટ કમળ હે, પાંખડી લાખ લહોરી (૨)

પાંખડી પાંખડી નાટક રચના, વાંસળી વેણુ ઝકોરી. વીર.૨
કમળકમળ બિચ ઇંદ્રભુવન હે, આઠ ભદ્રાસન જોરી (૨)
બિચમેં સિંહાસન ઇંદ્ર બિરાજે, વીર નમી કર જોરી.વીર.૩
દશાર્ણભદ્ર દેખી હરીરચના, નીજ અભિમાન તજ્યોરી (૨)
ઋદ્ધિ છોડકે ચારિત્ર લીનો, પ્રભુકે શરણ રહ્યોરી. વીર. ૪
પ્રભુકે બચન સુણી આનંદ પાવે, વંદન મુનિયે કર્યોરી (૨)
વિનય ધરત બહુ ભક્તિ કરત હે, હરિ નિજ સ્વર્ગ ગયોરી.
વીર ઐસે જીનવંદનકું હરિ આવત બે કર જોરી— ૫

અર્થાત્—ચોસઠ હજાર હાથી, દરેક હાથીને પાંચસો બાર મુખ, દરેક મુખમાં આઠ આઠ દંતુશળ, દરેક દંતુશળે આઠ આઠ વાવડી, દરેક વાવડીમાં આઠ આઠ કમળ, દરેક કમળમાં લાખ પાંખડી, દરેક પાંખડીમાં એક ઇંદ્રભુવન, તેમાં આઠ ભદ્રાસન વચમાં ઇંદ્ર અને ફરતી આઠ ઇંદ્રાણીઓ અપૂર્વ નાટકરચનાથી ઇંદ્રમહારાજાને આનંદ આપે છે. આ સર્વ દેખાવ જોઈ ઇંદ્રનું માન ઉતારવા આખરે દશાર્ણભદ્ર રાજા શ્રીવીરપ્રભુની પાસે દિક્ષા લઈ મુનિમંડળમાં સત્વર મળી ગયા, ઇંદ્રે આ બનાવ જોઈ સાનંદાશ્ચર્ય પામી તેના ચરણકમળમાં મસ્તક મુકી સનમ્રમુખે કહ્યું કેઃ–હે મુનિરાજ ! ખરેખર સ્પર્ધામાં હું હાર્યો, અને તમે જીત્યા. હું ધારતો હતો કે, હું ઇંદ્ર રાજાનું અભિમાન ઉતારીશ પણ અહીં તો તમેજ મારૂં અભિમાન ઉતાર્યું; ખરે તમે જીત્યા. ખરે તમે કર્યું તે આ પાપી દેહ કરી શકે તેમ નથી.અમારી શક્તિ તો પૌદગલીક બનાવોજ બનાવવાની છે, પણ આત્મિક શક્તિ ખીલવવાનો સુલભ ઉપાય તો તમો ભાગ્યવંત મનુષ્યોજ કરી શકો, અમો નિર્ભાગીમાં આત્મતત્ત્વ ખીલવવાની એ મહાન શક્તિ નથી, અહો ધન્ય છે આપના મનોવિકારને ! કે આપે સત્વર વિષયમાંથી વૈરાગ્ય પ્રાપ્ત કર્યો, હું આપને શતધાવંદન કરૂં છું. ધન્ય છે મનુષ્યજન્મને ! એમ કહી નમન કરી ઇંદ્ર સ્વસ્થાને ગયો. ખરેખર મનુષ્યપણું એ તો કિમતી હીરો છે, એ હીરો મહામુશીબતે હાથ આવ્યો છે, તે ફરીને મળવો મહામુશ્કેલ છે. માટે હે આત્મબંધુઓ ! જરૂર યાદ રાખજો કે, આ મનુષ્યદેહ રૂપી રત્નચિન્તામણી મેળવીને આપણે ઘણા ઘણા લાભો મેળવવાના છે, અને ઘણાં સારાં કામ કરવાનાં છે. પણ આ અમૂલ્ય માનવજીવન **परस्सअट्ठा** એટલે પારકાનેજ માટે કાંઇ વ્યર્થ ગુમાવી દેવાતું નથી. કારણ કે જે જે મનુષ્યો પરદેશ જાય છે, તે અવસ્ય ધન રળવાની

આશાએ જાય છે, પણ મોજશોખમાં દિન ગાળવા કંઇ જવા નથી. તેમ આ મનુષ્યપણું પામીને કર્મભાર ઓછો કરવાનો છે, અને તે સદ્‌ગુણ-રૂપી અમૂલ્ય લક્ષ્મી મેળવવાને માટેજ પ્રાપ્ત થયેલ છે. છતાં કેટલાએક મોહમુગ્ધ પામર મનુષ્યો સ્ત્રીઆદિક માયિક લક્ષ્મીના વૈભવમાંજ ડુબી જાય છે. પરલોકનો ડર તજી ક્રૂર કર્મો કરે છે, અને મનુષ્યજન્મને પશુવત્ નિરર્થક કરી અંતે હારી જાય છે. કહ્યું છે કેઃ—

## શાર્દુલવિક્રીડિતવૃત.

સારૂં ઉત્તમ આ શરિર જર તે, હાથે મળ્યું હાર મા,
ઓચિંતો અકળાવશે ધસમસી, માથે ફરે કાળ આ;
આધી રોજ ઉપાધી વ્યાધી વધશે, જાજે પછી ઢોડવા,
જાગી જો નર મોહજાળ સઘળી, તૈયાર થા તોડવા. ૧
ભાળી ન્યાલ થયો ભલે ભવન તું, રાચિશ માં રોભમાં,
આયુ ચચળ ચેતજે પળપળે છીજે, તને છોડવા;
પુત્રાદિ પરિવાર સાર સમજી, શાને પડયો મોજમાં,
જાગી જો નર મોહજાળ સઘળી, તૈયાર થા તોડવા. ૨

માટે હે ભવિજન ! આ અસાર સંસારમાં મોહી ન જતાં તું તારૂં સંભાળજે, પાપથી ડરજે, પરોપકારનાં કાર્યો કરી જીંદગી સફળ કરજે, આયુષ્યનો ભરોંસો રાખી પ્રમાદમાં પડતો નહિ. હમણાં કામ ઘણાં છે, જરા પણ નવરાશ નથી, માટે ઘડપણમાં નિરાંતે પ્રભુને ભજીશું—એવો જે ભવિષ્યનો ભરોંસો રાખે છે, તેઓ ખરેખર ખત્તાજ ખાય છે. કારણ કે કોણે દીઠી કાલ ? કાળનો ભરોંસો નથી. ને કાળ રૂપી કષાય અચાનક પકડી પાડે છે, પછી મનનાં ધાર્યાં સઘળાં મનમાંજ રહી જાય છે, અને આવ્યો તેવોજ આ કાયારૂપી ઘર ખાલી કરીને ખાલી હાથે પરલોકના પ્રવાસે ઉપડી જાય છે. તે વખતે જીવની સંઘાતે તેણે મેળવેલી લક્ષ્મી, પુત્ર, કલત્ર કે વૈભવ કાંઇ પણ જતું નથી, તેમ તેને સહાયકારક પણ તે નિવડતાં નથી, સુખદુઃખમાં જરા યે ભાગ પણ પડાવતાં નથી. તે સઉને માટે કરેલાં કર્મ તો તારે એકલાનેજ ભોગવવાનાં છે. **प्राणिनां भिन्न पथत्वात्** ॥ અર્થાત્—પરલોકમાં પ્રાણીઓની ગતિ ભિન્નભિન્ન હોવાથી આ જીંદગીમાં ભેળું થયેલું કુટુંબ કંઇ દરેક ભવમાં તેજ મળતું નથી, માટે ફોકટે ફંદમાં ફસાઇ ફુલાઇ ગયો, અભિમાનમાં તણાઈ ગયો, કરવાનું ભૂલી ગયો,

અને અકૃત્યના ઉંડા ખાડામાં પડી ગયો. દાખલા તરીકે, રંગ મહેલમાં સુંદર છત્રપલંગપર પોઢેલા ધારાપતિ ભોજરાજા રાતમાં જાગી પોતાની સાહેબી માટે વિચાર કરતા હતા કેઃ—

### વસંતતિલકાવૃત્ત.

**चेतोहरा युवतयः सुहृदानुकूलाः ।**
**सद्बांधवा प्रणयगर्भगिरश्च भृत्याः ॥**
**गर्जंति दंति निबहास्तरलास्तुरंगाः ॥**

**અર્થાત**—ચિત્તને આનંદકારી અનેક સુંદર સુંદરીઓ તથા અનુકુળ મિત્રો મારે છે, તથા સારા બાંધવો, અને નમ્ર વાણી વ.ળા ભૃત્યો (નોકરો) પણ મારે છે, સેંકડો ગજેંદ્રો મારી ગજશાળામાં ઝુલી રહ્યા છે, તથા ચપળ અશ્વો–ઘોડા પણ મારે ઘણા છે. આ પ્રમાણે પોતે કવિ હોઇને રાતમાં પોતાના રાજવૈભવનું ત્રણ પદમાં આનંદપૂર્વક વર્ણન કર્યું. તે સમયમાં ચોરી કરવા આવેલ કોઇ દ્વિજ પુત્રે ચોથું ચરણ રચી રાજાનાં હૃદયચક્ષુ ખુલ્લાં કર્યાં ને બોલ્યો કેઃ—

**संमीलने नयनयोर्नहि किंचिदस्ति ॥**

**અર્થાત્**—બે ચક્ષુઓ–આંખો બંધ થઇ એટલે આમાંનું તારૂંકાંઈ નથી. અર્થાત આયુષ્ય પૂર્ણ થયે આ સર્વ સાહીબી અત્રેજ મુકી એકલાજ જવું છે. આ તો સાહેબોને ઉતરવાનો મુસાફરી બંગલો હોય તેવું છે. બંગલે આવી સાહેબ રહ્યો, તેથી બંગલો મારો છે, એમ માનવું નહિ તેને વજીને એક વાર નક્કી જવું છે, તો આ માનવજીવન ખરે લાભ લેવા માટે છે, ખોટમાં ઉત્તરવા માટે નથી. મનુષ્યો વાહન રાખે છે તે તેના ઉપર બેસવાને માટે પણ તેને ઉપાડવાને માટે નહીં. તેમ આ મનુષ્યત્વ સંસારસાગર તરવાને માટે–આત્માનો ઉદ્ધાર કરવાને કાજે છે, પણ સંસારસાગરમાં બુડી ભારે કર્મી થવાને માટે મેળવેલું નથી; એમ ચોકસ યાદ રાખવું. હવે તેના ઉપર દૃષ્ટાંત કહે છે.

### (૧૪) ખુદાપાસે ઘોડો માગનાર અફીણી મીયાની વાત.

કોઇ એક મીયાં પરગામ ગયા હતા, બુઢ્ઢો થઈ ગયો હોવાથી તેનું શરીર ઘણું શિથિલ થઈ ગયું હતું. ચાલવાની પુરી આય ન હતી, તેથી ધીરે ધીરે ચાલતો હતો. આધારભૂત લાકડી પણ સાથે રહી ગયેલી હતી, સુમારે બેએક કોશ ગયા, તેટલામાં તો થાક લાગી ગયો. પરસેવાની ઝરીયું આવી ગઇ, ચાલવાની શક્તિ પણ ન મળે. અસુરામાં પુરૂં અફીણનું બંધાણ કરેલ હોવાથી તેનો અમલ પણ પુરો

થયો હતો. એટલે હાથ પગમાં તોડ થવા લાગી, તેથી કોઇ એક ઝાડ તળે વિશામો લેવા બેઠા. ડાબલી ઉઘાડી અફીણ કાઢવા લાગ્યા, તેવામાં ડાબલી પણ ખાલી દીઠી. એટલે મિયાંભાઈ તો પુરા મુંઝાયા હવે ઉપાય શો કરવો ? અનાજ વિના ચાલે, પણ અમલ વિના ન ચાલે, તે ન મળે તો ટાંટિઆ ઘસડવાનો વખત આવે. અહો ! લોકોએ એવા અફીણમાં શો ફાયદો જાણ્યો હશે ? શરીરની શક્તિને અફીણ હણે છે, કીર્ત્તિને ઘટાડે છે, પૈસાની ખુવારી કરે છે; કારણ કે, અફીણ ખાધા પછી ઉપર હુંગો પણ કરવો જોઇએ, એમ ડબલ ખર્ચ હમેશાં અફીણના નામનું કરવું પડે છે. વળી અફીણીઆનું શરીર પણ ટેંટા જેવું અશોભનિક થઇ જાય છે, તેની વાણીનો કોઈ વિશ્વાસ પણ કરતું નથી, ઉત્તમ વિદ્વાન મંડળોમાં અફીણીઆનું માન પણ ઓછું હોય છે, તેનું વચન કોઈ પ્રમાણભૂત ગણતું નથી, શરીર સદા બેભાન જેવું રહ્યા કરે છે. અફીણીઆમાં આળસનો તો ભંડાર જ ભર્યો હોય છે, તેનાથી એકદમ કશું કામ પણ બની શકે નહીં; એમ અફીણમાં અનેક દુર્ગુણ છે. મહાપાપનો ઉદય થયો હોય ત્યારે જ એ પાપ વળગે છે; તે જીવ લઇનેજ છુટે છે. અફીણ દરેક પ્રકારે ખુવારી કરનારજ છે, તેનાથી કશું ધર્મધ્યાન કે આત્મસાધન તો ભાગ્યેજ બની શકે. બિચારો તે ભલો, અને તેનો ડાયરો ભલો ! આખો દિવસ ડાયરામાંજ પડયો રહે, ઘેવુર બને મોટીમોટી વાતો ગપોના બંબગોળા ફેંકે અને દિવસો પુરા કરે. વળી જો તે અફીણ વખત પ્રમાણે ન મળે તો પુરા ભોગ મળ્યા સમજવા. ટાંટીઆ ઘસરડી મરવું પણ પડે, આવા અનેક દોષના ભંડાર રૂપ અફીણને કોણ વળગે ? કોઇ ભલો માણસ તો તેને વળગેજ નહિ, અને વળગે તો તે ભલો કહેવાયજ નહિ. માટે અભ્યુદયના અભિલાષી વિવેકી જનોએ તો તેને હમેશાં નવ ગજના નમસ્કાર કરી તિલાંજળીજ દેવી જોઇએ. અફીણના સંબંધમાં કવીશ્વર દલપતરામે કહ્યું છે કેઃ—

### ઇંદ્રવિજય છંદ.

પ્રશ્ન પૂછયો નિજ પ્રિતમને, એક જામનિમાં એક કામનીએ,<br>
અક્કલહીણ બને કે બને નહિ? જે મુખમાંહી અફીણ લીએ;<br>
કંથ કહે ઘટતી નથી અક્કલ, કારણ કહું ધાર તું હૈયે,<br>
કોઇ પ્રવીણ અફીણ પચે નહીં, અકલહીણ અફીણજ પીએ.૧

આપણા પેલા મિયાંસાહેબ પણ એવીજ બુરી હાલતમાં આવી

ગયા. ડાબલીમાંથી માવો ન નીકળ્યો, એટલે દુઃખનો પાર રહ્યો નહિ. બિચારો મનમાં ઘણો ગભરાયો અને દિનવદને આકાશ સામે નજર કરી ખુદાની બંદગી કરવા લાગ્યો કે:-"હે ખુદા અલ્લાતાલા પરવરદીગાર! અબ મેં મર જાઉંગા, આપ કિપાળુ હો, તબ મેરે પર કૃપા કર એક ઘોડા ભેજ દે, તિસ્કે પર બેઠકર મૈ ગામમેં પહોંચ જાઉં. નિકર હમ મર જાઇંગે. ડબીમેં માવા ભી ખૂટ ગયે, ઔર પાવુંમેં શક્તી બી તુટ ગઈ હે, શરીર સબ અશક્ત બન ગયા હૈ; તબ એક ઘોડા ભેજ દે." આ પ્રમાણે બંદગી કરી ઘણો કરગર્યો, પણ ખુદા તરફથી ઘોડો આવ્યો નહિ. પછી નિરાશ થઈ સત્વર ગામ પહોંચવાની આશાયે ધીમેધીમે ચાલવા માંડયું. સૂર્યાસ્તનો સમય થવા આવ્યો, તેથી કાંઇ ખોટી ન થતાં ચાલવાજ માંડયું. રસ્તામાં પણ બોલતો જાય કે અલ્લા એક ઘોડા ભેજ દે. એમ વાટમાં બોલતાબોલતા મિયાં સાહેબ ચાલ્યા જતા હતા.

તેવામાં તે રસ્તેથી થોડેક છેટે સગર્ભા ઘોડી ઉપર બેસી કોઇ એક કાઠી જતો હતો. પોતે હથીઆરબંધ હતો, શરીરનો ચહેરો તેજસ્વી અને રૂઆબદાર દેખાતો હતો. તે એટલામાંનો કોઇ ગામનો ગામીતી હોવાથી હાથમાં ભાલું લઇ નિડરપણે ચાલ્યો જતો હતો. શરીર ઉપર વસ્ત્રાભૂષણ પણ સારાં શોભતાં હતાં. એ પ્રમાણે તે કાઠી પુરજોરમાં જતો હતો, એવામાં રસ્તામાંજ ઘોડીને પ્રસુતિકાળ જણાયો, તુરતજ કાઠી હેઠો ઉતરી એક ઝાડ નીચે ઘોડીને લઇ ગયો, ત્યાં તેને પ્રસવ થયો-વછેરો જનમ્યો. કાઠીએ વિચાર્યું કે, આ વછેરો ચાલી શકશે નહિ; માટે આટલામાં કોઈ માણસ જતો હોય તો તેની પાસે ઉપડાવી ગામ ભેગો થઇ જઉં, નહિ તો રાત પડી જશે અને અસુર થશે; એમ ધારી ઘોડીને ત્યાં બાંધી કોઇ વટેમાર્ગુને ગોતવા નીકળ્યો, તેવામાં પેલા મિયાંસાહેબને રસ્તે જતા જોયા, સત્વર તેની પાસે જઇ કહ્યું કે, મિયાં! કિધર જાતે હો? ચલો હમેરી સાથ કુછ કામ હે, એમ કહી મિયાંસાહેબને ઘોડી પાસે લઇ ગયા અને કહ્યું કે, એ વછેરાકુ ઉઠાઓ. તે સાંભળી મિયાં તો ગળગળાજ થઇ ગયા, અને દિનવદને બોલ્યા કે, સાહેબ મેં વૃદ્ધ હું, શરિરમાં કૌવત બી નહિ હે વળી મેરેકું અફીણુકા બંધાણ હે, સો ભી આજ નહિ મીલા હે તબ મૈં કીસ તરહસે ઉઠા શકુંગા? તબ કૃપા કર મેરેકું છોડ દો. આ પ્રમાણે દીનતાથી ઘણું કહ્યું, પણ કાઠીને ગરજ હોવાથી તેની સામું જોયું નહિ, અને એકદમ અણીદાર ભાલું ઉગામ્યું, અને રક્ત નેત્ર કરી

રોષપૂર્વક કહ્યું કેઃ—ઉઠાતે હે કે નહિ? નહિ તો હમ મારેગા. એ ભાલા દેખતા હે કે? ઉઠાઓ જલદી! નહિ તો મર જાઓગે. આવી રીતે બીક બતાવી એટલે મિયાંસાહેબે ભયને લીધે વછેરો ખભે ઉપાડી ચાલવા માંડયું. રસ્તે ચાલતાં ખુદાને ગાળો દઇ કહ્યું કેઃ—"સાળા અલ્લા તેરે ઘરમેં બી અન્યાય ભર્યા હે ક્યા? તેરે પાસ મેને ઘોડા માંગ્યા બેઠનેકે બાસ્તે ઔર તેને દીયા ઉઠાનેકે બાસ્તે, ક્યા કહું તેરેકું ખુદા? તોબા તોબા તુમ?!" એમ ખુદાને અનેક ગાળો દેતો કાઠીને ઘેર વછેરો મુકી આવ્યો.

આ વાતનો સાર એ છે કે, આ મનુષ્યજન્મ કાંઇક લાભ લેવાને માટે—આત્માના ઉદ્ધારને માટે—કર્મના બોજાથી હળવા બનવાને માટે છે, છતાં કંઇક પામર ને વિષયી જનો કુડકપટ કરી લક્ષ્મી, પુત્ર કલત્ર, મિત્ર આદિકમાં આસક્ત બની દુર્લભ માનવજીવન હારી જાય છે, અને અનેક ક્રૂર કર્મનો બોજો ઉપાડી અનંત જન્મમરણને વધારી ભવસાગરમાં ભટકે છે. કહ્યું છે કેઃ—

**દોહરો.**

**કરવા કુડ પ્રપંચને, દોકટ કૂટ કૂટ પાપ;**
**જન જોબન ને ધન ધરં, જાશે થશે વિલાપ. ૧**
**વિષમ કંટક વિશ્વ છે, સગાં સ્વાર્થી સર્વ;**
**ચંચળ ચપળા ચપળ છે, શાને કરવો ગર્વ. ૨**
**ઉત્તમ નરભવ પામીયો, વળી આ આરજ ખેત;**
**માનવભવ છે દોહિલો, ચેતિ શકે તો ચેત. ૩**

માટે હે વિવેકી સજ્જનો! આવો અમૂલ્ય રૂડો અવસર પામી કાંઇ પણ આત્મહિત કરશો તોજ આ મનુષ્યજીવનનું સાર્થક થયું સમજવું, અને જે ન ચેતે તે પરભવમાં પૂર્ણ દુઃખી અને હેરાન થવાનો. (૧૬)

**रमा रामा ऽऽ रामा हृदयमभिरामा मतिदिवं ।**
**दृढीभूता यावन्मन सिकिल तावत् क्षितिपते ! ॥**
**कुतस्तस्याऽवस्यं सकलसुखाकांक्षा सुरतरु ।**
**त्रिधा तापं पापं दहन इति धर्मोऽमित गुणः ॥१७॥**

**અર્થ—હે મહારાજા! જ્યાં સુધી સ્ત્રી, લક્ષ્મી ને આરામ એટલે ફરવુંહરવું, આ ત્રણ પદાર્થો હમેશાં જ્યાં**

સુધી હૃદયમાં અતિ પ્રીતિપૂર્વક દઢ થયેલા છે, ત્યાં સુધી ખરેખર ત્રિભુવનનાં સમસ્ત સુખની અભિલાષા પુરી કરવામાં કલ્પવૃક્ષ સમાન તથા ત્રણ પ્રકારના સંતાપનો અને સમસ્ત પાપોનો નાશ કરનારો તથા અનેક ગુણવાળો એવો પવિત્ર ધર્મ તેને કયાંથી હોય ? કિન્તુ તેને કદી ધર્મલાભ થતો નથી-મળતો નથી.

**ભાવાર્થ**—હે ક્ષિતિપતિ મહારાજા ! જ્યાં સુધી આ લોકમાં હૃદયને અત્યંત વલ્લભ એવી રમા કહેતાં લક્ષ્મી, રામા કહેતાં સ્ત્રીઓ, આરામ કહેતાં બાગ બગીચા વગેરેમાં હરવાફરવાનો શોખ; એવા ત્રણ વિષયોજ જેના ચિત્તમાં અતિશય દઢીભૂત થયેલા છે. એટલે એઓના ઉપર અત્યંત આસક્તિ રહેલી હોય છે, ત્યાં સુધી તે માણસને ધર્મ-લાભ ક્યાંથી હોય ? ધર્મ કેવો છે ? તો કહે છે કેઃ-સંસારનાં સમસ્ત સુખોને, સંપ્રાપ્ત કરવાની જે ઇચ્છાઓ તેને પુર્ણ કરવામાં તો સાક્ષાત કલ્પવૃક્ષ જેવો, તથા વળી જન્મ જરા અને મરણ, આધિ વ્યાધિ અને ઉપાધી રૂપી જે સંતાપત્રયરૂપ મહાપાપો તેને તો ખરેખર(દહન) કહેતાં બાળીને ભસ્મ કરનાર તથા (અમિતઃ) કહેતાં માપી ન શકાય એટલા ગુણો છે જેમાં, એવો પવિત્ર ધર્મ તે માણસને અવશ્ય કહેતાં નિશ્ચયે મળી શકતો નથી,

એટલું તો અવશ્ય છે કે, એક સમયમાં બે ક્રિયા ન હોય, જ્યાં રાત્રી હોય ત્યાં દિવસ સંભવે નહિ, તેમ જ્યાં કર્મ ત્યાં ધર્મ નહિ. આ જીવનો અનાદિ એવો સ્વભાવ છે કે, કર્મની બાબત ઉપર તેને વિશેષ પ્રીતિ ઉપજે છે, સૂર્ય ઉગે ત્યાંથી તે આથમ્યા સુધી તેના તે જ વિચારો કર્યા કરે છે.

## શિખરિણી.

ઘણી પામુ લક્ષ્મી પછી હું પરણું સુંદર વધુ,
રચાવું પ્રાસાદો વિવિધ વરણે શોભીત વધુ;
કરૂં તેમાં શોભા જનચકિતકારી સુકૃતિમાં,
વિચારોમાં આવ્યું ન મરણ જુઓ મોહમહિમા ! ૧

એવા, એવા શેખશલ્લીના વિચારો સદા થયાંજ કરે, બિચારો સ્ત્રી પરણવા માટે કે માંડમાંડ પરણ્યા પછી તેના સુખની અભિલાષાઓ પુરી કરવા માટે હજારો દુઃખો સહન કરે, પરદેશ વેઠે, પુરૂ

ખાયપીએ પણ નહિ, ધંધામાંથી જરા નવરો પણ થાય નહિ, એ પ્રમાણે મહેનત ને વૈતરૂં કરી સદા સંતાપો વેઠે ને મહાપાપો ઉપાર્જન કરે છે, ખરેખર મોહમદિરા પીને બેભાન બની જાય છે. પણ જરાએ આંખ ઉઘાડી જોતો નથી. કહ્યું છે કેઃ—

**आदित्स्यगतागतैरहरहःसंक्षीयते जीवितं ।**
**व्यापारैर्बहुकार्यभारगुरुभिः कालो न विज्ञायते ॥**
**दृष्ट्वाजन्मजराविपत्ति मरणं त्रासश्च नोत्पद्यते ।**
**पीत्वा मोहमयीप्रमादमदिरा मुन्मुत्त भूतं जगत् ॥१॥**

અર્થાત્—સૂર્યના ગમનાગમનથી દિવસેદિવસે આયુષ્યનો ક્ષય થાય છે, મોટાંમોટાં કાર્યોવાળા વ્યાપારોથી કાળ પણ જણાતો નથી, જન્મ જરા અને મરણની વિપત્તિથી હજુ સુધી ત્રાસ ઉપજતો નથી; ખરે મોહમય પ્રમાદરૂપી મદિરા પીને આખું જગત ઉન્મત થઇ ગયેલું છે! કેવી મુસ્કેલીથી આ મનુષ્યપણું મળેલું છે? ગર્ભનાં કેવાં કેવાં અસહ્ય દુઃખો વેઠયાં છે? તેનું પણ ભાન ભૂલી જાય છે. અને લક્ષ્મીની લાલચે દેવ ગુરૂ અને ધર્મને પણ તજી દે છે, અને કર્મ બાંધીને રાતદહાડો રળવાજ મંડી પડે છે. કદી સાધુ સંત મહાત્માનો સમાગમ પણ કરે નહિ, અને કદાચ સંત રસ્તામાં મળી ગયા હોય, અને સંત ધર્મધ્યાનનું કહે તો નિડર અને નિર્લજ થઇ બેધડક બોલે કે, મહારાજ! હમણાં તો કામ બહુજ છે, પાણી પીવાનીએ નવરાશ નથી, અરે હમણાં તો મરવાએ હું નવરો નથી, મોસમ બરાબર ચાલે છે, તમો પણ મહારાજ! ઠીક મોસમમાં ખરા કામને વખતે આવ્યા, પણ પછી આવ્યા હોત,' તો વળી તમારૂં મન સાચવત, હમણાં તો જરા પણ કંઈ બને તેમ નથી.

**"કામ ઘણાં હમણાં છે, પ્રભુને ભજશું કાલ નિરાંતે;**
**એવું વિચારે ધારે નહિ પણ શું થાય કાલની રાતે?"**

એમ આખી જીંદગી મહાપાપ કરે છે, દુર્ગતિનો ડર પણ ભૂલી જાય છે, માથે કાળ સીંચાણો ભમે છે, તે ઓચિંતો આવી પકડશે, ત્યારે નાછુટકે પણ નવરા થઈ ચાલ્યું જવું પડશે, એમ જાણે છે, છતાં લાલચ એવી ચિકણી વસ્તુ છે કે તેમાં પગ મૂકતાંજ ચોંટી જાય છે. આહાહા! લક્ષ્મીના લોભને માટે પ્રાણીઓ શું શું નથી કરતાં? પોતાના નિકટમાં નિકટ સંબંધીને પણ મારી નંખાવે છે, ધર્મને કર્તવ્યના ભાનને ભલાવી દે છે અને અનેક છળપ્રપંચો રચાવે છે.

ભોજરાજાના કાકા મુંજરાજા રાજલોભે બાળરાજા ભોજકુમારને ગરદન મારવા તૈયાર થયા. જોશી પાસેથી તેમણે એક વખત સાંભળ્યું હતું કેઃ—

**पंचाशत् पंच वर्षाणि । सप्त मास दिनत्रयम् ॥**
**भोक्तव्यं भोजराजेन । सगौडं दक्षिणापथम् ॥ १ ॥**

અર્થાત—પંચાવન વર્ષ સાત માસ અને ત્રણ દિવસ સુધી ભોજરાજા ગૌડદેશનું રાજ્ય ભોગવશે. આ વચનથી મુંજ ભોજકુમારને મારવા તૈયાર થયો. કારણ કે ભોજ મરે તો મને અને મારા વંશજોને નિષ્કંટક રાજગાદી મળે, એમ ધારી ચંડાલને સોંપી તેને મારી નાંખવાનો હુકમ કર્યો, આજ્ઞા મુજબ ચંડાળે એકાંત વનમાં લઇ જઇ ખડગ ઉગામ્યું અને પોતાના રાજાનો હુકમ ભોજકુમારને જણાવ્યો, અંતકાળે ઇષ્ટદેવનું સ્મરણ કરવા ફરમાવ્યું, ભોજકુમારે આ સર્વનું કારણ જાણ્યું. ભાવિને પ્રબળ માની હિંમત રાખી ચંડાળને કહ્યું કેઃ–તમોને થયેલી આજ્ઞા ભલે પૂર્ણ કરો! પણ હું એક શ્લોક લખી આપું, મારો એ સંદેશો રાજાને પહોંચાડશો. એમ કહી એક શ્લોક લખ્યો.

**શાર્દુલવિક્રીડિતવૃત,**

**मांधाता समहीपति कृतयुगालंकार भूतोगतः ।**
**सेतुर्येन महोदधौ विरचितः क्वासौदशास्यांतकः ॥**
**अन्येचापि युधिष्ठिर प्रभृतयो भूरि प्रभूतानृपः ।**
**नैकेनापि समंगता वसुमती मुंज ! त्वयायास्यति ॥१॥**

અર્થાત—મોટો માંધાતા નામે મહીપતિ થઇ ગયો, કે જે કૃતયુગમાં પૃથ્વી ઉપર એક ઉત્તમ પ્રકારના અલંકારરૂપ ગણાતો હતો, તે પણ આ લોકમાંથી ગયો છે. વળી જેણે મહાસાગરમાં પાણીની સપાટી ઉપર પથ્થરની પાળ બાંધી અને ત્રિખંડાધિપતિ એવા રાવણને માર્યો, એવા રામચંદ્રજી પણ અત્યારે ક્યાં છે? અર્થાત્ તે પણ આ લોકમાંથી ચાલ્યા ગયા છે. વળી બીજા પણ યુધિષ્ઠિર પ્રમુખ ઘણા રાજાઓ આ પૃથ્વી ઉપર થઇ ગયા છે. પણ તે કોઇની સાથે આ વસુંધરા–પૃથ્વી ગઇ નથી, પણ હે મુંજકાકા! તમારી સાથે તો આ પૃથ્વી જરૂરજ આવશે! આહાહા!! કેવો સરસ બોધ? કેવો અમોઘ જ્ઞાનફટકો? લક્ષ્મીના મદમાં તણાતાઓને માટે કેવો ચાબકો? આ શ્લોક શ્રવણથી ચંડાલના મનમાં દયા આવી ગઇ, તે વખતે મા-

રવું બંધ રાખી રાજાને શ્લોક વંચાવ્યા પછી યોગ્ય લાગશે તેમ કરીશ; એમ ધારી ભોજકુમારને ક્યાંક ગુપ્તપણે સંતાડી કચેરીમાં જઈ મુંજ રાજાને શ્લોક આપ્યો, તે વાંચીને મુંજને બહુ લાગી આવ્યું. એકદમ ભોજને જીવતો લાવવા માટે હુકમ કર્યો, પોતાની ભૂલ માટે પુરેપુરો પસ્તાયો, ભોજે લખેલો શ્લોક રગેરગે વ્યાપી ગયો. ભોજની બાલ્યવયમાં પણ આવી અનુપમ હિંમત અને અણિના વખતે ધારેલી નિડરવાનાં બેહદ વખાણ કર્યાં. પછી ભોજને રાજપાટ સોંપી મુંજ ચાલતો થયો.

તાત્પર્ય એ છે કે, આ જીવને લોભ શું શું કાળાં કર્મ નથી કરાવતો? અર્થાત સર્વ કરાવે છે. લોભ જે ન કરાવે તે થોડું, લોભ-રાક્ષસ નીતિને ભૂલાવે છે, દયાને દેશવટો દેવરાવે છે, સત્યને નસાડે છે, માયા કપટને રચાવે છે, અને નિકટમાં નિકટ સગાંસંબંધી સાથે ક્લેશ પણ કરાવે છે. લોભ જીત્યો તેણે સર્વ જીત્યું, આશા જીતી તેણે સર્વ જગત્ જીત્યું, પણ તે મહાદુર્જય છે. ભલભલા પંડિતો–ભણેલાઓને પણ તે ભૂલાવી દે છે, અને ચતુરને પણ ચકડોળે ચડાવે છે, ઉતમ મનુષ્યજન્મ તો પામ્યો; પણ સ્ત્રીધન વગેરેમાં જીવ ભરાઇ લલચાઇ કેવળ નર્કગામી કર્મોનોજ સંચય કરે છે, અને પરમાધામીનોજ પ્રાહુણો થવાના પ્રયાસો કરે છે, જીજ્ઞાસુ જન જ્ઞાનીને પૂછે છે કે:–જમરાજાના ઘરાગ કોણ કોણ થાય છે? અર્થાત્ નરકે કોણકોણ જાય છે?

## નર્કગામી કોણ? રાગ ગીતિ.

કુડ કપટ કરનારા, પરદારામાં સદાય રમનારા;
પરધનના હરનારા, તે નિશ્ચે નર નરકે પડનારા ૧
હિંસાના કરનારા, જુઠ વચનથી જરા ન ડરનારા;
પાપે પિંડ ભરનારા, તે નિશ્ચે નર નરકે પડનારા.૨
અધર્મના ધરનારા, કન્યાવિક્રયથી ધન રળનારા;
અઘટ ઘાટ ઘડનારા, તે નિશ્ચે નર નરકે પડનારા.૩
હરામનું ખાનારા, દુર્જનમંડળમાં જઇ મળનારા;
પરસુખમાં બળનારા; તે નિશ્ચે નર નરકે પડનારા.૪
ધરમીને હસનારા, પુણ્યપંથને દૈ પરિહરનારા;
વિષયમાં વસનારા, તે નિશ્ચે નર નરકે પડનારા. ૫
પાપ થકી ડરનારા, સત સંગત કરી દુર્ગુણ હરનારા;
પરોપકાર કરનારા, વિનયમુનિ તે સદ્ગતિ વરનારા.૬

મતલબ કે, આવાં આવાં ક્રૂરકર્મો-અકાર્ય કરવાથી નર્કગામી થવાય છે. તો આ જીવાત્માએ પણ મનુષ્યજન્મ મેળવી તેવાંજ દુષ્કર્મો કરેલાં છે. આ અમૂલ્ય નરદેહરૂપી રત્ન કંકર તુલ્ય ગણી ફેંકી દીધું છે. માટે સ્ત્રીમાં અને લક્ષ્મી આદિક સંસારી પદાર્થોમાં જ્યાં સુધી અતિ આસક્તિ હોય, ત્યાં સુધી તેને સકલ સુખની અભિલાષાઓને પૂર્ણ કરનાર ધર્મ ઉપર રૂચી ઉપજતી નથી. તે તો બિચારો ઘાંચીના બળદની માફક રાતનેદહાડો સદાય તેમાંને તેમાંજ મચ્યો રહે છે, પણ આત્મહિત માટે જરા પણ ચિંતા કરતો નથી, સ્ત્રી અને લક્ષ્મીમાં અતિ આસક્તિ પામી વિષયમાં લલચાય છે; તે જીનરખ અને જીનપાળ નામના બે શ્રેષ્ઠી પુત્રોની માફક મહાવિટંબનાને પામે છે.

## (૧૫) સાહસિક જીનરક્ષિત અને જીનપાલિતની કથા.

ચંપાનગરીમાં માકંદિ શેઠના જીનરક્ષિત અને જીનપાલિત નામના બન્ને પુત્રો ઘણા સાહસિક હતા. તેઓ વળી જૈનધર્મમાં શ્રદ્ધાવંત અને વ્યવહારમાં શુદ્ધ હતા. છતાં વણિકવર્ગને પેઢીદરપેઢીથી વારસામાં જે લોભ નામનો કુબેરના ભંડારથી પણ મોટો ખજાનો મળે છે, તે ખજાનો તેઓને પણ વારસામાં મળ્યો હતો. લડવું તે ક્ષત્રીના બાપનું જ છે, તેમ રળવું તે વાણીયાના બાપનું છે. ક્ષત્રીઓ જેવી શૂરાતનથી આજ કોઇએ લડાઇઓ જીતી સંભળાઈ નથી, તેમ વાણીયા જેવી ધીરજ, સહનશીલતા, દીર્ઘદૃષ્ટિ, અગમબુદ્ધિ અને સમયસૂચકતા વેપારમાં કોઇ કોમે વાપરી કદી જાણવામાં આવી નથી. હાલની માફક તે પુરાણા જમાનામાં કાંઈ વિજળી વેગે ચાલતી અને સર્વ સગવડોથી ભરપુર મહેલજેવી આગબોટો નહતી, પણ પવનના આધાર ઉપર મુકવામાં આવતાં વહાણો કે જે કયાં અને કયારે જઇ ચડશે? તેનું ખાત્રીપૂર્વક કંઈ કહી શકાતું નહિ, તેવાં વહાણોમાં સફરો કરવાની હતી. એવી સાહસિક અને જોખમી અગીયાર સફરો કરી અખુટ દ્રવ્ય મેળવ્યા છતાં જીનરક્ષિત અને જીનપાલિત હજી પણ ધરાયા નહોતા. "જગતમાં ધનથી પૂરો ને અક્કલથી અધુરો કોણ છે? ચતુરશિરોમણિ હોવા છતાં ડાહ્યામાં ખપતા છતાંપિ ધનથી ધરાતા નથી,

---

☞ પાને ૯૮ મે શ્લોક ૧૨ મો પુરો થઇ ૧૩ મો શરૂ થયો છે, પણ ભૂલથી શ્લોકાંક ખોટા મૂકાયા છે, તે નજરે પડવાથી એ થતી રહેલી ભૂલ સુધારીને પાને ૧૨૨ મે શ્લોકાંક ૧૬ મો મૂકયો છે; વચમાં થઇ ગયેલી ભૂલો કૃપા કરી સુધારી લેશો.

તેમને લોભ લુંટે છે." એ સૂત્ર અને જનકથનથી અજાણ્યા હશે, તેથીજ તેઓ બે ભાઈ વિપત્તિસાગરમાં પડી દુઃખી થયા હતા.

ધનના લોભીઆ બે વણિક બંધુઓએ ધનેષણાથી પાછાં પોતાનાં વહાણુ ભરદરિયામાં ઝંપલાવ્યાં. કેટલેક દિવસે સમુદ્રમાં મહાભારે તોફાન થયું. વિકરાળ મોજાં પોતાના રાક્ષસી ડાચાં વિકાશી વહાણુને આખાંનેઆખાં હોઇયાં કરવા મથતાં હતાં. વહાણો ઘડીમાં પાતાળની ગુફામાં પછડાતાં અને ઘડીમાં આકાશ તરફ ફેંકાતાં હતાં. છેવટે એક ભયંકર મોજાએ બન્ને ભાઇઓવાળા વહાણુને પોતાના ડાચામાં પકડયું અને ગળવા માંડયું, તે વખતે જીનરક્ષિત સિવાયના બધા માણસો અર્ધ ગાંડા બની ગયા, આ સાહસ માટે તેઓ પોતાને ગાળો દેવા લાગ્યા, કોપેલા દુર્દૈવને કરગરવા લાગ્યા, અને ચિસો પાડવા લાગ્યા. જીનપાલિતે તો આકરા સોગન લીધા કે, આ સંકટમાંથી બચું, તો હવે ફરી કદી સફરનું નામજ લઉં નહિ. ત્યારે જીનરક્ષિત ગંભીર બનીને આ સઘળું તોફાન શાન્તપણે જોયા કરતો હતો. તે ગભરાયો નહિ, રડ્યો નહિ, બાધા આખડીથી ભૂલો ભમ્યો નહિ, કે સોગન ખાવા તત્પર થયો નહિ. પુદ્‌ગળનો સ્વભાવ અને પૂર્વકર્મનું અનિવાર્ય ફળ તેના ખ્યાલમાં હતું. વળી "કરવું ત્યાં ડરવું શું!" એ સૂત્ર તે બરાબર સમજતો હતો, વળી તે દૃઢ મનનો પણ હતો.

અન્તે વહાણ ભાગ્યું અને માત્ર બે ભાઇઓ સિવાય સર્વે ડૂબી મુવાં. ભાગ્યયોગે મળી આવેલા પાટીઆની મદદથી તેઓ બન્ને રત્નદ્વીપ નામના બેટ ઉપર આવી પહોંચ્યા.

'એ બેટ ઉપર રયણુદેવી નામની એક વિષયરાગી અને ઘાતકીદેવી રહેતી હતી.તે દેવી પોતાની સીરસત્તા મુજબ આ બન્ને ભાઇઓ પાસે આવીને પહેલાં ધમકીથી અને પછી ભોગવિલાસની લાલચથી તેમને પોતાની સાથે લઈ ચાલી. તેમને એક ભવ્ય મહેલ, સુંદર ઉપવન અને સુખની સર્વ સામગ્રીઓ આપી અને તેમની સાથે પોતાને મનગમતા ભોગવિલાસ ભોગવવા લાગી. કેટલાક દિવસ એમ પસાર થતાં દેવીને એકદા ઇંદ્રરાજાનું તેડું આવવાથી ત્યાં જવું પડયું, તેથી તેણે નિકળતી વખતે પોતાના બન્ને દીલજાનોને કહ્યું કે:–" આ મહેલની ત્રણે દિશાના ત્રણે બાગોમાં ફરી નવ નવીન ફળ ખાઈ આનંદમાં રહેજો, પણ ચોથી દક્ષિણ દિશામાં બાગમાં એક ભયાનક નાગ રહે છે, જે તેની પાસે જનારને ડસે છે. માટે ભુલેચુકે તે દિશામાં જવા નહિ; જશો તો તમો પૂર્ણ દુઃખી થવાના."

જે વસ્તુ કે વાતના ઉપર પડદો નાંખવામાં આવે છે, તે વસ્તુ કે વાત વધારે જીજ્ઞાસા ઉત્પન્ન કરે છે. દેવીના ગયા પછી આ બન્ને ભાઇઓને વિચાર થયો કે, અમુક દિશામાં જવાની મના કરવાનું અવસ્ય ખાસ કારણ કાંઇકિ હોવુંજ જોઇએ! તેઓ પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરવા દક્ષિણદિશામાં ચાલ્યા. રસ્તે ચાલતાં તો તેઓની નજરે મનુષ્યનાં હાડપિંજર જુદા જુદા વિકાળરૂપમાં જણાયાં, શૂળી ઉપર વિંધાતા નાજુક યુવાનોના આક્રંદમય શબ્દો કાને સાંભળ્યા, અને નાકે એ ભાન કરી નાંખે એવી સખ્ત દુર્ગંધ અનુભવી. એક શૂળી ઉપરનો જુવાન આ બન્ને ભાઇઓને જોઇને બોલ્યો કે:—" હે કમનસીબ-યુવાનો! તમે શું સુખ સમજી અહીં મ્હાલો છો ? રયણાદેવી જેવી મોહિનીથી સ્વાદિષ્ટ ખાનપાન, મનહર ગાનતાન તથા અમનચમન મળતાં હોવાથી તમે આને સુખનું ધામ માનો છો; પણ એવીજ ભૂલ કરવાથી આ સ્થીતિએ આવી પડેલા મુજ રંકનાં વચન સત્ય કરી માનજો કે વહેલીમોડી તમારી પણ આવીજ વલે છે. શું તમને એ દેવીએ પ્રથમ પોતાની ઇચ્છાને આધીન કરવા માટે વિકાળ રૂપથી છળ્યા નહોતા? એ વિકાળ રૂપ તે તેણીનું અસલ રૂપ છે, જે સુંદરતા કોમળતા નૂતનતા અને નખરાં તમે પાછળથી જોયાં તે તો બનાવટી છે. તમારી જુવાની જવા માંડવાથી, અગર જુવાની છતાં પણ તમારાથી સંતોષ ન થવાથી અગર જુવાની અને વીર્ય બંને છતાં પણ તમો આ દુષ્ટા દેવીને વશ પડવાથી અંતે તમારી દશા પણ મારા જેવી અને તમારી આશપાસ જે અસંખ્ય હાડપિંજરો તમે જુઓ છો તેવીજ થવાની. "

એ શબ્દો સાંભળતાં જીનપાલિત તો ધ્રુજવા લાગ્યો, જીનરક્ષિત ડર્યો તો ખરો, પણ તેની બુદ્ધિ સંકટોમાં ગુમ થતી નહિ તેણે હવે યાદ કર્યું કે, જો કે અહીં આપણું કોઈ બેલી ન હોવાથી આ દેવીનો હુકમ માનીને તેની સોબત કર્યા સિવાય આપણો છૂટકો નહોતો, તો પણ " વિષયનાં ફળ બુરાં છે. " એ શાસ્ત્રવચન સુણેલાં હોવા છતાં આપણે તેના મોહપાશમાં છેક અંધજ બની રહ્યા, અને તેમાંથી પહેલે પ્રસંગે છૂટવાની કોશીશ કરવાનો વિચાર સરખો યે આપણા મનમાં આવવા પામ્યો નહિ, એ તે કેવી મૂર્ખતા ?

આમ તે આત્માનિંદા કરતો હતો, તે વખતે જીનપાલિત " અરે રે, અરે રે. " એવા ઉદ્‌ગારો કાઢી ધાસ્તીથી ગાંડો અને વધારે ગાંડો બન્યો જતો હતો " અને તેજ વખતે શૂળી ઉપરના જુવાનનો છેલ્લો

શ્વાસ લેવાનો વખત હતો. મરતાંમરતાં એ મનુષ્યહિંસા અટકાવવાના હેતુથી "તમે પૂર્વ બાગમાં શૈલકયક્ષને વિનવશો, તો ઘર ભેગા થવા પામશો" એટલું બોલતાની સાથેજ તેણે પ્રાણ છોડયા.

પોતાના હિતેચ્છુના શાંત શબને જોવા તથા એવીજ સ્થિતિ કદાચ પોતાની પણ થશે એમ વિકલ્પો કરતા બન્ને ભાઇઓ દિગ્મૂઢ થઇ ઉભા. કેટલીક વારે સ્વભાવથીજ દઢ મનવાળો અને ખત્તાથી વધારે દઢીભૂત થયેલા મનવાળો જીનરક્ષિત બંધુને લઇ પૂર્વ બાગમાં આવ્યો. ત્યાં આવી આંખમાંના આંસુની ધારાથી યક્ષના પગને નવરાવતો આડાઅવળા વિખરાઈ ગયેલા ચોટલાથી યક્ષના પગ આગળની રજને વાળતો બે હાથ ભેગા કરી-જોડી તેના સંપુટમાં કાલાવાલાનું ભેટણું ધરતો હોય તેમ કહેવા લાગ્યો કેઃ—"હે ત્રાતા! અમને બચાવો! દયાળુ દેવ, આ ઠગારી ભૂમિમાં અમે ઠગાઈ બેઠા છીએ, એટલુંજ નહિ પણ આપની સાહ્યતા વગર અમારા પ્રાણ પણ બચવાના નથી, અમે તમારા શરણે આવ્યા છીએ, મહાદુઃખી છીએ, નાસવાના રસ્તાથી તદ્દન અજાણ્યા છીએ, ચોતરફ ઘુંઘવતા મહાસાગરને તરવા અશક્ત છીએ, અમારા શત્રુથી લડવા કાયર છીએ, મહામહા દુઃખી છીએ, અમને ફસાવનાર હમણાં જરા દુર છે, તેટલામાં અમને બચાવો રે બચાવો! અમો તમને નમન કરી એટલીજ આજીજી કરીએ છીએ કે બચાવો!"

જે નિરાધારને આધાર આપવાનો ધંધોજ લઇને આ બેટમાં બેઠો છે. દુઃખીને શાંત્વન આપવાનો અને બુડતાને બચાવવાનો જેનો કુદરતી સ્વભાવ છે; તે શૈલકયક્ષે તેમને આશ્વાસન આપ્યું અને કહ્યું કે, હું તમને બન્નેને મારી પીઠ ઉપર બેસાડી સમુદ્રપાર તમારા સ્વગૃહે પહોંચાડવા તૈયાર છું, પણ એટલું યાદ રાખજો કે તમારા મનને જરા પણ ચલિત થવા દેશો નહિ, નહિ તો મારી પીઠ પરથી અવશ્ય ગબડી પડશો.

શૈલકયક્ષ તેમને લઈ સમુદ્રના અગાધ જળમાં અદ્ધર ઉડવા લાગ્યો, તે વખતે વિશાળ કાગળના પાના જેવી પાણીની સપાટી જોઇને વિશ્વની વિશાળતા જોઇને તથા સૂર્યનો અપ્રતિબંધ પ્રકાશ જોઇને તેમને નવું નવું જ્ઞાન થવા લાગ્યું, અને તેઓ કદી નહિ અનુભવેલા આનંદ અને આશ્ચર્યમાં ગરકાવ થવા લાગ્યા. શૈલક એટલી તો ઝડપથી ઉડતો હતો કે આ બન્ને જુવાનોને તેને વળગી રહેવું

મુશ્કેલ પડતું હતું, પણ તેઓ દૃઢતાથી વળગી રહ્યા હતા, અને વળી તે યક્ષ પણ તેમને પડતા અટકાવવા માટે વારંવાર કાળજી રાખતો હતો. એમ કરતાં તેઓ મધ્ય સમુદ્રમાં આવ્યા ત્યારે દુષ્ટ યક્ષણીને ખબર પડવાથી તે તેમની પાછળ ઉડી અને લગભગ તેમની નજીક આવીને વિકાળ રૂપ બનાવી ડરાવવા અને ધમકાવવા લાગી કે, તમે મને આવી રીતે ઠગીને જાઓ છો, પણ હમણાં હું તમને મારી નાંખીશ, તમારા ટૂકડેટૂકડા કરીને તળી ખાઇશ, માટે જીવતર વ્હાલું હોય, તો મારી સાથે પાછા ચાલો. પરંતુ યક્ષના રક્ષણમાં આવેલા અને તેના ઉપદેશથી દૃઢ બનેલા બન્ને જુવાનો પૈકી એકે ડગ્યો નહિ કોઇએ તેના સામું જોયું સરખું એ નહિ.

પરંતુ આપણે ઘણી વાર જોઇએ છીએ કે જેઓ જગજગતી તલવારને તાબે થતા નથી, તેઓ માત્ર એકજ મંદહાસ્ય કે એકજ મીઠી નજર–નેત્રકટાક્ષ કે એકજ લલિત વચનને વશ થઈ જાય છે. અને એજ કારણથી કામદેવનું બાણ કુસુમનું કલ્પ્યું છે, અને કામને પુષ્પધન્વા પણ તેથીજ કહે છે.

આ બન્ને ભાઇઓ પાસે દુષ્ટાની ધમકીનું કાંઈ ચાલ્યું નહિ, ત્યારે તેણે સુંદર સોળ શણગારથી શોભીતી અને આછા ઘુંઘટથી હાવભાવ કરતી સુંદરીનું રૂપ લઇને સજળ નેત્રે કરગરવું શરૂ કર્યું. મને અબળાને અટવીમાં એકલી મુકીને શું તમે પ્રાણાધારો જતાજ રહેશો ? અહીં મુજ રંકનું કોણ બેલી ? આટલા દિવસની પ્રીતિ કાંઇક તો યાદ કરો ? વળી ફુલોના હાર અને સુગંધી જળની વૃષ્ટિ કરીને બોલી કેઃ—"હે પ્રાણેશ ! પાછા પધારો તો હું આપના પગ પૂજું."

આ છેલ્લા બોલથી જીનપાલિત પાછું ફરી એક વાર જોવા લલચાયો અને દૃષ્ટિ એક થતાંજ તેનું મન ડગમગવા લાગ્યું, તેવોજ તે યક્ષની પીઠ ઉપરથી ગબડી પડ્યો. તેને નિરાધાર થયો જોઈ રયણાદેવીએ રાક્ષસી રૂપ ધારણ કર્યું, અને રંક ઉપર રાડ કરવા લાગી, તેના ઉપર શળી ભોંકવા લાગી, અદ્ધર ઉછાળી શળી ઉપર ઝીલવા લાગી, અને તેના ટૂકડેટૂકડા કરી દશે દિશામાં ફેંકી દેવા લાગી.

એટલામાં તો જિનરક્ષિત ક્યારનોએ ચંપાનગરીએ પહોંચી ચુક્યો હતો. તે હવે ઘેર જઈ જૈનધર્મની આજ્ઞાઓ દૃઢપણે પાળવા લાગ્યો. અને છેવટે વીરભગવાનનો પવિત્ર ઉપદેશ સાંભળી પરમ વૈ-

રાજ્ય પામી દીક્ષા લઈ શુદ્ધ ચારિત્ર પાળી મૃત્યુ પામી પેહેલે દેવલોકે ઉત્પન્ન થયો. ત્યાં મહાવિદેહક્ષેત્રે મનુષ્યભવ પામી આકરી ક્રિયાઓ કરી મોક્ષગતિને પામશે.

આ વાતમાં મહાસાગર તે ભવોની પરંપરા બતાવે છે, રત્નદ્વીપ તે મનુષ્યભવ સમજવો, રયણાદેવી તે વિષયવાંચ્છના સમજવી, કે જે પ્રથમ લલચાવવા માટે સુંદર રૂપ ધારણ કરે છે અને પાછળથી વળી એ ચડાવવા વખતે (એટલે કે મહાદુઃખી કરવા માટે) વિકાળ રૂપ ધારણ કરે છે. પેલા બે ભાઇઓએ જે અસંખ્ય હાડપિંજરો વિવિધ

રૂપમાં જોયાં તે વિષયવાંચ્છનાથી બહુ ખુવાર થયેલા મનુષ્યોની મોટી સંખ્યા સૂચવે છે. વળી ઉપરના જુવાને મરવાના અંત વખતે બોધ કર્યો, તેવા બનાવ ભાગ્યશાળી પુરૂષોના સંબંધમાં સંસારમાં પણ ક્વચિત્ ક્વચિત્ નજરે પડે છે. કોઈ કોઈ માણસો વિષયમાં પડી ખુવાર થાય છે, પણ મૂળે વિદ્વાન કે ડાહ્યા હોવાથી તેઓ પસ્તાય છે, પસ્તાવા છતાં તેઓ વિષયની સત્તામાં એટલા તો સપડાઈ ગયા હોય છે કે, તેથી છુટી શકાતું નથી. તેઓ પોતાના જાત અનુભવથી બીજાઓને શિખામણ આપી એ ઉંડી ખાડમાં પડવા અટકાવવા કોશીશ કરે છે, એવાઓનો બોધ મેળવનારને ખરેખર ભાગ્યશાળીજ સમજવા.

જિનપાલિત ડગુમગુ ને અસ્થિર કાચા મનનો હતો, અને જીનરક્ષિત સુદૃઢ સ્થિર મનનો વિચારશીલ હતો. સંસારમાં આવી પડેલા હોવાથી તે જમીનની અધિષ્ઠાત્રી દેવી, સ્ત્રીથી તદ્દન સ્વતંત્ર બનવું એટલી શક્તિ તો આપણામાં નથી, પરંતુ તેના મોહપાશમાંજ ગરકાવ નહિ થતાં વખત આવ્યે-લાગ ફાવ્યે તે હદવાળા પ્રેમમાંથી-તે કાચી કેદમાંથી છુટી નાસવાની તક શોધવા મથવું એજ વ્યાજબી છે; એમ તેને પાછળથી વિચાર થયો.

શૈલકયક્ષને સાધુજીની ઉપમા ઘટે છે. તેની પાસે ખરા મનથી યાચવાથી તે સમુદ્રપાર ઉતારવાનું માથે લે છે. જેમ વહાણના મધ્ય ભાગમાં ભવ્ય ઓરડામાં બેઠેલા સુકુમાર નરને વહાણનો કપ્તાન કહે છે કે, તારે વહાણના કઠેરા આગળ જવું નહિ, કારણ કે વને ફેર ચડશે અને તેની સામા ટકી રહેવાની તારી શક્તિ નથી, તેથી આવું મોટું વહાણ મળવા છતાં મરણને આધીન થઈશ. તેમજ સાધુ પણ તેની યાચના કરનારને ચેતાવે છે કેઃ-"હું જે બોધ કરૂં અને જે જે આજ્ઞા ફરમાવું, તેમાં દૃઢ મન રાખજે, જરા પણ મન ફેરવીશ નહિ,

નહિ તો તને ફેર-ચક્કર આવશે. ( વિષયોની અસર લાગશે તેથી ચિત્ત ચકડોળે ચડશે ) અને તે ફેર સામા ટક્કર ઝીલવાની તારી શક્તિ હોવાથી મારા જેવો તારો ( તારક) મળવા છતાં તું અગાધ ભવજળમાં રડવડી મરીશ-રયણાદેવી (વિષયપાશ) વડે હણાઇશ, કપાઇશ, છેદાઇશ, અને મહાદુઃખી થઇશ. માટે તે રયણાદેવીને આધીન થઇશ નહિ."

માણસ વિષયથી વિરક્ત થવા નિશ્ચય કરે છે, તેમ તેમ વિષય વધારે અને વધારે યુક્તિઓથી અને વધારે જુસ્સાથી તેને ખેંચે છે-લલચાવે છે ને ફસાવે છે. રયણાદેવીએ નાસતા આશકોને પ્રથમ કરતાં પણ વધુ હાવભાવ અને લાલચોથી ફસાવવા કોશીષ કરી, તેમ વિષયથી છૂટવા મથનારને એવા ઘણા પ્રસંગો મળે છે કે, જે રયણાદેવીના જેવાજ શબ્દો અને હાવભાવથી લલચાવે છે, અને છેવટે એક રજ માત્ર-કિંચિત પણ ચલાયમાન થતાં તે નર આસનભ્રષ્ટ થઇ ડુંગરની ટોચ ઉપરથી ગબડી ગુફાના ગર્ભમાં-ખરાબીની ખણમાં લથડી પડે છે. અને તેના ટૂકડેટૂકડા થઇ જાય છે.

ધંધામાં કે ધર્મકાર્યમાં દ્રઢતા વિનાનો માણસ નકામો છે. તેવો નિર્માલય નર એક તરખલાની માફક ઘડી ઘડી દિશા બદલતા પવનની લહરીમાં ઘડીકમાં આમ ને ઘડીકમાં તેમ ઉડ્યા કરે છે-અથડાયછે, પૈસો કે ધર્મ કાંઇ પ્રાપ્ત કરી શકતોજ નથી. માણસે મગજને શીશા જેવું ભારે અને અંગોને રૂ જેવાં હલકાં બનાવવા કોશીષ કરવી જોઇએ, જેથી મગજ અસ્થિર થઇ આમ તેમ ઉડી શકે નહિ, અને ચપળ અંગો મજબુત મગજનો હુકમ થતાની સાથેજ તત્કાળ સહેલાઇથી ગતિ કરે.

### દોહરો.

**વિષયવાંચ્છના વિઘ્નમાં, અતિશય દુઃખ દેનાર;**
**અડગપણે અળગો રહે, તે પામે ભવપાર. ૧**

કહેવાની મતલબ એ છે કે, મનુષ્યોને વિષયવાસના એ ભૂલભૂલવણીની કાળી ઘોર અંધારી રાત છે, તેમાં ભલાભલાઓ ભૂલા પડી ગોથાં ખાય છે, અને ચતુર નરોનાં ચિત્ત પણ ચકડોલે ચડે છે. સંસારી પદાર્થોમાં અતિ આસક્તિ હોય છે, ત્યાં સુધી તે એકાગ્રભાવે ધર્મ ધ્યાન અને આરાધન કરી શકતો નથી. માટે વિવેકીજનોએ અતિ આસક્તિ તજી ધર્મ આરાધવોજ ઇષ્ટ છે. (૧૭)

क्वचिच्चितं तोषं क्वचिदपि च रोषं गमयाति ।
क्वचिद् दोषं कोषं क्वचिदपि च मोषं कलयति ॥
क्वचित् कृच्छ्रायत्तं क्वचिदपि च सौख्यंह्यनुभवन् ।
कष्टाऽवश्यं वश्यं व्रजति च मुनीनामपि मनः ॥१८॥

અર્થ—કોઇ વખતે મનુષ્યોનું મન સંતોષને ધારણ કરે છે; તો કોઈ વખતે રોષાકુળ બને છે, કોઇ વખત મહાદોષોવાળું બને છે, તો કોઈ વખત લક્ષ્મીના ભંડાર સંબંધી વિચાર કરે છે, કોઇ વખત ચૌર્યકર્મને આધીન થાય છે, તો કોઇ વખત મહા ચિંતાગ્રસ્ત બની દુઃખને અનુભવે છે, તો કોઇ વખત સુખને અનુભવે છે; તો મુનિજનોને પણ દુઃખે કરીને વશ થઇ શકે એવું મન, ખરેખર આ જગતમાં ક્યારે મારે વશ થાય?

ભાવાર્થ—મનનું અસ્થૈર્યપણું દર્શાવતાં કહે છે કે, આ મન કોઈ વખત **तोषं** કહેતાં સંતોષ પ્રત્યે ગતિ કરે છે, એટલે સદ્‌ગુરૂ સમીપે સદ્‌બોધાદિકના શ્રવણથી સંતોષવાળું મન થાય છે, તો કોઈ વખત **रोषं** કહેતાં ક્રોધાધિન થઇ જાય છે. કોઇ વખત તો વળી **दोषं** કહેતાં નાના પ્રકારના દોષોવાળું મન થઇ જાય છે, ને કોઇ વખત **कोषं** કહેતાં ખજાનો મેળવવાના મનોરથવાળું થઇ જાય છે. એટલે તે લક્ષ્મીના ભંડાર ભરવા માટે અનેક તરંગમાળાઓ ગુંથે છે. કોઈ સમે **मोषं** કહેતાં કોઇ પ્રકારના ચૌર્યાદિક કર્મમાં અથવા પારકી થાપણ ઓળવવામાં તત્પર થઈ જાય છે. કોઇ વખત તો નાના પ્રકારના શારીરિક તથા માનસિક દુઃખોથી મહા અફસોસ અને દુઃખસાગરમાં નિમજ્જન કરી જાય છે. તો કોઇ વખત સુખનો અનુભવ કરવાથી આનંદના મીઠા ઝરણામાં નિમજ્જન કરી જાય છે. મોટા મોટા મુનિજનો પણ મહા કષ્ટે કરીને વશ્ય કરી શકે છે, એવું ચંચળ મન મને ક્યારે વશ્ય થશે? કારણ કે સારાં કે નઠારાં કાર્યો અને ઉચ્ચ કે નીચ કર્મો કરવાં તે સઘળું મનને આધિન છે. કહ્યું છે કેઃ—**મન**

**एव मनुष्याणां कारणं बंध मोक्षयोः॥** એટલે કે સુખદુઃખ-બંધ અને મોક્ષનું કારણ એક આ મનજ છે. મનથી સારાં અને માઠાં કર્મો બંધાય છે, જ્યારે મન શુભ વિચારોમાં પ્રવર્તે છે, ત્યારે સારાં ફળ ઉપાર્જન કરવા લાયક શુભ કૃત્યોમાં મન પ્રેરાય છે, તે વિષે કેશવકૃતિમાં કહ્યું છે કે:—

**મનહર છંદ.**

શરીર સુંદર રથ, ઇંદ્રિયો છે અશ્વરૂપ;
મન સારથીથી ખુબખુબ દોડયો જાય છે;
મન જેમ લઇ જાય તેમ તેના ઘોડા જાય,
મહારાજ જીવ માંહી બેઠા મલકાય છે;
કામકાજ કરવાના મનને આધીન બધા,
મન તારનાર ને બૂડાડનાર થાય છે;
કેશવ કહું શું એજ મન વશ રાખવાથી,
ભાવે ભવસાગરનો પાર ઉતરાય છે, ૧

વળી આપણા શાસ્ત્રમાં મહાવીરવિભુના વખતમાં થયેલા પ્રસન્નચંદ્ર મહારાજા કે જેમણે કાયોત્સર્ગ દશામાં અવસ્થિત રહેતા મનના શુભાશુભ વિમર્શો (વિચારો) થી પહેલી નરકથી માંડી સાતમી નરક સુધીનાં અશુભ કર્મનું ઉપાર્જન કર્યું, તથા પહેલા કલ્પથી સર્વાર્થસિદ્ધ વૈમાન સુધીનાં શુભ કર્મોનું પણ ઉપાર્જન કર્યું. અરે! છેવટ તેજ મનથી દુષ્પ્રાપ્ય એવી કૈવલ્યકમળાનો અમુલ્ય લાભ લઇ ટુંક મુદતમાં અજરામરત્વને પ્રાપ્ત થયા. વગેરે અનેક દાખલાઓ સિદ્ધાંતસાગરમાં આપણા જેવા મોહમુગ્ધ હૃદયોને સમજાવવા વિદ્યમાન વરતે છે. માટે મોક્ષેચ્છુ મહા પુરૂષોએ નિરંતર સ્વકીય મનને શુદ્ધ વિચારોમાંજ પ્રવૃત્ત કરાવવું, કે જેથી આ માનવજીવનનું સાર્થક થઇ શકે.

મન મલીન વિચારોમાં પ્રવેશ કરે છે, ત્યારે તેને જરા પણ ડર રહેતો નથી, મનની ગતિ વિચિત્ર છે. મોટા મોટા સમર્થ પુરૂષો પણ તેથી હારી ગયા છે. વહાણનો સર્વ આધાર સુકાન ઉપર રહેલો છે, તેમ મનુષ્યભવની હારજીતનો સર્વ આધાર મનના પરિણામ ઉપર છે. મનના પરિણામને લેશ્યાના નામથી પણ ઓળખાવેલ છે, એવી લેશા છ પ્રકારની છે, તેનાં નામ કૃષ્ણ, નિલ, કાપુત, તેજુ, પદ્મ અને શુકલ. એ છએનાં લક્ષણો ભિન્નભિન્ન છે, તેમાંની પહેલી ત્રણ લેશ્યા અપ્રશસ્ત એટલે સારી નહિ, અને છેલ્લી ત્રણ પ્રશસ્ત એટલે

સારી સમજવી. જ્યારે આત્મા પહેલી ત્રીકમાં પ્રવેશ કરે છે, ત્યારે મન સ્વપરનું માઠું ચિંતવે છે, અને બીજી ત્રીકમાં પ્રવેશ કરે છે, ત્યારે મનમાં શુભ વિચારો થાય છે. એમ લેશાના પરિણામ અસંખ્ય છે. તેને માટે શ્રી વીરપ્રભુએ ઉતરાધ્યયના ચેત્રીસમા અધ્યયનમાં કહ્યું છે કેઃ—

## ગાથા.

तिविहो नव विहोवा । सत्ताविस विहो एकासीओवा ॥
दुसओ तेया लोवा । लेशाणं होइ परिणामम् ॥ १ ॥

**અર્થાત**—જઘન્ય, મધ્યમ, ને ઉત્કૃષ્ટ એ ત્રણને ત્રણગુણા કરે તે ગુણતાં જે આંક આવે તેના પણ ત્રણગુણા કરવા, એમ ત્રિગુણાત્મક આંકને દરેક વખતે ત્રણગુણા કરતાં લેશાના પરિણામ અનંતા થાય છે, તેનાં પરિણામનો પાર આવતોજ નથી. જે જે દરેક શુભાશુભ કર્મના દળીયા ભેગા થાય છે, તેને મનના પરિણામો નિકાચિતપણે સજ્જડ બનાવી દે છે, પછી તે ભોગવ્યા વિના છૂટકોજ નહિ. જેમ મેદાનમાં કરેલો ધુળનો ઢગલો પવનના ઝપાટાથી ઉડી જાય છે, પણ તેમાં પાણી નાંખી કચરો–ગારો કરેલો હોય, તો તે પવનથી ઉડી શકતો નથી, વળી મન એ સરકારી સ્ટાંપની મોહોરછાપના જેવું છે. સરકારી સ્ટાંપ ઉપર કરેલું ખતપત્ર કદી રદ થતું નથી, પણ એક વાતે એવું સ્ટાંપ ઉપર લખેલું ખતપત્ર પણ જો માલીક તેમાં સહી ન કરે, તો તે ફરી જાય છે, પણ સહીવાળું પત્ર કદી નિષ્ફળ બને જ નહિ. તેમ એક કર્મ મનની મલીનતાપુર્વક અતિ દુષ્ટતાથી કરવામાં આવ્યું હોય તો તે કર્મ ભોગવ્યા વિના છૂટકોજ નહિ. મનમાં અનેક તરંગો વારેવારે ઉપડે છે, અને લય પણ થઇ જાય છે.

## દુહો.

**મનના તરંગો મસ બની, મન મધ્યે સમી જાય;**
**સાગર લહેરો લક્ષ થઇ. સાગર માંય સમાય. ૧**

કંઇ બધા તરંગો ફળીભૂત થતા નથી, તો પણ કોઈ કોઈ વખત તો મનના દુષ્ટ પરિણામથી એવાં તો નિકાચિત કર્મો બંધાય છે કે, તે સહેજ વારમાં અનંતો સંસાર વધારી દે છે. રાજારંક વગેરે સર્વને મન ખૂબ નચાવે છે. તે વિષે સુંદરદાસ કવિયે કહ્યું છે કેઃ—

## મનહર છંદ.

રંકકુ નચાવે અભિલાષ ધન પાવવેકી,
નિશદીન શોચ કરે એસેહી નચતહે;
રાજાકું નચાવે સબ ભૂમિહુકો રાજ લઉં;
ઓરકું નચાવે જોઈ દેહ સુ રચતહે;
દેવતા અસુર સિદ્ધ પન્નગ સકળ લોક,
કિટ પશુપક્ષી કહુ કેસેકુ બચત હે;
સુંદર કહત કાહુ સંતકી કહી ન જાય,
મનકે નચાયે સબ જગત નચત હે. ૧

માટે મન જેમ નચાવે તેમ જગતના જીવો નાચી રહ્યા છે. કોઈ કામને આધીન થઈ વિષય સંબંધી અનેક સંકલ્પવિકલ્પો કરે છે. સામાની ઘાત ચિંતવે છે, તો કોઇ વખત લોભને આધિન થઇ ધન સંબંધી માઠા વિચારો કરે છે, અનેક અવળા ઘાટો ઘડે છે, મનને દોડાદોડ કરાવે છે. એમ ભિન્નભિન્ન વિષયોને આધીન થઇ તે તે સંબંધી મન શુભાશુભ પરિણામો કરે છે, વળી ઘડીકમાં મન હસે છે તો ઘડીકમાં રૂવે છે, ઘડીકમાં ઉત્તર દિશામાં દોડે છે ને ઘડીકમાં પશ્ચિમ દિશામાં દોડે છે, એમ ચોતરફ ભટકે છે પણ તે કયાંઇ જરાએ અટકતું નથી. કહ્યું છે કેઃ—

## કવિત.

કબહુક હસી ઉઠે, કબહુક રોઇ દેત,
કબહુક બકત કહુ, અંત હુ ન લઇએ;
કબહુક ખાઇ ઔ, અઘાત નહિ કાહુ ફરી,
કબહુક કહે મેરે, કછુ નહિ ચાહિયે;
કબહુ આકાશ જાય; કબહુ પાતાળ જાય,
સુંદર કહત તાહીં કેસે કરી ગહિયે;
કબહુક આઈ લગે કબહુક ઉઠ ભગે,
ભૂત જેસે ચિન્હ કરે એસો મન કહીયે. ૧
કબહુક સાધુ હોત કબહુક ચોર હોત,
કબહુક રાજા હોત કબહુક રંક સો;

કબહુક દિન હોત કબહુ ગુમાની હોત,
કબહુક સુધો હોત કબહુક બંક સો;
કબહુક કામી હોત કબહુક યતિ હોત,
કબહુ નિર્મળ લોહ કબહુક પંક સો;
મનકો સ્વરૂપ એસો સુંદર ફટિકજે સો,
કબહુક શુર હોત કબહુ મયંક સો. ૨

એમ ક્ષણે ક્ષણે મન અનેક રંગો કર્યા કરે છે, મનને જીતવું મહાકઠિન કામ છે, મન માર્યું-જીત્યું, તેણે સર્વ જીત્યું એમ સમજવું પણ તે કાંઇ વાતો કરવાથી જીતાતું નથી. કેટલાક જીવો તો માઠા માઠા વિકલ્પોજ કરે છે, તંદુલીઆ મચ્છની જેમ કર્મ બાંધ્યાજ કરેછે. દાખલા તરીકે, જેમ તંદુલ નામનો મચ્છ મોટા મત્સ્યની આંખની પાંપણમાં ઉપજે છે, તેની સ્થિતિ અંતર્મુહુર્તજ છે. પેલો મોટો મચ્છ મોઢામાં પાણી લઇ બહાર કાઢે છે, તેમાં અનેક માંછલાં આવી જાય છે, તે મચ્છ ક્ષુધાતુર હોય તો મોઢું બંધ રાખી પાણી કાઢી નાંખે છે, અને માંછલાંઓ ખાઇ જાય છે પણ ક્ષુધા ન હોય તો તે સર્વને પાણીની સાથેજ કાઢી નાખે છે; ગમતની ખાતર કાયમ એમ કર્યા કરે છે. આ રમત જોઇ પેલો પાંપણમાં બેઠેલો તંદુલ નામનો મચ્છ ચિંતવે છે કે:—અરે આ કેવો મૂર્ખ છે! આવી રીતે બધાં માંછલાંઓને કાઢી શા માટે નાંખે છે? બધાંય પેટમાં રાખી ખાઇ જતો હોય તો કેવું સારૂં! આને ઠેકાણે હું હોત, તો આમાંથી એકને પણ પાછું નીકળવા દઉં નહિ. આ પ્રમાણે મહાઘાતકી પરિણામ ચિંતવે છે, તેને પ્રતાપે તે બે ઘડીનું આયુષ્ય ભોગવી સાતમી નરકમાં તેત્રીશ સાગરને આઉખે જન્મ ધરે છે, અને ત્યાં મહા ભારે દુઃખ પામે છે.

આવી રીતે કેટલાક મનુષ્યો પણ નવરા બેઠાબેઠા અનેક અનર્થકારી અઘટિત ઘાટો ઘડ્યાજ કરે છે. બંધુઓ! જરૂર યાદ રાખજો કે આપણે પણ તંદુલ મચ્છના ભાઇઓજ છીએ, અરે તેથી પણ બુરા છીએ; કેમકે તેણે તો બે ઘડીમાં એક વારજ તેવું કર્મ કર્યું, અને સાતમી નરક મેળવી. પણ આપણે તો મોટા આયુષ્યના ધણી હોવાથી દરેક મુહુર્તે એવાં અને એથી પણ માઠાં સ્વાર્થાંધ બની ઘણાં ઘાતકી કર્મો કર્યા કરીએ છીએ, તો આપણે કેટલી સાતમી નરકો ભોગવવી પડશે? તે જરા આંખો મીંચીને શાન્ત ચિત્તે વિચારજો.

વળી મન છે તો નપુંસક જાતિ, તો પણ તેનું પરાક્રમ ભારે છે; મોટા મોટા ભૂપતિ યતિ વગેરે મહા સમર્થ પુરૂષોને પણ પોતાની ઇચ્છા પ્રમાણે રમાડે છે. પોતે ષંઢ છતાં પાંચ ઇંદ્રિયોનો પતિ છે, તે સર્વે મળી આત્માને અધોગતિમાં ઉતારે છે. આહાહા! મનનું શું ભારે પરાક્રમ? ક્ષણમાં મરી જાય ને ક્ષણમાં જીવતું થાય, ક્ષણમાં આકાશમાં ચાલ્યું જાય ને ક્ષણમાં પાતાળમાં પેસી જાય. રાજાની કે સાધુ મહાત્મા વગેરેની પણ જેને જરાયે બીક નહિ, રાજસભામાંથી પણ દોડી જાય, ધર્મગુરૂની સભાથી પણ ડરે નહિ, ધર્મબોધ સાંભળવા બેઠા હોય તેમાંથી છટકી ઇચ્છાનુકુળ માર્ગે દોડી જાય. સુંદરદાસ કવિએ તે વિષે કહ્યું છે કેઃ—

## મનહર છંદ.

હટકી હટકી મન, રાખત જું છીન છીન,
સટકી સટકી ચહું, ઓર ભગ જાત હે;
લટકી લટકી લલચાય, લાલ બાર બાર,
ગટકી ગટકી કરી, વિષફળ ખાત હે
ઝટકી ઝટકી તાર, તારન કર મહીન,
ભટકી ભટકી કહુ, નેક ન અઘાતુ હે;
પટકી પટકી શિર, સુંદર જયું માની હારી,
ફીટકી ફીટકી જાઈ, સુધો કૌન બાત હે. ૧

એમ ગમે તેટલું તેને કબજે કરવા જાય, તો પણ તે બંધાય નહિ, તે કુમતિને આધીન થઇ ઇચ્છાનુકુલ પાંચ ઇંદ્રિયોનાં વિષયસુખ ભોગવે છે. કુમતિ એ મનની કુલટા સ્ત્રી છે, પણ તેના પ્રપંચી વ્યલીક હાવભાવથી મન તેને દાસની જેમ આધીન થઇ વરતે છે. તેના ઉપર અત્યંત રાગાંધપણાનેલીધે તેમાં હજારો અવગુણ હોવા છતાંપિ ગુણજ માને છે, દુ:ખદાયી છતાં સુખદાયક માનેલી છે. પણ પીંગલાના દોષોનું ભાન રાજર્ષિ ભર્તૃહરિને થયું, તથા જીનરક્ષિતને અને જીનપાલીતને રયણાદેવીના અવગુણોનું ભાન થયું; ત્યારેજ તેના ઉપર અભાવવૃત્તિ થઈ, અને ત્યારેજ તેમણે અંતઃકરણપૂર્વક વૈરાગ્યભાવે તેનો ત્યાગ કર્યો. પણ તેના દોષો—અવગુણોનું ભાન થયું ન હતું, ત્યાં સુધી કેવું તલ્લીનપણું હતું? શ્રીમન્રાજર્ષિ ભર્તૃહરિના સાડી ત્રણ ક્રોડ રોમમાં પીંગલારાણીજ રમી રહેલી હતી, પોતાનું જીવન સ્વર્ગસુખમય

જ જણાતું હતું, મહાત્માનાં વૈરાગી વચનામૃતોને તેઓ હસીજ કાઢતા હતા, સ્ત્રીના અવગુણ ને દોષ વદનારને તેઓ કદા વૈરીજ માનતા હતા.

પણ જ્યારે તેના દોષોનો સાક્ષાત્કાર અને ભાન થયાં ત્યારે "સંસારમાં રહો, સંસારમાં રહો," એ પ્રકારના હજારો પ્રતિબંધ વચનોથી પણ તેઓશ્રી અટકયા કે વાર્યા રહ્યા નહિ. પીંગલાએ અને રયણાદેવીએ ઘણુંએ દીનતાથી સામું જોયું, તો પણ તેના હાવભાવમાં મોહ્યાજ નહિ. તેમ કુમતિરૂપ કુલટાને મને સતી પદ્મીની તથા સુખકારી સ્ત્રી માનેલી છે, ત્યાં સુધી તેને ભલે ગમે તેટલું કહેવામાં આવે, કુમતિના હજારો અવગુણ ગાવામાં આવે, તો પણ જરાએ કુમતિ ઉપર અભાવ કે તિરસ્કાર થતો નથી, અને કુમતિના અવગુણ ગાનાર સાધુ મહાત્મા તથા સજ્જન પુરૂષોને તે પોતાના દુશ્મન માને છે. પણ તેના દોષોનું સાક્ષાત્કાર ભાન થાય છે, ત્યારેજ તે કુમતિ ઉપર ખરેખર અભાવ લાવી વૈરાગ્યથી પ્રેમપૂર્વક તેને તૃણની પેઠે તજી દે છે.

સઘળો આધાર મન ઉપરજ છે, મનથી હારવાનું અને મનથી જ જીતવાનું છે. એક મન વશ્ય થયું એટલે સઘળું વશ્ય થયું સમજવું. જેમ એક રાજાને વશ્ય કર્યો, એટલે સર્વ લશ્કર જીતાયુંજ જાણવું. માટે હે વિવેકી આત્મબંધુઓ! એવા પરવશ વિકળ મનને આધિન નહિ થતાં તેને નિયમમાં રાખજો, તેના ઉપર વિશ્વાસ લાવી તેના કહ્યા પ્રમાણે વર્તશો તો જરૂર તે અટંકી ઘોડો વિકટ અટવીમાં લેઇ જઇ ઉંડી ખાડમાં ફેંકી દેશે, પછી પૂર્ણ પસ્તાવો થશે, શ્રીઅષ્ટાવક્રગીતામાં કહ્યું છે કેઃ—

मा संकल्पविकल्पाभ्यां । चित्तं क्षोभय चिन्मय ! ॥
उपशान्तः सुखं तिष्ठ । स्वात्मन्यानंद विग्रहे ॥ १ ॥
वासना एव संसारे । इति सर्वा विमुंचताः ॥
ते त्यागो वासना त्यागात् । स्थितिरेषा यथातथा॥२॥

અર્થાત્—હે શુદ્ધાત્મા! નાના પ્રકારના અશુભ સંકલ્પવિકલ્પોથી ચિત્તને સંક્ષોભિત કરીશ નહિ—ખળભળાવીશ નહિ. પણ આત્મિક આનંદમાં શાન્ત થઈ સુખપૂર્વક રહેજે, કારણ કે વાસના એજ સંસાર છે, એટલા માટે સર્વ વાસનાઓનો ત્યાગ કરી દેજે. વાસનાના ત્યાગથીજ સર્વ સંસારનો ત્યાગ થશે; આ પ્રમાણે સ્થિતિ છે. પોતાના

મનને કાબુમાં-નિયમમાં રાખે છે, તેઓ પરમસુખને પામે છે. હવે તેના ઉપર અભયકુમારનું દૃષ્ટાંત કહે છેઃ—

## (૧૬) બુદ્ધિનિધાન અભયકુમારની ધર્મભાવનાની કથા.

રાજગ્રહીનગરીમાં શ્રેણીકરાજાના પાટવીકુમાર શ્રીઅભયકુમાર નામે હતા, તેનામાં બુદ્ધિબળ ઘણું હતું, તેઓ રાજનું પ્રધાનપણું પણ કરતા હતા. તે પ્રધાનપદવી તેમણે પોતાની ચતુરાઈ અને બહાદુરીથી મેળવી હતી. તે ચાર બુદ્ધિનો તો નિધાન હતો, ચોસઠ કળાનો જાણુ હતો, બે દેશના રાજ્યનો ભાર તેને પોતાને શિર હતો. ખરેખર પ્રધાનપણું એ વિકટમાં વિકટ પદ છે, કારણુ કે તેને તો રાજાના ને રૈયતના એમ બન્નેનાં મન જાળવી કામ કરવાનું હોય છે. જે એક તરફનો પક્ષપાત કરે છે, તે વહેલો માર્યો જાય છે. કહ્યું છે કેઃ—

**नरपतिहितकर्ता द्वेष्यतां याति लोके।**
**जनपदहितकर्ता त्यज्यते पार्थिवेन्द्र ॥**
**इति महति विरोधे वर्तमानेऽसमाने।**
**नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता ॥ १ ॥**

**અર્થાત્**—પ્રધાન કેવળ નરપતિનુંજ હિત કરવા તૈયાર થાય, તો પ્રજાવર્ગમાં બળવો જાગે, ને મોટું તોફાન ઉભું થાય; અને પ્રધાનને નુકશાન પહોંચે. અને કેવળ પ્રજાનુંજ હિતકર્વા હોય, તો રાજા તરફથી પદભ્રષ્ટ થવાનો વખત આવે. માટે એવા બન્ને મોટા વિરોધ વચ્ચે રહીને જે પ્રધાન હિતકારી કામ કરે છે, તે ઉત્તમ છે; પણ તેવા પ્રધાન મળવા દુર્લભ હોય છે. કારણુ કે રાજાનો પક્ષપાત કરવાથી પ્રજાવર્ગમાં જે ક્લેશાગ્નિનો-બેદિલીનો દાવાનળ સળગે છે, તે ઘણું નુકશાન કર્યા વિના ઓલાતો નથી, કહ્યું છે કેઃ—

**प्रजापीडन संतापात् । समुद्भूतो हुताशनः ॥**
**राज्ञः कुलंश्रियंप्राणान् । नादग्ध्वा विनिवर्तते ॥१॥**

**અર્થાત્**—પ્રજાને પીડવાના સંતાપથી ઉત્પન્ન થઈ સળગેલો અગ્નિ રાજાના રાજ્યને, કુલને, પ્રાણુને, લક્ષ્મીને, એમ સર્વને બાળી નાંખે છે, માટે પ્રધાનપણું કરવું એ ઘણી ચતુરાઇનું કામ છે.

અભયકુમાર પણુ એવોજ મહાચતુર અને ઘણો વિચક્ષણુ નર હતો, તેનાં પ્રત્યક્ષ પુરાવા એ છે કે તેણે પોતાની કારકીર્દીમાં ઘણી

ઘણી અવનવી ગુચવાડા ભરી આંટી ઘુંટીઓ ઉકેલી છે, અને તેથીજ બે-સતા વર્ષને દિવસે, વેપારીવર્ગ પણ પોતાના ચોપડામાં શારદાપૂજનના સમયે "શ્રી અભયકુમારની બુદ્ધિ હજો." એમ લખે છે. એવા અભયકુમારને રાજ્યનો સર્વ ભાર પોતાને શીર હોવા છતાં ધર્મપ્રત્યે પણ તે પુરી લાગણીવાળો હતો, હમેશાં વહેલા ઉઠી એકાગ્ર શુદ્ધ વૃત્તિથી સામાયક કર્યા પછીજ વ્યાવહારિક કાર્યોમાં દોરાતો હતો, સામાયકના વખતમાં પોતાનું મન વિશુદ્ધ રાખતો હતો, સંસારી રાજ્યખટપટથી મનને દુર રાખતો ને આત્મચિંતનમાંજ તે કાળ વ્યતિત કરતો હતો. સોનું હોય છે તેની કસોટી પણ થાય છે, વિદ્યાવાળા હોય છે, તેની વિદ્યાની પરીક્ષા લેનાર પણ મળે છે; તેમ જ્યાં ધર્મટેક છે, ત્યાં હૃદયને હચમચાવનાર–ડોલાવનાર પ્રસંગો પણ આવે છે. તેવા વખતે જ સત્યાસત્યનો વિવેક જણાઇ આવે છે. શ્રીઅભયકુમારને પણ એક વખત તેવો કસોટીનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો.

તે સામાયક કરીને બેસતા અને પોતાના શુભ ધ્યાનમાં મગ્ન રહેતા, ત્યારે તેમનો એક મશ્કરો મિત્ર આવી કુમારને ધાર્મિકક્રિયામાં તલ્લીન થયેલા જોઈ બોલ્યો કેઃ–વાહ વાહ! કેવા ઠગ ભગત થઇને બેઠા છે, અત્યારે તો બગભગતની પેઠે શાંત થઇને બેસો છો, પણ જ્યારે ન્યાયમંદિર ( કોર્ટ ) માં જઈ ન્યાયાસન શોભાવો છો, ત્યારે તો બિચારા ગરીબગુરબા વગેરે કંઇકિનું સત્યાનાશ કાઢી નાંખો છો, માટે તમે તો ખરેખર પ્રપંચનાજ પુતળા છો, મનમાં તો કંઇકિ ગડભાંગ ને ધમપછાડ કરતા હશો, હજારો વિચારોને દોડાદોડ કરાવતા હશો. જેમકે આજે તો ફલાણાને તો દેશનિકાલ કરવો છે; વગેરે અનેક ઘડીએઘડીએ અઘટ ઘાટો ઘડાતા હશે, અને ઉપરથી તો સામાયક કરી મુહપતિ બાંધી મોઢું બંધ રાખ્યું છે, માટે રાજેશ્રી તમે તો ખરા દગલબાજ છો! કહ્યું છે કેઃ—

**દોહરો—નમણ નમણ સહુકો નમે, અતિ નમે વિતાણ;**
**દગલબાજ દોઢા નમે, ચિત્તા ચોર કમાન.**

મતલબ કે, નમન તો સહુ કરે પણ દગલબાજ હોય તે દોઢો નમે છે, ચિત્તો વાઘ, ચોર અને કમાન એ ત્રણે બહુ વાંકા વળે છે, તે સામાને પગે લાગવા માટે નહિ; પણ પ્રાણ લેવા માટેજ નમે છે.

તેમ પ્રપંચી લોક બહુ ધર્મધ્યાન કરે છે, નમ્રતા રાખે છે, મીઠું

મીઠું બોલે છે, સર્વનો વિનય કરે છે; એ સર્વ આત્માને માટે નહિ, પણ ઉત્તમપણાનો ડોળ બતાવી સ્વાર્થ સાધવાને માટેજ કરે છે.

દુહો—કુલતા હોય સુલક્ષણા, વેશ્યા હોય સલજ્જ;
ખારાં પાણી નિર્મળાં, એ ત્રણે કાજ અકજ. ૧

માટે 'ઉપરથી તો અચ્છી બની પણ ભીંતરકી જાણે રામ.' એ માફક તમો છો. માફ કરજો સાહેબ! મારા ઉપર પણ આજ તો મન ગુસ્સે થયું હશે, માટે માફી માગું છું; એ પ્રમાણે કહી ચાલતો થયો. આ કટુક્તિથી–કટાક્ષોથી સામાયકમાં અભયકુમારનું મન જરા પણ ડર્યું કે રોષાધિન બન્યું નહિ. અને તેણે એમજ માન્યું કેઃ—

દોહરા.

**જાકી જીતની બુદ્ધ હે, તિતનો દેત બતાય;**
**વાકો બુરો ન માનીએ, લેનેકો કહાં જાય? ૧**
**વખાણે કે નિંદા કરે, વધે ઘટે નહિ વાલ;**
**ઉપજે કિમત એટલી, જેમાં જેટલો માલ. ૨**

વળી ઉત્તમ પુરૂષો સામાનાં કઠોર વચનોને નહિ ગણકારતાં સદા મનમાં માને છે કેઃ—

**માલિની વૃત.**

**ददतु ददतु गाली गालीमंतो भवंतो ।**
**वयमपि तदभावाद् गालीदानेऽसमर्थाः ॥**
**जगति विदित मेतद् दीयते विद्यमानं ।**
**नहि शशक विषाणं कोऽपि कस्मै ददाति ॥१॥**

**અર્થાત્**—ગાળોના દેનારા હે દુર્જન મનુષ્યો! ભલે ગાળો દીધાજ કરો, ભલે ગમે તેટલી દીયો, પણ અમો તમોને એક પણ ગાલ દેવા અસમર્થ છીએ. કારણ કે અમારી પાસે એવી ગાળોનો અભાવ છે–એટલે છતમાં છેજ નહિ, તો તમોને ક્યાંથી આપીએ? જગતમાં પણ તમો જાણો છો કે, જે જેની પાસે હોય, તે સામાને આપી શકે, પણ સસલાનું શીંગડું કોઈ પણ કોઈને દેતો નથી.

આ પ્રમાણે શ્રીઅભયકુમારે આત્માને સમભાવમાં રાખ્યો, અને મનથી એમ પણ ન ચિંતવ્યું કેઃ- ઠીક છે, હમણાં તો હું વ્રતમાં છું પણ પછી તારી વાત છે. 'આખા દિવસમાં તેનો ઘણી વાર ભેટો થવા

છતાં જરા પણ ઠપકો સરખો આપ્યો નહિ, પણ પેલા મશ્કરા મિત્રે તો રોજનો એ ધંધોજ માંડયો. સામાયકના ટાઇમિમાંજ રોજ મશ્કરી કરે, અને હસતો હસતો ચાલ્યો જાય. આથી એક વખત શ્રીઅભયકુમારે વિચાર્યું કેઃ—આનાં વચનોથી મને કાંઈ કંટાળો કે દ્વેષ તો નથી, પણ એની આ કુટેવ માટે મારે તેને કાંઈક ઉપદેશ તો જરૂર દેવોજ જોઇએ, એમ ધારી સિપાઇ પાસે તેને ગુન્હેગારની પેઠે પકડી મંગાવ્યો; અને કહ્યું કેઃ—જાઓ એને ફાંસીયે ચડાવી દો! આ હુકમથી તો તે મશ્કરો મિત્ર ઘણો ગભરાયો ને રોવા લાગ્યો, અને નમી પ્રણીપાત કરી પોતાના અપરાધની નમ્રતાપૂર્વક માફી માગવા લાગ્યો. હવે કોઇ વખત આમ નહિ કરૂં, મને ખબર નહિ કે ઓચિંતો હું આમ દુઃખ ભાર તળે દબાઇશ; હવે તો કૃપા કરી કોઇ પણ પ્રકારે બચવાનો ઉપાય બતાવો રે બતાવો, હવે ભૂલ નહિ કરૂં. એમ ઘણું કલ્પાંત કરી આજીજી કરવા લાગ્યો. ત્યારે અભયકુમારે દયા લાવી બચવાનો ઉપાય તેને કહ્યો કેઃ—કાંઠા સુધી તેલની થાળી ભરી આખી રાજગ્રહી નગરીમાં ચોરાશી ચૌટે ફર અને એક પણ તેલનું ટીંપું હેઠું ન પડે તો બચાવું, અને જો એક પણ છાંટો હેઠો પડે તો ત્યાંને ત્યાંજ મારા ખુલ્લી તલવાર સાથે રહેલા સોળ સિપાઇઓ તને ઠાર મારી નાંખે; આ પ્રમાણે બચવાનો ઉપાય છે, કબુલ હોય તો તૈયાર થા, નહિ તો તારે માટે ફાંસીનો હુકમ તો થયેલોજ છે, માટે તને જે ગમે તે હુકમ ઉઠાવ, એમાં સારૂં તે તારૂં.

મરણુ તરણને શીખવે છે, અતિ કઠિન કાર્ય છતાં જીવતા રહેવાની ગરજે તેલની થાળી હાથમાં લઈ ચાલ્યો, તેની સાથે ચોતરફ ખુલ્લે ખડગે ચાર ચાર સિપાઇઓ ચાલ્યા. છાંટો પડે તો ઠાર મારજો એમ તેના દેખતાં તો કહ્યું, પણ ગુપ્તપણે સિપાઇઓને મારવાની ના કહી દીધી હતી, પણ જાહેરપણે ખુબ ધમકી બતાવી કે જો આના હાથમાંથી છાંટો પડવા છતાં નહિ મારો તો મારા પાકા ગુન્હેગાર બનશો. પછી તે થાળી લઈ ચાલ્યો, માથે ચોતરફ ખુલ્લી તલવારો સોળ ઝઝુમી રહેલી હતી, માથે મરણની બીક પુરી હોવાથી તેલની થાળીમાંથી મનને તથા દૃષ્ટિને જરા પણ કાંઇ બહાર જવા દેતોજ ન હતો.

પોતાના મિત્રને આ પ્રમાણે ડર દેખાડી નગરમાં ફરવા મોકલ્યો તે વખતે અભયકુમારે નગરમાં ઠેકાણે ઠેકાણે જોવા લાયક અદ્ભુત શોભા કરાવી હતી. તેનું આ ફરવા જનાર થાળીવાળા સખસને કશું

પણ ભાન ન હતું, તેણે તો પોતાના બચાવ માટે થાલીમાંથી એક પણ ટીંપું ન પડવા દેવામાં પુરી કાળજી રાખી હતી અને દૃષ્ટિ તથા મન થાલીના કાંઠા ઉપરજ રમતાં હતાં; એમ આખો દિવસ નગરમાં ફરી આવ્યો પણ એક છાંટો સરખોયે પડવા દીધો નહિ. પછી અભયકુમારે પૂછ્યું કેઃ–તેં આજ નગરમાં શું શું જોયું? ત્યારે તેણે કહ્યું કેઃ–અરે માબાપ હું તે મારૂં કરૂં કે નગરની રચના જોઉં? નગર ઉજાડ છે કે વસ્તીવાળું છે તેની પણ મને જરાયે ખબર નથી. માથે સોળ ખુલ્લી તલવારો ઝઝુમી રહેલી હોવાથી મરણને અને મારે ચાર તસુનું પણ વેગળું ન હતું, માટે મેં તો મારી દૃષ્ટિ અને મનને કાંઠાની અંદરજ રાખ્યાં હતા, પછી અભયકુમારે તેને નગરરચના જોવા મોકલ્યો, અદ્‌ભૂત રચના જોઇ તે ઘણોજ ખુશી થયો અને અભયકુમાર પાસે આવી શહેરની ભારે શોભાનાં બહુ બહુ વખાણ કર્યાં. ત્યારે અભયકુમારે કહ્યું કેઃ–"ભાઇ સાંભળ! આ બનાવથી મારે તને બહુ બોધ દેવાનો છે, આ બનાવ મેં તારા ઉપર વેરભાવને લીધે કર્યો નથી પણ મિત્રભાવથીજ કર્યો છે. હું જ્યારે સામાયક વ્રતમાં બેસું છું, ત્યારે વ્યવહારની દરેક ખટપટ હૃદયથી દૂર કરૂં છું, કદાચ મન ઉન્માર્ગમાં જાય તો જ્ઞાનથી પાછું વાળું છું, અને એ વખતે ઉપશમ રસથી મનને એમજ સમજાવું છું કેઃ–તું સર્વથી ન્યારૂં છું, તારે ને સંસારને કશોએ સંબંધ નથી. એ પ્રમાણે મનને અનિત્યભાવના વગેરે બાર ભાવનાઓમાં રાખું છું. તથા મૈત્રીભાવના, પ્રમોદભાવના, કરૂણાભાવના અને ચોથી માધ્યસ્થભાવના; એ ચાર ભાવનાઓવડે આત્માને શાન્તિભવનમાં વસાવું છું; એ પ્રમાણે મનને નિયમમાં રાખુ છું." મન તો અતિ ચપળ વેગવાન ઘોડો છે,તે મોટા મોટા જ્ઞાનીઓથી પણ પકડાતો નથી પણ જ્ઞાનરૂપી ચાબુકથી પાછો વાળે છે અને અજ્ઞાની મનુષ્યો મનરૂપ ઘોડાને જેમ દોડે તેમ દોડવા દે છે; એટલોજ તે બે વચ્ચે ફેર છે. શ્રી ઉત્તરાધ્યયનના ત્રેવીસમા અધ્યયનમાં શ્રી ગૌતમસ્વામીને શ્રીકેશીસ્વામીએ પૂછ્યું છે કેઃ—

## ગાથાઓ.

" અયં સાહસિઓ ભીમો । દુટ્ઠ સો પરિ ધાવઇ ॥
જંસી ગોયમ આરુઢો । કહં તેણ ન હીરસી ॥ ૧ ॥
પહાવંતં નિગિન્હામિ । સુયરસી સમાહિયમ્ ॥
ન મે ગચ્છઇ ઉમગ્ગં । મગ્ગં ચ પડિવજ્જઇ ॥ ૨ ॥

આસેય દહકે હ્રુત્તે । કેસી ગોયમ મબ્બવી ॥
કેસો મેવ બ્રુવંતં તુ । ગોયમો ઇણ મબ્બવી ॥ ૩ ॥
મણો સાહસીઓ ભીમો । દુટ્ઠ સો પરિધાવઇ ॥
તં સમં તુ નિગિન્હામિ । ધમ્મ સિખાઇ કંથ ગમ્ ॥૪॥
સાહુ ગોયમ પન્નાતે । છિન્નો મેસંસયો ઇમો ॥
અન્નોવિ સંસયો મજ્જં । તં મે કહસુ ગોયમા ॥૫॥

શ્રીકેશીસ્વામીએ ગૌતમસ્વામીને પુછ્યું કેઃ-તમારો ઘોડો ઉન્માર્ગમાં જાય છે? ઉત્તરમાં કહ્યું હા જાય છે, પણ ચાબુકથી અટકાવી પાછો વાળું છું. ત્યારે ફરી પૂછ્યું કેઃ-ઉન્માર્ગ તે કયો? અને ચાબુક તે શું? તેના ઉત્તરમાં ગૌતમગુરૂએ કહ્યું કેઃ-મન અશ્વ અને અજ્ઞાન તે ઉન્માર્ગ છે, જ્ઞાનરૂપ ચાબુકથી મન અશ્વને હું રોકું છું. મતલબ કે, તેવી રીતે હું રાજકાજમાં પ્રવેશ કરૂં છું, ત્યારે ન્યાય મુજબ સર્વ કાર્ય કરૂં છું. ખરેખર જો ન્યાય પ્રમાણે ગુન્હેગારને શિક્ષા કરવામાં ન આવે તો તેથી અનેક ગુન્હા ઉભા થવાનો પ્રસંગ આવે છે. કહ્યુંછે કેઃ-

क्षमा शत्रु मित्रेच । यतीना मेव भूषणम् ॥
अपराधीसु सत्वेषु । नृपाणा मेव दूषणम् ॥ १ ॥

અર્થાત્—શત્રુ અને મિત્ર પ્રત્યે સાધુ પુરૂષોએ કરેલી ક્ષમા, તે એક અમૂલ્ય આભૂષણરૂપ ગણાય છે અને અપરાધી ગુન્હેગાર મનુષ્યો પ્રત્યે રાજાએ કરેલી ક્ષમા દૂષણરૂપ નીવડે છે, માટે મનને સન્માર્ગમાં રોકી વિવેકથી ન્યાયપૂર્વક વર્તવું, ધર્મધ્યાનમાં મનને એકાગ્ર કરવું તે ન્યાય છે. આ પ્રકારે શ્રીઅભયકુમારે પોતાના મિત્રને ઉપદેશ આપી સમજાવ્યો તેથી બહુ ખુશી થયો અને પોતાની ગેરસમજ માટે અને થયેલી ભૂલ માટે તે પશ્ચાતાપ કરવા લાગ્યો. કહેવાની મતલબ એ છે કે ચંચળ ચિત્તને પાપના પંથમાં જતું અટકાવીને જ્ઞાનમાર્ગમાં દોરવું કે જેથી આ અમૂલ્ય માનવજીવનનું સાર્થક થાય અને શ્રી અક્ષય મોક્ષલક્ષ્મીને પ્રાપ્ત કરી અજરામરત્વને પામી શકાય. (૧૮)



नेत्रानंदकराः सुपुत्र निकराः सन्तीह लोके मम ।
यद्वाचारु कलत्र मित्र निवहाः कार्याकुलाः किंकराः ॥
सस्यं वित्तमतुल्य वैभवकरं चेतोहरं मंदिरं ।

त्यक्त्वाऽत्राखिलमेव गच्छतिजनो नोवेत्ति मूढःपरम् ॥१९॥



**અર્થ**—આ લોકમાં મારે નેત્રને આનંદ પમાડનારા સુપુત્રો ઘણા છે અને સુંદર સુંદરીઓ તથા મિત્રો અને કાર્યમાં અનુકુળ આજ્ઞાકારી નોકરો પણ ઘણા છે, ધાન્ય અને અતુલ્ય વૈભવને આપનારી લક્ષ્મી તથા રહેવાને માટે મનોહર સુંદર મંદિરો પણ મારે છે; એવું લોકો સમજે છે ખરા, પણ ઉપલી સર્વે સુખકર વસ્તુઓ અત્રેજ મુકીને જવું છે, એવું મૂઢ લોકો સમજતા નથી.

**ભાવાર્થ**—કોઇ એક સંસારી પ્રાણી સુખમાં આસક્ત અને મોહમુગ્ધ બની બોલે છે કેઃ—નેત્રને આનંદકારી ઉત્તમ પુત્રો મારે છે તથા સુંદર સુંદરીઓના વૈભવો પણ મારે છે તથા નિરંતર સેવાને વિષે અનુરક્ત એવા સેંકડો પરિચારકો ( નોકરો ) પણ મારે છે તથા ચોવીસ જાતનાં ધાન્યની રાશીઓ પણ મારે છે, અનેક પ્રકારનાં મનોવાંચ્છિત વૈભવને આપનારૂં તથા સર્વના ચિત્તને હરણ કરનારૂં અગણિત ધન પણ મારે છે, એટલે મારા ઘરમાં લક્ષ્મી પણ ઘણી છે, વળી રહેવાને માટે વિવિધ જાતિના સુંદર મહેલો પણ મારે છે. આ પ્રમાણે મોહમુગ્ધ જીવો સદા મોજ માની રહ્યા છે. પરંતુ કામભોગમાં અત્યંત આસક્ત તથા મોહરૂપી અજ્ઞાનતિમિરથી અંધ બનેલો અને મોહમાં મુગ્ધ થયેલો મૂઢ માણસ એટલું પણ મનમાં નથી વિચારતો કે આ ઉપર કહેલું સઘળું તો અહીંજ મુકીને મનુષ્યો પરલોકમાં જાય છે, તેમ મારે પણ અવશ્ય જવાનું છે; મતલબ કે મનુષ્ય જીંદગી મેળવી તેણે પુણ્યપાપનો સંચય કર્યો હોય છે તેજ સાથે આવે છે બાકી તમામ અત્રેજ પડયું રહેશે. માટે મુમુક્ષુજનોએ અસંત કામભોગમાંથી આસક્તિ છોડી દઇને ધર્મનોજ સંચય કરવો ઘટે છે. કારણ કે આજ જીવાત્મા ચાર ગતિ ચોવીસ દંડક અને ચોરાસી લાખ જીવયોનીમાં એક ધર્મ વિનાજ અનંતકાળ થયાં પરિભ્રમણ કર્યાકરે છે, માટે આ અમૂલ્ય મનુષ્યપણું પામી મોહમાં મુગ્ધ નહિ બનતાં કાંઈ પણ જીવનસાફલ્ય માટે આત્મસાર્થક કરવું ઘટારત છે.

આ સંસાર એવો તો વિચિત્ર છે કે, એક ક્ષણમાં હર્ષ અને આનંદ તો બીજી ક્ષણે ખેદકારી પ્રસંગ નજરે પડે છે. કહ્યું છે કેઃ—

**क्वचिद्वीणावादः क्वचिदपि च हाहेति रुदितं ।**
**क्वचिन्नारी रम्या क्वचिदपि च जरा जर्जर वपुः ॥**
**क्वचिद्विद्वद्गोष्ठी क्वचिदपि सुरामत्तकलहो ।**
**न जाने संसारः किममृतमयः किं विषमयः ? ॥ १ ॥**

**અર્થાત્**—આ સંસારમાં કોઈ ઠેકાણે તો અનેક પ્રકારના સુંદર વીણાના શબ્દો ગાજી રહેલા છે, તો કોઈ સ્થળે હાય હાય! અરે રે! મરી ગયા! ગજબ થઇ ગયો! વગેરે પ્રકારના ભયંકર અને અત્યંત દયાજનક શબ્દો થઇ રહ્યા છે. કોઇ સ્થળે રમ્ય સુંદરીઓનાં મંડળો તો કોઈ સ્થળે જરા–ઘડપણથી જીર્ણ બનેલા શરીરવાળા વૃદ્ધો જોવામાં આવે છે. કોઇ સ્થળે વિદ્વાન પંડિતોની જ્ઞાનગોષ્ઠી તો કોઇ સ્થળે મોહમદિરાથી મત્ત બનેલા મૂર્ખમંડળોમાં થતો ક્લેશકંકાસ જોવામાં આવે છે તો આ સંસાર તે ખરેખર અમૃતમય છે કે વિષમય છે? તે કાંઇ સમજાતું નથી. મતલબ એવી છે કે બારીકીથી નજર કરતાં આ સંસાર કેવળ દુઃખમયજ છે, છતાં પણ તેને સુખરૂપ માની તેમાં મોહમુગ્ધ મનુષ્યો રચીપચી રહેલા છે–એ મોટું આશ્ચર્ય છે!

તથા આવા ક્ષણીક પદાર્થોને સત્ય માની તેને મેળવવી માટે સતત પ્રયાસો કરી રહેલા છે, પણ એટલું તો વિચારતા નથી કેઃ—

**को देशः कानि मित्राणि । कः काल को व्ययागमौ ॥**
**कश्चाहं का च मे कांता । हीति चिंत्यं मुहुर्मुहुः ॥१॥**

**અર્થાત્**—આત્માનો દેશ કોણ? મિત્રો કોણ? કાળ કયો? વળી આવકજાવક કેટલી છે? આત્માની સ્ત્રી કયી? એ પ્રમાણે અહર્નિશ ઉત્તમજનોએ વિચારવું જોઇયે. અર્થાત્ આ આત્માનું જગતમાં કાંઇ નથી, જે દેખાય છે તે પૌદગલિક પદાર્થો છે, તેની સાથે આ આત્માને કશો સંબંધ નથી છતાં અજ્ઞાનતાને લીધે શરીર વગેરે પુત્રકલત્ર ધનમાલ આદિ સર્વ મારૂં છે, અને હું તેનો છું; એવી મિથ્યા ભ્રાંતિ થાય છે આ મારી સ્ત્રી, આ મારો પુત્ર, આ મારૂં ધન, આ મારૂં ધામ–ઘર, એટલે જેની સાથે કશોયે સંબંધ નહિ છતાં તેને મારાં અને સાચાં જાણી તથા માની વળગ્યો રહ્યો, પણ હે પામરે આત્મા!

## શાર્દુલવિક્રીડિતવૃત,

શી તારી ગતિ મંદ આ શિથિલતા મારી ગઇ છે મતિ,
ધાર્યું ધૂળ થશે સહી પલકમાં શક્તિ કરો ને છતિ;
પારાધી કદી આવીને પકડશે, સંતાય ક્યાં સોડમાં,
જાગી જો નર મોહજાળ સઘળી તૈયાર થા તોડવા. ૧
ગાઢા બંધનપાશમાં ફસી પડ્યો ઉપાય શોધી કરો,
છુટો છુટી શકાય તો કળબળે છુટે થકિ છુટકો;
બાજી છે હજી હાથ ઉઠ મુરખા ખામી પડી ખોળવા,
જાગી જો નર મોહજાળ સઘળી તૈયાર થા તોડવા. ૨

માટે હે જીવાત્મા તારી મતિ કેમ મારી ગઈ છે? જેને તું કાન્તા માને છે તે તારી અનંતીવાર માતા પણ થયેલી છે, તું તેના પુત્રપણે પણ અવતર્યો છે. વળી અનંતવાર તું પિતાપણે અવતર્યો છું, અને સ્ત્રીપણે પણ અવતર્યો છું; એમ અનંત અનંત સગપણો એક બીજાની સાથે આ જીવાત્મા કરી આવેલો છે. આ જન્મમાં ભેગું થયેલું કુટુંબ કાંઈ પહેલવહેલુંજ મળ્યું છે એમ નથી, જેમ એક વૃક્ષ ઉપર રાત્રીએ ભિન્નભિન્ન જાતિનાં પક્ષીઓ આવીને મળે છે અને આખી રાત્રી સર્વ અન્યોઅન્ય આનંદ કરે છે, પણ પ્રાતઃકાળ થયો કે તુરત જ સઉસઉની ઇચ્છા મુજબ ભિન્નભિન્ન દિશામાં પ્રયાણ કરી જાય છે. તેમ આ જીવરૂપી પંખી મનુષ્યદેહરૂપી વૃક્ષ ઉપર માળો બાંધી રહ્યો છે તે ઓચિંતો ચાલ્યો જશે. કારણ કે માથે કાળરૂપી સીંચાણો પકડવાને તાકી રહ્યો છે, તે ઓચિંતો આવી પકડે છે ત્યારે માળો તો અત્રેજ પડ્યો રહે છે. તેમ મનુષ્યોએ મેળવેલો ઘરરૂપી માળો, પુત્ર, મિત્ર, કલત્ર (સ્ત્રી) ધનધામ વગેરે સર્વ અત્રેજ મુકીને એકલો આવ્યો તેવોજ ચાલ્યો જશે, અરે આવ્યો ત્યારે તો મુઠી બાંધી-બાંડેલી હોવાથી કાંઈ પુણ્યભાતુ સંઘાતે લાવ્યો હતો પણ જતી વખતે તો ખુલ્લા હાથ મુકી દુનિયાને ઉત્તમ ઉપદેશનું દર્શન કરાવતો ખાલી હાથે જ જાય છે. ખુલ્લા હસ્ત મુકી દુનિયાને એવો ઉપદેશ દે છે કે, જેમ હું સર્વ સંપત્તિ અત્રેજ મુકીને જાઉં છું તેમ સર્વને માટે આજ રસ્તો છે. ગમે તેવો ગૃહસ્થ હોય, તો પણ અંત સમયે તેના નસીબમાં તો ચાર નાળીએર, ધોળું સાદું કપડું અને ફુટલી હાંડલી. એજ તેને સાહિબીમાં દેખાડવાનું છે. બાકી તો સર્વ પેટી પટારે તાળાં દેવાશે, વહાલામાં વહાલી તારી પ્રાણપ્રિયા સ્ત્રી તેં માની હતી, તેને માટે અ-

નેક કુકર્મો પણ કર્યાં હતાં, અને અનેકની સાથે ભયંકર વેરઝેરનાં વૃક્ષો વાવ્યાં હતાં, વળી જેને માટે મહાન ઉપકારી તીર્થરૂપ માતાપિતાને પણ જુદાં પાડયાં હતાં; તે વ્હાલી સ્ત્રી તો હે ચેતન! તારી ઘરની ખડકી સુધીજ વળાવવા આવવાની છે, પછી તો વનનાં લાકડાંની સાથેજ બળવાનું છે. વહાલાં તો ખરાં વનનાં લાકડાં કે છેવટે સાથે બળવાને તૈયાર થાય છે. બાકીનો સર્વ સમાજ તો એ ઘડી હાહો વગેરે શબ્દોચ્ચાર કરી સ્નાન મંજન કરી ઓહો કરતો સઉસઉને સ્થાને ચાલ્યો જશે. દશમે દહાડે તો તારૂં નામ લઇ લાડુનાં ભોજનો જમશે, વિવિધ મિષ્ટાન ઉડાવશે. બારમું તેરમું માસીઓ છમાસી અને વર્ષી ગઈ એટલે બસ થઇ રહ્યું. હવે તને કોઈ સંભારે કે કારવે. પછી તો પોતાની સ્ત્રી પણ જો કુલીન—સારી હોય, લાજ આબરૂવાળી હોય તો ઠીક, નહિ તો તે પણ બીજા પતિને વરે! અરે જાણે જન્મ્યોજ નહોતો, એવોજ દેખાવ થઈ ગયો. તો હે ચેતન પંખી! હે પ્યારા પ્રાણરૂપ પોપટ! જરા નીચેની સુબોધક ગજલ વાંચ—અને હૃદયમાં જ્ઞાનદીપક પ્રકટ કર.

## ગઝલ.

ગગનગામી અરે પોપટ, પડયો તું પીંજરા માંહી;
નથી આ પીંજરૂં તારૂં, મિથ્યા તું માન માં મારૂં. ૧
ઉડી જાવું ગગન પંથે, તજી આ પીંજરૂં તારૂં;
રમા રામા વિષે રાતો, રહ્યો મદમોહમાં માતો. ૨
ન શોધી તત્વની કુંચી, ગયો આ કીચમાં ખુંચી;
તજી નીર શુભ ગંગાનું, પીયે જળ કેમરે ખારૂં? ૩
મુકી કેસર કસ્તુરી, રહ્યો કીચકમાં વળગી;
વિચારો ચિત્તમાં વ્હાલા, ઠગાઓ ન ઠાઠમાં ઠાલા. ૪
બિનયમુનિ વિવેકેથી, વિચારો દૃષ્ટિ ખોલીને;
તજીને તંતને તારા, ભજી લે સંતને સારા. ૫

તો હે ચેતન! ખરેખર તારો માળો પણ એમજ વિંખાઇ જશે. ખબર પણ નહિ પડે કે કયાં જનમ્યો હતો! માટે જરા વિચારો, કે પરભવમાં શા હાલ થશે? કાંઇક પુણ્યભાતુ બાંધશો તો કામ આવશે. વાટમાં વાણીઆનું હાટ નહિ આવે, માટે પરભવનું ભાતું ઇચ્છા હોય તો અહીંથીજ બાંધી લેજો, નહિ તો પૂર્ણ પસ્તાવનાજ. ઓ જીવ-

પંખીએ અનેક માળા બાંધ્યા અને ભાંગ્યા પણ ખરા. એકે માળો એવો અચળ ન બનાવ્યો, કે ફરીને તેને ભાગવાનો વખતજ ન આવે. પણ આ જીવ સગાસંબંધીમાં ગુંચાઇ ગયો, અને ઘણાં સગપણ થયાં છતાં જાણે નવુંજ હોય નહિ એમ જાણી તેમાં મોહી રહે છે. પણ પરલોકમાં શા હાલ થવાના છે તે તો વિચારતોજ નથી ? તેને વિષે એક વિદ્વાને સાફ કહ્યું છે કે:—

હા ! થવા શા હાલ તારા, જીવ જો જરી;
રે અનાડી અંધ તારી, કયાં મતિ ફરી. ૧
સુઝે નહિ ઓ ભાઈ તુંને, પંથ પાંસરો;
અનેક ઉંધા પંથના તું, ફંદમાં ફસ્યો. ૨
વ્હાલા સગા સોબતીઓ, રહેશે વેગળા;
પત્ની પુત્ર મુકી જાવું, જીવ એકલા. ૩
રે રે પંખી ! રાતદહાડો, માળામાં મચ્યો;
બારૂ શું આજેજ માળો, આવો તેં રચ્યો ? ૪
અનેક માળા બાંધી ભાંગ્યા, બાંધી ભાંગશો;
આ તે ભાંગફોડમાંથી, કયારે છુટશો ? ૫
ચેતનપક્ષીરાજ ! એવી યુકતી આદરો;
ભાંગફોડમાંથી છુટી, ઠામ જઇ ઠરો. ૬
માગો વિશ્વનાથ પાસે, હાથ જોડીને;
નવીન પંથ શાન્તિનો, સ્વામી સુઝાડી દે.

મતલબ કે, સગાંસંબંધી અને કુટુંબમાં મોહી પડી, જીવ આત્મકર્તવ્ય ભૂલી જાય છે. સગાં અનંતવાર મળ્યાં છે. અને મળશે. અરે કર્મની ગતિ કેવી વિચિત્ર છે કે એકજ ભવની અંદર જેને અઢાર નાતા (સગપણ) થવાનો વખત આવ્યો, તો ભવોભવની તો વાતજ શી કરવી ? કુબેરદત્ત અને કુબેરદત્તાને એકજ જન્મમાં અઢાર સગપણો થયાં હતાં. અહો કર્મની ગતિ અગમ્ય છે ! માટે મારૂં તારૂં એવો મિથ્યા મમત્વભાવ તજી દઈ ધર્મસાધન કરવું એજ જીવ્યાનુંસાર્થક છે. હવે તેના ઉપર અઢાર નાતાનું —સગાઇઓનું દૃષ્ટાંત કહે છે.

## (૧૭) કુબેરસેના ગણિકાનો વિચિત્રવંશવિસ્તાર.

મથુરાનગરીમાં કુબેરસેના કરીને એક સુંદર યુવાન ગુણીકા રહે-

તી હતી. તેને એક સમે બે બાળક જોડલે અવતર્યાં, તેમાં એક પુત્ર અને એક પુત્રી હતી. ગુણિકા ઘણું કરીને બાળકોને ઉછેરતી નથી, પણ તેને છાની રીતે મારી નાંખે છે. કદાચ કોઈ પુત્રીને પોતાના કસબમાં સહાયભૂત થવાને ઉછેરે છે ખરી, પણ પુત્રને તો ઘણું કરીને તરતજ ભૂ પીતો કરે છે. આ ગણીકા યુવાવસ્થામાં હતી, વળી તેને આ પહેલીજવારનાં સંતાન થયાં હતાં, માટે તેને તો પુત્રીને પણ ઉછેરવાની ઇચ્છા નહોતી પરંતુ આ બન્ને બાળક ઘણાં સુકુમાર હોવાથી તેઓને મારતાં તેને દયા ઉપજી, તેથી લાકડાની બે પેટીઓમાં રૂ પાથરી દરેકમાં એકેક બાળક મુકીને તે પેટીઓને યમુનાજીમાં વહેતી મુકી દીધી.

એ બન્ને પેટીઓની અંદર નીચેના પાટીઆમાં **મથુરા** એવું નામ કોતરેલું હતું, તથા પુત્રવાળી પેટીમાં કુબેરદત્ત અને પુત્રીવાળી પેટીમાં કુબેરદત્તા એવાં નામ પણ કોતર્યાં હતાં. આ પેટીઓ વહેતી-વહેતી કોઈ ગામના બે શેઠીઆઓ નદી ઉપર નહાતા ધોતા હતા, તેમની નજરે પડવાથી તેમણે કાઢી અને ઉઘાડીને જોયું તો અંદર જીવતાં બાળક દીઠાં, તેથી એકે પુત્ર અને બીજાને પુત્રી લીધી. આ બન્ને બાળક રૂપવંત ને ફટડાં હોવાથી તેમના ઉપર આ તેમનાં નવીન અને ધર્મનાં માતાપિતાનો ઘણો ભાવ હતો, તેથી તેઓએ તેમને સારી રીતે ઉછેર્યાં, અને જોઇતો વિદ્યાભ્યાસ પણ કરાવ્યો; અને ઉમર લાયક થયાં એટલે તેઓનાં અરસપરસ લગ્ન પણ કીધાં. પછી કેટલેક વર્ષે કુબેરદત્તને તેના પિતાએ પોતાની દુકાનનો વહીવટ ચલાવવા સારૂ મથુરાનગરીમાં મોકલ્યો અને તેની વહુ કુબેરદત્તા અહીં ઘેર રહી.

એક દિવસ કુબેરદત્તાને કોઇએ માબાપ વગરની કહીને મેહેણું દીધું, તેથી તેને બહુ ખોટું લાગવાથી પૂછગાછ કરતાં તેને અને તેના સ્વામીને નદીમાં વહેતી મુકેલી પેટીઓમાંથી કાઢ્યાં છે; એવું માલુમ પડ્યું. તેથી પેલી પેટીઓની અંદરનાં નામ વાંચી જોતાં તેની ખાત્રી થઇ કે હું અને કુબેરદત્ત બન્ને સગાંભાઇબ્હેન થઇએ છીએ, અને અમારી માતા જરૂર મથુરાનગરીમાં રહે છે, ને તે ગુણીકાનો ધંધો કરતી હોવાથી અમને પેટીઓમાં ઘાલી તેણે પેટીઓ યમુનાનદીમાં વહેતી મુકેલી તે આ નગરીના શેઠીઆઓને હાથ આવવાથી અમારૂં અહીં લાલનપાલન થયું છે. અમે બન્ને ભાઇબેન હોવા છતાં ધણીધણીઆણી થયાં, એ ઘણુંજ અજુગતું થયું છે. ભાઇ સાથે બ્હેન થઇને

મેં ઘર માંડયું એ પાતક હવે શી રીતે છુટશે ? એમ વિચારી તે પાપથી મુક્ત થવા તેણે દિક્ષા લીધી.

કેટલેક વરસે કુબેરદત્તા સાધ્વીજી ફરતાં ફરતાં પોતાની જન્મભૂમિ મથુરાનગરીમાં આવી પહોંચ્યાં, ત્યાં તપાસ કરતાં માલુમ પડ્યું કે, પોતાની જનેતા કુબેરસેના જીવતી છે અને તેના પુત્ર કુબેરદત્ત ( સાધ્વીજીનો જન્મનો ભાઈ તથા ત્યાર પછીનો સ્વામી ) સાથે વળુંધી છે; અને તેઓના સમાગમથી એક પુત્ર પણ થયો છે.

આ હકીકત જાણી સાધ્વીજીને બહુ સોચ થયો. તેથી પોતાની જન્મની માતા અને જન્મના ભાઇને બોધ આપવા સારૂં પોતે ગુણીકાને ઘેર ગયાં. ત્યાં ગુણીકા નીચેના વાસે પોતાના બાળકને પારણામાં સુવારી પોતે મેડા ઉપર રસોઈ કરે છે. બાળકને હીંચોળનાર કોઈ નહિ હોવાથી તે પારણામાં પડયોપડયો રડે છે, આ વખતે શ્રીસાધ્વીજી બાળકને હીંચોળવા લાગ્યાં અને નીચે પ્રમાણે એક કુતૂહલજનક અદ્દભુત હાલરડું ગાવા માંડયું:—

**માતા ત્રીસલા ઝુલાવે પુત્રને પારણે.—એ રાગ.**

પુત્ર સાધ્વી ઝુલાવે તારૂં પારણું, ગાવે રૂડાં હાલરડાંનાં ગીતરે,
કાકો કહું છું રે તું છાનો રે, લાડકવાયા દિયરીયા છે પ્રીત રે;
હાલો હાલો હાલો રે મારા વીરને!— ૧

ભત્રીજને કહું છું રે તુને ભાવથી, શોકયજ પુત્ર સાંભળ મારાં ગીત રે,
હાલરડું ગાવાં સુણી આ રીતનું, કુબેરસેના આવી ત્યાં ખચીત રે;
હાલો હાલો હાલો રે મારા વીરને.— ૨

કુબેરસેનાને કહે સાસુ સાંભળો, માડી મારી આડી રાખો રીત રે,
શોકય તું તો છે મારી આ ભવ તણી, ભાભી મારી દીસેછે અવનીતરે;
હાલો હાલો હાલો રે મારા વીરને.— ૩

વહુ આવી વઢકણી કયાંથી મળી? દાદી તું છે ડાહી સરખી આજરે,
એવામાં ત્યાં કુબેરદત્તજી આવીયા, કુબેરસેના કરી ઉભી છે લાજરે;
હાલો હાલો હાલો રે મારા વીરને.— ૪

કુબેરદત્તને કે' આવો સ્વામી માહરા, પુત્ર થઈ ન પાળો પ્રતિમા કાંઇ એ,
પિતા થઇને લાડ નહિ લડાવીયાં, ભ્રાત થઇને વાત ન કરો અહીંરે;
હાલો હાલો હાલો રે મારા વીરને.— ૫

સસરા થઇને સાંસો નવ ભાગીયો, વહુ તણા પુત્ર તમને શું કહુંરે,

હાલરડું મારૂં આ અહીં પુરૂ થયું, સાર સમજો સુણ્યા કેરો સહુરે;
હાલો હાલો હાલો રે મારા વીરને.— ૬

આવી રીતનું હાલરડું સાધ્વીજીના મુખથી સાંભળીને કુબેરદત્ત તથા કુબેરસેના ઘણુંજ આશ્ચર્ય પામ્યાં અને સાધ્વીજીને બે હાથ જોડી પગે લાગી કરગરીને કહેવા લાગ્યાં કેઃ–'મહાસતીજી કૃપા કરીને અમને હાલરડાનો અર્થ અને મર્મ સમજાવો.' ત્યારે સાધ્વીજીએ કુબેરસેના પ્રતિ કહ્યું કેઃ–

"મારૂં નામ કુબેરદત્તા અને હું આ કુબેરદત્તની બહેન થાઉં છું અમો બન્નેને અમારી માતાએ બાળપણમાં પેટીમાં ઘાલી યમુનાનદીમાં વહેતાં મુક્યાં હતાં, તે એક ગામના બે શેઠીઆઓએ અમને બહાર કાઢી ઉછેર્યાં, ત્યાં અમો બન્ને ભાઇબ્હેનનાં અરસપરસ લગ્ન થયાં, પેટીમાં બાળકોને ઘાલી નદીમાં વહેતાં મુકનાર માતા તમે ખરાં કે નહિ ?!" આ સાંભળી કુબેરદત્ત અને કુબેરસેના ઘણાં વિસ્મિત થઈ વિલાં પડી ગયાં. સાધ્વીજીને ઉપરનું આશ્ચર્યકારક હાલરડું ગાતાં સાંભળી ઘણાં માણસો કુબેરસેનાના ઘરમાં ભેગાં મળ્યાં હતાં, તેઓ પણ આથી ઘણુંજ આશ્ચર્ય પામ્યાં અને કહેવા લાગ્યાં કેઃ–"મહાસતીજી ! હાલરડામાં ગાયેલી સગાઇઓનો ખુલાસો બતાવો." તેથી સાધ્વીજીએ નીચે પ્રમાણે ખુલાસો કર્યો. **બાળકપ્રત્યેની છ સગાઇઓ.** કહે છેઃ–૧. મારા સ્વામી કુબેરદત્તથી થયેલો માટે પુત્ર. ૨ (બાપનો ભાઈ તે કાકો) કુબેરસેના માતાનો ધણી કુબેરદત્ત માટે તે મારો બાપ અને તેનો આ બાળક (માનો દીકરો માટે) ભાઇ થાય; માટે કાકો. ૩. (ધણીનો ભાઇ તે દીયર) કુબેરદત્ત મારો ધણી તેનો ભાઈ (કુબેરસેના માતાનો પુત્ર) માટે દિયર. ૪. (ભાઇનો દીકરો તે ભત્રિજો) કુબેરદત્ત ભાઇનો પુત્ર માટે ભત્રિજો. ૫. મારા સ્વામી કુબેરદત્તની સ્ત્રી કુબેરસેનાનો પુત્ર માટે શોક્યપુત્ર. ૬ કુબેરસેના માનો પુત્ર માટે ભાઈ. પછી **કુબેરસેના પ્રતિ છ સગાઇઓ** ગણાવતાં કહે છે કેઃ—૧. (ધણીની મા તે સાસુ) કુબેરદત્ત ધણીની માતા માટે સાસુ. ૨. જન્મ આપનારી માટે મા. ૩. કુબેરદત્ત ધણીની સ્ત્રી માટે શોક્ય. ૪. કુબેરદત્ત ભાઇની સ્ત્રી માટે ભાભી. ૫. કુબેરસેના શોક્યનો પુત્ર કુબેરદત્ત માટે તે શોક્યપુત્ર અને તેની વહુ માટે વહુ. ૬. કુબેરસેના માતાનો ધણી કુબેરદત્ત માટે તે બાપ થયો અને તે બાપની જન્મતી મા માટે દાદી. હવે **કુબેરદત્ત પ્રતિ છ સગાઇઓ** કહે છેઃ—૧. મને પર-

ણ્યો માટે સ્વામી. ૨. કુબેરસેના શોક્યનો પુત્ર માટે પુત્ર. ૩. કુબેરસેના માતાનો ધણી માટે પિતા. ૪. સગી માનો દીકરો માટે ભાઈ. ૫. કુબેરદત્ત ધણીની મા કુબેરસેના માટે તે સાસુ થઈ અને તે સાસુનો ધણી કુબેરદત્ત માટે સસરો. ૬. કુબેરસેના શોક્યનો પુત્ર કુબેરદત્ત માટે તે શોક્યપુત્ર થયો, તેની વહુ કુબેરસેનાનો તે પુત્ર માટે વહુપુત્ર; આ પ્રમાણે લગભગ અરાઢ સગાઇઓ ગણાવી.

આ પછી સર્વે સમાજને નીચે બેસાડીને સાધવીજીએ બોધ કર્યો કેઃ-" અરે શ્રોતાજનો! આ સંસાર અસાર છે અને તેની માયા તદ્દન જુદી છે, પણ એ માયાની અંધારી તમારી આંખોએ બાંધેલી છે, માટે તમને સઘળું અવળુ બતાવે છે. પુત્ર કોનો? ને બાપ કોનો? મા કોની ને સ્ત્રી કોની? કોઈ કોઇનું નથી. હજારોવાર બાપ આપણો પુત્ર થયો અને હજારો વાર આપણે તેના પુત્ર થયા, તો સગાઇ તો માત્ર આ ભવનીજ છે, મુવા પછી કાંઇજ નથી. અમારે એકજ ભવમાં દરેક જણને છ છ સગાઇઓ થઇ તો બીજા ભવવિષે તો શુંજ કહેવું?! એ તો કરશે તે ભોગવશે અને વાવશે તે લણશે, તમે પુણ્ય કે પાપ કરશો તો તે તમે ભોગવશો અને તમારો બાપ કરશે તો તે ભોગવશે, મિલ્કતમાં સર્વેનો ભાગ છે, પણ પુણ્યપાપરૂપી મિલકતમાં કોઇનો ભાગ કે લાગ નથી. તમે કુડકપટ કરીને કાંઇ કમાઈ લાવશો તો તે ખાવા ભોગવવામાં સર્વે ભાગીયા છે, પણ તે કરણીનું ફલ ભોગવવામાં કોઈ ભાગીઉં નથી, તમે જાતે પાપ કર્યું હશે તે તો તમેજ ભોગવશો ત્યારેજ છુટશો, માટે આવી ખોટી સંસારની માયામાં શું જોઈ ફસાઇ પડયા છો? કહ્યું છે કેઃ—

**आपातत प्रणयीनां । संयोगानां प्रियै सहः ॥**
**अपथ्याना मिवान्नानां । परिणामोऽति दारुणः ॥१॥**

અર્થાત્—કુટુંબીઓનો સંયોગ ઉપરછલ્લો સારો લાગે છે, પણ તેનું પરિણામ ઘણુંજ વસમું છે, જેમ પચે નહિ એવું સ્વાદિષ્ટ અન્ન ખાતાં તો ઘણું સારૂં લાગે છે, પણ તે પચાવવા ટાણે દુઃખદાયી થઇ પડે છે, વળી કહ્યું છે કેઃ—

**अनित्यं यौवनं रुपं । जीवितं द्रव्यसंचयः ॥**
**ऐश्वर्यं प्रियसंवासो । मुह्येत्तत्र न पंडितः ॥ १ ॥**

અર્થાત્—જુવાની, રૂપ, જીવતર અને નાણાંનો સંચય, હકુંમત, સગાંવ્હાલાંનો સહવાસ અને સ્ત્રી એ સર્વે સદા રહેવાનાં નથી. માટે તમે ડાહ્યા હો તો તેથી મોહ પામી જતા નહિ, સુખદુઃખમાં સામાન્ય રહી ધર્મનાં ઉમદાં કામમાં ખંત તથા આકીન રાખો. વળી કહ્યું છે કેઃ—

**चला लक्ष्मीश्चला प्राणाश्चले जीवित यौवने ॥**
**चलाचले च संसारे । धर्म एकोहि निश्चलः ॥ १ ॥**

અર્થાત્—લક્ષ્મી, પ્રાણ, જીવીતં તથા જુવાની ચળ છે તથા સંસારને વિષે સર્વ વસ્તુઓ ચંચળ છે; પણ એક ધર્મજ નિશ્ચળ છે, માટે યમપુરીની યાત્રાએ લઇ જવાની સામગ્રી તૈયાર કરી મુકો, કે પાછળથી પસ્તાવું ન પડે. સંસારનાં સર્વે કામ કોઇથી પુરાં થયાં નથી અને થશે પણ નહિ. વળી આયુષ્ય પણ જેવો વા વચ્ચે દીવો, જેવી વેળુની ભીંત, જેવું ડાભ ઉપર પડેલું ઝાકળનું ટીંપું, જેવું પીંપળાનું પાન, જેવો કુંજરનો કાન; એવું અસ્થિર છે; કાલની કોઇને ખબર નથી કારણ કે કાળરૂપી બાજ માથે ભમ્યાજ કરે છે, તે ઓચિંતો એકચપેટીમાં ગરદન પકડીને લઇ જશે ત્યારે તમારાં સગાંસંબંધી તેને રોકી શકશે નહિ. કહ્યું છે કેઃ—

### છપ્પો.

રાખે લખ રખવાળ, લોહપિંજરમાં પેસે,
અર્ણવ વચ્ચે આસન વાળીને જો કોઇ બેસે;
વજ્રગુફા ગંભીર માંહિ કોરાવી માણે,
ઇંદ્રજાળવિદ્યાય જુગતથી જો વળી જાણે;
સંભાળ સાંચવી સાંચરે કોટી જતન કોડે કરે,
જાળવતાં પણ જીવે નહિ મોત આવે નિશ્ચે મરે. ૧

વળી ફરી ફરીને આવો રૂડો મનુષ્યભવ મળશે નહિ, લાખચોરાશી આંથડયા પછી મહા ભારે મુશીબતે મનુષ્યભવરૂપી મહા મોંઘો મણી હાથ આવેલ છે. મનુષ્યભવ એ સંસારસાગર તરવાનો આરો છે, વળી તે અમૂલ્ય નાવ પણ છે તેને સારી રીતે હાંકશો તો તરીને પાર ઉતરશો; નહિ તો ભવસાગરમાં ગોથાં ખાયાજ કરશો. આ વગેરે અનેક ઉત્તમ શબ્દોથી ઘણો સરસ બોધ કર્યો." સાધ્વીજીના મુખથી આવી તરેહનો ઉપદેશ સાંભળી કેટલાક માણસોએ ધર્મ અંગીકાર કર્યો

અને કુબેરદત્ત તથા બીજા કેટલાક માણસોએ તરત દીક્ષા લીધી. કુબેરસેનાએ પણ ગુણીકાનો ધંધો છોડી દઇ છોકરો નાનો હોવાથી હાલ દીક્ષા નહિ લેતાં તે મોટો થયા પછી દીક્ષા લેવાનો ઠરાવ કર્યો. પછી સાધવીજી પોતાને સ્થળે ગયાં અને પછી સર્વ લોકો પણ પોતપોતાને ઠેકાણે ગયા.

આ વાતનો સાર એ છે કે:—આ સંસારમાં મોહમાં મુગ્ધ બનીને સંસારી પ્રાણીઓ સદા હાયવોય કર્યાજ કરે છે, પુત્રકલત્રાદિકને માટે અનેક અવળાં કર્મો કરે છે. વળી લક્ષ્મી માટે લલચાઇને ન કરવાનાં કાર્યો કરી આ અમૂલ્ય મનુષ્યજીવનને વ્યર્થ ગુમાવે છે. પણ આ સર્વ માયિક પદાર્થો એક વાર અવશ્ય તજવાના છે, એ ચોકસ માની વિવેકી પુરૂષોએ સદા ધર્મમાં ચિત્ત દોરવું એજ ઉત્તમ છે. (૧૯)



**भोभो भव्यजना ? भवाब्धितरणे बोहित्थ मानुष्यकं ।**
**दुःप्राप्यं हत धीमतां कथमपि प्रायास संपादितम् ॥**
**तस्मान्नूनमपेत वैभव सुखासक्तिं भवान् वर्धिनीं ।**
**संतापत्रयवारणेऽमित गुणे धर्मे विधध्वंधियम् ॥ २० ॥**



**અર્થ**—હે ભવ્ય મનુષ્યો ! આ ભવસાગર તરવાને માટે આ મનુષ્યજન્મ રૂપી વહાણ છે, તે મંદભાગીને તો મળવું ઘણુંજ દુર્લભ છે. પણ તે મનુષ્યપણું આપણને કોઇ મહા મહેનતે પ્રાપ્ત થયું છે, માટે ભવને વધારનારી એવી વૈભવસુખમાં અત્યંત આસક્તિને દુર કરો અને અનેક ગુણોથી ભરપુર તથા ત્રણ પ્રકારના સંતાપને અટકાવનારો એવો જે પવિત્ર ધર્મ તેનેજ વિષે તમારી બુદ્ધિને સ્થાપો.

**ભાવાર્થ**—હે મુમુક્ષુ મનુષ્યો ! આ ભવરૂપી મહાભયંકર સાગર તરવાને વિષે વહાણરૂપી મનુષ્યપણું કોઈ પણ ઘણા પ્રયત્ને કરીને મળ્યું છે, વળી તે મનુષ્યપણું કેવું છે ? તો કહે હણાયેલી છે બુદ્ધિ જેની એટલે દુર્ભાગી પ્રાણીઓને તો ઘણુંજ દુર્લભ્ય એવું મનુષ્યપણું આપણને મહા મહેનતે મળેલું છે, તેથી કરીને સંસારના વૈભવી સુખોની અત્યંત આસક્તિ એટલે લુબ્ધતાને ત્યાગ કરો, તે આસક્તિ

કેવી છે ? તો કહે ઘણા સંસારને વધારનારી છે, બુદ્ધિને બગાડનારી છે, નીતિને નસાડનારી છે અને ભવોભવને વિષે ભવભ્રમણમાં ભટકાવનારી છે. માટે સંસારના જન્મ, જરા તથા મરણ અને આધિવ્યાધિ તથા ઉપાધિ એ વગેરે સંતાપત્રયને નાશ કરનારો તથા અમાપન્ન માપી શકાય એટલા જેમાં અગણિત સદ્ગુણો રહેલા છે; એવા દયારૂપી પવિત્ર ધર્મને વિષે હે વિવેકી પુરૂષો ! તમારી બુદ્ધિને સ્થાપો; કે જેથી ભવાન્ત કરી શકાય.

એટલું તો અવસ્ય છે કે ગમે તેટલો તરીયો હોય, તોપણ મહા સાગરનું જળ તરવા માટે વહાણની તો જરૂર રહે છેજ, તેમ આ ભયંકર ભવસાગર તરવાને માટે મનુષ્યત્વ એ એક અમુલ્ય વહાણ છે. એ મનુષ્યપણું મહા સદ્ભાગ્યના ઉદય હોય તોજ મળી શકે છે. જેમ કોઇ જન્માંધ માણસ વગડામાં ભૂલો પડયો હતો, એને ભાવનગરમાં જવાનું હતું પણ નરતનપુરીમાં પહોંચ્યા વિના ભાવનગરમાં જવાય તેમ નહોતું માટે તે જીવનરામ નામનો જન્મ-અંધપુરૂષ પ્રથમ નરતનનગરીની શોધ માટે જ્યાં ત્યાં ભટકતો હતો. એમ ઘણો વખત રખડયો, રઝળ્યો અને ભટકયો ને થાકથી કાયર થયો, ભૂખ દુ:ખથી રીબાયો, એમ અત્યંત પીડાતો તે આમતેમ ભટકવા લાગ્યો. તેવામાં તેના ભાગ્યોદયથી કોઇ પરોપકારી પુરૂષ ત્યાં આવી ચડયો. તેની પાસે તે અંધ ઘણું રોયો કળકળ્યો, ત્યારે તે દયાળુ પુરૂષે દયા લાવીને તેને તે નગરનો રસ્તો બતાવ્યો અને કહ્યું કે:—આ કેડે કેડે તું ચાલ્યો જજે ! એટલે તે નગરનો ગઢ આવશે, ગઢ આવે એટલે તે ગઢને હાથ દઇ તેને આધારે આધારે ચાલજે, એટલે એક દરવાજો આવશે, દરવાજામાં પેસીને પછી ઇચ્છીત સ્થાને જવાશે પણ એટલું યાદ રાખજે કે, તે નગરમાં જતાં એક નાર નામનું ગામ આવે છે, જો કે તે છે તો નાનું પણ તેની સુંદરતામાં વિશેષતા હોવાથી ઘણા નરો તેજ ગામમાં સપડાઇ જાય છે અને ભાવનગરની અપૂર્વ શોભા જોવાને અને આનંદ મેળવવાને ભાગ્યશાળી બનતા નથી. કહ્યું છે કે:-

**કવિત.**

બ્રહ્મપુર* છોરે તે, છોરાયો બરતેજ ગામ,
જાય કે મુકામ કિયો, નારગાંવ ચૌરમૈ;
જસપરે લુંટ પડિ, ધાય ગયો હેબતપુર,
બિરપુર પાયો ના અઘ, કે અઘોરમૈ;.

* બ્રહ્મપુર એટલે ભાવનગર જાણવું.

ધર્મપુર હારે તે નિહારે હે અપાર દેશ,
પાયો ના સુરત શહેર પર્યો જા કઠોરમે;
કહત ઉમેદચંદ બ્રહ્મભાન ભુલે અંધ,
ભ્રમસે કુછંદ પરે પાતિક કરોર મે. ૧

માટે જરૂર ચેતીને ચાલજે, નહિ તો પૂર્ણ પસ્તાવાનો વખત આવશે. એ પ્રમાણે કહી તેને રસ્તો બતાવી તે પરોપકારી પુરૂષ ચાલતો થયો. પછી પેલો જન્માંધ પુરૂષ તે કેડે કેડે ચાલ્યો. ચાલતાં ચાલતાં તે ગઢ આવ્યો, તેથી બહુજ ખુશી થયો ને માર્ગદર્શક પરોપકારી પુરૂષનો ઘણો ઉપકાર માનવા લાગ્યો. તેના ગુણગ્રામ કરતો દરવાજામાં પેસવા માટે ગઢને હાથ દઇ રાંગે રાંગે ચાલવા માંડયું પછી કેટલુંક ચાલતાં દરવાજો પાસે આવ્યો. દરવાજો આશરે બે ત્રણેક હાથ છેટો હતો, ત્યાં તો માથામાં ખરજ આવી તેથી નકામું ખોટી ન થતાં માથું ખંજવાળતો ચાલતો ગયો, એટલે દરવાજો પાછળ રહી ગયો. વળી પાછું ગઢે હાથ લગાડીને ચાલવા માંડયું, ઘણું ચાલ્યો, પણ દરવાજો આવ્યો નહિ, તેથી વિચારમાં પડયો કે, હજુ દરવાજો કેમ ન આવ્યો? નગર મોટું તો નથી? એમ ચાલતાં ઘણે વખતે વળી તેજ દરવાજે નજીક આવ્યો, ને બે ત્રણેક હાથ છેટો રહ્યો ત્યાં પૂર્વની પેઠે વળી પાછી ખરજ આવી તેથી ગઢથી હાથ ઉપાડી ખંજોળતો ખંજોળતો ખોટી ન થતાં ચાલતોજ રહ્યો, તેથી દરવાજો પાછળ રહી ગયો. તે નગરને દરવાજો એકજ હતો તેથી આખું ચક્કર ફરે ત્યારેજ ફરી દરવાજો આવતો. એમ ઘણા આંટા ફેરા થયા પણ કર્મ બે ડગલાં આગળનું આગળ; તેથી દરવાજા પાસે આવતાંજ કાંઇ નહિ ને કાંઇક અડચણ આવીને ઉભીજ રહેતી, તેથી બિચારો થાક્યો ને નિરૂત્સાહી બની ગયો. તેવામાં કોઇ દયાળુ પુરૂષે વળી દયા લાવી દરવાજો બતાવી તેમાં દાખલ કર્યો. પણ દાખલ થયા પછી તે અંધ નર નારગામમાં ફસાઇ ગયો અને ભાવનગર મેળવી શક્યો નહિ. જે સદ્ભાગી લઘુકર્મી અને અપરિત સંસારી હોય તેજ ભાવનગરમાં જવાને ભાગ્યશાળી બને છે, ભાવનગરની શોભા અવર્ણ્ય છે.

આ મનુષ્યપણું પણ તેમજ ભટકતાં ભટકતાં ઘણે કાળે અને ઘણી મહેનતે પ્રાપ્ત થાય છે. તે મનુષ્યપણું પ્રાપ્ત કરવાનાં ચાર કારણો શ્રી જીનેશ્વર ભગવાને કહ્યાં છે. જેવાં કે:—**પગઇ ભદયાયે, પગઇ વિણયાયે, સાણુ કોશયાયે, અમચ્છરીયાયે.** ॥ અર્થાત્—જે પ્રકૃતિથીજ ભદ્રિક હોય, પ્રકૃતિથીજ વિનિત હોય, સર્વ ઉપર આક્રોશ

ભાવ વગરનો હોય અને મત્સરભાવ એટલે બહુ અભિમાની ન હોય, એવો પુરૂષ મનુષ્યપણું પ્રાપ્ત કરી શકે છે. તો આપણે પણ એ ચાર પ્રકારમાંથી અમુકનું સેવન કર્યું હશે, ત્યારેજ આ જન્મ પ્રાપ્ત થયો છે. વળી જન્મતાં પહેલાં ગર્ભમાં પણ આ જીવે કેવાં કેવાં અસહ્ય દુઃખો ભોગવ્યાં છે! નવ માસ સુધી ઉંધે મસ્તકે ઝુલ્યા, નરક સમાન દુઃખો ભોગવ્યાં, ખરેખર નરકવાસ ને ગર્ભાવાસનું દુઃખ સરખુંજ કહેલું છે. ગર્ભવાસની વેદના કેટલી છે? તે શ્રીજીનેશ્વર ભગવાને એક દ્રાખલો દઇ સ્પષ્ટ રીતે સમજાવ્યું છે કેઃ—કોઈ પુરૂષ કોઢના રોગથી શરીરે અત્યંત પીડાતો હોય તેના શરીરના સાડી ત્રણ કોડ રૂંવાડે અગ્નિમાં તપાવેલી સોયો પરોવી દીધી હોય અને તે ઉપર ખારનું પાણી છાંટે પછી તે અત્યંત પીડાતા એવા કોઢીઆને ચૈત્રવેશાખના તડકામાં ઉભો રાખે. કહો બંધુઓ! તે પુરૂષને કેવી અસહ્ય વેદના થાય? તે તો તેનો પોતાનો આત્મા અને સર્વજ્ઞ પ્રભુજ જાણે! તેમ તેથી પણ અનંતગણી વેદના ગર્ભના જીવને ગર્ભાવાસમાં પહેલે માસે ભોગવવી પડે છે, એમ બીજે માસે બમણી એમ ચડતા અનુક્રમે નવમે માસે નવગુણી વેદના આ જીવને ગર્ભાવાસમાં ભોગવવી પડે છે. વળી ભાગ્ય સારાં હોય તો જન્મ સમયે સીધો રસ્તો જડે અને કદાચ પાપના ઉદયથી આડો આવ્યો તો તેને છરીએ કાપી કાપીને કાઢે અને માતાના જીવનનાં જતન કરે. સુંદરદાસ કવિએ કહ્યું છે કેઃ—

### ઇંદ્રવિજય છંદ.

જા દિન ગર્ભ સંયોગ ભયો તબ,
  તા દિન બુંદ છીયા હુતી તાહી,
રે નવ માસ અધોમુખ ઝુલત,
  બુડી રહ્યો અસુચિરસ માંહી;
તારજ વિરજ કોય હદે હસુ,
  તું અબ ચાલત દેખત છાંહી;
સુંદર ગર્વ ગુમાન કરે શઠ,
  આપની આદિ વિચારત નાહી. ૧

મતલબ કે, આ દેહની ઉત્પત્તિ કેવળ મલીન પદાર્થોથીજ બનેલી છે, અસુચિનોજ કોથળો છે, મળમૂત્રનું ભાજન છે, ગર્ભનાં મહા આકરાં દુઃખો ભોગવીને આવેલું છે; અરે ભાગ્ય સારાં હોય તો સવા

નવ માસે જન્મ થાય. કેટલાક સ્વલ્પાયુ પાપી જીવો તો ગર્ભમાં ને ગર્ભમાંજ ચવી જાય છે, તે બિચારો મનુષ્યનગરીમાં મહાપુણ્યોદયે માંડમાંડ આવ્યો તો ખરો પણ તે નગરની રચના જોવાને ભાગ્યશાળી નીવડ્યો નહિ અને કાંઇ સુકૃત્ય કમાણી રળી પણ શક્યો નહિ; એજ પૂર્વ પાપોદયની નિશાની સમજવી. જેમ કોઇ જમવાને બેઠેલા ગરીબ માણસને ભાણા ઉપરથી ઉઠાડી મુકવામાં આવે, તો તેણે કોઈ વસ્તુનો સ્વાદ ન લીધો હોવાથી તે બાપડાના મનમાં કેવો શોચ થાય? તેમ કેટલાએક જીવો ગર્ભમાંથીજ ચવી જાય છે, તેને માટે પણ તેમ જ સમજવું. વળી ગર્ભાવાસનો જીવ માતાને સુખે સુખીયો અને માતાને દુઃખે દુઃખીયો થાય છે, માતા ચુલા પાસે બેશી રસોઇ કરે તે વખતે જાણે કે મને નિભાડામાં પકવવા નાંખ્યો, માતા ઉભી થાય ત્યારે જાણે કે મને આકાશે ઉંચો ઉછાળ્યો, માતા હેઠી બેસે ત્યારે જાણે કે મને પાતાળમાં ફેંકી દીધો, વળી માતા ઘંટીએ બેસે ત્યારે જાણે કે મને કુંભારને ચાકડે ચડાવ્યો, એમ નવ માસ સુધી અસહ્ય વેદનાઓ ભોગવી ત્યારે મહા મહેનતે જન્મ થયો, પણ મનુષ્યપણાનો કાંઇ પણ લાભ મેળવ્યા વિના જન્મ વૃથા જતો હોવાથી તે પૂર્ણ શોચ કરવા લાયક છે. વળી કેટલાક તો જનમ્યા પછી તુરતજ મરણ પામે છે, ઘણી વાર તો તેમાંથી માતાનું પણ મરણ થઈ જાય છે. એમ ઘણાં કષ્ટો વેઠી આટલી અવસ્થાએ આ શરીર પહોંચ્યું છે, તે જ તારા મહા સદ્ભાગ્યનો ઉદય સમજજે, આ શરીરને આટલી સ્થીતીએ પહોંચતાં કાંઇ વિઘ્નો ઓછાં આવ્યાં નથી. કેટલીએક મહા વ્યાધીઓ ઓળંગી, કેટલીક ઘાતો ગઇ છતાં શરીર બચ્યું; તેજ પુંણ્યની નીશાની છે, તો હે પ્રાણી! તું વિચાર કર કે આ શરીરમાં શું શું ભર્યું છે? તું તેનો ગર્વ ન કરીશ, આ શરીરમાં કાંઇ અત્તર, કેસર, કસ્તુરી કે બીજી સુગંધી ચીજો વગેરે સારૂ ભર્યું નથી. કહ્યુંછેકેઃ—

## કવિત.

જે શરીર માંહી તું અનેક સુખ માની રહ્યો,
તાહી તું વીચાર યામે કોન બાત ભલી હે;
મેદ મજ્જા માંસ રગરગમેં રગત ભર્યો,
પેટ હું પિટારી સીમે ઠોર ઠોર મલિ હે;
હાડનસુ ભર્યો મુખ હાડનકે નેન નાક,
હાથ પાંઉ સોઉ સબ હાડનકી નલી હે,

સુંદર કહત યાહી દેખી જન્મ ભૂલે કોઇ,
ભીતર ભંગાર ભરિ ઉપર તો કલી હે. ૧

મતલબ કે સાત ધાતુથી આ શરીર બંધાણું છે, ઉપરથી ચામડું મઢેલું હોવાથી રળીયામણું દીસે છે પણ અંદર તો દુર્ગંધમયજ છે. તો શું સામાને તું છીઃ છીઃ કરે છે? માટે ગુમાન નહિ કરતાં કાંઇક આત્મહિત કરજે. વળી વિચાર કે, ગર્ભમાં તારી સ્થિતિ કેવી હતી? માતા જંગલ જાય ત્યારે અસુચી સર્વ તારા નાકની દાંડી ઉપર થઇને જતી હતી માટે તું મિથ્યા અભિમાન તજીને કાંઇક ભલમનસાઇ રાખજે; અસુચીમય શરીરમાંથી એક સાર કાઢી લેજે. તત્ત્વજ્ઞાની મહા પુરૂષોએ મનુષ્યજન્મને ચિંતામણી રત્ન સમાન કહેલું છે તે શા હેતુથી? તેનો વિચાર કરજે. આખું શરીર ગંદકીમય છે, પાયખાનાનોજ પટારો છે. આંખમાં, કાનમાં, પેટમાં, મુખમાં વગેરે નવે દ્વારમાં મલિનતાજ ભરી છે તો તેમાં ચિન્તામણીરત્ન કીયે સ્થળે સંતાયું હશે? અરે જે જે દૂધપાક, બાસુદી, શીખંડ, શીરો, પુરી, મોદક, બરફી, જલેબી વગેરે ઉત્તમ પદાર્થો ખાવામાં આવે છે, તે સર્વે પણ આ શરીરના સંજોગે પેટમાં ગયા પછી અંતરમુર્હુતમાંજ મલીનપણાને પામી જાય છે, એટલે તેની અસૂચી-વિષ્ટા બની જાય છે, ગમે તેવું ઉંચું અને સારૂં ભોજન જમવામાં આવે તો પણ તેને ટુંક સમયમાં અસુચી બનાવી દે છે. વસ્ત્રાભરણને મેલાં બનાવી દે છે; માટે તત્વથી વિચારતાં તો કોઇ પણ ભાગમાં ચિંતામણીરત્ન તો જડતું નથી પણ ફક્ત સારભૂત અને અક્ષયપદ પામવાનું મુખ્ય કારણભૂત હોવાથીજ તેને ચિંતામણીરત્ન સમાન કહેલું છે, અને ધર્મ પણ આ શરીરથીજ થઇ શકે છે, વળી તે મહાપુણ્યે પ્રાપ્ત થાય છે, આત્મોન્નતિકારક અપૂર્વ શક્તિ પણ આ શરીરથીજ પ્રકટ થાય છે, દેવોનાં ભલે રત્નમય શરીર હોય પણ તેઓ તે શરીરથી અક્ષય કેવળશ્રી પ્રાપ્ત કરવાને માટે તદ્દન અશક્ત છે, માટે મનુષ્યપણું રત્નચિંતામણી સમાન કહ્યું છે; તે ખરેખર સત્ય છે, માટે આત્મોદયના અભિલાષી હે વિવેકી બંધુઓ! આ ગંદકીની ખાણરૂપી કાયામાંથી ધર્મ રૂપી રત્નને શોધી કાઢજે અને આ ગંદકીમય કાયાનો ગર્વ તજી દઇ સારભૂત વસ્તુ ગ્રહણ કરજો. સારભૂત શું શું છે? તેને માટે શ્રીવીરપ્રભુએ કહ્યું છે કેઃ—

सारं दंसण नाणं । सारं तप नियम संजम शीलम् ॥
सारं जिणवर धम्मं । सारं संलेहणा मरणम् ॥ १ ॥

અર્થાત—આ જગતમાં સારમાં સારભૂત એક દર્શન, જ્ઞાન, તપ, નિયમ, સંયમ, શિયળ તથા શ્રીજીનેશ્વરનો દયામય પવિત્ર ધર્મ અને સમાધિપૂર્વક સંલેખણા સહિત પંડિતપણે મરવું; એજ આ જગતમાં સાર છે, માટે આ કાયાનો ગંદી દેહનો ગર્વ તજી ધર્મસાધન કરજે, ભાન ભૂલી જઇ માનવતનરત્નને વિષયગર્તમાં ફેંકી દઇ ગેરઉપયોગ કરેશો નહિ. કહ્યું છે કે:—

## શિખરિણી વૃત.

અહો હાડે ચર્મે રસ ચરબી નાડી નસ થકી,
સદા દુર્ગંધી તે અપુનિતપણાનું ઘર નકી;
રૂડો ને રૂપાળો નજર કરતાં માત્ર નરવો,
નથી એવો મારે નરહરી હવે દેહ ધરવો. ૨
અરે પાપી આવું હૃદય ભરવા ભુતળ વિષે,
ફરે ચારે કોરે છળકપટ રાખી દશ દિશે;
અરે એ પીડામાં કઠણ પ્રભુમાં ભાવ કરવો,
નથી એવો મારે નરહરી હવે દેહ ધરવો. ૨

માટે લક્ષ્મીના મદમાં છકી જઇ અભિમાનના શિખર ઉપર થઈશ નહિ અને આ માનવજીંદગીને કુકર્મોથી કાળી બનાવીશ નહિ. વળી આ મનુષ્યજન્મને સફળ કરવા માટે શ્રીભર્તૃહરિએ વૈરાગ્યશતકમાં કહેલાં કાર્યો કરી ઉત્તમ લાભ મેળવજે.

तृष्णां छिंद्धि भज क्षमां जहि मदं पापेरतिमाकृथा ।
सत्यंब्रूह्यनुयाहि साधुपदवीं सेवेस्व विद्वज्जनान् ॥
मान्यान् मानय विद्विषोप्यनुनय प्रच्छाद स्वान्गुणान् ।
कीर्तिं पालय दुःखिते कुरुदया मे तत् सतां लक्षणम् ॥१॥

અર્થાત—તૃષ્ણાને તજી દે, ક્ષમાને ભજ, અભિમાન ન કર, પાપને વિષે પ્રીતિ ન કર, સત્ય વચન બોલજે તથા તે પ્રમાણે વર્તજે, ઉત્તમ પુરૂષોને માર્ગે ચાલજે, વિદ્વાન અને જ્ઞાની પુરૂષોનો સમાગમ કરી તેમનું સેવન કરજે, માન્ય પુરૂષોને ઉત્તમ પ્રકારે સન્માન આપજે, પણ લક્ષ્મી આદિના મદમાં તણાઈ તેમનું અપમાન કરીશ નહિ. શત્રુઓને પણ દુઃખી દેખી તેમના ઉપર દયા લાવી પરેપકાર કરજે. પોતાના ગુણોને ઢાંકજે પણ આત્મશ્લાઘા કરી જ્યાંત્યાં પોતાના

ગુણો ગાઇશ નહિ. વળી ઉત્તમ પ્રકારની કીર્તિ મેળવી તેને સાચવજે, પણ અપકીર્તિકારક કુકૃત્યો કરીને જીનગીને કાળી કરીશ નહિ. વળી દુઃખીયા અનાથ ગરીબ અને નિરાધાર જીવો ઉપર દયા કરી તેમના ઉંડા જીગરની દુવા મેળવજે, કારણ કે તેમની દુવા વૈદ્યની-દવા કરતાં ઘણીજ સારી અસર કરે છે. વૈદ્યની દવા તો ફક્ત શરીરનેજ સુખી કરે છે અને તે પણ પુરતા પૈસા હોય તોજ મળી શકે છે, નહિ તો જોઇએ તેવી ઉંચી દવા ન મળે, તેમ છતાં પણ શરીરે રોગ જવો યા ન જવો તે તો વળી પ્રારબ્ધ ઉપર આધાર રાખે છે. પણ ગરીબોની દુવા તો આત્માને સુખી કરે છે, મહા પુણ્ય ઉપાર્જન કરે છે, અને ઉભય લોકમાં અભ્યંતર અને બાહ્ય એમ બન્ને રીતે મહા સુખશાન્તિ ઉત્પન્ન કરાવે છે, માટે જરૂર દુઃખી અનાથ અને ગરીબો ઉપર દયા કરજે, આ સર્વે સત્પુરૂષોનાં લક્ષણ છે, તે સત્પુરૂષોનાં લક્ષણોનો તું ઉપાસક બનજે એજ ઉત્તમ માર્ગ છે.

વળી આ મનુષ્યજન્મનો અવસર ફરીફરીને મળતો નથી તે તો અંધેરકદરની રાત જેવું છે, તે કોઇ વખતે મહા પુણ્યોદયથી પ્રાપ્ત થઇ જાય છે; તેજ હેતુથી સર્વજ્ઞ મહાપુરૂષોએ દશ દષ્ટાંતે કરીને પણ અતિ દુર્લભ એવો આ માનવભવ કહેલો છે. જેઓ વૈભવમાં આસક્ત બની આ અમૂલ્ય પ્રાપ્ત અવસર ખુવે છે, તે પરલોકમાં પૂર્ણ પસ્તાય છે. હવે તેના ઉપર વાંદરાવાંદરીનું દષ્ટાંત કહે છેઃ—

## (૧૮) શુભયોગે નર થયેલા વાનરના પશ્ચાત્તાપની વાત.

એક કોઇ મહાઅરણ્યમાં વટવૃક્ષ ઉપર વાંદરાવાંદરીનું એક જોડું બેઠું હતું, તે સ્વભાષામાં અનેક પ્રકારનો વિનોદી વાર્તાલાપ કરી આનંદ કરતું હતું. એ વૃક્ષની સમીપમાં એક પાણીનો દ્રહ (ધરો) હતો તેમાં ઘણા વખતથી પાણી ભર્યું રહેતું હતું. એક વખત તેઓ બન્ને જણાં સ્વાભાવિક રીતે તેમાં નાહાવાને સાથે પડ્યાં, પડતાવેંતજ એવો કોઇ શુભ યોગ હોવાથી તેઓ બન્ને પશુ મટી નરનારી રૂપે થઇ ગયાં. તેથી મનમાં આનંદસહિત આશ્ચર્યપૂર્વક વિચારવા લાગ્યાં કે, અહો! આ શું કહેવાય? આજ આપણા ભાગ્યનો ઉદય થયો સમજવો; આ દ્રહમાં આપણે ઘણી વાર નહાવા પડીએ છીએ પણ આવો અવસર તો કોઈ વખત આવ્યો નહિ હતો, ભલે જે થયું તે ઘણુંજ સારૂં થયું. પશુ મટી નરનારી થયાં તે કાંઇ ઓછા આનંદની વાત ન સમજવી. તે સાંભળી પુરૂષ બોલ્યો કેઃ—હે સ્ત્રી! આ તો

બહુજ સારૂં થયું, આજનો સમય અને ચોઘડીયું ઘણું ઉત્તમ છે પણ મારો વિચાર એવો છે કે જેમ આપણે આ કુંડમાં પડી પશુ મટી મનુષ્ય થયાં તો હવે બીજી વાર પડીએ તો જરૂર મનુષ્ય મટી દેવરૂપ પણ બની જઇએ, અને સુંદર શરીરાકૃતિ પામીએ. ત્યારે સ્ત્રીએ કહ્યું કેઃ-સ્વામીનાથ! એ શું બોલ્યા, ફરી ફરીને કાંઈ એવો રૂડો અવસર આવતો નથી? એ તો લહેરકદરની રાત છે, માટે અતિ લોભ કરવો નહિ, અતિ લોભ કરવાથી "**અતો ભ્રષ્ટસ્તતો ભ્રષ્ટ**" થવાનો વખત આવે; તેને માટે એક ઉત્તમ પુરૂષે કહ્યું છે કેઃ—

**अति लोभो न कर्तव्यो । अति लोभे विनाशनम् ॥**
**अति लोभ प्रभावेन । सागरः सागरं गतः ॥ १ ॥**

**અર્થાત્**—અતિશય લોભ કદી કરવો નહિ, અતિ લોભથી નકી નિરાશ થવાનો વખત આવે છે, અતિ લોભના પ્રભાવથી જેમ સાગર નામનો શેઠ સાગરમાં પડી બુડી ગયો. તેમ અત્ર પણ એમજ જાણવું.

માટે અતિ લોભ નહિ કરતાં પુણ્યોદયથી મળેલી માનવજાતિને વિષે સંતોષપૂર્વક આનંદમાં રહો! એ પ્રમાણે તેણીએ ઘણુંએ સમજાવ્યો પણ તેણે માન્યું નહિ. ને કહે કે હે સ્ત્રી! હું તો આમાં પડીશ અને દેવરૂપ બનીશ, આજનો સમય કોઈ અનુપમ લાભદાયક છે. માટે જરૂર લાભજ મળશે, જ્યારે કુદરતથીજ આપણને આવો અપૂર્વ જોગ મળ્યો છે, તો શા માટે ભૂલવું જોઇએ? એમ કહી સ્ત્રીએ તેને ઘણોએ વાર્યા છતાં વિશેષ સુખની આશાએ તેણે પાણીમાં પડતું મુક્યું, પડતાવેંતજ જેવો હતો તેવોજ પુરૂષ મટી પાછો વાંદરો થઇ ગયો. અહો! કર્મની ગતિ કેવી અકળ અને ગહન છે? પછી થોડી વારે બહાર નિકળી રોવા લાગ્યો અને માથું કુટી અફસોસ કરવા લાગ્યો, ત્યારે સ્ત્રીએ કહ્યું કેઃ-હે સ્વામીનાથ! મારૂં કહ્યું ન માન્યું અને વધુ સુખની લાલચમાં લપટાયા તો પાછા મૂળ સ્થિતિએ આવી પહોંચ્યા, અહો! આશા કેવી મોહમાં ફસાવે છે? આશા નામની નદીમાં સર્વ લોકો તણાય છે, મૂળને તજી વિશેષ લેવા દોડે તે જરૂર પસ્તાય. આશા નદીનું સ્વરૂપ રાજર્ષિપ્રવર શ્રીભર્તૃહરિએ 'વૈરાગ્યશતકમાં સારૂં જણાવ્યું છેઃ-

**आशानामनदी मनोरथजला तृष्णातरंगाकुला ।**
**रागग्राहवती वितर्कविहंगा धैर्यद्रुमध्वंसिनी ॥**

मोहावर्तसुदुस्तराऽतिगहना प्रोत्तुंगचिंतातटी ।
तस्याः पारगता विशुद्धमनसः नंदंति योगीश्वराः ॥१॥

અર્થાત્—આ જગતમાં આશા નામની એક મોટી નદી વહે છે, તેમાં નાના પ્રકારના મનોરથો રૂપી પાણી ભરેલું છે, વળી તેમાં તૃષ્ણારૂપી મોટા મોટા તરંગો ઉછળી રહેલા છે, વળી જેમાં રાગરૂપી મોટા ગ્રાહો (મગરમચ્છો) રહેલ છે અને સંકલ્પવિકલ્પો રૂપી જેમાં વિહંગ (પક્ષીઓ) ઉડે છે, વળી જે નદીને ચિંતારૂપી મોટા બે કિનારા છે, વળી જેમાં મોહરૂપી મોટા વમળો થઇ રહેલ છે તેથી કરીને તે અત્યંત દુસ્તર અને ઘણી ઉંડી છે, ધૈર્ય રૂપી મોટાં વૃક્ષને ઉખેડનારી છે, એવી જે આશા નામની મોટી નદીને તરીને જે યોગીશ્વર મહાત્માઓ પાર પામ્યા છે; તે ખરેખર વખાણવા યોગ્ય છે. માટે આશા નામની નદી તરવી એ બહુ મુશ્કેલ છે. આ દષ્ટાંતમાંથી તાત્પર્ય એ નીકળી આવે છે કે, જે મનુષ્યો ઉત્તમ નરરત્ન પામી લોભલાલચમાં લપટાઈ જ્યાંત્યાં વૃથા દોડધામ કરે છે. કરવાનું છે તેને તજી દઈ અકાર્યો કરે છે અને મનુષ્યજીંદગીને હારી જાય છે; તે પેલા વાંદરાની પેઠે પૂર્ણ પસ્તાય છે. કહ્યું છે કે:—

## માલિની વૃત.

સુજન મન વિચારો, આપણું હિત ધારો,
રજની દિવસ ધ્યારો, ધર્મ તે શ્રેષ્ઠકારો;
મનુષ્યજનમ આ તે, શુભ કૃત્યોથી લાધ્યો,
અઘ અધિક ન થાવા, પુણ્યની પાળ બાંધો. ૧

માટે હે સદ્વિવેકી સુજનો! મોહમમતામાં નહિ ફસાતાં પ્રેમે પવિત્ર ધર્મનું આરાધન કરો કે જેથી અનાદિકાળથી આપણો જીવાત્મા ભવાટવીમાં ભટકતો અટકે, જન્મ, જરા, મરણ આદિ ત્રિવિધિના તાપ ટળે અને અક્ષય મોક્ષલક્ષ્મી મળે, એજ મનુષ્યજન્મનું સાર્થક છે, એવો ઉત્તમ લાભ સદ્‌ભાગ્યથીજ મળે છે. (૨૦)

विधिरेव मनुष्याणां । बलवान्प्रोच्यते बुधैः ॥
शुभं वा यदि वाऽशुभं । तदाधीनं विवर्तते ॥२१॥

**અર્થ**—મનુષ્યોને પ્રારબ્ધ એજ બળવાન છે, એમ વિદ્વાનોએ કહેલું છે, શુભ અથવા અશુભ કાર્ય તેનેજ આધિન વર્ત્તે છે; કર્મ પાસે મનુષ્યોનું કાંઇ પણ બળ કામ આવતું નથી–કશું ચાલતુંજ નથી.

**ભાવાર્થ**—આ મનુષ્યલોકમાં ખરેખર સર્વ પ્રાણીઓને વિધિ કહેતાં પ્રારબ્ધ એજ બળવાન છે; એ પ્રમાણે પુરાતન પુરૂષોએ કહ્યું છે. શુભ કર્મ કે અશુભ કર્મ પ્રારબ્ધને આધિનજ છે. અમુક કાર્યોમાં ફતેહમંદ નીવડ્યા તો મનુષ્યો એમ ધારે છે કે આ તો મારી સત્તાથીજ સિદ્ધ થયું છે, પણ એવા ખોટા અભિમાનનો તો સર્વથા ત્યાગજ કરવો જોઇએ, કારણ કે પૂર્વ પ્રારબ્ધ સારાં હોય તો જ આપણાં કાર્યો સફળ થાય છે.

પ્રાયે કરી સર્વ મનુષ્યો સદૈવ સુખનીજ આશા રાખે છે, કોઇ પણ પ્રાણી એમ નથી ઇચ્છતું કે મને દુઃખ મળજો, મારા વ્યાપારમાં ખોટ જજો–એમ કોઈ પણ ઇચ્છતું નથી; પણ એ સર્વ સુખ મળવું પોતાને આધિન નથી, પૂર્વોપાર્જીત શુભાશુભ કર્મના ઉદય મુજબ જીવને સુખદુઃખની પ્રાપ્તિ સદા થાય છે. ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ—

**यथा धेनु सहस्रेषु । वत्सो विंदति मातरम् ॥**
**तथा पूर्वकृतं कर्म । कर्तार मनु गच्छति ॥ १ ॥**

**અર્થાત્**—જેમ હજારો ગાયોના વૃંદમાંથી વાછડો પોતાની માતાને ગોતી કાઢે છે, તેમ પૂર્વે કરેલું કર્મ પણ પોતાના કર્તાને ગોતી કાઢે છે. આ જગતમાં સર્વથી બળવાન કર્મજ છે. જેવાં પ્રાણીઓનાં ભાગ્ય હોય તેવુંજ ફળ મળે છે, ક્રોડો ઉપાય કરવામાં આવે પણ ભવિષ્ય કદાપિ ફરતું નથી. કેશવકૃતિમાં કહ્યું છે કેઃ—

### ઇંદ્રવિજય છંદ.

અંતરમાં હરખાય નિરંતર જે સુખની અતિ અદ્ભુત આશા,
તે સુખ સ્વપ્નવિષે પણ દુર્લભ આખર સાર ઘણાયે તપાસ્યા;
કાળ અરે વિકરાળ ધરે કર ફોકટ ત્યાં બળદેવ દેવાનું,
કોટી ઉપાય કરો કદિ કેશવ ભાઇ ભવિષ્ય નહિ મટવાનું. ૧
આથડવું પડવું રડવું મરવું ડરવું સહુને શીર આવે,
સદ્ગુણ દુર્ગુણ ભાવ અભાવ વિવેક વિચાર ન કોઇ બતાવે;

ડા'પણુબાપણુ આપણુ લાયક હોય ન ઔષધ કોઈ કરવાનું,
કોટી ઉપાય કરો કહિ કેશવ ભાઈ ભવિષ્ય નહિ મટવાનું. ૨

જેનું વિધિ વિપરિત છે, તે ગમે તેટલાં ફાંફાં ભલે મારે, પણ કાંઈ વળતુંજ નથી. અહો પ્રારબ્ધની કેવી વિચિત્ર ગતિ છે? કે જે મોટા રાજા હોય છે, તે એક ક્ષણવારમાં રંક બની જાય છે, અને જે રંક હોય તે ક્ષણવારમાં મોટો રાજા બની જાય છે, એ ભાગ્યની ખૂબી નહિ તો બીજું શું?! તેને માટે વડોદરાનરેશનો દાખલો વાચકવૃંદને સારો અસરકારક નીવડશે. જે મલ્હારરાવ મહારાજાને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે મારૂં રાજ્ય જશે, અને હું પરાધિનતાની પરાકાષ્ટાએ પહોંચી કારાગ્રહમાં જીવન ગાળી મારૂં આયુષ્ય પૂર્ણ કરીશ. તેમ છતાં ભવિષ્યબળે તેવો જોગ મેળવ્યો અને તેજ પ્રમાણે બન્યું. વળી એક મધ્યમ કુટુંબનો બાળક કે જે છેક સામાન્ય સ્થિતીમાં ઉછરતો હતો તેણે સ્વપ્ને પણ ધાર્યું ન હતું કે મને વડોદરાનું રાજ્યાસન મળશે, અને આ ગરીબડું શરીર મહારાજાશ્રી સયાજીરાવ ગાયકવાડ સરકારના સુનામથી દુનિયામાં પંકાશે અને ઓળખાશે! પણ તેના શુભ ભાગ્યોદયે તે જોગ પણ મેળવ્યો અને વડોદરાનરેશના નામથી ઓળખાવાનો વખત પણ આવ્યો. તથા "ઘણી ખમા ગુર્જરનરેશ ગાયકવાડ સરકાર શ્રી સયાજીરાવ મહારાજાને" એ પ્રકારની બિરૂદાવળી સાંભળવાનો સમય પણ પ્રાપ્ત થયો. માટે ભાગ્યજ મોટું બળવાન છે. કહ્યું છે કે:-

**दैवं फलति सर्वत्र । नं विद्या न च पौरुषम् ॥**
**पाषाणस्य कुतो विद्या । येन देवत्वमागतः ॥ १ ॥**

અર્થાત્--સર્વત્ર ભાગ્યજ ફલે છે, વિદ્યા કે પુરૂષાર્થ ફલીભૂત થતાં નથી. દાખલા તરીકે પાષાણમાં વિદ્યા કે પુરૂષાર્થ કાંઇ પણ રહેલું નથી, તો પણ સલાટને હાથે તેની મુર્તિ ઘડાઇ દેવરૂપ બન્યો, અને હજારો મનુષ્યને વંદનીય થયો

## નારાચ છંદ.

વડોદરે વસેલ જે સયાજીરાવ સાંભરે,
અધિપતિ નસીબની ગતિ થઇ જુઓ ખરે;
ઘણી છતાં મલ્હારરાવ કેદમાં ગયો અરે,
ગતિ વિચિત્ર કર્મની તું હર્ષશો. શું કરે?! ૧

માટે કર્મની ગતિ વિચિત્ર છે! હમેશાં પ્રાણીઓ સુખની અભિલાષા રાખે છે પણ ઓચિંતુ દુઃખ આવીને ખડું થાય છે, ત્યારે લોકો કહે છે કે, આ તો ભાઈ ભોંયમાંથી ભાલા ઉગ્યા! પણ વાસ્તવમાં તેમ નથી, ખરૂં જાણજો કે હર્ષપૂર્વક પૂર્વ ભવે કરેલા કર્મના ભાલા ઉગી ઉદયમાં આવ્યા છે, માટે વિવેકી હોય તે સમજી જઇ સમભાવે સહન કરે છે અને અજ્ઞાનીઓ હોય તે હાયવોય કરે છે તેને ધિક્કારે છે, અને અનેક નવાં કર્મો ઉપાર્જન કરે છે. વળી ભાવિ પ્રબળ કોઇનું ટાળ્યું ટળતું નથી. દુનિયામાં દરેકના ઉપાય છે, પણ ભાવિ પ્રબળને મટાડવાનો-ફેરવવાનો કોઇ પણ ઉપાય કોઇ પણ સ્થળમાં નથી ગમે તેટલા ઉપાયો કરો પણ બનવાનું તો બનેજ છે મિથ્યા કદી થતુંજ નથી.

## (૧૯) ભાવિ મિથ્યા થતુંજ નથી, તે વિષે શ્રીકૃષ્ણનો દૃષ્ટાન્ત.

શ્રી દ્વારકાનગરીના મહારાજા ત્રિખંડાધિપતિ શ્રીકૃષ્ણ વાસુદેવને દ્વારાપુરીનો વિનાશ તથા હૃદયભેદક પોતાના અવસાન સમય વગેરેનું ભવિષ્ય સર્વજ્ઞથી નેમનાથપ્રભુએ તેમના પૂછવાથી કહ્યું હતું તેમ તેનો પ્રતિકાર પણ જણાવ્યો હતો. અને કહ્યું હતું કેઃ-તમારી નગરીનો દારૂથી નાશ થશે અને તમારા જરા નામના બંધુ તમને મારશે. પણ આ તમારી નગરીમાં જ્યાં સુધી આંબિલનું વ્રત અખંડ ચાલુ હશે ત્યાં સુધી તેનો નાશ કરવાને દ્વિપાયનઋષિ શક્તિવાન બનશે નહિ. અહા હા! કેવો સરસ પ્રતિકાર (ઉપાય)? કેવું ભવિષ્ય? હમેશાં નગરીમાં આંબિલ વ્રત ચાલુ રાખવાને માટે નાળિયેર ફેરવવા માંડ્યું. હમેશાં જે ઘેર નાળિયેર જાય તે ઘેર એક આંબિલ વ્રત થયા વિના રહેજ નહિ. વળી ગામમાંથી દારૂ પણ સર્વ કઢાવી ગિરિનારની ઉંડી ખાઇમાં ફેંકી દેવરાવ્યો. કોઇએ પણ દારૂ ન વાપરવો એવો સખ્ત હુકમ જાહેર કર્યો. વળી જરા નામનો ભાઇ કે જેને હાથે પોતાનું મરણ થવાનું નિર્માણ થયું છે, તે જરાકુંવર પોતાના બંધુના બચાવ ખાતર રાજવૈભવનાં સુખો તજી કુસુંબીનામના વનમાં જઇ વસ્યો. આ પ્રકારે સર્વ અનુકુળ પ્રતિકાર કર્યા ને અનિષ્ટની નિવૃત્તિ જણાઈ. પણ દૈવની ગતિ તો ન્યારીજ છે. 'ભાવિ પ્રબળ પાસે ચાલે ના જરી' જ્યાં દૈવ પોતેજ પ્રતિકુળ છે, ત્યાં મનુષ્યકૃત પ્રયત્નો અનુકુળ છતાં શું કામ લાગે? દૈવ રૂઠ્યો ત્યાં દેવ પણ મુંજે, આખરે તેણે કરેલા પ્રયત્નો કામ ન આવતાં શ્રીનેમપ્રભુના કહ્યા મુજબજ સર્વ બન્યું.

નગરીનો વિનાશ તથા પોતાનો અંત સમય વગેરે સર્વ પ્રકારો સર્વ-જ્ઞોક્તિ મુજબજ થયા તેનો સર્વ વૃતાંત હૃદયભેદક છે, તેનો આદિ સમય અને અંતસમય ભલાભલાઓને પણ આંખમાંથી આંસુ પડાવે તેવો છે, અને મધ્યમ સમયમાં સુખનો પાર પણ ન હતો.બત્રીસહજાર સ્ત્રીઓનો પતિ હતો, સોળ હજાર મુકુટબંધી રાજાઓના મુકુટમણિની પ્રભાજળથી પોતાના ચરણકમળને ધોવરાવતો હતો, તેવા છત્રપતિ મહારાજા ને- દુહા—

**જન્મતાં કોઇએ જાણ્યા નહિ, મરતાં નહિ રોનાર,**
**તરશે તરફડે ત્રિકમો, નહિ કોઇ પાણીનો પાનાર. ૧**
**કયાં જન્મ્યા કયાં ઉછર્યા ? કયાં લડયા છે લાડ ?**
**તુળસી એ શરીરકા, કિહાં પડેગા હાડ ? ૨**

હૃદયને ત્રાસ પમાડનાર ગમે તેવા કઠણ મનવાળાની ચક્ષુમાંથી પણ આસું પડાવનાર તે મહાપુરૂષનું ચરિત્ર સવિસ્તર વાંચવાની ઇચ્છા રાખનાર પ્રિય વાંચકોએ ત્રિશષ્ઠીશલાકાપુરૂષચરિત્રમાંથી જોઈ લેવું. મતલબ કે, ભાવિ પ્રબળ ઘણું વિચિત્ર છે, મનુષ્યોની કારી તેમાં જરા પણ ચાલતી નથી. એટલું તો ખરૂં છે કે મનુષ્યોનો ભવિષ્યકાળ ફરવાનો હોય છે ત્યારે મતિમાં ફેરફાર થાય છે, તેનું પરિણામ જાણવામાં હોય તો પણ તે કાર્યો બેધડકથી નિડર બની તે કરે છે. તે ઉપરથી સમજાય છે કે, તે પોતે કરતા નથી પણ તેનું ભવિષ્ય ભૂલાવી તે માર્ગે લઇ જાય છે. પોતે ઘણા પ્રયત્નો કરે અથવા બીજા લોકો તે ન કરવાનો નિષેધ કરે તો પણ તે કરે છે. કહ્યું છે કે:-

**पौलस्य कथमन्य दारहरणे दोषं न विज्ञातवान् ।**
**रामेणाऽपि कथं न हेमहरिणस्या संभवोलक्षितः ॥**
**अक्षश्चापि युधिष्ठिरेण रमता प्राप्तोह्यनर्थः कथं ।**
**प्रत्यासन्न विपत्ति मूढ मनसां प्रायो मतिः क्षीयते ॥ १ ॥**

**અર્થાત્**—રાવણ પરસ્ત્રીનું હરણ કરવામાં દોષ શું નહોતો માનતો ? તથા હેમના હરણનો અસંભવ શું રામે લક્ષમાં નહોતો લીધો વારૂ ? તથા જુગટું રમવામાં યુધિષ્ઠિર શું અનર્થ નહોતા ભાળતા ? પણ પ્રાયે કરીને માણસોને વિપત્તિકાળ નજીક આવે છે, ત્યારે તેની મતિનો અપભ્રંશ થઇ તે ઉન્માર્ગમાં પ્રેરાય છે. ભાવિ પ્રબળ બન-

વાનું છે તે ક્યાં જાય? ગમે તેમ કરી પ્રાણીને ભૂલાવે છે, સન્માર્ગ-દર્શકને કટા શત્રુ માનવામાં આવે છે, લોકવિરૂદ્ધકાર્ય પોતાને સમજવામાં આવે છે છતાંપિ કરે છે, કર્મની બલિહારી એનુંજ નામ કે ભાવિભાવ જેવું હોય તે તરફ દોડે છે.

કર્મને આધિન સર્વ જગત્ છે, કર્મ નચાવે તેમ સર્વ નાચે છે, જેમ માંકડાને મદારી લોકો પોતાની ઇચ્છાનુકુળ ખેલાવે છે–રમાડે છે. કર્મને માટે પણ તેમજ સમજવાનું છે. મોટામોટા મુનિઓને પણ તે પટકી પાડે છે, સંયમ માર્ગથી ભ્રષ્ટ કરી ગૃહસ્થાશ્રમી બનાવી દે છે. નંદિખેણુ, આદ્રકુમાર, અષાઢભૂતિ અણગાર, અરણીકમુનિ વગેરે અનેક મહાત્માઓને પણ પદભ્રષ્ટ કરી કર્મે ઇચ્છાનુકુળ ખેલાવ્યા.

એલાચીકુમારને અનેક વૈભવથી ભ્રષ્ટ કરી નાટકીઓ બનાવ્યો, જે હજારોને મોજ આપનારો હતો; તેને મોજ લેવાનો પિપાસી બનાવ્યો, એવંતામુનિને પાણીમાં પાતરી મુકી રમત રમાડી. એમ તિર્થંકર, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ વગેરે ઘણાને રમાડ્યા. તે કર્મ ક્ષણમાં હસાવે છે, ક્ષણમાં રડાવે છે, ક્ષણમાં આનંદસાગરમાં ડુબાવે છે, તો ક્ષણમાં ભયંકર સ્થિતિએ પહોંચાડે છે; એમ અનેક રંગથી આ આત્માને રમાડે છે. જેને આખી દુનિયા પ્રતિકુળ એટલે વિરૂદ્ધ હોય પણ એક વિધિજ સાનુકુળ હોય તો કોઇની મગદૂર નહિ કે તેને કંઇ પણ કરી શકે! અને જેને આખી દુનિયા સાનુકુળ હોય પણ એકલો વિધિજ વાંકો હોય તો મગદૂર નહિ કે કોઈ પણ વિધિને ફેરવી તેનો બચાવ કરી શકે! કહ્યું છે કેઃ—

**सकलापि कला कलावतां । विफलां पुण्य कलांविना किल॥**
**सकले नयने वृथा यथा । तनुभाजां हिकनीनिकां विना ॥१॥**

**અર્થાત**—કળાવાળાઓની સર્વ કળાઓ પુણ્યોદય વિના નિષ્ફળ છે. જેમ આંખની કીકી વિના બે ચક્ષુઓ કાંઈ પણ કામમાં આવતી નથી.

'**ચંદ્રકાન્ત**' નામના ગુજરાતી પ્રેસ–મુંબઇવાળાના વેદાન્ત ગ્રંથમાં એક વાત છે કે, રાવણને એક પુત્રી જનમી ત્યારે વિધાતાએ તેના લેખ લખ્યા. લખીને પાછી વળી ત્યારે રાવણે પુછ્યું કેઃ–બોલ તેં શું લખ્યું છે? વિધાતાએ કહ્યું કે, તેના કર્મ પ્રમાણે લખ્યું છે કે, તેનો પતિ તમારો સંડાસ વાળનાર ભંગી થશે. આથી રાવણને અતિ કોપ ચડયો અને તેમ ન થવા માટે તે ભંગીનો અંગુઠો છેદી મહાસાગરમાં

કોઈ પણ મનુષ્ય ન મળે એવા નિર્જન બેટમાં તેને મુકી દીધો. પણ એ કન્યાનો આખરે તેજ પતિ થયો. દુનિયામાં શું ફળે છે?

नैवा कृतिं फलाति नैव कुलं च शीलं ।
विद्याऽपि नैव न च यत्नकृतानि सेवा ।
भाग्यानि पूर्व तपसा खलु संचितानि ।
काले फलंति पुरुषस्य यथैव वृक्षाः ॥ १ ॥

અર્થાત—આકૃતિ, કુળ, શીળ, વિદ્યા, યત્નથી કરેલી સેવા, તથા પુરૂષાર્થ વગેરે કંઈ ફળતું નથી, પણ પૂર્વભવમાં તપ, જપ, આદિથી સંચિત કરેલાં ભાગ્યોજ પુરૂષોને ફળે છે. જેમ કાળે કરીને વૃક્ષો ફળે છે તેમ શુભાશુભ કર્મોજ પ્રાણીઓને ફળે છે. માટે વિવેકી પુરૂષોએ સુખદુ:ખાદિકમાં સમભાવ રાખી સર્વ સહન કરવું. સુખદુ:ખ દિવસમાં સૂર્યની પેઠે ફર્યા કરે છે, કહ્યું છે કે:—

દોહરા.

સંકટ આવે સેંકડો, ધીરજ ધરે સુજાણ;
મુરખજન મુઝાઇ મરે, ભુલે ભાન નિદાન. ૧
વિશ્વવિષે વસનારને, સુખદુ:ખ પડે અપાર;
ધૈર્ય ધર્મથી સુખ મળે, બનવાનું બનનાર. ૨

માટે જે કાળે જે બનવાનું છે તે હરેક બાને પણ બનેજ છે બન્યા વગર રહેતુંજ નથી. તેની સામા કરેલા પ્રયત્નપૂર્વક કોટી ઉપાયો પણ કામ લાગતા નથી. તો પણ કેટલાક તો ભાવિ પ્રબળ ફેરવવાને પ્રયત્ન કર્યાજ કરે છે, પણ આખરે તેમાંજ સપડાય છે. તેનું પોતાનું કાંઈ જોર ચાલતુંજ નથી, "લખ્યા લેખ મિથ્યા ન થાય લગાર" હવે તે ઉપર આદ્રકુમારમુનિનું દષ્ટાંત કહે છે:—

## (૨૦) ભોગ અવશ્ય ભોગવવા પડે છે—આદ્રકુમારનું દષ્ટાંત.

અનાર્ય દેશને વિષે આર્દ્રક નામે ઋદ્ધિસિદ્ધિથી ભરપુર અને મનને મોહ પમાડી ખેંચે તેવી નગરી હતી, તેને વિષે આર્દ્રક નામે રાજા રાજ્ય કરતો હતો, તેને ગુણસુંદરી નામે પટરાણી હતી, તે રૂપ અને શિયળ ગુણે કરી ભરપુર અને ચોસઠ કળાની જાણ હતી. તેવી નામ પ્રમાણે રૂપ અને ગુણવાળી રાણીને આદ્રકરાજા સાથે સંસારી સુખ ભોગવતાં એક પુત્ર જનમ્યો, તેનો બારમે દિવસે મહોત્સવ કરી

માતાપિતાએ આદ્રકુમાર એવું નામ ધારણ કર્યું, તે કુમાર આઠવર્ષનો થયો, ત્યારે માતાપિતાએ તેને નિશાળે ભણવા મુક્યો અને થોડા દિવસમાં ભણીગણી તે બહોતેર કળાનો જાણ થયો. અને પછી સોળ વર્ષનો થયો ત્યારે માતાપિતાએ કુળવાન અને રૂપવતી તથા ગુણવંતી સ્ત્રી સાથે તેનું લગ્ન કર્યું.

એક દિવસના સમયે તે આદ્રક નગરીના વ્યાપારી કરીઆણું ભરી દેશાવર વેપાર કરવા નીકળ્યા, તેઓ ઘણાં ગામ તથા નગર ફરતાફરતા મગધદેશમાં રાજગ્રહી નગરીએ આવ્યા. તે નગરીને વિષે શ્રેણીક નામે રાજા રાજ્ય કરતો હતો. તેનો અભયકુમાર નામે પુત્ર ચારબુદ્ધિનો નિધાન અને જૈનધર્મને વિષે મહા દૃઢ પરિણામી હતો.

શ્રેણીકરાજાની સાથે સભામાં એ કુમાર પણ બેઠો હતો, તે વખતે આદ્રક નગરીના વ્યાપારીએ આવી શ્રેણીક રાજાને ભેટણું મુક્યું. તે વારે અભયકુમારે તે દેશના ક્ષેમકુશળ વર્તમાન પૂછતાં તેમણે આદ્રક નગરીના વર્ણનની સાથે આદ્રકુમારનો વર્ણન પણ કહેવા માંડયો કે, અમારા રાજકુમાર આપના જેવા ગુણવાન, રૂપકળાએ કરી ભરપુર ને વિચિક્ષણ પણ છે. તે સાંભળી અભયકુમારે કહ્યું કેઃ—તમો તમારા દેશમાં જાઓ ત્યારે મને મળીને જજો. છેવટે વેપારી સ્વદેશમાં જતી વખતે અભયકુમારની પાસે આવ્યા, તે વારે અભયકુમારે ખુશી ખબરનો એક પત્ર લખીને વેપારીને આપ્યો, તેની અંદર લખ્યું કેઃ— "હું તમને મળવાને ઘણોજ આતુર છું આપના કોમળ હસ્તનો પત્ર વાંચવાને સદા ઇચ્છા રાખુછું, માટે આપની તરફના ખુશી ખબર નિરંતર લખી સંતોષ પમાડશો." એવો પત્ર લઇને પોતાના દેશમાં જઇ વેપારીએ તે આદ્રકુમારને આપ્યો, તે પત્ર વાંચતાં આદ્રકુમારને મળવા જેટલો હર્ષ થયો, અને તે વ્યાપારીને કહ્યું કેઃ—ભાઇ તમો ફરીને તે દેશ જાઓ ત્યારે મને મળજો, તેમ કહી વેપારીને તે વખતે રજા આપી, ત્યાર પછી આદ્રકુમાર પોતાના મનને વિષે વિચાર કરવા લાગ્યો કે, આવા ગુણવંત પુરૂષને હું કયારે મળુ? અને તેને સારામાં સારી વસ્તુ હું શું મોકલું? એમ વિચાર કરી બહુમૂલાં આભરણ વગેરે એક ડબામાં પેક કરી તેના ઉપર અભયકુમારનું શીરનામું કરી તૈયાર રાખ્યું. પછી એકદા વેપારી વહાણમાં કરીઆણું ભરીને જવાની તૈયારી કરી આદ્રકુમાર પાસે આવ્યા. તે વારે આદ્રકુમારે સહર્ષ ભેટણું તથા એક પત્ર લખી અભયકુમાર ઉપર મોકલ્યાં. વેપારીએ જઇને તે

અભયકુમારને આપ્યાં. તે કુમારે ખુશીની સાથે સપ્રેમ અંગીકાર કર્યું. ત્યાર પછી પોતાના મનને વિષે વિચાર કરવા લાગ્યો કે, હવે હું મારા વ્હાલા મિત્રને આથી વધુ સારૂં શું મોકલું ? તે વખતે તેના મનમાં સંકલ્પ ઉઠયો કે જગતમાં ઘણા માણસો પોતાના મિત્રને ઘણી સારી ચીજો આપે છે, તેમાં તો કાંઈ નવાઇ જેવું નથી ! પણ દુનિયામાં કોઇએ ન આપી હોય તેવી ચીજ હું મોકલું ત્યારે તો મારી વડાઈ કહેવાય, પછી વિચાર્યું કે, મારો મિત્ર અનાર્યદેશમાં હોવાથી જૈનધર્મ તેની પાસે નથી, માટે તે જૈનધર્મ પામે તેવો હું પ્રયત્ન કરૂં. એવું વિચારીને મુહુપતિ, ગુચ્છો, પથરણું આ પ્રમાણે ધર્મનાં ઉપકરણોને ઉંચાં કિમતી લુગડાંઓથી પેક કરી તેના ઉપર માણસોનો જાપતો રખાવીને તે સર્વે વ્યાપારી સાથે અભયકુમારે ભેટ મોકલ્યું, અને એક પત્ર જુદો લખી જણાવ્યું કેઃ—મારા વ્હાલા મિત્ર આદ્રકુમારને માલુમ થાય જે, આ મોકલેલી વસ્તુ એકાંત સ્થળે બેસીને ખોલજો. તે પત્ર તથા ભેટણું વેપારીઓએ આવી આદ્રકુમારને આપ્યું, તે લઇ આદ્રકુમારે એકાંત સ્થળે બેસી ખોલીને જોતાં અંદરથી મુહુપતિ, ગુચ્છો, પથરણું જોવાથી વિચાર ઉત્પન્ન થયો કે, આ શી ચીજ હશે ? એમ કહી મુહુપતિને કાને, કોટે, હાથે સર્વે જગોએ ફેરવી પણ કોઇ ઠેકાણે બેસતી ન આવી. છેવટે મોઢે બાંધી ત્યાંજ બેસતી આવી અને શોભવા લાગી, પછી ગુચ્છો લઇને તેજ પ્રમાણે કાને, કોટે, માથે ધર્યો, છેવટે તેને જમીન સાથે ફેરવતાં પાસે પડેલી રજ દુર થવા લાગી, તેથી પોતે સમજ્યો કે, જરૂર આ રજ તથા જીવજંતુ દુર કરવાનું ઉપકરણ છે, તેવીજ રીતે પથરણાની પણ ઉપર પ્રમાણે વ્યવસ્થા કરી. છેવટે જમીન ઉપર પાથરી તેના ઉપર બેઠો. એ પ્રમાણે ધર્મઉપકરણ ધારણ કરવાથી અપૂર્વ વિચાર ઉપજ્યો કે પૂર્વે આવો વેશ કોઇ વાર ધારણ કર્યાનું મને સાંભરે છે ? અને આવાં ઉપકરણ કોઈ વખત મેં ધારણ પણ કરેલાં છે, એમ વિચાર કરતાં તેમને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. અને પછી આદ્રકુમારે દિક્ષા લેવાના નિશ્ચયથી તે દેશમાં ગુપપણે જવાનું નક્કી કર્યું, પોતાના ખાનપાન પહેરવા ઓઢવા વગેરેમાં પોતાને વૈરાગ્યદશા ઉત્પન્ન થવાથી કુમારે ઘણો ફેરફાર પાડી દીધો.

આ બાબતની કુમારના પિતાને જાણ થવાથી તે પોતાના કબજામાંથી ન છટકે અને ઇચ્છીત કાર્ય પ્રાપ્ત ન કરે, તેવા હેતુથી તેના રક્ષણને માટે પાંચસે સશસ્ત્ર સિપાઇઓ પહેરેગીર તરીકે રાખવામાં

આવ્યા. આ પ્રકારની તજવીજ છતાં જેનું હૃદય વૈરાગ્યવાન છે તેને રોકવાને કોણ સમર્થ હોય ?

આ પાંચસે સોલજરો મારા ઉત્તમ કાર્યમાં વિઘ્નકર્તા છે, એમ જાણી ગુપ્તપણે ગોઠવી રાખેલા કોઈ એક વેપારીના વહાણમાં બેસી આ દેશમાં દાખલ થયો. અને " ધર્મેષુ વિઘ્ના બહુલી ભવંતિ " એ સૂત્રને માન આપી ધર્મકાર્યમાં બહુ વિલંબ ન કરતાં તુરતજ તેણે દિક્ષા ધારણ કરી. દિક્ષા ધારણ કરવાના વખતે કોઈ એક આકાશચારી દેવતાએ કહ્યું કેઃ–" તું મહા સત્વવંત છે, તો પણ તું દિક્ષા ગ્રહણ ન કર, કારણ કે હજુ તારા પ્રારબ્ધમાં ભોગાવળી કર્મ ભોગવવાનાં બાકી છે; કરેલાં કર્મ ભોગવ્યા વિના જીવ કદી છૂટતો નથી મતલબ કે તમારા નસીબમાં એક સ્ત્રી છે, તેનો ભોગ કરી લ્યો પછી સંસાર તજો. "

આમ દેવતાએ ઘણે પ્રકારે વાર્યો, સમજાવ્યો પણ આદ્રકુમાર તો મન બળીયું કરી દીક્ષા લઈ ચાલતા થયા; એટલે એ એક પ્રત્યેક બુદ્ધ કહેવાયા. પછી નિરઅતિચારપણે સંયમ પાળવા લાગ્યા, અને ત્યાંથી વિહાર કરી વસંતપુરપાટણે ગઈ ત્યાં બહાર રહેલા કોઈ દેવમંદિરમાં રાત્રીને સમયે એક ખુણામાં કાયોત્સર્ગ કરી ઉભા રહ્યા.

હવે બન્યું એવું કે, તે ગામના નગરશેઠની કુમારી પાંચ સાત સાહેલીઓ સાથે તે મંદિરમાં દર્શન કરવા માટે આવી. દર્શન કર્યાબાદ બાલ્ય અવસ્થાના સ્વભાવને લીધે ત્યાં રમત કરવા લાગી અને શરૂઆતમાં તે બોલી કે, આ મંદિરના જેટલા સ્તંભો છે, તેને ભરતાર ગણી આપણે અકેકીએ જે જેણીને રૂચે તે વર તરીકે અંગીકાર કરવો. તે ઉપરથી સર્વેએ એકેક સ્તંભ ભરથાર તરીકે પસંદ કરી લીધા અને થાંભલે વળગી ગઈ. પણ શ્રીમતિ નામની નગરશેઠની કન્યાને માટે તો એકે સ્તંભ બાકી રહ્યો નહિ, ત્યારે એ બાળા દોડી આદ્રકુમાર યતિને વળગી પડીને બોલી કે આપણો વર તો આ ખરો.

એવામાં તો આકાશમાંથી દેવતાએ 'સારૂં થયું સારૂં થયું' એમ કહી ગર્જના સહિત ત્યાં રત્નની વૃષ્ટિ કરી, યતિએ તો તુરતજ જાણ્યું કે આ એક જાતનું વળગાડ વળગ્યું, તેથી મજબુત રીતે બે પગ પકડીને ઉભી રહેલી છતાં એકદમ તરછોડી શ્રીમતીને તજીને ચાલતા થયા; કુમારી તો અફસોસ કરતી ત્યાંજ ઉભી રહી. પુરપતિને ખબર

પડવાથી તે રત્નો લેવાને માણુસોને મોકલ્યાં, પણ દેવે તેમને અટકા-વ્યા, અને કહ્યું કે જેને આ કુમારી વરશે તેના ભાગ્યમાં આ રત્નો છે. પછી માતાપિતાને ખબર પડવાથી ત્યાં આવી કુમારિકાને ઘેર લઇ જવા ખૂબ આગ્રહ કર્યો અને સર્વ ધન પણ તેનેજ ઘેર લઇ જવા દેવે ફરમાવ્યું. વળી કુમારીએ તો નિશ્ચય કર્યો કે:–"વરૂં તો તેજ વર, બીજા સર્વ ભાઇબાપ" એવી દૃઢ પ્રતિજ્ઞા લઈ ત્યાંજ રહી.

હવે મુનિશ્રી આદ્રકુમારે તેની પાસેથી છટકવાં નિશ્ચય કર્યો કે:–હવે આ શહેરમાં ન અવાય ત્યાં સુધી સારૂં ! પણ કર્મો બળવાન છે તેને કોણુ પહોંચી શકે ? ભાવિ પ્રબળના યોગે તેજ મુનિ ફરતાંફરતાં બારે વરસે તે નગરમાં પધાર્યા, અને માસખમણનું પારણું વહોરવા માટે ગામમાં ભીક્ષાચારીએ નીકળ્યા. તે વખતે પેલી શ્રીમતિકુમારી પોતાના મહેલમાં બારીએ બેઠેલી તેણે જોયા, તેમના ચરણકમળમાં એક પદ્મનું ચિન્હ હતું તે તેણે પોતાના કબજામાંથી છટકતી વખતે ચળ-કતું જોયું હતું, તેજ નિશાનીથી ઓળખ્યા અને દાસીદ્વારાએ ઉપર તેડાવ્યા અને આહારનું બાનું બતાવ્યું. પણ ઉપર ચઢ્યા પછી દરેક માળનાં બારીબારણાં બંધ કરવાનો હુકમ ફરમાવ્યો. આ રીતે મુનિ ઉપર આવ્યા એટલે મીઠા મોદકનો થાળ ભરી પાસે આવી અને સં-સાર સંબંધી મનમોહક શબ્દો સંભળાવવા લાગી અને કહ્યું કે:–હે મારા પ્રિયતમ પ્રાણુનાથ ! દેરામાંથી તો છટકી છૂટાયું, પણ હવે અ-હિંથી કેમ છૂટશો ? કહો જોઇએ વારૂ ? એમ કહી તેમને પકડવા આતુર થઇ આગ્રહ કરી નમ્ર અને વિનયપૂરિત પ્રેમ વચનોથી ઘણું સમજાવવા લાગી.

તે વખતે પેલો દેવ પણ ત્યાં આવી હાજર થઈ બોલ્યો કે:–"હે મહાનુભાવ ! સમજો સમજો ! આ સમય રૂડો છે, હે મુનિ નક્કી જાણજો કે તમારા નસીબમાં એક સ્ત્રી તો અવશ્ય છે. માટે આ દેવાં-ગના સમાન સ્વરૂપવાન સ્ત્રીને પરણો અને તેની પ્રેમભરી માગણી સ્વી-કારો. નહિ તો કોઈ એવી માથાની મળશે કે અવશ્ય તમને સંસાર દુ:ખમયજ લાગશે. માટે લક્ષ્મી ચાંદલો કરવા આવતાં મોઢું ધોવા ન જાઓ."આ પ્રમાણે કહી દેવ ચાલતો થયો. છતાંપિ મુનિએ બળા-ત્કારે હેઠા ઉતરવા જતાં દાદરમાંજ દાસીને બેઠેલી જોઇ, તેથી ખુલ્લી રહેલી બારી ભણી દૃષ્ટિ કરી લબ્ધીવડે અહીંથી હેઠો ઉતરી શકું એમ હું, આ અબળા મને શું રોકનાર છે ?

આ રીતે પોતાને છટકવાની અપૂર્વ શક્તિ છતાં પણ હૃદયસાથે વિચાર કર્યો કે, જે નસીબમાં હશે તે અવશ્ય ભોગવ્યા વિના છૂટકો નથી, ભાવિ પ્રબળ બળવાન છે, તેને કોણ ફેરવી શકે ?

**यत्कर्म विधिना ललाट लिखितं तन्मार्जितुंकः क्षमः ।**

એ વચન ઉપર લક્ષ આપી પોતાનો જુસ્સો સમાવી ત્યાં રહ્યા, સંસારનાં સુખો ભોગવતાં બાર વર્ષ વિતી ગયાં. પોતાને એક પુત્ર પણ થયો. પોતે તે ઘરમાં બાર વર્ષ સુધી વસવાનો નિશ્ચય કરેલો હોવાથી પ્રાતઃકાલમાં ઉઠી સાંચવી રાખેલાં પોતાનાં મોક્ષપુરી પહોચાડનાર દીક્ષાનાં ઉપકરણો લઇ જવા ઇચ્છયું. આ બાબતની સ્ત્રીને ખબર પડતાં એક રેટીઓ લઇ પુણી કાંતવા બેઠી. બાળકુમારે આશ્ચર્યચકિત થઇ માતાને પુછયું આ શું ?ઉતરમાં માતાએ કહ્યું કે, તારા પિતા અત્યારે તો સુતા છે, પણ સવારમાં ઉઠી દિક્ષા લઇ ચાલ્યા જશે. તે સાંભળી નહિ જવા દઉં લાવ આ સુતરના તાંતણાથીજ પલંગ સહિત તેમને બાંધુ. એમ કહી એક સુતરનો દડો લઇ પિતાને બાંધવા માટે ફરતા બાર આંટા માર્યા. આ બાબતની આદ્રકુમારને ખબર પડી ત્યારે તેમણે વિચાર્યું કે, અહો પુત્રનો કેવો પ્રેમ છે ? મને બાંધવા માટે કેવો યત્ન રચ્યો છે ? ! પછી આ પુત્રના પ્રેમની ખાતર પુત્ર પ્રત્યે બોલ્યા કેઃ—હે પુત્ર ! તેં બાંધેલા જેટલા સુતરના તાંતણા નીકળે તેટલાં વર્ષ હું આહીઆં રહીશ, જા ખુશી થા !

તાંતણા ગણી જોતાં બાર આંટા નીકળ્યા, તેથી બારવર્ષ સુધી ત્યાં રહ્યા. પછી આખરે પોતાનો ઉત્તમ સ્વાંગ પહેરી દીક્ષા ધારણ કરીને પ્રતિબંધ રહિત ભૂમંડળમાં વિચાર્યા. પછી પોતાના સંસારપક્ષી મહોપકારી પોતાના પરમપ્રિય મિત્ર શ્રીઅભયકુમારને મળી શ્રીમહાવીર પ્રભુનાં પવિત્ર દર્શન કર્યાં. મહા ભારે તપશ્ચર્યાઓ રૂપી અગ્નિવડે સર્વ કર્મ રૂપી ઇંધણોને દહન કરી અનુક્રમે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી આદ્રકુમારયતિ આયુષ્યનો ક્ષય થયે મોક્ષરૂપી નગરી પ્રત્યે ગયા. આ દષ્ટાંતનો સાર એ છે કેઃ—

## રાગ ધન્યાશ્રી

**ભાવી મિથ્યા નવ થાય, ભવીજન ભાવી મિથ્યા નવ થાય**
**કોટી પ્રયત્નો કરો ઉમંગે, તોયે પણ શું થાય ? ભવીજન૦**
**દેવાથી છટકયા ભોગથી અટકયા, ભટકયારે વનમાંય. ભવી૦**

પણ અરે ભાવિપ્રબળે પટકયા, જુઓ આદ્રમુનિરાય. ભવી૦૩
હેમહરણમાં મોહ્યા રઘુવીર, સતી સીતાજી હરાય. ભવી.૦૪
દેવદાનવ ને માનવ સર્વે, ભાવિપ્રબળ વશ્ય થાય. ભવી.૦૫
વિનયમુનિ શુભ ધર્મ ધરીને, પામો સુખ સદાય. ભવી.૦૬

જગતમાં સકળ જંતુઓ કર્મનેજ આધીન છે. ભાવિપ્રબળને શ્રીઆદ્રકુમાર મુનિયે ફેરવવાને માટે ઘણાંએ ફાંફાં માર્યા, પણ આખરે તો નવાણુના નવાણુંજ એટલે ભાવિપ્રબળને આધિન થવું પડયું. અને પોતાનાં ભોગાવળી કર્મો ખપાવવાને માટે સંસારમાં આવવુંજ પડયું. માટે હે વિવેકી મનુષ્યો ! તમો પ્રયત્નો ભલે કરો પણઃ—

દોહરા—માનવ જાણે હું કરૂં, કરતલ બીજો કોઇ,
આદરેલું અધવચ રહે, કર્મ કરે સો હોય. ૧
પ્રારબ્ધકું પેખણા, અરૂ દેખ દીવસકો ખેલ,
વિભિષણકું રાજ મીલા, અરૂ હનુમંતકુ તેલ. ૨

માટે ફોકટ ફાંફાં મારી નકામાં કર્મ બાંધવાં અને અશક્ય વસ્તુની ઇચ્છા કરવી મિથ્યા છે. ભાગ્ય વિના કાંઇજ મળતું નથી. (૨૧)



कामांध कोपांध मदांधकाश्च ।
लोभांध मोहांध भवांधकाश्च ॥
भवंति लोके किल षडविधांधा ।
आंत्यो हि भद्रं लभते न शेषाः ॥ २२ ॥



અર્થ—આ જગતમાં છ પ્રકારના આંધળા છે. જેવા કે કામાંધ, ક્રોધાંધ, મદાંધ, લોભાંધ, મોહાંધ, અને છઠ્ઠો જન્માંધ; એવા છ પ્રકારના આંધળા શાસ્ત્રમાં કહેલા છે. તેમાં છેલ્લો જન્માંધ તો કોઈ વખત પણ સદ્દભાગ્યના ઉદયે કલ્યાણને પામી શકે છે, પણ પેલા પાંચ કદી પામી શકે નહિ.

ભાવાર્થ—આ લોકને વિષે છ પ્રકારના આંધળાઓ કહેલા છે તે નીચે પ્રમાણે (૧) કામાંધ, (૨) ક્રોધાંધ, (૩) મદાંધ, (૪) લો-

ભાંધ, (૫) મોહાંધ, અને છઠ્ઠો જન્માંધ; એ છ પ્રકારના આંધળા. ઓમાંથી છેલ્લો જન્માંધ તો કદાચ પોતાના પૂર્વોપાર્જિત શુભ પુણ્યના ઉદયથી કલ્યાણને મેળવી શકે છે; પણ પેલા પાંચ આંધળાઓ કોઇ પણ કાળે કલ્યાણને રસ્તો સાધી અક્ષય મોક્ષલક્ષ્મીની પ્રાપ્તી કરી શકતા નથી. કારણ કે પહેલા પાંચ કર્મથીજ અંધ બની ગયા છે, એટલે તેઓ શુભ કરૂં છું કે અશુભ એવું કાંઈ પણ હૃદયચક્ષુથી જોઈ શકતા નથી. દાખલા તરીકે બારમા ચક્રવર્તી બ્રહ્મદત્તની ચુલણી નામની માતા કામાંધ થતાં પોતાના પ્રિયતર પુત્રને પણ લાખાગૃહમાં બાળી ભસ્મીભૂત પમાડવા જરા પણ ડરી નહિ. તથા નવાત્મા રાજર્ષિ શ્રીનમીરાજની માતા ઉપર અત્યંત આશક્ત બની કામાંધ થયેલો મણીરથ નામનો મહારાજા પોતાના વ્હાલા બંધુ જુગબાહુનો વિદ્યુત સમાન ચળકતી તલવારથી શિરચ્છેદ કરતાં જરા પણ અચકાયો નહિ. એવા તો ઘણાએ દાખલા છે.

વળી ક્રોધથી અંધ બનેલો પાલક નામનો પ્રધાન મુક્તિમહિલાના મેળાપ માટે તત્પર બનેલા પવિત્ર મનના લઘુકર્મી અંધક નામના ગુરૂવર્યની સાથે રહેલા કેલીગર્ભસમાન કોમળ પાંચસો શિષ્યોને દુષ્ટ હૃદયથી ઘાણીમાં પીલતાં જરા પણ અચકાયો નહિ. તેમજ રાજઋદ્ધિમાં મદાંધ બનેલા પ્રથમ ચક્રીએ પોતાના વહાલા બંધુ બાહુબળ ઉપર શિરચ્છેદ કરનારૂં ચક્ર નિર્દય મનથી મુકતાં જરા પણ વિચાર કર્યો નહિ.

વળી લોભમાંજ અંધ બનેલો આઠમો શુંભુમચક્રી પણ વિપરીત બુદ્ધિથી સાતમો ખંડ સાધવા અભિલાષી બન્યો અને મધ્ય મહાસાગરના ઉંડા ગંભીર જળમાં પડી મરણને શરણ થયો. વળી પણ પુત્રના મોહથી અંધ બનેલી માતાએ અયવંતી શુકમાલની દિક્ષાની આજ્ઞાના સમયમાં પવિત્ર બોધ આપી મોક્ષમાર્ગમાં પ્રવર્ત્તાવનાર તરણતારણ એવા પોતાનાજ શ્રીધર્મગુરૂને ચોદ્દા, લુચ્ચા, ફાંસીયા, ધર્મધુતારા ઠગારા, વગેરે કનિષ્ટ શબ્દો કહેતાં જરા પણ આંચકો ખાધો નહિ.

એ વગેરે બહુ દાખલાઓ સિદ્ધાંતસાગરમાં પરમતિર્થેશ શ્રીમહાવીરપિતાએ આપણા જેવા મોહમુગ્ધ હૃદયોને સમજાવવાને સમર્પણ કર્યા છે. પેલા પાંચ કર્માન્ધો કરતાં છેલ્લો જન્માંધ વરિષ્ટ કહેતાં ઘણોજ સારો છે; એમ તત્ત્વવિત્પુરૂષોનું કથન છે. એમ સમજી અતિશય

કામક્રોધાદિકને વિષે આસક્તિ છોડી દઇ એક પવિત્ર ધર્મનોજ યથાશક્તિ સર્વદા સંચય કરવો. એજ શ્રેયસ્કર છે.

એ તો ખરૂં છે કે, ગમે તેવો ધર્મનિષ્ઠ હોય, પણ જ્યારે તેના હૃદયમાં કામક્રોધાદિક ઉદય થાય છે, ત્યારે તે પોતાની ધર્મવૃત્તિ ભૂલી જાય છે, અને કુમતિના કુફંદમાં પડી ન કરવાનું કરવા તત્પર થાય છે. તેને માટે સુંદરદાસ કવિએ કહ્યું છે કેઃ—

## કવિત.

કામ જબ જાગે તબ, ગનત ન કોઉ શંક;
જાને સબ જોઇ કરી, દેખત ન માખી હે;
ક્રોધ જબ જાગે તબ, નેકુ ન સંભારી શકે,
એસી વિધિ મુલકી, અવિદ્યા જીન સાખી હે;
લોભ જબ જાગે તબ, તૃપતી ન ક્યાંય હોય,
સુંદર કહત ઇન એસેહી મે ખાધી હે;
મોહ મતવારો નિશદિન હિ ફિરત રહે,
મનસો ન કહું હમ દેખ્યો અપરાધી હે. ૧

વળી પણ કહ્યું છે કેઃ— કવિત.

એહી કાયનગરીમે, ચિદાનંદ રાજ કરૈ,
માયાસી રાણી, સબ રંગ હોઇ રહ્યો હે;
ક્રોધ હુવો કોટવાળ, મોહ હુવો ફોજદાર;
લોભ તો વજીર, સબે લૂંટ અનુસર્યો હે;
માન જેસો કાજી જાકું, લીનકો ન અદલમાન,
કામ તો બકાની દેશ, વાકો આન ગ્રહ્યો હે;
અપની રાજધાનીમેં, સબી ગુણ ભૂલ ગયો;
જબે સુદ્ધ પડી, તબ કાલ આન ગ્રહ્યો હે. ૧

મતલબ કે એ પાંચ પ્રકારે અંધ બની મનુષ્યો મહાક્રૂર કર્મો કરે છે. ચોરાશી લાખ જીવયોનીમાં તે પરિભ્રમણ કરાવે છે. આ પાંચ પ્રકારો જેના હૃદયમાં ભરપુર ભર્યા હોય, તે મનુષ્યનો વિવેકી પુરૂષે કદી પણ વિશ્વાસ કરવો નહિ યા તેનો સંગ પણ કરવો નહિ. કારણ કે તેથી કરીને કોઇ વખત તે મહાભારે નુકશાનીમાં ઉતારી મુકે છે, તથા તેમને કોઇ વખત છેડવા પણ નહિ, છેડવાથી તે નિર્દયપરિણામી

પ્રાણ લેતાં પણ ચુકે નહિ. કારણ કે તેઓને પરભવની ભીતી હોતી નથી, દયાને તો દેશવટો દે છે, પાંપપુણ્યને ગણતા નથી, તેના હૃદયમાં તો એક પ્રકારનું ખુનસજ ભરાયલું હોય છે કે મારૂં કે મરૂં! તેને હિતશિક્ષાનો ઉપદેશ પણ સર્પને દૂધ પાવા સમાન વૃથા થાય છે ને ઉલટું ઝેર ઉત્પન્ન કરે છે. તેથી તેમને તો જરા પણ નહિ છેડવાં કે નહિ છંછેડનાં વિવેકીજનોએ એમજ સમજી મન વાળવું કે:—

**यथाग्निना पच्यतेचान्नं । फलंकालेन पच्यते ॥**
**कुमित्रैःपच्यते राजा । पापी पापेन पच्यते ॥ १ ॥**

**અર્થાત્**—જેમ અગ્નિથી અન્ન પચી જાય છે, જેમ કાળે કરીને ફલ પચે છે, જેમ ખરાબ મિત્રોથી રાજા પચી જાય છે; તેમ પાપી આણસો પાપે કરી પચી રહ્યાં છે. પાપનો ઘડો ભરાયે અંતે સર્વ ઉઘાડું પડે છે, પોતપોતાનાં કર્મ સઉને અવશ્યે ભોગવવાનાં છે, કરશે તે ભરશે ઝેર ખાશે તે મરશે. હવે માણસ વિષયમાં અંધ બનીને કેવાં દુષ્ટ કામો કરે છે, અને તે કેવાં નિર્દય હોય છે તે ઉપર એક વ્યભિચારિણી રૂપાળી શેઠાણીનું દષ્ટાંત કહે છે:—

## (૨૧) પુત્રપતિઘાતિની કચ્છવાસી કુલટા શેઠાણીની કથા.

કચ્છ દેશના એક શહેરમાં કોઇ નામીચા ગૃહસ્થની માનિતી ખુબસુરત સ્ત્રી હતી, તે વ્યભિચારીણી હતી. "કામી કુળ ન ઓળખે" આ કહેવત મુજબ તે રૂપાળી બાઇ એક વખતે સંડાસ વાળનારા ભંગી સાથે કઢંગી રીતે પ્યારમાં જોડાઈ હતી, તેટલામાં તેનો છોટો છોકરો નિશાળેથી આવી ચડયો અને માતાની એવી ગેરવર્તણુક જોઈ શરમાયો, તુર્તજ પાછો ફરતાં બોલ્યો કે:—"કહેવા દે મારા બાપાને." ઉપરના શબ્દ સાંભળતાંજ તે ચોંકી કામમાંથી છૂટીપડી એકદમ ધસી આવી. છોકરાને પકડી ગળું દાબી તેણે મારી નાંખવા માંડયો ત્યારે ભંગીને દયા આવવાથી તેને અટકાવી. તો પણ લાજ જવાની બીકે છોકરાને મારીને ગાંસડી બાંધી, રજોટીઆ ઉપર છાણાં ભરેલાં હતાં તેમાં છૂપાવ્યો, અને તેણે એવી ધારણા રાખી કે રાત્રે એકાંતે ઠેકાણે પાડીશ. એ છોકરાના નાકમાંથી લોહી વહેતું હતું, ભોજન વખતે મોટા છોકરા સાથે શેઠ રસોડા પાસે જમવા બેઠા. ભોજન પીરસાય છે તે દરમ્યાન મોટા છોકરાના ભાણામાં લોહીનું ટીપું પડયું તેથી પુત્રપિતા ચમકયા. શેઠાણીને પુછતાં તો શક ભરેલો જૂઠો જવાબ મળ્યો, તે ઉપરથી

ખાત્રી કરવા રજનેટીઆ ઉપર ચડયા. ત્યારે તો રૂપાળી બાઈ ગભરાયાં: ઓય મા! મારી લાજ ગઇ, ને મોહોકાણ વળી! એટલું બોલતાંજ ઉઠીને લાજ રાખવાની આશાએ દાદર બંધ કરીને હેઠી આવી અને ઘાસ ભરેલા ઓરડામાં દીવાસળી સળગાવી તેમાં ફેંકીને બહાર નિકળી અને ઘરને તાળું વાશી પોતાને પિયર ચાલી ગઇ. બે પુત્રો અને શેઠ એ ત્રણે રૂપાળી બાઇને પ્રતાપે બળી ભસ્મ થયા. અહો વિષયરસ કેવાં નિર્દયતા ભર્યાં ઊંડાં કામો કરાવે છે? આખરે પોલીસને ખબર પડવાથી ન્યાયકોર્ટમાં ખૂની રૂપાળી બાઇને હાજર કરી અને ન્યાય મુજબ જીંદગી પારની સજા કરવામાં આવી. તેવી સ્ત્રી માતા તો નહિ, પણ ખરેખર જીવતી ડાકણ અને સર્પણ કહેવાય છે; સર્પણ હજારો ઇંડાં મુકે છે, અને ખાઈ પણ જાય છે.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, જે મનુષ્યો ઉપર બતાવેલા પાંચ પ્રકારોમાં અંધ બને છે, તે પાછું વાળી જોતા નથી; તેથી તેમને કર્માન્ધો તથા કર્મચાંડાળો પણ કહેલા છે.

**कूटसाक्षी सुहृद्द्रोही । कृतघ्नी दीर्घरोषवान् ॥**
**चत्वारः कर्मचांडालाः । जातिचंडाल पंचमः ॥ १ ॥**

**અર્થાત્**—ખોટી સાક્ષી પુરનાર, મિત્ર ઉપર દ્રોહ કરનાર, કર્યા ગુણનો અજાણ તથા ઘણાજ ક્રોધવાળો; એ ચારે ખરેખરા કર્મચંડાળો છે. અને પાંચમો જાતિચંડાળ છે તે કદાચ સુધરે ખરો. માટે જન્માંધ તથા જાતિ ચંડાલ, તો ઘણા સારા છે કે તે કોઈ વખતે પણ આત્મહિત સાધી શકે છે ને જન્મસફળ કરી શકે છે. (૨૨)



**प्राप्ये मैं वर मानुषत्व ममलं मंदात्मना दुर्लभं ।**
**रामाराम रमादि भोगनिरता धर्मं न कुर्वंतिये ॥**
**त्यक्त्वात्वाश्रुति तीर्थवः प्रवहणं गृह्णांति तु गोपलं ।**
**ते नूनं भववारिधौ निरवधौ मज्जांतिपीनः पुनः ॥२३॥**



**અર્થ**—મંદભાગી પ્રાણીઓ તો અતિદુર્લભ અને સંપુર્ણ એવું આ ઉત્તમ મનુષ્યપણું પામીને સ્રી, પુત્ર, મિત્ર,

લક્ષ્મીઆદિક કામ ભોગમાં રક્ત બનીને મોહ પામેછે. જેઓ ધર્મ નથી આચરતા તેઓ ખરેખર મહાસાગર તરવાની આશાએ વહાણને તજી દઈને મોટા પથ્થરને ઉપાડી જળમાં તરવાની ઇચ્છા રાખે છે. પણ ઉલટા મહાસાગર તરવાને બદલે અનવધિ એવા સમુદ્રના જળમાં ફરી ફરીને ડુબી જાય છે અને પ્રાણ રહિત બને છે.

**ભાવાર્થ**—જે જીવો આ ઉત્તમ પ્રકારના મનુષ્યપણાને પામીને (**मंदात्मनां दुर्लभं**) કહેતાં મંદભાગ્ય આત્માઓને એટલે મહાપાપી આત્માઓને તો ઘણુંજ દુર્લભ એવું મનુષ્યપણું પામીને (**रामा राम-रमादि भोगनिरता**) રામા કહેતાં સ્ત્રી, આરામ કહેતાં બાગબગીચા વન વાડી વગેરે રમ્ય સ્થાનકોમાં ફરવા હરવાનો શોખ, તથા રમા કહેતાં લક્ષ્મી, તેઓને વિષે અત્યંત આસક્તિ પામતા થકા પવિત્ર એવા ધર્મને જે પુરૂષો કરતા નથી, તે ખરેખર તરવાની ઇચ્છા રાખતા છતા પાણીમાં તારનારા કાષ્ટના વહાણનો ત્યાગ કરીને એક મોટો પથ્થર પકડયા બરોબર કરે છે. પણ છેવટે તે બિચારા મંદભાગી આત્માઓ જેનો પાર નથી એવા અગાધ ભવસાગરમાં વારવાર ડુબકીઓ મારી ડૂબી જાય છે. અને અસહ્ય દુઃખોને પાત્ર થઇ નિરંતર ભટક્યાજ કરે છે.

આ મનુષ્યગતિ પણ રળવાની એક અમુલ્ય દુકાન છે. નારકી, તિર્યંચ કે દેવપણામાં જેટલું નથી રળી શકાતું, તેટલું આ પેઢીમાં રળી શકાય છે. છતાં હતભાગી માણસ આખી જીંદગી પ્રમાદમાંજ ગાળે છે. શ્રી ભર્તૃહરિએ કહ્યું છે કેઃ—

**आयुर्वर्ष शतं नृणां परिमितं रात्रौ तदर्धंगतं ।**
**तस्यार्धस्यं परस्यचार्धमपरं वै बाल्य वृद्धात्वयोः ॥**
**शेषं व्याधि वियोग दुःखसहित सेवादिभिर्नीयते ।**
**जीवेवारित रंग चंचल तरे सौख्यं कुतःप्राणिनाम् ॥१॥**

અર્થાત્—સામાન્ય રીતે મનુષ્યોનું આયુષ્ય આ ચાલુ કાળમાં સો વર્ષનું ગણીએ તો તેમાંથી પચાસ વર્ષ તો રાત્રીમાં નિદ્રાવડેજ ગુજારવામાં આવે છે. ને બાકી રહેલાં પચાસ વર્ષમાંથી પણ સાડી બાર વર્ષ કે જે બચપણમાં જાય છે. અને છેલ્લાં સાડા બાર વર્ષ

તો ખરેખર તેનાં ઘડપણમાંજ જાય છે. બાકી રહેલાં વચલાં પચીસ વર્ષ કે જે નાના પ્રકારના રોગ અને કુટુંબના વિયોગનું દુઃખ તથા લક્ષ્મીઆદિક મેળવવાના પ્રયત્નમાં જાય છે, વળી તે પચીસ વર્ષને મનુષ્યો ધનવાનની સેવા વગેરેથી પણ ગુમાવે છે, માટે પ્રાણીઓને જળના તરંગ જેવા અત્યંત ચંચળ જીવતરમાં સુખ ક્યાંથી હોય?!

બાલ્યાવસ્થા, યૌવન અને વૃદ્ધાવસ્થા એમ ત્રણ અવસ્થાથી આ જીંદગી પુર્ણ થાય છે, તેમાંથી બાલ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થા તો કેવળ નકામી છે. હારવાનું કે જીતવાનું ફક્ત વચલી અવસ્થામાંજ હોય છે, શેરડીના સાંઠાનો પહેલો થડીઆનો તથા છેલો ઠુંઠાનો ભાગ નકામો છે ને ફક્ત વચલી કાતળીઓજ ઉપયોગી છે, ને તે વચલા ભાગને માટેજ લોકો પૈસા ખરચે છે, પછી ભાગ્ય પ્રમાણે ગળ્યો કે મોળો તેમાંથી રસ નીકળે છે, તેમ આ માનુષત્વની બાલ્યાવસ્થામાં ભાગ્યેજ ચેતી શકાય છે, કારણ કે તે અવસ્થા તો કેવળ રમતગમતમાંજ નિરર્થક વ્યતીત કરે છે. કેશવકૃતિમાં કહ્યું છે કેઃ—

## હરિગીત છંદ.

જન્મ્યા પછી માતાપિતાના અંગપર આળોટતાં,<br>
નાનાપ્રકાર તણી રમતમાં એક ચિતે ચોટતાં.<br>
રમતાં અને ભમતાં સદા ગમતા બધાને ગેલમાં,<br>
અજ્ઞાનના આવરણમાં ખોયા બધા દિન ખેલમાં. ૧<br>
ગેડીદડા ભારે ભમરડા ચોર આંખમિચામણી,<br>
નાગેરિયા ગોફણ તતી મલકુસ્તીની ક્રિડા ઘણી;<br>
કજીઆ અને કંકાસ કીધા મુર્ખતાના મહેલમાં,<br>
અજ્ઞાનના આવરણમાં ખોયા બધા દિન ખેલમાં. ૨

એમ રમતમાં અને ગમતમાં અનેક પ્રકારનાં પાપ કર્મો કરી બાલ્યાવસ્થા કેવળ અજ્ઞાનપણામાંજ ગુમાવી દીધી, પછી વૃદ્ધાવસ્થામાં પણ સર્વ પ્રકારે શરીરની શિથિલતા થઈ જવાથી ધર્મ સાધવાનું મનોબળ બીલકુલ રહેતું નથી, વળી તે વખતે તો મરણસમય નજીક જાણીને કેટલાએક વૃદ્ધો તો અજ્ઞાનપણાને લીધે હાયવોય પણ કરે છે. અનેક પ્રકારની નવી નવી પિપાસાઓ ઉત્પન્ન થાય છે માટે તે અવસ્થા પણ પ્રાતઃકાળના ચંદ્રબિંબની સમાન નિસ્તેજ છે. કોઇ વીરલા વિવેકી પુરૂષોજ વૃદ્ધાવસ્થામાં મમત્વભાવ ઘટાડી શાન્તપણે વિ-

ચરે છે. જ્ઞાની પુરૂષો તો મરણ સમયને પણ મહોત્સવ તુલ્ય માને છે, ગીતાજીમાં અ. ૨. શ્લોક ૨૨ માં કહ્યું છે કેઃ—

वासांसि जिर्णानि यथा विहाय ।
नवानि गृह्णाति नरोऽपराणिं ॥
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥ १ ॥

**અર્થાત્**—જેમ આ લોકમાં મનુષ્ય જુનાં વસ્ત્રોને તજી દઇને બીજાં નવાં વસ્ત્રોને ધારણ કરે છે, તેમ આ પ્રાણી પણ આ જુનું શરીર તજી દઇને નવું ધારણ કરે છે. તો તેમાં ખેદકારક શું? પણ આવા વિચાર ક્વચિતનેજ હોય છે.

વૃદ્ધાવસ્થામાં ધર્મ સામગ્રી મેળવવાને જોઇએ તેવું સામર્થ્ય હોતું નથી. જુવોને સરકારી કે દરબારી ખાતામાં નોકરી કરનારા નોકરોને પણ વૃદ્ધ થાય એટલે પેનશન–પગાર બાંધી આપી નોકરીમાંથી રજા આપે છે. તેણે પણ નિશ્ચય કર્યું છે કે વૃદ્ધાવસ્થામાં નોકરી કરવા લાયક દશા રહેવા પામતી નથી, તો પછી પરમેશ્વરની નોકરી પણ તન મનના પરિશ્રમપૂર્વક કરવાની શક્તિ તો રહેજ ક્યાંથી?! માટે જે કરવું તે જરા–ઘડપણ આવ્યા પહેલાંજ કરવું શ્રેય છે, પાણી પહેલાં પાળ બાંધવી, તેજ ઉત્તમ નરોનું લક્ષણ છે, કહ્યું છે કેઃ—

**શાર્દુલવિક્રીડિતવૃત.**

કાયા કંપી જશે ગતિ અટકશે, દાંતો પડી સહુ જશે,
આંખે ઝાંખ થશે ન કાન સુણશે, લાળો મુખે આવશે;
બુદ્ધિ મંદ થશે જીહ્વા અટકશે, કાઠી ગ્રહી ચાલશે,
એવું વૃદ્ધત્વ આવતાં શ્રીપતિની ભકતી શી રીતે થશે?

માટે વૃદ્ધાવસ્થા ઉપર ભરોસો ન રાખતાં ગમે તેટલા પરિશ્રમે યુવાનીમાંજ ધર્મધ્યાન કરી લેવું, વળી એવો કાંઇ ખાસ નિયમ નથી કે નિશ્ચય પણ નથી કે દરેક મનુષ્યો વૃદ્ધાવસ્થાને દેખી શકે! વિચારશો તો ઘણાએ માણસો વૃદ્ધ થતા પહેલાં મર્ણ પામી જાય છે, અને મનની સર્વ મુરાદો મનમાંજ રહી જાય છે. માટેજ ભગવાને કહ્યું છે કેઃ–"કાલનો ભરોસો રાખવો નહિ."

હવે હારવા જીતવાનું તે જુવાનીમાંજ છે, પણ ઘણા મનુષ્યો

તે અવસ્થામાં મોહમાં પડી જાય છે, ઘરબાર ચણાવવાં, સ્ત્રીઓ પરણવી, વેપારવણજ કરવો, કુડકપટ કરી અનેક કર્મનો સંચય કરવો, તથા લક્ષ્મી મેળવવા માટે બહુ દોડાદોડ કરે છે, અકરણીય ધંધામાં પડી અંધ બનીને ધન મેળવવા માટે મહાપાપોથી બંધાય છે, વળી કેટલાક તો મોહવિલાસમાં પડી જવાથી પરભવથી જરા પણ ડરતા જ નથી અને પરલોકમાં શું થશે એનું ભાન પણ ભૂલી જાય છે, ને ઐહિક સુખમાં આનંદ માને છે. પણ હે પામર પ્રાણી! તે સર્વ અસાર છે એક વખતે તે સર્વ તજી તારે પરલોકના પ્રવાસે ઉપડી જવાનું છે. આ પૃથ્વીના પડ ઉપર અનેક રાજા રાણા થઇ ગયા તેમાંના કોઇની સાથે કાંઈ પણ ગયું નથી, પણ લક્ષ્મી આદિક મેળવવા માટે કર્મ બાંધ્યાં તેજ સર્વ સંઘાતે ગયાં. આયુષ્ય ઓછું છે, અને જીવના આશાતરંગનો તો કંઇ પારજ નથી. કહ્યું છે કે:—

## કવિત.

આયુષ હે અલ્પ તામે, જીવ કરે શોચપોચ,
કરવેકો બહોત હૈ, કાંહા કાંહા કીજીએ ?
પાર નહી પુરાણુકો, વેદકુકો અંત નહિ,
ગિરામે અનેક રસ, કહાં ચિત દીજીએ ?
કાવ્યકી કળા અનંત, છંદક પ્રબંધ બહોત,
રાગ તો રસીક અહો, કહાં રસ પીજીએ ?
તુલસી બતાય જાત, બિચારો અપનેહી ભ્રાત,
સો બાતકી એક બાત, રામ નામ લીજીએ. ૧

મતલબ કે દુનિયામાં ગમે તેટલું મેળવ્યું, પણ પરલોકમાં તો કાંઇ કામનું નથી. કેટલાએક જુવાનિયાઓ તો બિચારા અનેક પ્રકારની આશા ભર્યાજ ભોંય ઉપર સૂઈ ગયા છે, કેટલાક તો પરદેશમાં રળવા ગયેલા તે ત્યાંને ત્યાં રહ્યા છે. જુવાનીમાં લોભ રાજાની ફોજ આદિ આવવાથી ધર્મારાધન કરવાથી દૂર રહે છે, જુવાનીમાં મતિ બહેરી થઈ જાય છે ચક્ષુઓ અંધ બની જાય છે, અન્યાય અનીતિ કરતાં મન ડરતું નથી, પરસ્ત્રીગમનના કુછંદમાં પડી જાય છે, હાંસીમશ્કરી કરી ધર્મધ્યાન કરનારા ધર્મીમંડલોને મજાકમાં ઉડાડી મહાકર્મ બાંધે છે, કદાચ ધનવાન હોય તો તેજ જુવાની એશઆરામમાં ફરવા હરવામાં નાટકચેટક વગેરે જોવામાં ને નવીન ઇસ્ત્રીટાટ ફક્કડ વસ્ત્રો પહે-

રી છેલબટાઉ બની મોજશોખ કરવામાંજ એળે ગુમાવે છે. અને ગરીબ સ્થીતિ હોય તો લક્ષ્મીઆદિક મેળવવાને અનેક પ્રકારે મથે છે. બિચારો ધંધામાંથી નવરોજ ન થાય અને હમેશાં ચિંતામાંને ચિંતામાંજ તેનો વખત જાય છે. માટે યુવાની તો એક અજ્ઞાનતાનું મોટું મંદિરજ છે, અને પાપનો પટારો છે. કહ્યું છે કેઃ—

**रागस्यागार मेकं नरक शत महादुःख संताप हेतु ।**
**मोहस्योत्पत्ति बीजं जलधर पटलं ज्ञानताराधिपस्य ॥**
**कंदर्पस्यैक मित्रं प्रकटित विविध स्पृष्ट दोष प्रबंधे ।**
**लोकेऽस्मिन्नर्हनर्थ वृज कुसुमवनं यौवनादन्यदस्ति ॥१॥**

**અર્થાત્**—યૌવન એ રાગનું એક ઘર છે, નરકમાં સેંકડો મહા દુઃખની પ્રાપ્તિની નિશાની છે, મોહને ઉત્પન્ન થવાનું કારણ છે, તથા વળી જ્ઞાનરૂપી ચંદ્રને મેઘના વાદળા સમાન છે, એટલે જ્ઞાનને ઢાંકનાર છે. કામદેવનો તો મુખ્ય મિત્ર છે, અનેક પ્રકારના દોષોને પ્રકટ કરનાર છે; આ લોકમાં અનેક અનર્થના સમુદાયનું કુસુમવન યૌવન વિના એકે નથી. આ પ્રમાણે યુવાવસ્થામાં પણ ચેતવાનો અવસર નથી આવતો, શેરડીનો રસ ગળ્યો નીકળવાને બદલે ખાટો નીકળ્યો, જેને માટે કિંમત આપી હતી તે પૈસા છૂટી પડયા, લક્ષ્મીઆદિકમાં મોહમુગ્ધ બની એમ આખી જીંદગી વ્યર્થ ગુમાવી. સંસારસાગર તરવાને માટે વહાણને મુકી મોટો પથ્થર લઈ તરવાની ઇચ્છા રાખે છે, પણ તે બને કેમ? તે તો ડૂબવાનીજ નિશાની! આ અસાર સંસારમાં કાંઈ પણ સાર શોધ્યો નહિ, લક્ષ્મીની ચંચળતા જાણી નહિ, લક્ષ્મીનો સ્વભાવ વિદ્યુતપ્રભા જેવો છે, જતાં પણ વાર નહિ, ને આવતાં પણ વાર નહિ. ઘડીકમાં ગાદી તકીએ સુવાડે, તો ઘડીકમાં ભીખ મગાવે છે. કહ્યું છે કેઃ— **દોહરો.**

**કાયા માયા કામની, ત્રણે ભગીની ગણાય;**
**તનમન દઇ રક્ષણ કરે, તો પણ વિણસી જાય. ૧**

માટે તેનું ગમે તેટલું રક્ષણ કરાય તો પણ નાશ થયા વિના રહેતાં નથી, હવે તેના ઉપર એક વાણીયાનું દષ્ટાંત કહે છે.

**(૨૨) માયામોહિનીની વિચિત્રઘટના—શેઠ મુનિમની વાત.**

કોઈ એક વણીક વેપારમાં ખોટ જવાથી પોતાના મુનિમ સાથે પરદેશમાં લક્ષ્મી રળવા નીકળ્યો. દૂર દેશમાં જઈ તેમણે દુકાન માંડી

સુભાગ્યના યોગે તેને વ્યાપારમાં ઘણો સારો નફો મળ્યો, બીજે વરસે મોટો વ્યાપાર કર્યો તેમાં પણ તેને લાભજ મળ્યો. જ્યારે પુણ્યોદય થાય છે, ત્યારે અવળા નાંખતા સવળા પાસા પડે છે, અને પાપોદય ખુલ્લે ત્યારે સવળા નાંખતા અવળા પાસા પડે છે. શેઠના ભાગ્યનો સૂર્ય અત્યાર સુધી અસ્ત હતો એ હવે મધ્યાન્હમાં આવ્યો, તેથી દરેક પ્રકારે લાભજ મળવા લાગ્યો, એમ ત્યાં બાર વર્ષ પર્યંત રહ્યા. પોતાનાં સ્ત્રીપુત્રાદિક આપ્તજનોને પણ ત્યાં તેડાવી લીધેલાં હોવાથી હૃદયમાં ઉચાટ ઓછો હતો, બાર વર્ષ સુધી ત્યાં રહ્યા પછી મુનિમને કહ્યું કે, ભાઈ હવે આપણા દેશમાં જઈએ તો સારૂં; અતિ લોભ તો પાપનું મૂળ! પછી બંનેની સંમતિ થવાથી સ્વદેશ જવાની તૈયારી કરીને ઉંચી કીંમતની વસ્તુઓ તથા ઝવેરાત વગેરે લક્ષ્મીનાં બાર વહાણો ભર્યાં અને શુભ મુહુર્તે સ્ત્રીપુત્રાદિ કુટુંબ સહિત પ્રયાણ કર્યું. કેટલાક દિવસો સુધી વહાણો સમુદ્રમાં ચાલ્યા પછી એક રાત્રીએ દુર્ભાગ્યના ઉદયે સમુદ્રમાં મહા ભારે તોફાન ઉપડયું, અતિશય તોફાની અને ભયંકર વાયુ નિકળ્યો, હૃદયને ત્રાસ પમાડે તેવાં પાણીમાં મોજાં ઉપર મોજાં ઉપડવા લાગ્યાં, આકાશ પણ વાદળાંથી ઘેરાયું ને ગાજવીજ સાથે વરસાદ પડવા માંડયો. આવા અણીના સમયે તેને કોઈ પણ સહાયક નહોતો, નાવીકોએ સતત્ પ્રયાસો લીધા પણ પ્રારબ્ધ પ્રતિકુળ હોય ત્યાં પ્રયત્ન શું કામના? થોડા વખતમાં એક જબરદસ્ત મોજું વહાણ સાથે અથડાયું અને શઢ તથા સુકાન બન્ને નાશ થયાં એટલે સર્વે જનોએ જીવવાની આશા છોડી. અંતે એક ખરાબા સાથે અથડાયાથી વહાણો સર્વ ભાગી ગયાં, માલમિલકત ને સઘળી લક્ષ્મી જરઝવેરાત, પુત્ર, મિત્ર, કલત્ર વગેરે સર્વ કુટુંબ જોતજોતામાં વિનાશ પામી ગયું. દૈવની ગતિજ ન્યારી છે! સુભાગ્યના ઉદયે ફક્ત શેઠ અને મુનિમને એક એક પાટીઉં હાથ આવી જવાથી તે બે બચ્યા. અહો! અસ્થીર લક્ષ્મીનો તે વળી ભરોસો શો?!

### છપ્પો.

શી મુરચ્છા અસ્થીર વિત્તની વિચારો,
થાય ઘડીમાં જાય લક્ષ્મી ચપળા ધારો;
શુભ કામે વવરાય ખર્ચીને લા'વો લે છે,
કુળદિપક દાતાર દામ તૃણ તુલ્ય ગણે છે;
થોકે થોકે વાવરો જ્યાં નોક બંધાય છે,
કિર્તી તેની જગતમાં સુરનર કિન્નર ગાય છે. ૧

બન્ને જણાને પાટીયું હાથ આવ્યું, તેથી એક બીજાનાં પાટી-આંને દોરવતી બાંધી લીધાં, પછી તણાતાતણાતા અને જળજંતુઓએ ટોચાતાટોચાતા શેષ આયુષને બળે સાતમે દિવસે તે પાટીઆં કોઈ એક ગામને કિનારે આવ્યાં. શેઠ કાંઠે આવ્યા એટલે બોલ્યા કે:– "ભલ્લખાડીએ છેતર્યા હોતને ?!" તે સાંભળી મુનિમે કહ્યું:–શેઠ હવે શું છેતરાવાનું બાકી રહ્યું છે ? કે તમો એવું વાક્ય બોલો છો. લક્ષ્મી, સ્ત્રી, પુત્ર, મિત્ર, ભારે ઝવેરાત વગેરે સર્વ તો ડૂબી ગયું. તો હવે શું છેતરાવાનું છે ? ત્યારે શેઠ હિંમત રાખી બોલ્યા કે:–ભાઇ ! તું સમજ્યો નહિ ? "પિંડ સહીસલામત તો પાઘડી બોતેર" આપણે દેશમાંથી આવ્યા ત્યારે શું લેતા આવ્યા હતા ? એ તો પ્રારબ્ધના ખેલ છે, રોવાકુટવાથી કંઇ દુઃખ નાશી જતું નથી. 'જીવતો નર ભદ્રા પામશે.' કહ્યું છે કે:—

## છપ્પો.

જીવે જો નિરધન જન કોઈ દિન ધનને પામે,
જીવે જો દુઃખી દેહ કોઇ દિન દુઃખને વામે;
જીવે જો વાંઝીયો નર કોઈ દિન પ્રગટે પુત્ર,
જીવે જો કોઈ રાંક સારૂ પામે ઘરસુત્ર;
જીવતો નર ભદ્ર પામશે મુવા પછી કાંઇ નહિ મળે,
આ તકમાં તો ટાળો કરો કોઇ દિવસ ઇશ્વર ફળે. ૧

માટે ભાઇ ! દુઃખમાં હિંમત રાખી તેથી બચવાના ઉપયો યોજવા. જે થયું તે ખરૂં, માટે લે આ મારી આંગળીએ એક હીરાજડીત વિંટી છે. તેને આ પાસેના ગામમાં કોઇને ત્યાં ગીરો મુકી તેનાં નાણાં લાવ કે જેથી દાણા અને લુગડાં ભેગા થઇએ. આ વિંટી દશ હજારની છે, માટે જાળવજે, લે જા, જલદી કર, પછી વિંટી લઇ મુનિમ ગામ ભણી ચાલ્યો. રસ્તે જતાં તેની પણ મતિ ફરી ગઇ તેણે વિચાર્યું કે, અરે આ શેઠ તો હવે ભાંગતી દશામાં છે તેની પાસે કાંઇ છે નહિ માટે તેની પાસે રહેવાથી મને હવે શું લાભ થવાનો છે ?! તો આ લાગ સારો છે, વગર મહેનતે દશ હજારનો લાભ મળે છે, માટે વિંટી લઇને આપણે તો હવે ચાલ્યા જાઓ. લોકમાં કહેવત છે કે:– "અરે ભાઈ માધા ! નવ તેરકા કર આધા, તેત્રીસકા ત્રીજા ભાગ છ પાંચકા હુવા લાગ, મેરા કહ્યા કરો, તો નવમેં દો ધરો." એટલે

અગીઆરા ગણી જાઓ; એમ વિચારી વીંટી લઇ મુનીમ ચાલતો થયો. હવે અહીં શેઠે ઘણી વાર વાટ જોઇ પણ મુનીમ આવ્યો નહિ તેથી જાણ્યું કે, જરૂર મારી પડતી દશા જોઇ તે પણ વીંટી લઇ ઉપડી ગયો. ખરેખર પડતે પડતી અને ચડતે ચડતી, દુનિયા સ્વાર્થનીજ સગી છે. દૂધ આપતી ગાય ભેંસને સારૂ ખાણ મળે, દૂધ ન આપતી હોય તો સારૂં ખડ પણ ન મળે. ખેર બન્યું તે ખરૂં હવે શોચ કરવો શા કામનો? **ગતં ન શોચ્યમ્** તો હવે બહુ રણીયાને રણ નહિ, અને બહુ દુઃખીઆને દુઃખ નહિ. માટે વલોપાત ને શોક કરવો ઠીક નથી.

**દોહરો—વેળા વંઠે ને જગ હસે, દોખી પુરે આશ;**
**ઉઠ દહાડા કંધ ચડ, સો તેમ વળી પ્રયાસ. ૧**

પછી હિમત રાખી ત્યાંથી શેઠ ચાલ્યો, ગામમાં આવી કોઈ શેઠને ત્યાં દુકાનને ઓટલે બેઠો, શેઠે તેને નિરાધાર જાણી યોગ્ય સત્કાર કર્યો અને પૂછ્યું કે, ભાઈ તમે કોણ છો? ક્યાંથી આવો છો? ક્યાં જવા વિચાર છે? ક્યાંના વતની છો? તેના જવાબમાં કહ્યું કે, શેઠ અત્યારે તો હું ફરતી જીંદગીનો મુસાફર છું, જાતે વણીક છું, મારાં વહાણોનો નાશ થવાથી મારી આ સ્થિતિ બનેલ છે. આ સાંભળી શેઠને બહુ દયા આવી અને પોતાને ત્યાં નોકરી રાખ્યો. નોકરી રહ્યા પછી થોડા વખતમાં તેના સદ્વર્તનથી શેઠ ઘણો ખુશી થયો. વ્યાપારાદિક સર્વ કળામાં કુશળ હોવાથી શેઠને ઘણો લાભ મળ્યો. અહો! કર્મની કેવી ગતિ છે? જેને ત્યાં સેંકડો નોકરો હતા તે અત્યારે નોકરી કરી દિવસ ગુજારે છે. ચડતીપડતી સર્વને આવ્યાજ કરે છે. થોડા વર્ષમાં વેળા વળી, ધીમે ધીમે વ્યાપારમાં પડયો, પગાર પણ શેઠે સારો આપવા માંડયો, છેવટે ભાગ પણ કર્યો, બે ચાર વર્ષ તેમ ચાલ્યું. પછી શેઠની મંજુરી લઇ તેમની મહેરબાનીથી દુકાન જુદી માંડી વેપાર ચલાવ્યો, તેમાં પણ જળની રેલ સમાન લક્ષ્મી આવવા લાગી. પછી સ્ત્રી પણ પરણ્યો, કાળે કરીને એક પુત્ર પણ થયો જેથી લક્ષ્મી ગઈ હતી તેવીજ પાછી આવી. પેઢી ધમધોકાર ચાલવા માંડી, નોકરચાકરો પણ ઘણા રાખ્યા અને હવે પાછા અસલની સ્થિતિએ શેઠ પહોંચ્યા.

હવે પેલા વિંટી લઇ જનારા મુનીમનું શું થયું? તે જિજ્ઞાસા તૃપ્ત કરવા આગળ વાંચો! તે તો બિચારો વિંટી લઈ એમજ માની બેઠો કે, બસ હવે મારાં સર્વ દુઃખ ગયાં, મારે કોઇની પણ પરવા નથી એમ વિચારી હરખાતાહરખાતા કોઈ એક મોટી નગરીમાં જઇ

તે વિંટી વેચીને કિંમત લઇ ઘરભણી જતાં રસ્તામાં કોઇએ તેને લુંટી લીધો, બિચારો બેહાલ સ્થિતિમાં આવી ગયો, હતો તેવોજ થઇ ગયો! ને પાપનો પોટલો માથે રહ્યો. ખરેખર "કપટ ત્યાં ચપટ" અને "કુડ ત્યાં ધુડ" અન્યાયથી મેળવેલું ધન કદી ટકતું નથી. પ્રપંચી પૈસો થોડાજ વખતમાં મુળસહિત નાશ પામે છે. પછી તે ત્યાં પોકે પોકે ઘણો રોયો, છાતી માથું કુટયું, પોતાના ગુજરાન જેટલું પણ પાસે ન મળે. બીજો કોઈ ઉપાય અનુકુળ નહિ આવવાથી લાકડાના ભારા વેચી ગુજરાન ચલાવવા લાગ્યો. અહો! ભાગ્યદશા તો જુવો? કે જે મુનિમપણાથી ઓળખાતો તે હવે કઠીઆરાના નામે ઓળખાવા લાગ્યો. એમ ઘણા વખત સુધી ચાલ્યું. એકદા ફરતોફરતો પોતાના શેઠવાળા ગામમાં આવી પહોંચ્યો ને કાષ્ઠ ભારી લઇ વેચવા નિકળ્યો દુકાનમાં ગાદીતકીએ બેઠેલા શેઠે તેને નિહાળીને જોયો અને ઓળખ્યો, જરૂર એજ હોવો જોઇએ. પણ તેની પાસે તો દશ હજારની મીલકત છે તો તેની દશા આવી ક્યાંથી હોય? છતાં ખાત્રી કરવા માટે ભારી લેવાને બાને માણસદ્વારાએ ઘેર બોલાવ્યો અને એકાંતમાં તેને પુછયું કેઃ-અલ્યા તારૂં નામ શું? તું ક્યાંનો રહીશ છે? તો તેણે ગડબડગોટા વાળવા માંડયા, પણ શેઠે તેને વીંટીનો મુદ્દો કહ્યો એટલે નિચું જોઇ શરમાઈ ગયો. ને પોતાની ભૂલ માટે પસ્તાવાપૂર્વક ક્ષમા માગી. પછી દયાળુ શેઠે શાંત પાડી તેને દિલાસો આપ્યો તેનો દોષ દિલમાં નહિ ગણતાં 'વેરનું ઔષધ વહાલ' એ મહાવાકયનો અમલ કર્યો. તુર્તજ તેને ત્યાં નવરાવી ધોવરાવી સુંદર પોષાક પહેરાવી પાછો ફરીથી મુનિમની પદવીએ દાખલ કીધો. ખરેખર ગુણી પુરૂષો એવા જ હોય છે, તેને માટે કહ્યું છે કેઃ—

## કવિત.

સહત સંતાપ આપ, પરકો મિટાવે તાપ,
કરૂણાકો દ્રુમ શુભ, છાયા સુખકારી હે;
શુરવીર ક્ષમાવાન, કોટીપતિ માન નહિ,
જ્ઞાનકો નિધાન, ભાણુ ગંભીર ગુણધારી હે;
દોષ દીલ નહિ લેવે, શરણ આવે સુખ દેવે,
પરમારથ વૃતિ જાકુ, સદા પ્રાણપ્યારી હે;
કેહત હે કવિ ગંગ, સુનો મેરે દિલ્લીપતિ!
વિશ્વમે વિરલ નર, સજ્જનકી બલિહારી હે.

એજ પ્રમાણે એથી વિપરિત વર્તનાર દુર્જનના દુર્ગુણો પણ ખરેખર એવાજ શ્રીગંગકવિએ, અકબરશાહની સામે વર્ણવી બતાવ્યા છેઃ—

## કવિત.

અકારણ દ્વેષ કરે, ઇર્ષ્યામે અંગ ઝરે,
રંગ દેખી રીઝે નહિ, દષ્ટી દોષ ખડો હે;
આપકો ન કરે કાજ, પરકો કરે અકાજ,
લોકનકી છોડી લાજ, અસુયામે અડયો હે;
મન વાણી કાયા ક્રૂર, ઓરકુ સતાવે શુર,
કામ ક્રોધ હો હજુર, વિધિને કુ ઘડયો હે;
કહત હે કવિ ગંગ, સુણો મેરે દિલ્લીપતિ!
દુનિયામે દુઃખ એક દુર્જનકો બડો હે. ૧

શેઠે સજ્જનતા કરવામાં ખામી રાખી નહિ અને તેના મુનિમે દુર્જનતા દેખાડવામાં પણ ખામી રાખી નથી, પછી એકદા શેઠે મુનિમને કહ્યું:—ભાઈ તને યાદ છે કે સમુદ્રને કાંઠે આપણે બન્ને આવ્યા ત્યારે મેં કહ્યું હતું કે ભલખાંડીએ છેતર્યા હોતને! ત્યારે તેના ઉપર તેં ટીકા કરી હતી. પણ આ પંડ સલામત રહ્યો તો હતું તેથી પણ વિશેષ પ્રાપ્ત થયું. પાછું સ્ત્રી પુત્રાદિક કુટુંબ પણ થયું. કહ્યું છે કેઃ—

## દોહરા.

સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વહાણ;
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ. ૧
વિશ્વ વિષે વસનારને, સુખદુઃખ પડે અપાર;
ધૈર્યધર્મથી સુખ મળે, જેમ રતિસારકુમાર. ૨

માટે મનુષ્યજીંદગીમાં સુખદુઃખ તો આવ્યાજ કરે છે એ તો સમુદ્રની ભરતીઓટ તથા સૂર્યની ગતિ સમાન છે. સૂર્ય જેવા પ્રતાપી દેવની પણ એક દિવસમાં ત્રણ દશાઓ બદલાય છે, તો મંદભાગી મનુષ્ય માટે કહેવુંજ શું? પણ ધીર પુરૂષે સંકટ સમયે કાયર નહિ થતાં ધૈર્યતાનું અવલંબન કરી સત્યપૂર્વક વર્તવું, ધર્મનું શરણું તજવું નહિ. લક્ષ્મી, સત્ય અને ધર્મની બાંધેલી છે. ધીરજ એ દરિદ્રતાનું અમૂલ્ય આભૂષણ છે. કહ્યું છે કેઃ—

દરિદ્રદશા ધૈર્યથી શોભે છે, કુરૂપપણું શીયલથી શોભે છે, કુ-ભોજન ઉષ્ણપણાથી શોભે છે, જીર્ણ વસ્ત્ર પણ સ્વચ્છપણાથી શોભે છે. માટે સંકટ સમયમાં મનને પાષાણ સમાન કઠણ બનાવી સર્વ સહન કરવું. ધનની આશાએ અન્યાયનું પગલું ભરવું નહિ, એજ ઉ-ત્તમતા છે. તે સાંભળી મુનિમે શેઠનાં વચનો માનપૂર્વક વધાવી લીધાં અને માઠી દશામાં બનેલી પોતાની ભૂલની ક્ષમા માગી. આ દૃષ્ટાંતનો સાર એ છે કે દુનિયામાં મનુષ્યોની સંકટ સમયે બુદ્ધિ બગડે છે. આ શેઠની વાત ઉપરથી બોધ લેવાનો ઘણો છે. શીખનારને શીખવાનું ઘણું મળી આવે તેમ છે. સંકટમાં પણ સત્ય તથા હિંમતને તજવાં નહિ, અધર્મને આચરવો નહિ, માઠી દશામાં થયેલી ભૂલો મોઢે લાવી તે પ્રત્યેઅપકાર કરવો નહિ. પણ વેરને બદલે વહાલ બતાવી તેને મોઢેજ પોતાની ભૂલનો પશ્ચાતાપ કરાવવો. સ્ત્રીપુત્રાદિકમાં અતિ આસક્ત બની મનુષ્યકર્તવ્ય ભૂલી ન જવું, એજ મનુષ્યજન્મ પામવાનું પરમ સાર્થક છે. તેથીજ કરીને આ જીવ ઉંચો આવી શકશે. માટે થોડા યા ઘણા ધર્મનું આરાધન કરી જીંદગી સફળ કરવી. (૨૩)



**ज्ञानं नाधिगतं कुकर्मदहनं दत्तं न दानं वरं ।**
**नो लेभे गुण गौरवं गुरुजनादाषिः प्रसादं मुदम् ॥**
**संतापत्रय वारणोऽमित गुणो धर्मो न धत्तस्तथा ।**
**हाहा मुग्ध धियामयाहि भगवन ! मोघीकृतंमानुषम्॥२४॥**



**અર્થ**—આ સંસારમાં અવતરી કુકર્મને હણનારૂં જ્ઞાન મેળવ્યું નહીં, ઉત્તમ એવું દાન પણ દીધું નહીં, તથા સ-દ્ગુરૂની સેવા કરીને તેમના હૃદયના ઉંડા જીગરનો ગુણ ભર્યો આશીર્વાદ રૂપી મીઠો પ્રસાદ પણ હર્ષપૂર્વક જમ્યો નહીં, તથા ત્રણ તાપને હણનારો ને અનેક જેમાં ઉત્તમ ગુણો રહેલા છે એવો પવિત્ર ધર્મ પણ ધારણ કર્યો નહિ; તો હે ભગવાન ! મોહમાંજ મુગ્ધ બની છે બુદ્ધિ જેની એવા મેં આ અમૂલ્ય મનુષ્યપણું કેવળ નિષ્ફળજ–વૃથા ગુમાવ્યું. ૨૪

**ભાવાર્થ**—આ લોકમાં રત્નચિંતામણી સમાન મનુષ્યાવતારને

ગ્રહણ કરી અતિ પવિત્ર તથા કનિષ્ટ કર્મોને દહન કરનારૂં એવું જ્ઞાન પણ જરા મેળવ્યું નહિ, તથા દાન પણ કર્યું નહિ, તથા ગુણથી ગૌરવ વાળો એવો હર્ષપૂર્વક ગુરૂજનો પાસેથી આશીર્વાદરૂપી મીઠો પ્રસાદ પણ મેળવ્યો નહિ, તથા સંસારના વિવિધ જાતના જન્મ, જરા અને મરણ રૂપી સંતાપોને નાશ કરનારો તથા બાહ્યાભ્યન્તર અનેક ગુણે કરી યુક્ત એવો પવિત્ર ધર્મ પણ મેળવ્યો નહિ, એટલે ધર્મ સંચય પણ કર્યો નહિ. ખરેખર હે ભગવાન! મોહને વિશે અતિ આસક્ત બુદ્ધિવાળા મેં આવું દુર્લભ મનુષ્યપણું કેવળ નિષ્ફળ કરી નાંખ્યું છે જેમ એક બ્રાહ્મણને ચિંતામણી રત્ન મળ્યું, તેથી પોતાને ઇચ્છીત વૈભવો પ્રાપ્ત કરવા માટે મનમાં અભિલાષા કરી કે તરતજ સાત માળની હવેલીમાં સાત નારીઓ સહિત સુખ ભોગવતો સોગઠાંબાજીએ રમવા બેઠો હતો. તેવામાં કા કા કરતા એક કાગડાના કર્ણકઠોર કર્કશ શબ્દો–સાંભળી ક્રોધાતુર થઇ રોષમાંનેરોષમાં કાગડા ઉપર પેલું ચિંતામણીરત્ન ફેંકી દીધું, કે તુરતજ તમામ વસ્તુઓ નાશ પામી: પછી તે પૂર્ણ પસ્તાયો. તે વિષે કહ્યું છે કે:—

### મનહર.

જેવી રીતે બ્રાહ્મણને ચિંતામણીરત્ન મળ્યું,
તેહમાંથી થયા સાત માળ સાત નારીઓ;
સોગઠાંબાજીએ રમે કાગ આવે તેવે સમે,
કા કા કરે તો ઉડાડે લઇ કાંકરીઓ;
ફરી ફરી આવે ત્યારે ક્રોધાતુર ખુબ થાયે,
ચિંતામણિરત્ન વડે વાયસ ઉડાડીઓ;
વદે મુનિ વિનયચંદ્ર સુણજો ભવિક વૃંદ,
હારી બેઠો સકળ વિલાસ નિરભાગીઓ. ૧

આ જીવ માટે પણ તેવુંજ સમજવું. ધન, ધામ, ધરા, વગેરે સંસારના સુખ વૈભવોમાં આસક્ત બની માનુષજન્મ વ્યર્થ ગુમાવે છે, અને કાંઇ પણ ધર્મધ્યાન કરી આત્મહિત સાધી શકતો નથી, એ ખેદની વાત છે. જ્ઞાન એ ઘણી ઉત્તમ વસ્તુ છે, જેની પાસે જ્ઞાન છે, તે કોઇ વખતે સંકટમાં પણ હિમત હારી જતો નથી. જ્ઞાનથી તેનું મન શાન્ત થાય છે, અને સુખદુ:ખાદિ આવી પડે ત્યારે એકદમ ગભરાઇ નહિ જતાં તેને શાન્તભાવે સહન કરે છે. દશવૈકાલીક સૂત્રના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે:—

ગાથા.

जो जिवे विजाणाइ अजिवे विजाणाइ ॥
जिवाजिवे विजाणंतो सोहु जाणाइ संजमम् ॥१॥
जया जिवम जिवेय दोवि एए विजाणाइ ॥
तयागइ बहु विहं सव्व जीवाण जाणाइ ॥२॥
जया गइ बहु विहं सव्व जीवाण जाणाइ
तया पुनं च पावं च बंध मोखं च याणाइ ॥३॥

**અર્થાત્**—જીવ અજીવને જે જાણે છે, તે જીવની ગતાગતીને જાણે છે, જે ગતિને જાણે છે તે પુણ્યપાપને ઓળખે છે અને ઓળખ્યા પછી અશુભ કર્મરૂપ પાપાચરણ કરતો નથી. તેથી કર્મ કરાવી અથવા પોતે કરી દુર્ગતિને પાત્ર થતો નથી, અને પરંપરાએ અક્ષય સુખનો ભોક્તા બને છે. માટે સર્વના કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે, તે જ્ઞાન ભાગ્યવિના મળતું નથી. એક માણસ મહેનત કરી કરી થાકે તો પણ જ્ઞાન આવડતું નથી, અને એક જણને થોડી મહેનતે આવડે છે. ન આવડવાનું કારણ જ્ઞાનાવરણીય કર્મ સમજવું. તે કર્મ આઠ કર્મમાંનું પહેલું છે, અને તે છ પ્રકારે બંધાય છે. તે એવી રીતે કે (૧) **નાણ પડણિયાયે**—જ્ઞાનીનું ભૂંડું બોલે. ( ૨ ) **નાણનિન્હવણિયાએ**—જ્ઞાનીનો ઉપકાર ઓળવે. (૩) **નાણ આસાયણાએ**—જ્ઞાન તથા જ્ઞાનીની અસાતના તથા અભક્તિ કરે. (૪) **નાણ અંતરાયેણ**—જ્ઞાનનો અંતરાય પડાવે. (૫) **નાણ પૌસેણ**—જ્ઞાની ઉપર દ્વેષ કરે. (૬) **નાણ વિસંવાયણા જોગેણ**—જ્ઞાની સાથે ખોટા ઝઘડા ને વિખવાદ કરે. તે એવી રીતે કે, **નવકં બલોયં પુરૂષ: ।।** એવા એવા વિતંડાવાદ કરી જ્ઞાનીને પાછા પાડે. આવી રીતે જ્ઞાનાવરણીય કર્મ બાંધનારા તેનાં ફળ પાંચ તથા દશ પ્રકારે ભોગવે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવ જ્ઞાન અને કેવળજ્ઞાન, એ પાંચ જ્ઞાન પ્રાપ્ત થાય નહિ અથવા શ્રોત્ર આદિ પાંચ ઇંદ્રિયો પામે નહિ, અથવા ઇંદ્રિયો પામે તો ખોટી પામે, એટલે સાંભળવાની, દેખવાની વગેરે પાંચે ઇંદ્રિયોની શક્તિ પામે નહિ; તે ઘણી મહેનત કરે તો પણ તેને વિદ્યા ચડે નહિ. આવું જ્ઞાનાવરણીય કર્મ ખપાવવા માટે તપ કરવો, જ્ઞાન તથા જ્ઞાનીની ભક્તિ કરવી, તેમને બહુ માનથી આદરસત્કાર આપવો. વિદ્યાધ્યયન કરનારાને ઉમંગપૂર્વક જોઇતાં સાધનો પુરાં પાડી તેમને

ઉત્તેજન આપવું, આજકાલ તો જ્ઞાનની જે અસાતના થઈ રહી છે તે માટે તો કશું કહેવાનુંજ રહ્યું નથી. છાપખાનાં વધ્યાં ગયાં તેમ જ્ઞાનનાં પુસ્તકોનો બહોળો ફેલાવો પણ થવા લાગ્યો; એટલે તેની કદર ઘટતી ગઇ, પુસ્તકો પગે અથડાવા માંડયાં-ઠેબે આવવા લાગ્યાં. સામાયક આદિ ઉત્તમ સૂત્રોનાં પાનાં અસૂચીવાળા આંગણામાં અને વૈદ્ય ગાંધી, કંદોઇ આદિ વેપારીની દુકાને પડીકાં બાંધવામાં વપરાતાં એમ જ્યાં ત્યાં અયોગ્ય રીતે ખોટો ઉપયોગ થતો આ લેખકના જોવામાં આવ્યો છે. આહાહા! ઘણા અફસોસની વાત છે કે, એક પૈસામાં શ્રી દશવૈકાલીક અને પાંચ રૂપીઆમાં ભગવતી જેવું મહાન કિમની સૂત્ર ગાંધીની દુકાને એક જિજ્ઞાસુ શ્રાવકને જોવામાં આવવાથી વેચાતાં લઇ લીધાં. કહો બન્ધુઓ, આવી જ્ઞાનની અસાતનાઓથી આપણો ઉદ્ધાર કેમ થાય? પુસ્તકો જ્યાં ત્યાં રઝળતાંરખડતાં મુકવાં નહિ. તેને બેકદરથી વાવરવાં નહિ, જ્ઞાન એજ આપણી અપૂર્વ ચક્ષુ છે. અંધકારમાં ભૂલા પડેલા પ્રાણીને દીવાની પેઠે આધારભૂત છે. આ પંચમકાળમાં સર્વજ્ઞ પ્રભુને અભાવે જ્ઞાનપુસ્તકો એજ આપણો ખરો સર્વજ્ઞ પ્રભુ છે. કહ્યું છે કેઃ—

### સ્રગ્ધરાવૃત્ત.

જે શ્રીતીર્થંકરોના અતુલ અતીશયે નીકળી કંઠ દ્વારા,
સારી કલ્યાણકારી વદનવિવરની પુષ્કળાવર્ત ધારા;
શોભે સ્યાદ્વાદ રૂપે મધુર મૃદુ અતિ ભવ્યને તારનારી,
એવી વાણી શ્રીવીરની પરમહિત કરે વિશ્વઆનંદકારી. ૧
આજે આ પંચમારે વિષમ સમયમાં એક આધાર તારો,
બાકી કલ્પીત ભાખે ઉદરભરણ તે માર્ગ જૂઠો નઠારો;
તારી સુશાન્ત મુદ્રા સકળ ભય હરે એજ મુર્ખો ઉથાપે,
તારી આજ્ઞા અમોને અતુલ સુખ કરે તેજ સંસાર તારે.૨

માટે આ પંચમ આરામાં જ્ઞાન એજ મુમુક્ષુ ભવ્ય જીવોને ખરો આધાર છે. તો પણ હે ભગવાન! સંસારના વિષયના ગારામાં ગળી ગયેલા આ મૂઢ આત્માએ જરા પણ જ્ઞાન મેળવ્યું નહિ, અને કદાચ મેળવ્યું તો સ્વાર્થી જ્ઞાન મેળવ્યું, પણ કુકર્મને બાળનારૂં જ્ઞાન મેળવ્યું નહિ. કારણ કે, દુરાચાર આદિ દુર્ગુણો પરહરવા તેજ જ્ઞાન મેળવવાનું સાર્થક છે. જ્ઞાન ભણી ક્રોધાદિ કષાયો ન તજાય, કંચન, કામિની આદિની વિષયવાસના ન ટળે, દુરાચાર આદિ દુર્ગુણો દૂર ન જાય; તો તે જ્ઞાન નહિ પણ અજ્ઞ લોકોને મધુર 'વાણીવિલાસથી' રંજન કરનારી સ્વાર્થસાધક વિદ્યાજ છે.

# આવું સાધુપણું શું કામનું?

## રાગ ભેરવી ગજલ.

( જીને આપકું જોયા નહિ—એ રાગ, )

સાધુ બન્યો જોગી બન્યો બાવો બન્યો બહુ વાર તું,
નહિ આત્મની સિદ્ધિ થઇ નાસ્યું નહિ મારૂં ને હું. ૧
સંસારનાં જે મુળ રાગાદિક દોષ ટળ્યા નહિ,
નિજ હૃદયના સદ્ભાવથી ભવબીજને બાળ્યાં નહિ. ૨
મદ મદન માયા મોહરાયામાં રમે મનડું સદા,
નહિ હૃદયમાં આવી અરે નીજ આત્મની ચિંતા કદા. ૩
નહિ હૃદયની જડતા ટળી ન બળી વિષયની વાસના,
વાણી વદે વૈરાગ્યની પણ મન મોહવિલાસમાં. ૪
શું થાય મસ્તક મુંડવાથી ચુંટવાથી કેશને?
નહિ કામ ક્રોધ તજાય તો શું થાય ધરવે વેશને? ૫
શું થાય કપડાં પે'રવાથી વિવિધ રે સાધુ તણાં,
માયાતણા પડદા વિષે ઘાટો ઘડે અવળા ઘણા. ૬
સાધુ બની સંસારની ખટપટ અહોનિશ આદરે,
નહિ આહારમાં વિહારમાં વ્યવહારમાં શુદ્ધિ ધરે. ૭
એવું અરે સાધુપણું સંસારમાં શું કામનું?
નહિ ભવભ્રમણને ભાગશે સાધુપણું એ નામનું. ૮
સર્વજ્ઞનાં વચનો તણી શ્રદ્ધા નહિ અંતર વિષે,
નહિ હૃદયના રોગો જશે કલ્યાણ શી રીતે થશે? ૯
રમણી તણા રંગભોગમાં મનડું રમે દિનરાતરે,
ઉપદેશ આપે અન્યને પણ હૃદય કોરૂં ભાતરે. ૧૦
કષ્ટો કરો કોટી ભલે પણ મોક્ષપદ છે વેગળે,
મુની વિનય કંચન કામિનીના ત્યાગ વિના શું વળે? ૧૧

ઘણા સાધુઓ સારૂં વ્યાખ્યાન વાંચે છે, લોકોને મધુર વાણીથી રંજન કરે છે, ઉપરથી સદાચારનો ભારે આડંબર જણાવે છે, પણ અંતરમાં તો દુરાચારનો પાર જ ન હોય. વિષયવિકારથી હૃદય ભરપુર છે. મહિલામંડળને રંજન કરવા બમણો રંગ જમાવે છે, રજનીના

ભાગમાં પણ તેઓને ભણાવવા માટે મહા ઉપકારી બનેલા છે, તો દિવસના ભાગમાં તો પુછવુંજ શું? પુરૂષના કરતાં સ્ત્રીઓને પહેલી મોક્ષમાં મોકલી દેવી, એવી તે પરોપકારી મહાત્માઓની શું પ્રબળ ભાવના હશે?! ચેલી પહેલી, ચેલાનું શું કામ છે? ચેલીનો અવિનય કદાચ થાય તો પણ સરાગભાવને લીધે તે મીઠો સાકર જેવો લાગે, પણ ચેલાનો અવિનય તો ઝાટકાસમાન અસર કરે, અને ચેલી ગમે તેવાં કઠોર વચનો ઉચ્ચારે પણ તે તો જાણે ફુલ ઝર્યાં એમ માની આનંદ પામે, ખરે તેમાં કોઇનો દોષ નથી, સંસારજ એવો મોહક છે, સ્ત્રીના દરેક અવયવોમાં મેસમેરીઝમ હશે કે મોહિની વિદ્યા ગોઠવવામાં આવી હશે? કે વીરલા ભાગ્યશાળી પુરૂષજ (ભલે જોગી હોય કે ભોગી) તે ચમત્કારી વશીકરણ વિદ્યાના સપાટામાં નહિ આવતા હોય! તેના ઝેરી ઝપાટામાંથી બચનારાને મારા કોટી કોટી નમસ્કાર હો. યાદ રાખો કે આવું સ્વાર્થસાધક પ્રપંચી જ્ઞાન આત્માનો ઉદ્ધાર કરતું નથી. **વૈરાગ્યરંગઃ પરવંચનાય । ધર્મોપદેશોજનરંજનાય ॥** અર્થાત્—તેનો વૈરાગ્યરંગ પરવંચના એટલે બીજાને ઠગવા માટેજ છે, અને ધર્મોપદેશ જનરંજનને માટેજ છે; પણ દીવા તળે તો અંધારૂંજ સમજવું. માટે હે ભગવાન! કર્મને બાળનારૂં ભવસમુદ્રને શોષનારૂં આત્મોદ્ધારક વરિષ્ઠ જ્ઞાન મેળવ્યું નહિ, તથા દારિદ્રનો નાશ કરનારૂં પાપના સમૂહને હરનારૂં પવિત્ર અને મુક્તિનગરીના નજીક પહોંચાડનારૂં ચિત્ત વિત્ત અને પાત્ર એ ત્રણે પ્રકારોથી ઉત્તમ એવું સુપાત્રે દાન પણ દીધું નહિ. તે દાનના ગુણ કેવા છે? તે કહે છેઃ—

### છપ્પો.

ધન્ય દાતા અવતાર, ધન્ય દાતાની માતા;
દાતા દીલ દરીયાવ, દીન દુઃખીને સુખદાતા;
જગતપૂજ્ય કર ધરે, દાનદાતાની પાસે,
તીર્થંકર કર અધો, ઉર્ધ્વ દાતાનો થાશે;
દાતા નામ મંગળ સદા, સહુ પ્રતિ સંભારશે,
શ્રીશ્રેયાંસ નૃપતિ પરે, મોક્ષ મહેલમાં મહાલશે. ૧

દાનમાં પણ અપાર અને અપૂર્વ ગુણો રહેલા છે. કોઇ સદ્ભાગ્ય હોય તોજ સુપાત્રે દાન દેવાય છે; પણ કપિલા દાસી જેવા દાન દેવાને ભાગ્યશાળી નીવડતા નથી. દાન એ મોક્ષપુરીનું પ્રથમ સોપાન (પગથીઉં) છે, તથા સદ્ગુરૂનો સમાગમ કરી તેઓની નિરાશાભાવે

ભક્તિ કરી પ્રેમપૂર્વક ઉંડા જીગરનો આશીર્વાદ રૂપી મીઠો પ્રસાદ જ-મ્યો નહિ. ગાંજાના ફુંકનારા, ચલમો ઉડાવનારા વિષયગારામાં ઉંડા ઉતરેલા, ગુપ્ત અથવા જાહેર એક બે રામકી–ચેલી રાખનારા લોભીના સરદાર આશાતૃષ્ણાના તથા વિષયના ભીખારી, અનાચારી, કંચન કા-મિનીના ભોગી, દંભી વગેરે અનેક દુર્ગુણોના ભંડાર રૂપ એવા કુગુ-રૂની ભક્તિ કરવાથી આત્માનું કાંઇ સાર્થક થતું નથી. જે પોતેજ વિષયગારામાં ખુંચી ગયેલા છે, તે સામાને કેમ કાઢશે ? સછિદ્ર મન-વાર પેસેંજરોને કિનારો કેમ બતાવશે ? અર્થાત્ નહિ બતાવતાં મ-ધ્યમાં ઉંડાં જળમાં ઉતારશે–બુડાડશે. પણ આ મોહમુગ્ધ જીવ લોભથી એવા તો લપટાઇ ગયા છે કે કોઇની પાસે કાંઈ ખોટો ડોળધાલુ ઉ-પલક ચમત્કાર જોવામાં આવે તેનેજ ખરો પ્રભુ, ખરો સદ્દગુરૂ, તા-રણતરણ નોધારાનો આધાર અને જગતમાં સાચો સહાયક ભગવાન માની અહોનિશ તેની બહુમાનથી ભક્તિ કરે છે; અને સદા તેનેજ વળગ્યો રહે છે. ત્યારે નિર્લોભી સત્યનિષ્ઠ સાચા ગુરૂને ખોટા માને છે. કોઇક તો ધનાદિકની આશાએ કુગુરૂને પણ સદ્દગુરૂ માને છે, અને તે જે કહે તે, સર્વ સત્ય માને છે. તથા તેની કહેલી સર્વ બાબત જે હોય તે બહુ માનપૂર્વક કરે છે પણ આખરે તો તે ધર્મધુર્તની ઠગ-બાજીમાં એવો તો ઠગાય છે અને ખુવાર થાય છે કે જન્મારા પર્યંત પસ્તાવો કરવાનો વખત આવે છે. માટે હે અભ્યુદયના અભિલાષી વિવેકી બંધુઓ ! એવા કુગુરૂને સર્વથા તિલાંજળી આપી આત્મોદ્ધારક નિર્લોભી નિર્વિષયી એવા પવિત્ર સદ્દગુરૂનો સમાગમ કરી તેમની સેવા-ભક્તિથી કૃપાપૂર્વક પ્રાપ્ત થયેલો આશીર્વાદ રૂપી મીઠો પ્રસાદ જમ-જો, કે જેથી આ આત્મા દુઃખસાગરમાંથી બચી પરમપદને લાયક થાય. પણ હે ભગવાન ! વિષયમાં લુબ્ધ થઇ મેં અધઃપતનીય ઘણાં કર્મો કર્યાં છે. જરા જન્મ ને મરણ, આધિ વ્યાધિ ને ઉપાધિ વગેરે દુઃખો હણનારો દયામય ધર્મ પણ મેં આરાધ્યો નહિ, અને મોહવિલાસમાં પડી મારૂં નહિ છતાં મારૂં માની લક્ષ્મી આદિક માટે જ્યાંત્યાં ભટકયો ભૂલ્યો, ભમ્યો અને લોભસાગરમાં પડી કુગુરૂના બદફેલી ફંદમાં ફસાઇ જઇ કેવળ કનિષ્ટ કર્મો કર્યાં. કહ્યું છે કેઃ—

કીધાં કર્મ અનેક નિન્દિત નહિ રાખી જરા લાજને,
ઇર્ષ્યા ને અવિવેક દંભ થકી તેં પીડા કરી લાખને;
દીનોને દુઃખ આપવું પ્રતિદિને તે તો ગણ્યું તેં વર,
ભાવે ભાઇ ભજાય જો પ્રભુ હવે તો તો ઘણું સુંદર. ૧

ખોયું બાળપણું બધું રમતમાં તે અજ્ઞાનામાં રહ્યું,
ભોગોમાં વિષયો વિષે તરૂણીમાં તારૂણ્ય તે તો ગયું;
સ્રીપુત્રાદિકને ગણ્યાં સુખકરા સંસારની અંદર,
ભાવે ભાઈ ભજાય જો પ્રભુ હવે તો તો ઘણું સુંદર. ૨

માટે હે ભગવાન ! આ મોંઘો માનવજન્મ સંસારના વિષય સુખમાં પડી કુકર્મો કરી કેવળ મેં વ્રથાજ ગુમાવ્યો છે. સંસારમાં અતિ આસક્ત થનારો અને ધન મેળવવા માટે જ્યાં ત્યાં ફોકટ ફાંફાં મારતો જીવ મનમાં જરા પણ વિચારતો નથી અને જાદુગર વાદી તથા કીમીયાગરની સોબતમાં પડી લોભની આશાએ કેવો ઠગાય છે અને અંતે કેવો દુઃખી થાય છે? તેના ઉપર ધનપાળશાહનું દષ્ટાંતઃ–

## ( ૨૩ ) કપટકળાકુશળ કીમિયાગર યતિની ઠગવિદ્યા.

એક શહેરમાં પરદેશથી કોઇ જતી આવ્યો, તેનું નામ ચંદ્રવિજય હતું. તે જતી તરીકે ઓળખાતો હતો ખરો, પણ તેનામાં શાસ્ત્રકારોએ કહેલા જતીના ગુણો નહિ હતા. ફક્ત તે નામેજ જતીપણે ઓળખાતો હતો, પણ તેનાં કાર્યો તો સંસારી રૂપજ હતાં. તે કીમીયાગરનો ધંધો કરી ભોળા લોકોને ભોળવી છેતરી જ્યાં ત્યાં હાથ મારી જતો હતો, તે યતિ એ ગામમાં શ્રાવકના મહેલામાં આવીને રહ્યો. શ્રાવક વાણીઆઓને ત્યાં વહોરવા જાય, રાંધેલી રસોઇ માગી લાવે, અને પછી નિરાંતે પોતાના મકાનમાં બેસી રહે, અથવા શોખ કરવા ફરવા નીકળે. રોજ છોકરાંઓને પેંડા, બરફી, મમરા, સેવો એવું એવું વહેંચે અને રોજ નવાં નવાં ઝાડનાં પાંદડાં લાવી વાટે કુટે, નિત્ય એમ માથાકુટ કર્યા કરે. પછી શ્રાવકોએ તો માંહોમાંહી વાત્તો કરવા માંડી કે આપણા યતિમહારાજ પાસે તો કિમીયો છે. પછી તો લોક પછવાડે પડયા, એટલે એક દિવસે કહ્યું કે મારી પાસે એક બુટ્ટીની રાખ છે, તે એક તોલો સીસામાં નાંખી હોય તો તે સીસાનું સોનું થઇ જાય છે. એક દીવસ એક જણાને વાયદો કરીને સોનું કરવાનો ચોક્ખો દિવસ ઠરાવ્યો. એ રીતે ઘણા જણાઓને જુદો જુદો વાયદો કરી તેડાવ્યા.

ચંદ્રવિજય જાતે જતિ અને વળી મૂળથી લખવાનો ચાલ વધારે રાખ્યો હતો, તેથી લોક એની પાસે જાય ત્યારે પોતે કંઇ લખતો હોય, તેણે કાળી જવાઇની લેખણોમાં પછવાડે એક એક ગદીઆણા સોનાની રણીઓ ઘાલી મુકેલી હતી, એવી રીતે દશ વીશ લેખણોમાં

સોનું ભરી મુકેલું રાખતા; અને એ લેખણને છેડે, સોનું ઢાંકવા જરા મીણ ચોડીને ઉપર શાહી ચોપડી મુકે. એક ફેરો ધનપાલશાહ શેઠ આવ્યો અને કહેવા લાગ્યો કેઃ-મહારાજ આજ પેલું બતાવશો ? કૃપા કરી બતાવો તો બહુ સારૂં. એટલે ચંદ્રવિજય બોલ્યાઃ-હા હું બતાવું તે પ્રમાણે કરો, એક શગડી લાવો, તેમાં કોયલા ભરો અને વચમાં એક લોઢાનું કુલડું મુકો અને પછી તેમાં એક ગદીઆણો સીસું મુકો પછી રૂપાની અક્ષીર હું આપું છું તે પેલા સીસા ઉપર મુકવી પછી તેમાં હવાની અસર આવે એટલે જલદીથી બીજી અક્ષીર નાંખીને પછી એકમેક કરી સીસાને સારી પેડે ધમવું એટલે સોનું થશે. પછી બધી સામગ્રી તૈયાર કરીને કુલડામાં સીસું મુકયું, એટલે ચંદ્રવિજય ગોરજીએ એક ડાબડીમાંથી એક વાલ અક્ષીર આપી તે એમાં મુકી. હવે સીસુ ઉકળીને એકરસ થયું, ત્યારે ધનપાલ કહે છેઃ-મહારાજ ! તમે આવીને જુવોને, બીજી વાર અક્ષીર નાખવાની વખત થઈ? પછી ગોરજી આવ્યા, તે એકદમ ગાભરા થઈને "સાંઠો લાવો, સાંઠો લાવો, સાંઠો લાવો," એમ બોલવા લાગ્યા.

પછી પોતાના કાને લેખણ ખોસેલી હતી તે ઉંધી લેખણ ઘાલીને તે વડે હલાવ્યું, એટલે તો લેખણ થોડીક બળી ને માંહેથી સોનાની રણી સીસામાં પડી. વળી ગોરજી બોલવા લાગ્યાઃ-કે ઘાણ ટાઢો પડયો માટે સારી પેડે ધમો. એટલે ધનપાળ તો વળી ભૂંગળી લઈને સીસું ફુંકવા મંડયો. સીસુ સારી પેડે બળી રહ્યા પછી ગોરજી બોલ્યો, હવે તો થયું હશે જુવો ! પછી ધનપાળે સીસું કાઢીને જોયું તો વીશ રૂપીએ તોલાનું સોનું બની ગયેલું દીઠું. પછી વાણીઆનું કાળજું તો ઉથળપાથલ થવા લાગ્યું કે, આ કિમીયો મને આવડે તો પછી શું બાકી રહ્યું ? એવા હર્ષથી હાથ જોડીને તે બોલ્યો કે, મહારાજ ! હવે તો શીખવ્યા વીના નહિ ચાલે. પછી ગોરજીએ વાત કરી કે ભાઈ અક્ષીર બનાવવાનો ઘાણ નાનો થતો નથી, ઓછામાં ઓછું પાંચ તોલા સોનું જોઈએ ત્યારે એની અક્ષીર બને છે. તે પાંચ તોલાનું એકસો ને સાઠ વાલ વજન થયું, અને એક ગદિઆણો સીસામાં એક વાલ અક્ષીર જોઈએ છીએ. એટલી અક્ષીરમાંથી એંશી તોલા સોનું થશે, તે ઓગણીસ રૂપીએ તોલો ગણીએ તો પંદરસો ને વીસ રૂપીયાનું સોનું થયું.

વળી એ કામમાં બીજું ખર્ચ પણ કરવું પડે છે. તે સાંભળ ? વાંસનાં ભૂંગળાં હાથ હાથ ઉંચાં હોય છે, તે આણવાં તેમાં વચ્ચે

પારો નાંખવો અને આગળ પાછળ કસ્તુરી ભરવી, પછી એ ભૂંગળાં ભોંયમાં ૧૧ દીવસ સુધી દાટીને કાઢવાં. તેમાં પાંચ તોલા સોનું નાખીને ભઠ્ઠી કરવી અને તેમાં બુટ્ટીનો રસ નાંખતા જવું એટલે અક્ષીર બને છે.

એક તોલો કસ્તુરી તથા અર્ધો તોલો પારો એટલું અકેકા ભૂંગળામાં ભરવું જોઇએ, માટે જાઓ ફાવે તો સામાન લાવો, પછી તો તમારી જેવી મરજી.

પેલો વાણીઓ તો ઝટ દઇને ઉઠયો, તે પોતાને ઘેર ગયો. રસ્તે જતાં વિચાર કરે છે કે, આ વાત કોઈ આગળ કરવી નહિ, સરકાર જાણે તો પકડીને મને લઈ જાય અને મારી પાસે સોનું કરાવે. માટે ધીરે ધીરે સોનું કરીશું. ઓણુના વરસમાં તો એક લાખ રૂપીયાનુંજ કરીશું. પછી તો ચીનમાં દુકાન કર્યા વિના કંઇ ચાલનાર છે? ચીનમાંથી ફટકડીની પેટીઓ મંગાવીશ અને મારા ઘરમાંથી કરોડો રૂપીયાનું સોનું વેચીશ એટલે લોક ધારશે કે એ તો ચીનમાંથી પેટીઓ લાવે છે. એમાંનું સોનું છે.

શેઠે તો ઘેર જતા કે સામાન તૈયાર કરવા માંડયો. ચારસો રૂપીયાની કસ્તુરી હોરી, તેમાં જોઇએ તેટલો પારો લીધો, પાંચ તોલા કુંદન લીધું, એવામાં તાકડે સીસું સોંઘુ મળ્યું માટે મણ ૧૦૦ સોએકને આશરે સીસું પણ હોરી બેઠા. પેલો બધો સામાન લઇ જઇને ગોરજીને સોંપ્યો. પછી તો એજ રાત્રે ગોરજીએ વૈરાગીનો વેશ લઇને પોબારા ગણ્યા, તે હજી સુધી આવ્યાજ નથી.

પદાર્થજ્ઞાનાનંદ કહે છેઃ—કોઈ માણસને સારૂં કુદવાં આવડતું હોય પણ વગર કારણે કુવો કુદવો પણ એ શું કરવા જોઇએ? તેમ કદાપી આપણે કીમીયાગર સાથે ઘણીજ સાવધાની રાખીયે, તો પણ એ જુઠી વાતમાં ઉભા રહેવાનું કારણ શું?

માટે ડાહ્યા માણસે તો નક્કી સમજવું જોઇએ કે વાઘ, સાપ, સોમલ, કીમીયાગર, જાદુગર, ફાંશીયા, ચોર, એ સર્વે એક માના દીકરા છે. તેમાં પ્રથમના ત્રણ તો સારા કે તે જીવ લીધે છુટકો કરે. અને બીજા તો જીવ અને જોખમ (રૂપીઆ વગેરે સામાન) એ બેને લેનાર છે. માટે કીમીયો જુઠો જાણીને એવા ઢોંગીઓથી સદા દૂર રહેશે તેજ સુખી થશે?

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, લક્ષ્મીના અભિલાષી મનુષ્યો જ્યાં ત્યાં ઓચિંતા સપડાઈ જાય છે. અને જ્ઞાન, દાન, તપ, શીયલ

વગેરેથી ભ્રષ્ટ થઈ અધોગતિગામી બને છે, ને જગતમાં હાંસીને પાત્ર ગણાઇને અંતે મહા દુઃખી થાય છે. માટે વિવેકી પુરૂષોએ જ્યાંત્યાં બાથોડા નહિ ભરતા સંતોષમાં રહી ધર્મ સંચય કરવો, એજ મનુષ્ય જીંદગીનું કર્તવ્ય અને મનુષ્યત્વ છે.

## સવૈયો.

મળશે નહિ જન્મ મનુષ્યતણો અઘટિત કર્યાં કૃત ઉકળશે,
બળશે નહિ પાપ પછી સઘળાં તુજ સંકટ કોઇ ન સાંભળશે;
ભળશે દુઃખ આવી અનેક બિજાં ઉભરાની પેઠે અતિ ઉછળશે,
છળશે જમદૂત કહે દલપત પછી તુજ પાપ પુરાં મળશે. ૧



**नूनं नमन्ति सहकार महीरुहश्च ।**
**युक्ताः फलैरधि भवन्ति यथा यथा च ॥**
**लोके लभन्त उदधेर्दुहितार मत्र ।**
**नम्री भवन्ति नितरां किलसत्पुमांसः ॥ २५ ॥**



**અર્થ**—ખરેખર આ લોકમાં આમ્રવૃક્ષો-આંબા ફળ આપે છે, તેમતેમ નમતા જાય છે, તેવી રીતે સત્ય પુરૂષો લક્ષ્મીને મેળવે છે, તેમ અત્યંત નમ્ર થતા જાય છે, પણ અભિમાનને આધીન થતા નથી. તેની સાથે ઉદ્ધતાઈ ન કરતાં ગરીબાઇ ધારણ કરે છે.

**ભાવાર્થ**—નમ્રતા એ વેરીને પણ વશ કરવાનો મહામંત્ર છે, અને સત્ય પુરૂષોનો સહજ ગુણ છે. આ શરીરમાં ચાર સ્થળે ચાર દેવીઓ વસેલી છે, મસ્તકના ભાગમાં નમ્રતા દેવી, ચક્ષુના ભાગમાં લજ્જા દેવી, વૃક્ષસ્થળ (છાતીના ભાગ)માં હિમતદેવી અને ઉદરના ભાગમાં ખોલના (વિચારશક્તિ) દેવી; એમ ચાર સ્થાનોમાં ચાર દેવીઓ વસે છે. એ ચારે અથાગ શક્તિવાળી છે, એ ચારમાંથી એકેક પણ સમસ્ત વિશ્વને વશ કરવા મહા સમર્થ છે, તો ચારે મળી પ્રેમપૂર્વક સદા વાસો કરે તો પછી પૂછવુંજ શું? એ ચારે દેવીઓ આત્માને મહા લાભ આપે છે.

પણ તે દેવીઓ પોતાના સ્થળે કાયમ ટકી શકતી નથી, કારણ

કે જે ઘરમાં તેઓ વસે છે, તે ઘર તેમના સ્વતંત્ર ભોગવટાનાં નથી, પણ મજીયારૂં છે, તેના બીજા ભાગીદારો આવે છે, ત્યારે તેને તે ઘર તુરતજ તજી ચાલ્યું જવું પડે છે. કેમકે તેમના વચ્ચે અનાદિ સિદ્ધ વૈર છે. દારૂ અને દેવતાને તથા ઉંદર બિલાડીને જેવું બને તેવું તેમને બને છે.

તે દેવીઓ રહે છે, તેજ સ્થાનમાં વળી ચાર રાક્ષસો પણ ર છે. મસ્તકમાં અભિમાન રાક્ષસ, ચક્ષુમાં લોભરાક્ષસ, વક્ષસ્થળમાં ભય રાક્ષસ, અને ઉદરમાં ક્રોધ રાક્ષસ; એમ ચારે સ્થાનોમાં ચાર રાક્ષસો પણ રહે છે, એ ચારેનું બળ પણ કાંઈ ઓછું નથી ! આખા જગતને એ ચારમાંથી એકેક પણ થરથર ધ્રૂજાવે છે, તો એ ચારે રાક્ષસો મળી શું ન કરે ? એ ચારે રાક્ષસો પેલી ચારે દેવીઓને હડાડી મેલે છે. મસ્તકમાં અભિમાન રાક્ષસ આવે છે ત્યારે નમ્રતાદેવી નાશી જાય છે, ચક્ષુમાં જ્યારે લોભ રાક્ષસ આવે છે ત્યારે લજ્જા દેવી નાશી જાય છે, વળી વક્ષસ્થળમાં ભય રાક્ષસ ભરાય છે, ત્યારે હિમત દેવી નાશી જાય છે, અને ઉદરમાં ક્રોધરાક્ષસ ભરાય ત્યારે ખોલનાદેવી એટલે કાર્યાકાર્યની વિચારશક્તિ ચાલી જાય છે.

મતલબ કે નમ્રતાદેવી સમસ્ત વિશ્વને વશ કરવા સમર્થ છે, તે વિનય એવા નામથી પણ ઓળખાય છે, વિનય એ ધર્મનું મૂળ છે. દશવૈકાલીક સૂત્રમાં કહ્યું છે કે:—

## ગાથા.

**विणओ जिण सासणो मूलं । विणओ निवाण साहगो ।**
**विणओ विप्पमुक्कस । कओ धम्मो क ओ तवो ॥ १ ॥**
**मुलाओखंधो पभवोदुमस । खंधाउपछा समुवंतिसाहा ॥**
**साहा पसाहाविरुहंति पत्ता । तउसेपुप्फंच फलं रसोय ॥२॥**

**અર્થાત્**—વિનય કરવો તે જૈનધર્મનું મૂળ છે, તેમજ વિનયથી મોક્ષપદનું આરાધન કરી શકાય છે. જેણે વિનયનો ત્યાગ કરેલ છે, તેને ધર્મ પણ શો ? અને તપ પણ શો ? વળી ઝાડને જેમ પ્રથમ થડ અને થડ પછી શાખાઓ નીકળે છે, મોટી શાખામાંથી નાની શાખા તથા તેથી પણ નાની ડાળીઓ નીકળે છે, ને તેમાંથી પાંદડાં ફળ ફુલ થાય છે, અને ફળમાંથી રસની પ્રાપ્તિ થાય છે, તેમ મોક્ષપદનું આરાધન કરવા માટે "વિ એ ધર્મરૂપ વૃક્ષનું મૂળ છે,

વળી લોકપ્રસિદ્ધ કહેવત પણ છે કેઃ-"વિનય વેરીને વશ કરે, વનો ગનો માફ કરાવે, નમ્યો તે સઉને ગમ્યો!" એટલું તો અવશ્ય છે કે કોઇ પણ વસ્તુ નમ્યા સિવાય પ્રાપ્ત થતી નથી. દાખલા તરીકે સ્ત્રીઓ કુવા કાંઠે પાણી ભરવા જાય છે, અને કુવામાં ઘડો નાંખી પાણી ભરવા માટે તેને દોરડાવતી હલાવી નમાવે છે. કારણ કે જ્યાં સુધી નમાવી વાંકો ન વાળે ત્યાં સુધી તેમાં પાણી ભરાયજ નહિ, માટે તે ઘડાને નમાવી તેમાં પાણી ભરે છે. ભરાયા પછી સ્ત્રીને પણ તે ઘડો બહાર લાવવા વાંકુ વળવું પડે છે-નમવું પડે છે. કારણ કે વાંકા વળી તેજ ઘડો બહાર કઢાય છે. વળી શાક વગેરે કોઈ પણ વસ્તુ બજારમાં આપણે લેવા જઇએ છીએ, ત્યાં પણ આપણને લેવાના પદાર્થ વાળું છાબડું અથવા ત્રાજવું નમતું હોય તોજ લેવું ગમે છે. છાણુ વગેરે વસ્તુ જમીન ઉપર પડી હોય તેને લેવા માટે પણ વાંકા વળવું પડે છે, તોજ તે હાથમાં આવે છે; પણ ઉભા ઉભા વસ્તુ હાથમાં આવી જતી નથી. એમ સાંસારીક પદાર્થો પણ નમવાથીજ પ્રાપ્ત થાય છે, તો મોક્ષસુખની પ્રાપ્તિ માટે નમ્રતાની જરૂર કેમ ન હોય? નમ્રતા મહામંત્ર છે અને તેમાં વશીકરણ પણ છે. દેવ કોપ્યા હોય તો તે પણ નમ્રતાથી કોપ તજી દે છે. મહાત્માઓ કોઈ કારણે કોપાયમાન થયા હોય, તો તેમના પ્રત્યે નમ્રતા ધારણ કરવાથી તેમનો કોપ તરત ઉતરી જાય છે. માટે ઉત્તમપદ પ્રાપ્ત કરવા માટે નમ્રતા ધારણ કરવી.

**દોહરો—લઘુતાથી પ્રભુતા મળે, પ્રભુતાથી પ્રભુ દુર;**
**કીડી સાકર સ્વાદ લે, કુંજર કે મુખ ધુર. ૧**

માટે પ્રભુપદ લઘુતાથી મળે છે, પણ મોટાઈથી મળતું નથી. સજ્જન પુરૂષો જેમ લક્ષ્મી મેળવે છે, તેમ તેમ નમ્રતા-લઘુતા-ગરીબાઈ ધારણ કરે છે, તેથી સદા ગરીબજ ગણાય છે, અને હલકા મનુષ્યો કદાચ સુભાગ્યથી પૈસો મેળવે, તો અભિમાનમાં તણાઇ જાય છે. દાખલા તરીકે કોઈ એક ગામડાનો ગરીબ હજામ મુંબાઈ જેવા શહેરમાં જઇ હજાર રૂપીઆ કમાઇ આવ્યો હતો, તેથી પોતાના જુના ઝુંપડામાં બેશી હમેશાં દુધ ચોખા ને સાકર જમતો હતો.

એકદા તેને અભિમાનથી વિચાર થયો કે ભલા હું રોજ દુધ ચોખા સાકર જમું છું તે ગામના લોકને કેમ ખબર પડે? તે તો જાણતા હશે કે બિચારો ઘેંસ રાબ સીરાવતો હશે. તેથી પોતાનો ખોરાક લોકોને દેખાડવા માટે એક દિવસ તેણે તાંસળીમાં દુધ ચોખા સાકર લઇ પોતાના ઝુંપડામાં દીવાસળી સળગાવી એકદમ ભડકો થાય

તેવા સ્થાનમાં મુકીને તાંસળી લઈ જમતોજમતો બહાર આવી મોટે સાદે બુમ પાડી કે દોડજો રે, દોડજો ! મારૂં ઘર સળગ્યું. એ સાંભળી ગામના લોકો એકદમ દોડી આવ્યા અને સળગવાનું કારણ પુછ્યું. ત્યારે તે બોલ્યો કેઃ–ભાઇઓ ! આ દુધ ચોખા ને સાકર હું જમતો હતો, ત્યાં એકદમ ઘરમાં ભડકો થયો–એમ કહી તેણે લોકોને તાંસળી બતાવી, લોકોએ કહ્યું કે હવે તારા દુધ ચોખા ભાજ્યા ! પણ હે મૂર્ખા અભિમાની હવે તેને ઓલવ તો ખરો ! પછી બધાએ મળી ઘર ઓલવી નાખ્યું. અને તે હજામના અભિમાનની મશ્કરી કરતા સહુસહુને સ્થાને ગયા. જુઓ ! અભિમાનીનાં કેવાં લક્ષણ હોય છે ?

મતલબ એ છે કે હલકા મનુષ્યો પાસે થોડા ઘણા પૈસા આવે કે તુરતજ તેને અભિમાન આવે છે, અને તે ઉદ્ધતાઇમાંજ તણાતો જાય છે. તેના મનમાં નમ્રતાનો ગુણ લેશ હોતો નથી, તેથી તે તવંગર છે એમ સમજવું. કહ્યું છે કેઃ—

**नमन्ति शालिनो वृक्षा । नमन्ति गुणिनो नराः ॥**
**मूर्खाश्च शुष्क काष्ठाश्च । न नमन्ति कदाचन ॥१॥**

**અર્થાત્**—આમ્રવૃક્ષો તથા ગુણી પુરૂષો સદાય નમે છે, પણ મૂર્ખ માણસ તથા શુષ્ક (સુકાં) લાકડાં કદીપણ નમતાં નથી, કારણ કે ઓછું પાત્ર હોવાથી તે અભિમાનમાં તણાઇ અક્કડ રહે છે; માટે ઉત્તમ પુરૂષોએ સદા નમ્રતા રાખવી. આ લોકમાં આમ્રવૃક્ષો જેમ જેમ ફળવાળાં થતાં જાય છે, એટલે જેમ જેમ આંબે કેરીઓ આવે છે, તેમ તેમ તે વધારેને વધારે નમતો જાય છે. તેવીજ રીતે ઉત્તમ પુરૂષોને પણ લક્ષ્મી પ્રાપ્ત થતી જાય છે, તેમ તેમ તે વધારે નમ્ર થતા જાય છે. ને સ્વભાવે શાન્ત થાય છે અને તે સર્વ સાથે નિરાભિમાની થઇ સરલ ભાવે વર્તવાનો મહત્ ગુણ પણ આવે છે. વળી તે પુરૂષો પારકાના ગુણો ગાવામાંજ પોતાની ઉન્નતિ સમજે છે. કહ્યું છે કેઃ—

**नम्रत्वेनोन्नमन्तः परगुणकथनैः स्वान्गुणान्ख्यापयंतः ।**
**स्वार्थान्संपादयन्तो विततपृथुतरारम्भयत्नाः परार्थे ॥**
**क्षान्त्यैवाऽऽक्षेपरुक्षाक्षर मुखरमुखान् दुर्मुखान्दूषयन्तः ।**
**सन्तः साश्चर्यचर्याजगति वहुमताः कस्यनोभ्यर्चनीयाः ॥१॥**

**અર્થાત**—સત્યપુરૂષો નમ્રપણાથી ઉન્નતિને પામે છે. (નમવાથી કોઇ પણ ઉંચુ થાય નહિ, પણ સત્પુરૂષો તો નમવાથી ઉંચા આવે

છે. અર્થાત્ શ્રેષ્ઠ ગણાય છે એજ તેઓનું આશ્ચર્યકારક ચરિત્ર છે.) વળી સત્પુરૂષો બીજાના ગુણના વર્ણનથી પોતાના ગુણને પ્રસિદ્ધ કરે છે. (પરોપકાર માટે મોટા પ્રયાસથી આરંભ કરે છે, અને પોતાનું કાર્ય સિદ્ધ કરે છે.) અને તિરસ્કારથી કઠોર અક્ષરવાળાં જેઓનાં મુખ છે, એવા દુર્જનોને ક્ષમાથીંજ દોષમુક્ત કરે છે. આશ્ચર્યકારક આચરણવાળા અને અતિ માનવા લાયક એવા સત્પુરૂષો કોને પૂજ્ય ન હોય? અર્થાત્ સર્વને પૂજ્ય છે અને સર્વને માનવા લાયક છે.

ગરીબ લોકો દેખાવમાં ગરીબ ભાસે છે ખરા! પણ તેમનો મિઝાઝ ઘણો તાલેવાન ભાસે છે. લક્ષ્મીવાળા દેખાવમાં ધનવાન હોય છે પણ તેઓ સર્વ સાથે નમ્રતાથી વર્તી પોતે ગરીબાઇ ધારણ કરે છે. માટે તેમને ગરીબ કહેલા છે. અને પૈસાવાળા મીઝાઝમાં તાલેવાન હોવાથી તેમને તવંગર કહેલા છે. કહેવત છે કેઃ–**"કુમ જોર જુસ્સા બહોત"** હવે તેના ઉપર એક દૃષ્ટાંત કહે છેઃ—

## (૨૪) ગુરૂ, ચેલો, કડીઆરા અને રાજાના પ્રબોધક પ્રસંગ.

કોઇએ જંગલમાં ઝુંપડી બનાવીને ગુરૂશિષ્ય રહેતા હતા, તેઓ જાતે ખાખી હતા. એક વખત નજીકના તળાવમાં કઠિયારા લોકો વનમાંથી લાકડાની ભારી લાવી, કાંઇક વિશ્રાંતિ લેવા તે સર્વ લોકો ભારા ભોંય નાંખી કરચરણ મુખાદિકનું પ્રક્ષાલન કરવા તળાવની પાળે આવીને બેઠા. તે વખતે પેલી મઢીમાં બેઠેલા ચેલાને આ લોકોની ગરીબસ્થિતિ જોઈ બહુ દયા આવી ગઈ, અને ગુરૂ પ્રત્યે બોલ્યો કેઃ–હે કૃપાળુ ગુરૂવર્ય! આહા હા? દેખો તો આ બિચારા લોકોની કેવી ગરીબસ્થિતિ છે? જેના મસ્તકમાં તો ટાલ પડી ગઇ છે, શરીરે વસ્ત્રો પણ ઘણાં જીર્ણ તથા ફાટેલાં પહેરેલાં છે. માટે હે કૃપાળુ! મને તો આ લોકો ઘણાજ ગરીબ ભાસે છે, અને તેમની સ્થિતિ દયાળુ જનોને તો અવશ્ય દયા ખાવા જેવી છે. આ સઘળું શાંત હૃદયે ગુરૂએ સાંભળી ઉત્તર આપ્યોઃ— અરે શિષ્ય! નહિ નહિ! એ લોકો તો બહોત તાલેવાન હે. જો તુમારે ઇસ્કી ખાત્રી કરનેકી ઇચ્છા હોવે તો જાઓ, ઉનકી લકડેકી મુલી (ભારો) મેસે એક એક લકડ લે આવ. આ સાંભળી ચેલાએ તેની ખાત્રી કરવા માટે ત્યાં જઈ નિખાલસ મનથી ભારામાંથી એક એક લાકડું કાઢવા માંડયું. તે વખતે સર્વ કઠિયારા તળાવ સામું મોઢું રાખી હાથ પગ વગેરે ધોવાના કામમાં રોકાએલા હોવાથી આ ચેલાજીનું કૃત્ય જાણવામાં આવ્યું નહતું, પણ તેવામાં એક

કઠીઆરાની ઓચિંતી તેના ઉપર નજર પડતાં બધાને ચેતવવા એકદમ બુમ પાડી બોલ્યો કે:—અલ્યા! દોડો, જુઓ તો ખરા પેલો જોગટો આપણા ભારા તોડી નાખે છે, તે સાંભળી બધા એકદમ ત્યાં દોડી જઇ ક્રોધથી ધમધમાયમાન થઇ તે ચેલાને મારવા લાગ્યા; ચેલો તો ભય-ભીતજ થઇ ગયો. પછી કહ્યું કે:—દેખો ભાઇ! હમેરા ગુરૂને કીઆ હે ઇસ્કે બાસ્તે હમ એ લકડેકી મુલી લેતે હે. પણ પેલા તો એકદમ ક્રોધ કરી બોલ્યા કે:—હવે જાને ગુરૂવાળા એ તો બાળ્યા તારા ગુરૂ! અહીં તારા બાપનો માલ દાટયો છે કે લઇને ચાલતો થાય છે, અ-મોને લાવતાં બહુ મહેનત પડી છે, કાંઇ મફત આવ્યાં નથી?! એમ કહી વળી તેને ખુબ મારવા લાગ્યા. પેલો ચેલો તો એકદમ બેબાકળો બની લાકડાં પડતાં મુકી દોડયો અને ગુરૂ પાસે જઈ બોલ્યો કે:—મહારાજ! મેરેકું બચાઓ!! બચાઓ!!! એ હમકુ મારતા હે. એ તો બહોત મીઝાઝી આદમી હે ઉનોને હમકુ બહોત માર મારા, ફેર કઠોર ગાલીઆં ભી દીઈ.

ત્યારે ગુરૂએ કહ્યું કે:—તુમે કીયા થાને કે વે બહોત ગરીબ હે!? ત્યારે ચેલે કહ્યું:—હાજી મેને કહા થા સહી પણ મેરે કહેનેમે ભુલ આઇ આપકા કહેના સચ હે કે એ કઠીઆરાઓ ગરીબ નહિ પણ બહોત તાલેવંત અગર મીઝાઝી હે.

પછી થોડો વખત વીત્યા કેડે એક બીજો એવો બનાવ બન્યો કે એક મોટા નગરનો રાજા આવ્યો. જેની આગળપાછળ બંદીજનો છડી પોકારી રહ્યા છે, અને ચાર ભોઈ લોકોએ જેની સુખપાલ ઉ-પાડી છે, અને આ સ્વારી ધીમે ધીમે તે મઢીથી કાંઇક દુર ચાલતી પોતાના ગામ ભણી જતી હતી.

આ દેખાવ જોઇ ગુરૂ પ્રત્યે ચેલો બોલ્યો:—અહા હા! કેસા તાલેવાન આદમી હે દેખો તો મહારાજ! જીસ્કે આગળપાછળ સિપાઈ લોક ચલતા હે. ભોઇ લોકોંને જીસ્કી પાલખી ઉઠાઇ હે, માટે એ બહોત તાલેવાન આદમી હે. તે સાંભળી ગુરૂએ કહ્યું:—નહિ નહિ ચેલાજી! એ તો બહોત ગરીબ આદમી હે. ચેલાએ કહ્યું:—કયા મહા-રાજ દેખોને? એસા દબદબા ભરી સ્વારી હે, તો ગરીબ કહાંસે હોવે? ત્યારે ગુરૂએ કહ્યું:—દેખો બચ્ચા! એ તો બહોત ગરીબ હે ઉનકી ખાતરી કરનેકી ઇચ્છા હોવે તો તીહાં તુમ જાઓ, જાકર વો પાલ-ખીકા ડાંડા (પાયા) પકડ કર ખડે રેહના: ત્યારે શિષ્યે કહ્યું:—દેખો

મહારાજ આપને હુકમ તો ફરમાયા ઔર અબ તો મુઝે મોકલતા હો પણ એ કહીઆગને માર મારા હે તે ભુલ નહિ ગયા હું. ત્યારે ગુરૂએ કહ્યું કે:–નહિ મારેગા બચ્ચા તુમ બેધડક જાઓ.

ત્યારે ચેલે એકદમ ત્યાં જઈ જોસભેર ચાલતી પાલખીનો પાયો પકડ્યો. તે વખતે પેલા ભોઇ લોકો તેને તિરસ્કારપૂર્વક છટ્ છટ્ કરી તરછોડવા લાગ્યા તેથી પાલખી ઉંચી નીચી થવા લાગી ત્યારે માંહે બેઠેલા મહારાજા બોલ્યા કે:–કોણ છે? અને પાલખી કેમ ઉંચી નીચી થાય છે. તે સાંભળી ભોઇ લોકો બોલ્યા કે:–સાહેબ! કોઇ એક જોગી આપની પાલખીનો પાયો પકડી ઉભો રહ્યો છે. પાલખીમાં બેઠેલા મહારાજા જોગીનું નામ સાંભળતાંજ પડદો ઉંચો કરી તુર્ત જ નીચે ઉતરી હાથ જોડી નમ્રતાપૂર્વક બોલ્યા કે:–કયોં જોગી મહારાજ! આપકું કયા ચઇતા હે? આપને કાયકુ બાસ્તે પાલખીકા પાયા પકડા હે. જોગીએ કહ્યું કે:–બાવા હમ તો કુછ બી નહિ જાને, હમેરે ગુરૂને કહા હે. ત્યારે રાજા બોલ્યો:–ચલો તુમારા ગુરૂ કહાં હે? એમ કહી ગુરૂ પાસે શિષ્ય સંઘાતે રાજા આવી સત્વર ગુરૂને દેખતાંજ હાથ જોડી દંડવત્ પ્રણામ કરી સવિનય બોલ્યો:–ગુરૂજી! આપકુ કયા ચાઇએ? કુછ સિધા પાણી ચઇએ? ઇધિર છોટાસા બંગલા (મઢી) આપકુ રહેને કે બાસ્તે બના દઉં? અથવા કુછ મેરા સરીખા કામકાજ હોવે સો કૃપા કરકે ફરમાના; આ આપકા દાસ સેવા ઉઠાવેગા.

ત્યારે ગુરૂ બોલ્યા:–મહારાજાધિરાજ! હમકુ કુછ ભી ના ચઇએ તુમેરે ગામમેસે સતીસેવકો પાસથી રોટીપાની મીલતા હે, વો સબી આપકા હિ હે. બંગલા બી હમેરેકુ નહિ ચાઇએ, એસી નાહક ઉપાધિ (બલા) કૌન ઉઠા લેવે? આપકી યહી જમીનમે મઢી બના કર જંગલમેં મંગલ કરકે રેહતા હું, ઓર આપકુ દુવાઇ દેતા હું, કે તુમ સદા ખુશીઆનંદમે રહો ઓર પ્રજાકા અચ્છી તરેહસે પ્રતિપાલન કરકે ઉનકી આશિર્વાદ લીઆ કરો. સાધુસંતકી સેવાભક્તિ કર કે, ઓર ગરીબોકું દાન દે કર ઇન્હેંકો સુખી કરો ઓર તુમ ભી સદા સુખી રહો; ઐસી આપકુ મે દુવાઇ દેતા હું.

એવા કોમળ, અતિ મનોહર અને આશિર્વાદ ભર્યાં નમ્રતાવાળાં વચનામૃતો સાંભળી રાજા ઘણોજ ખુશી થયો, અને હાથ જોડી સવિનય સાષ્ટાંગ પ્રણામ કરી સ્વસ્થાને ગયો. આ સઘળો બનાવ નજરે

જોઇ આશ્ચર્યચકિત થઇ ચેલો સહર્ષ બોલ્યો કેઃ–ગુરૂજી ! આહાહા ?! એ મહારાજા કૈસા વિનયવંત કૈસા ગરીબ ઓર કૈસા ભક્તિવંત ઓર માયાળુ હૈ ?! ત્યારે ગુરૂ બોલ્યાઃ–નહિ, ચેલાજી ! એ તો બહોત તાલેવાન આદમી હૈ, ઐસા તુમ કહેતા થાને ! ત્યારે ચેલો બોલ્યોઃ— હાજી, મેને ઐસા કહાથા સહી પણ મે ભુલ ગયા, આપના કેહના સચ્ચ હૈ. ત્યારે ગુરૂએ કહ્યુંઃ—દેખો બચ્ચા જો બડે ભાગ્યવાન આદમી હૈ ઉસ્કુ ગર્વ નહિ હોતા, અને જો ગરીબલોક હૈ વો થોડે પૈસેસે બડે મીઝાઝી દેખા જાતે હૈં. બાસ્તે ઉનકુ શાસ્ત્રમે મહા તાલેવાન આદમી કહા હૈ.

દૃષ્ટાંતની મતલબ એ છે કે જે ભાગ્યશાળી મનુષ્યો છે, તે લક્ષ્મીને મેળવતા જાય છે, તેમ તેમ તેઓ ઘણા નમ્ર સરલ થઇ સર્વેની સાથે ગરીબાઇપૂર્વક વર્તે છે. લક્ષ્મીને શાસ્ત્રમાં સુરી સંપત્તિ કહેલી છે, અને પૈસાને આસુરી સંપત્તિ કહેલી છે. લક્ષ્મી દેવીરૂપ છે. અને તે ઉચ્ચ વિચારોને અને ઉચ્ચ કાર્યોનેજ કરાવે છે, ત્યારે પૈસો નીચ વિચારો અને નીચ કાર્યો કરાવે છે. કહેવત છે કે " પૈસો ત્યાં પાપ " મતલબ કે પાપને રસ્તે દોરનારી ને આસુરી સંપત્તિ કહેલી છે. માટે હમેશાં લક્ષ્મી મેળવી નમ્ર થવું, પણ ગર્વના શિખર ઉપર ચડી ઉદ્ધતાઇ કરવી નહિ. આ મતલબનો એક શ્લોક શ્રીભર્તૃહરિશતકમાં પણ છેઃ—

**भवंतिनम्रास्तरवः फलोद्गमैर्नवांबुभिर्भूरीविलंबिनो घनाः ॥**
**अनुद्धत्ताः सत्पुरुषाः समृद्धिभिः।स्वभावएवैष परोपकारिणाम्**

**અર્થાત્**—ફળ આવવાથી વૃક્ષો નમી જાય છે, નવા જળથી મેઘ નમી જાય છે, તેમ સમૃદ્ધિથી સત્પુરૂષો નમે છે. અર્થાત્ સર્વેની સાથે નમ્રતાથી વર્તી ભલાં કામો કરી સર્વની ભલાઇ મેલવે છે. પરોપકારીઓનો એવોજ સ્વભાવ છે. માટે ઉત્તમ પુરૂષોએ લક્ષ્મી મેળવી નમ્ર થવું. પણ ઉદ્ધતાઇ ધારણ કરવી નહિ. ૨૫.



( પાદપૂર્તિ )

**भव्यानराः ! स्याद्यदि मोक्षकांक्षा ।**
**गुरोरवश्यं शरणं व्रजन्तु ॥**

गुरुं विना मोक्षकांक्षा वृथैव ।
सिंदूर बिंदुर्विधवा ललाटे ॥ २६ ॥



**અર્થ**—હે ભવ્ય પુરૂષો ! તમારે મોક્ષસુખ મેળવવાની આકાંક્ષા હોય, તો ખરેખર સદ્‌ગુરૂને શરણે જાઓ. કારણકે ગુરૂવિના મોક્ષસુખની આકાંક્ષા રાખવી તે વૃથા છે. જેમ વિધવા સ્ત્રીના લલાટમાં કરેલો હીંગલોકનો ચાંદલો શોભતો નથી અને તે વૃથા ગણાય છે, ઉલટો વગોવાય છે. તેમ ગુરૂના શરણ વિના મોક્ષની આકાંક્ષા વૃથા છે.

**ભાવાર્થ**—હે ભવ્ય પુરૂષો ! ખરેખર જો તમારે મોક્ષનીજ આકાંક્ષા ( ઇચ્છા ) હોય, તો તમે પ્રથમ સદ્‌ગુરૂને શરણે જાઓ. કારણકે ગુરૂવિના મોક્ષની ઇચ્છા રાખવી તે કેવળ નિરર્થક છે. કોની પેઠે ? તો કહે જેમ વિધવા સ્ત્રીના કપાળમાં હીંગુળનો ચાંદલો વૃથા એટલે જેમ નકામો છે, તેમ ગુરૂવિના મોક્ષની ઇચ્છા પણ વૃથા જાણવી. ગુરૂ એ એક ભવસાગર તરવાનું મુખ્ય સાધન છે. અંધારામાં ભુલા પડેલા જીવને જેમ દીપકની ખાસ જરૂર છે, તેમ આ ભવસાગરમાં આમતેમ અથડાતા અને ભુલા પડેલા ભટકતા આ વિકળ જીવને સદ્‌ગુરૂ એ દીપક સમાન આધારભૂત છે. કહ્યું છે કે:—

દોહા—ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ વિના ઘોર અંધાર;
જે ગુરૂ અક્ષર ભેટીઆ, તે ન પડયા સંસાર. ૧
સમ દૃષ્ટિ શીતલ સદા, અદ્‌ભુત ઝાંકી ચાલ;
સુંદર એસા ગુરૂ કીજીએ, તો પલમે કરે નિહાલ. ૨
વિઘ્નહરણ મંગલકરણ, સુખદાતા ગુરૂરાય;
ભાવ ધરીને ભેટતાં, દુઃખદારિદ્ર દુર જાય. ૩

હમેશાં શરણ ઉત્તમ પુરૂષોનુંજ લેવાય છે. દુનિઆનો પણ રિવાજ છે કે ગરીબ હોય તે ધનવંતોનો આશ્રય શોધે છે, પણ શ્રીમંતો કદી ગરીબોનો આશ્રય શોધતા નથી. તેમ સદ્‌ગુરૂજ હમેશા શરણ કરવા યોગ્ય છે, કારણ કે તે જ્ઞાન, ક્ષમા, દયા, સંતોષ, સત્ય, શીયળ વગેરે સદ્‌ગુણોથી અલંકૃત હોઇ શ્રીમંત બનેલા છે. આપણે અજ્ઞાનરૂપી અંધારામાં ઘેરાયલા હોવાથી ગરીબ ભિક્ષુક તુલ્ય છીએ. માટે

સત્પુરૂષોનો સમાગમ કરી તેગનું શરણ સદા ગ્રહણ કરવું. દુનિયામાં બધી વસ્તુ મળવી સહેલ છે, પણ સત્સંગતિ એટલે ઉત્તમ પુરૂષોનો સમાગમ પામવો મહામુશ્કેલ છે. તેને માટે શ્રીસુંદરદાસ કવિએ કહ્યું છે કેઃ—

### ઇંદ્રવિજય છંદ.

તાત મિલે પુનિ માત મિલે, સુત ભ્રાત મિલે યુવતી સુખદાઈ,
રાજ મિલે ગજ વાજી મિલે સબ સાજ મિલે મનવંછિત પાઈ;
લોક મિલે સુરલોક મિલે વિધિલોક મિલે વૈકુંઠ જાઈ;
સુંદર ઓર મિલે સબ હી સુખ સંતસમાગમ દુર્લભ ભાઇ.૧

મતલબ કે, એવા સત્પુરૂષોનો સમાગમ ઘણો દુર્લભ છે. મહાન્ ભાગ્યનો ઉદય હોય તોજ તે પ્રાપ્ત થાય છે. દુનીઆમાં જેટલા બાવા સાધુ સંન્યાસી યોગી યતિ અતિત વગેરે ભેખધારી અને ત્યાગી ગણાય છે; તે સર્વે કાંઈ સત્સંગ કરવા લાયક હોતા નથી. ઉત્તમ પુરૂષો તો ક્વચિતજ સદ્ભાગ્યે મળે છે. કાંઇ દરેક પર્વતમાંથી હીરામાણેકની ખાણો નીકળતી નથી ? કહ્યું છે કેઃ—

दृश्यन्ते भुवि भूरि निंबतरवः कुत्रापिते चंदनाः ।
पाषाणैः परिपुरिता वसुमती वज्रोमणिर्दुर्लभः ॥
श्रूयन्ते करटारवाश्च सततं चैत्रेकुहुकूजितं ।
तन्मन्ये खल संकुलं जगदिदं द्वित्राःखलुसज्जनाः॥१॥
शैले शैले न माणिक्यं । मौक्तिकं न गजे गजे ॥
साधवो नहि सर्वत्र । चंदनं न वनेवने ॥ २ ॥

**અર્થાત**—આ પૃથ્વી ઉપર લીંબડાનાં વૃક્ષો ઘણાં દેખાય છે, પણ ચંદન તો કોઈ સ્થાનમાંજ જોવામાં આવે છે, તેમજ દરેક સ્થળે પાષાણ–પથરા જોવામાં આવે છે, પણ વજ્રમણી તો ક્યાંકજ જોવામાં આવે છે. તથા ચકલાં, તેતર, કાગડા, હોલા, પારેવાં વગેરેના શબ્દો તો ઠારઠાર–બધે સંભળાય છે, પણ કોયલના મધુર ટહુકા તો વસંતઋતુમાંજ સંભળાય છે. તેમ દુર્જન માણસોથી તો આખી પૃથ્વી ભરી છે પણ સત્પુરૂષો ક્યાંઇક જવલ્લેજ મળી આવે છે. તેમ સદ્ગુરૂ પણ જવલ્લેજ સુભાગી નરને મળી આવે છે.

જ્યાં જોઇએ ત્યાં ધર્મનાં બાનાં લઈ બેઠેલા પણ વિષયના ગા-

રામાં ઉંડાં ખુંચી ગએલા ક્રોધાદિક કષાયથી ભરપુર મોહના ગાઢ બંધનથી બંધાએલા અનેક દોષોથી ભરપુર, સ્ત્રીઆદિકના કુસંગથી ભ્રષ્ટ થઇ કલંકિત બનેલા અને અનેક પ્રકારનાં ગાંજા, તમાકુ વગેરેના વ્યસનવાળા ચલમોના ફુંકનારા અને ફુંકાવનારા અજ્ઞાનરૂપી અંધારામાં અથડાતા આત્મકર્તવ્યથી વિમુખ બનેલા દુરાચારના અને દુર્ગુણના ભંડારરૂપ એવા કેટલાએક કહેવાતા ત્યાગીઓ અને કેટલાક ધરબારી છતાં ધર્મગુરૂઓને નામે ઓળખાય છે; તે સર્વ આશાનાજ ભિખારી છે. પોતાના આત્માનુંજ તેઓ બગાડે છે, અને શરણાગત પરને વિરૂદ્ધ રસ્તો બતાવી અવનતિના માર્ગે દોરે છે. ચર્પટપંજરીકામાં કહ્યું છે કેઃ—

**जटिलो मुंडितलुंचितकेशः । काशायांबरबहुधृतवेशः ॥**
**पश्यन्नपि न च पश्यतिलोकः । उदरनिमित्तंबहुकृतशोकः ॥१॥**
**अग्रेवह्निपृष्ठेभानुः । रात्रौ चिबुकसमर्पित जानुः ॥**
**करतल भिक्षा तरुतलवासस्तदपि न मुंचत्यापाशम् ॥ २ ॥**

**અર્થાત**—કેટલાએક જટાધારીઓ સંન્યાસીઓ તથા કેશ લુંચન કરનારા સાધુઓ કોઇ પીળાં તો કોઇ શ્વેત એમ ભિન્ન ભિન્ન વસ્ત્રોને ધારણ કરે છે. પણ તે સર્વ પેટનાં પાખંડ ચાળાને પાંપળા છે. વળી કેટલાએક કર ધરી ભિક્ષાના કરનારા છે, પંચ ધુનીમાં તપનારા છે, રાત્રે કાંઇ પણ ઓઢયા કર્યા વગર સુવે છે, વૃક્ષો તળે નિવાસ કરી પડયા રહે છે; વગેરે અનેક વિકટ સંકટો સદા સહન કરે છે, તો પણ આશાઓ રૂપી પાશથી મુકાણા નથી. હૃદયમાં કંચન અને કામિનીની જંખના લાગેલી હોય છે, છતી આંખે લોકસ્થિતિ જોતા નથી, જેઓ પોતેજ અનેક પ્રકારના બંધનોથી મોહમાયાનાં બંધાએલા છે, તે બાપડા સામાને શુ છોડાવી શકે ? !

**દુહો—ગુરૂગુરૂ નામ ધરાવે, ગુરૂને ઘરે ઢાંઢાને ઢોર;**
**પછી એના એ વળાવા, ને એના એ ચોર. ૧**

સંસારીઓને ઘરબાર, ખેડીવાડી, સ્ત્રીપુત્ર, ધનધાન્યાદિક હોય, અને સાધુઓને પણ ઘરબાર, હાટ હવેલી, ખેતીવાડી, સ્ત્રી ધનધાન્ય વગેરે હોય તો પછી સંસારીથી સાધુમાં વિશેષતા શી છે ? ! માટે તેવા ભેખધારી પણ માયાના શિકાર બનેલાઓના પંજામાં સપડાવાથી તો આત્માનું જરા યે શ્રેય; થનાર નથી. કહ્યું છે કેઃ—

**દુહો—ગુરૂલોભી ચેલા લાલચી, દોનું ખેલે દાવ;**
**દોનું બિચારા બુડ ગયે, બેઠકે પથ્થર નાવ. ૧**

## કવિત.

જપતપ કરત, ધરત વ્રત જત સત,
મન વચ ક્રમ ભ્રમ, કસી સહત તન;
વલકલ વસન, અશન ફલપત્ર જલ,
કસત રસન રસ, તજત વસત વન;
જરત મરત નર, ગરત પરત સર,
કહેત લહત હય, ગજદલ બલધન;
પચત પચત ભવ, ભયન ટરત શઠ,
ઘટઘટ પ્રગટ રહત, ન લખત જન. ૧

આ આત્મા અનાદિ કાળ થયાં ચાર ગતિમાં પરિભ્રમણ કરી રહેલો છે, તેનું કારણ એજ છે કે હજી સુધી આત્માને સદ્ગુરૂની જોગવાઈ પ્રાપ્ત થએલી નથી.

દોહરો—સદ્ગુરૂના શરણા વિના, ભમીઓ કાળ અનંત;
ભવસાગરભય ટાળવા, શોધો શાણા સંત. ૧

જેમ કોઇ પુરૂષ ગમે તેવો તરીઓ હોય પણ મહાસાગર તરવા માટે તો વહાણની અવશ્ય જરૂર રહે છે. પણ તે તરવાના મુખ્યસાધનરૂપ વહાણ છિદ્રવાળું હોય તો કિનારો પામવાની આશા સ્વપ્ને પણ ન રાખવી, તે તો અધવચમાંજ ડુબી જઈ સમુદ્રને તળીએ જઈ બેસે અને પેસેંજરોના પ્રાણ જાય; એમ નક્કી સમજવું.

તેમ આ આત્માને ભવસમુદ્ર તરવાનું મુખ્ય સાધન સાધુસંતનું શરણ લેવું એજ છે, પણ તે પોતેજ જો મોહસાગરમાં ડુબેલા હોય, આશા નદીમાં તણાયલા હોય, સ્ત્રી આદિક વિષયમાં અનુરક્ત બની કામ ભોગ રૂપી ચીકણા કીચડમાં ખુંચી ગએલા હોય, ક્રોધ, માન માયા લોભ રાગદ્વેષ ઈર્ષા કલેશ વગેરે દુર્ગુણોથી ભરેલા હોય; સદાચારના શત્રુ અને દુરાચારના મિત્ર હોય, આશાના દાસ હોય, વિષયના ભિખારી હોય, એવા કુગુરૂઓના પનારે પડી આત્માને જોખમમાં નાંખવા નહિ. જે શાંતિ પમાડે તેનેજ સંત કહીએ. ચોરથી લુંટાવાની બીકે વળાવો લેવો પડે છે, પણ તે વળાવોજ માર્ગમાં લુંટે તેમ હોય, તો વળાવો લીધા વિનાજ ચાલવું તેજ બહેતર છે; માટે સદ્ગુરૂનેજ શોધી તેમનું શરણ ગ્રહણ કરવું. તે સદ્ગુરૂ કેવા હોય છે! તેમનાં લક્ષણો કહે છે:—

## કવિત.

તરણુતારણુ ગુરૂ, તારે ભવ પાર એ,
પાંચે ઇંદ્રી સંવરત, નવ વીધી બ્રહ્મવ્રત;
સુમતિ ગુપતિ સાર, માતા જયકાર એ;
એસે ગુન ગુરૂ હોય ખટ કાય પાળે શોય,
ગૌતમ ઉપમ જોય, મુક્તિદાતાર એ;
ભણે મુનિ બાળચંદ, સુન હો ભવિકવૃંદ,
તરણુતારણુ ગુરૂ, તારે ભવ પાર એ. ૧

આવા ઉત્તમ પુરૂષો આપણું કલ્યાણુ કેમ ન કરે. ખરે એવા પુરૂષોનાં દર્શન કરવાથી પણુ આપણાં પાપો સઘળાં નાશ પામે, તો ખરી ખંતપૂર્વક તેમનું શરણુ ગ્રહવાથી તો બેડો પાર અવશ્ય થઈ જાય. વળી સાધુશ્રી સુંદરદાસે પણુ સાધુનાં લક્ષણુ વિષે કહ્યું છે કેઃ—

## ઇંદ્ર વિજય છંદ.

કોઉક નિંદત કોઉક વંદત, કોઉક દેતહી આઇ જુભખણુ,
કોઉક આય લગાવત ચંદન, કોઉક ડારત ધુલી તતક્ષણુ;
કોઉ કહે યહ મૂરખ દીસત કોઉ કહે યહ અહી વિચક્ષણુ,
સુંદર કાહુસુ રાગ ન દ્વેષ ન, એ સબ જાણીએ સાધુકે લક્ષણુ.

આવા ઉત્તમ ગુણોથી યુક્ત ગુરૂનું શરણુ લેવાથી ભવસાગરની બીતિ ટળે છે. પણુ કુગુરૂ તો ઝેરી સર્પ, વાઘ અને તાલપુટ નામના વિષના કરતાં પણુ અતિ ખરાબ છે. કારણુ કે, એ ત્રણુ તો એકજ વખત પ્રાણુ હરણુ કરે છે, પણુ ધર્મગુરૂને નામે ઓળખાતા ધર્મધુર્ત ભેખધારી કુગુરૂઓ તો અજ્ઞાની ભોળા ભક્તોને મોહ પાશમાં નાંખી અવળે પંથે દોરે છે અને ભવભ્રમણુમાં ભટકાવે છે. તેથી દયાહીન, વિષયી, લંપટ કુગુરૂના કરતાં તો સાપ, વાઘ અને વિષજ ઘણાં ભલાં છે. માટે હે વિવેકી બંધુઓ ! એવા દુરાચારી કુભાંડી, પાખંડી, દંભીઓની મોહજાળમાં ફસાઈ ન જતાં સદ્‌ગુરૂનુંજ શરણુ ગ્રહણુ કરજો. તે સદ્‌ગુરૂ આ આત્માનો અનાદિકાળનાં અજ્ઞાનરૂપી મેલ ઉતારશે અને અવળે પંથેથી અટકાવી સન્માર્ગે દોરશે. હવે શ્રીસદ્‌ગુરૂનું શરણુ કેવું સુખદાયક છે, અને ભયંકર ભવસમુદ્રથી આ આત્માનો કેવી રીતે ઉદ્ધાર કરે છે ? તેના ઉપર એક ભોળા ભરવાડનું દૃષ્ટાંત કહે છે.

## (૨૫) સત્સંગમહિમા વિષે સાધુ ને ભોળા ભરવાડનો દૃષ્ટાંત.

કોઈ એક સાધુ મહાત્મા વિહાર કરી બીજે ગામ જતા હતા. રસ્તે જતાં તેમણે એક આશ્ચર્ય જોયું. એક ભોળો ભરવાડ વૃક્ષ ઉપર ચડી એક ડાળ કાપતો હતો, તે અવળે મુખે બેસીને કાપતો હોવાથી પોતે અને ડાળ હેઠાં પડે તેવી રીતે તેને બેઠેલો જોઈ, મહાત્માને તેની અજ્ઞતા ઉપર પ્રથમ તો હસવું આવ્યું, પણ પછી દયા લાવી તેના સામું જોઇ કહ્યું કે:—હે ભાઇ આ તું શું કરે છે? આમ અવળે મુખે બેસી ડાળ કાપે છે, પણ તે કપાતાંજ પહેલો તું હેઠો પડીશ અને ઇજા થશે. તે સાંભળી એકદમ ભારે રીસ કરી ભરવાડ બોલ્યો:—"અલ્યા બાવલા! ભિખ મગુ! સાધુડા! તને કોણ કેસે, હવે હાલ્યો જાને તારે રહતે. ડાયલો થયો તે જાણ્યો, તુને કોઇ બોલાવેસે, પડસું તો અમે મરસું એમાં તારા બાપનું શું જાયશે? તું કાંઈ ભગવાનભગવાન થઇ આવ્યો સે, કે હું પડીશ તે તું જાણી ગીઓ; માટે હાલ્યો જા તારે રહતે. મફતનો લવ લવ કરતો, અમે અમારે કરતા હસું તે કરસું. તારા કરતા અમે ડાહ્યા સીએ હો!"

આ સાંભળી મહાત્માને વિશેષ હસવું આવ્યું, પણ તેનાં વચનોથી માઠું ન લગાડતાં મનમાં બોલ્યા કે:—**ઉપદેશો હિ મુર્ખાણાં પ્રકોપાય ન શાંતયે ।।** એ વાક્યનું મનન કરતા ચાલતા થયા. પછી ભરવાડે ડાળ કાપવા માંડી, ડાળ કપાઇ કે તુર્તજ બંને ડાળ અને પોતે હેઠાં પડયાં. ભરવાડને વાગ્યું તો ખરૂં, પણ તે ન ગણકારતાં વિચારવા લાગ્યો કે:—માળો બોલ્યો કેતો થો તે સાચું પડયું હો. જગતમાં ભગવાનભગવાન લોકો જપે છે, તે આજ ભગવાન! માટે ભગવાનને તો પાય લાગીએ તો આપણું પણ ભલું થઇ જાય. અને કોટીકોટી કલ્યાણ પણ થાય.

પણ એને મેં તો ગાળો દીધી, અને ભગવાનને તો બધા ગોતે છે. માટે ચાલ હું તેની પાસે જાઉં, એમ કહી એકદમ દોડયો અને છેટેથી બુમો મારવા લાગ્યો કે:—હે ભગવાન ઉભા રહો! મહાત્માએ જાણ્યું કે, જાતિ અનુભવ થયો લાગે છે, ભાઇ સાહેબ પડયા હશે એટલે પાછળ દોડયા આવ્યા છે. પછી ઉભા રહ્યા, એટલે ભરવાડ એકદમ દોડી આવી પગમાં પડયો ને બોલ્યો:—મારા પરભુ! તમે સાચા હો. મા-બાપ? તમેજ ત્રિકાળી ભગવાન જણાઔ સો. મારી ભૂલ માફ કરજો હો. અમે તો તમારા સોકરા કહેવાઇએ, પણ હવે મને પણ તમારા

જેવો ભગવાન કરો, તમે ચેલા ને હું ગુરૂ એમ કરો. પરંતુ હું રોજ તમારી ભક્તિ કરીશ, અને જેમ કહેશો તેમ કરીશ. સાધુ તેના ભોળપણ અને નિષ્કપટ પ્રેમવચન ઉપર હસવું આણી બોલ્યા કે:—ભાઇ! એમ ન કહેવાય તું તો ચેલો થવા લાયક છે, માટે પહેલા ચેલા થઇએ પછી ગુરૂ થવાય.

ત્યારે તે ભોળો ભરવાડ બોલ્યો:—ના, મને તો તમારો ગુરૂ કરો, હું જેમ કેસો તેમ તમારી સેવાભક્તિ કરીશ. માટે મને તમારા જેવો ગુરૂ કરો. પછી મહાત્માને તેના ભોળપણ ઉપર વધારે હસવું આવ્યું, પણ અંતરની લાગણી નિખાલસ અને સાચી જાણી, હું તેને આગળ જતાં સુધારી સારી લાઇન ઉપર લાવી શકીશ, એમ ધારી તેની વિશ્ચ્છાને લઇ તેને સાધુનો પોષાક પહેરાવ્યો, પછી તેઓ આગળ ચાલ્યા. રસ્તે જતાં સાધુએ હિતશિક્ષા આપતાં કહ્યું કે:–જો ભાઇ! હવે તું ગુરૂ થયો, તારે ગુરૂ થાવુંતું ને! ત્યારે તે કહે:–હા મહારાજ હવે હું ગુરૂ થયો, હવે તમે કહેસો તેમ કરીસ. ત્યારે મહાત્માએ કહ્યું કે:–જો આજે આપણે મોટા ગામમાં જવું છે, ત્યાં રાજા વગેરે માણસો પગે લાગે તે વખતે તારે 'જી' સિવાય કાંઈ કહેવુંજ નહિ પણ મુગાજ રહેવું. કારણ કે **વિભૂષણં મૌનમપંડિતાનામ્ ।।** અર્થાત–અભણોએ–અપંડિતોએ તો મુગા રહેવું એજ મોટું ભૂષણ છે. માટે તારે કોઇ બોલાવે તો પણ જી સિવાય કાંઈ બોલવુંજ નહિ.

એમ કરતાં ગામ આવ્યું ને યથાયોગ્ય સ્થાને ઉતારો કર્યો. તે ગામનો રાજા ધર્માંધ ને ભક્તિવાન હોવાથી તેમને ખબર પડયાથી રાજા વગેરે સર્વે લોકો પગે લાગવા આવ્યા. નવા સાધુએ આગળ શિખવ્યા મુજબ જી શબ્દજ કહ્યો. રાજાએ મહાત્માનો બોધ સાંભળ્યો. સાંભળી રહ્યા પછી ગુરૂને પુછ્યું કે:—આ બીજા સાધુ કાંઈ ભણ્યા છે? ત્યારે મહાત્માએ વિચાર્યું કે, રાજાને આ બાબત ખરી કહીશ તો કહેશે કે આવું બોડું ક્યાંથી પકડી લાવ્યા? એવા હેતુથી કહ્યું કે:–તે ભણ્યા છે, ઘણા વિદ્વાન છે, પણ મૌનવ્રતધારી છે તેથી કાંઇ બોલતા નથી–ઉપદેશ કાંઇ આપતા નથી. આવાં સ્તુતિકારક વચનો સાંભળી રાજાને નવા સાધુ ઉપર વિશેષ પ્રિતિ ઉત્પન્ન થઇ. અને હર્ષપૂર્વક ગુણ ગાતાગાતા તેમની પાસે આવી પ્રેમપૂર્વક પગે લાગ્યા ને કહેવા લાગ્યા કે:–હે ગુણગંભીર વિદ્વાન મહાત્મા! મને તો કાંઈ આપના શ્રીમુખની અમૃત વાણી સંભળાવો, કૃપા કરી કાંઇ ઉપદેશ કરો. આમ કહેવા

છતાં તે ભરવાડ સાધુ કાંઇ બોલ્યો નહિ, થોડીક વાર થઇ કે ત્યાં તે રસ્તેથી એક બકરીનું ટોળું નીકળ્યું; તે જોઇ તેનાથી મુગુ ન રહેવાયું ને રસ્તામાં આપેલી શીખામણ ભૂલી ગયો. તેથી રાજા સાંભળતાં બકરીના ટોળા સામું જોઇને તે પોતાના હંમેશના જાતિસ્વભાવ પ્રમાણે બોલ્યો કેઃ—"તક તક તક ફરરરરર ફુ ઊ" આ વિચિત્ર વાક્ય સાંભળી હસ્ત જોડી ઉભો રહેલો રાજા વિસ્મય પામ્યો. ગુરૂએ પણ જાણ્યું કેઃ—આ બુદ્ધે તો બોલવાની ના પાડી હતી છતાં બોલીને બગાડ્યું. આથી રાજાને વહેમ ન પડે તે માટે રાજાને પોતાની પાસે બોલાવી કહ્યું કેઃ—મહારાજા! આપનાં અહોભાગ્ય છે કે કોઇની પાસે તે બોલતા નથી, પણ આજે તમારી ઉપર કૃપાદૃષ્ટિ કરી આટલુંજ બોલ્યા. ત્યારે રાજા કહે પણ તે શું બોલ્યા વારૂ?! મહારાજ હું કાંઈ તેમાં સમજ્યો નહિ. ત્યારે ગુરૂ કહેઃ—એ વિદ્વાન મહાત્મા કોઇ વખતે અચાનક બોલે છે, તો ગૂઢ વાણીમાં સૂત્રરૂપેજ બોલે છે, તેથી આજ પણ તમારી ઉપર કૃપા કરી મહા ગંભીર અર્થવાળું સૂત્રજ ઉચ્ચાર્યું છે. તેનો અર્થ હું વિવેચન કરીને કહું છું તે એકાગ્ર થઇ ધ્યાન દઈ સાંભળો!

એ મહાત્માએ ઉચ્ચારેલા ગંભીર સૂત્રમાંથી અપૂર્વ ઉપદેશ નીકળે છે. તે એવી રીતે કે, તેમણે કહ્યું કેઃ—"તક તક તક" એટલે આ અમૂલ્ય તક જાય છે, તક જાય છે. ખરેખર આ મોંઘોમનુષ્યજન્મ એ અમૂલ્ય તક છે. ભાઈ! એમાંજ ચેતવાનો અવસર છે. પુણ્યયોગે સર્વ સામગ્રી અનુકુળ રીતે તમને પ્રાપ્ત થઇ છે, તેમાં જરા આળસ કરશો તો ખોટ ઘણી ભારે ખાશો, પછી આગળ કાંઈ પણ બની શકવાનું નથી, તે વિષે કહ્યું છે કેઃ—

## ઇંદ્રવિજય છંદ.

ઇંદ્રિય સર્વ અખંડિત છે તન સાવ નિરોગી અને બળ પુરૂં,
બુદ્ધિ વિચાર વિવેક સહાયક સાધન અન્ય ન કોઈ અધુરૂં;
ઇશ્વરનો ઉપકાર ગયો વિસરી વળમાં સુખ સાંપડે શાનું?
કેશવ આળસ આજ કરો પણ પાછળથી નહિ કાંઇ થવાનું.૧
ઉઠ અરે અભિમાન તજી કર ઉદ્યમ કેમ રહ્યો કર જોડી,
વેશ ઘણા ધરવા તુજને પણ પાછળ રાત રહી બહુ થોડી;
સુંદર આ તન તે ક્ષણભંગુર ભાઈ! અચાનક છે પડવાનું,
કેશવ આળસ આજ કરો પણ પાછળથી નહિ કાંઇ થવાનું.૨

માટે હે રાજા! એમણે એ સૂત્રથી થોડામાં આપને ઘણો સરસ બોધ આપ્યો છે કેઃ-"ચેત ચેત ચેત" નહિ તો આ પૃથ્વી ઉપર આગળ થઇ ગએલા ઘણા રાજાઓની પેઠે તું પણ "ફ્રરર ર ર ફુ ઊ" થઈ જ-ઇશ. એટલે વાયુમાં તણખલાની પેઠે ક્યાંઇ ઉડી જઇશ,

**દુહો.—ખાતા પીતા ખેલતા, રાતા માતા ભૂપ;**
**જાતા જોયા જમપુરે, ભાતા વિનાના ભૂપ. ૧**

માટે હે રાજાજી! આ અમુલ્ય અવસરમાં ચિતને ચેતવજો, દાન પુણ્ય કરી લાભ લેજો, સાધુ સંતોને સંતોષ પમાડજો; એવો એ મ-હાત્મા એકજ સૂત્રથી તમને અને સર્વે લોકોને અપૂર્વ બોધ આપે છે.

આ અર્થ સાંભળી રાજા બહુ ખુશી થયો, અને એ અલ્પભાષી મહાત્માનો બીજો પણ બોધ સાંભળવા જીજ્ઞાસા બતાવી કહ્યું કેઃ-ત્યારે તો તે મહાત્માના બીજા પણ સૂત્રો મારે સાંભળવા છે. ગુરૂએ જાણ્યું કે એક વાક્યને તો માંડ સુધારી સવળો અર્થ કર્યો, હવે જો બીજું આડુંઅવળું ભરડશે તો વળી વિચાર કરવા જેવું થઈ પડશે; એમ વિ-ચારી કહ્યું કેઃ—હે રાજાજી! હવે તે ફરી નહિ બોલે, એ તો આપનાં સદ્‌ભાગ્ય કે એક વાર બોલી ગયા, પછી રાજા નમસ્કાર કરી સ્વસ્થાને ગયો, ગુરૂશિષ્ય પણ વળતે દિવસે વિહાર કરી ગયા. પછી ધીમે ધીમે તેને સુધારવા માંડ્યો, એમ કરતાં બે વરસે તે સીધી લાઇનિપર આ-વી ગયો, અને "મને ગુરૂ કરો." એ પ્રકારની અણસમજણ અને ભૂલ માટે માફી માગવા લાગ્યો. અને ગુરૂએ કરેલા ઉપકાર માટે નમ્રતા પૂર્વક બહુ બહુ સ્તુતિ કરવા લાગ્યોઃ—

(ગુરૂ સ્તુતિ—રાગ ગીતિ.)

**ઉપકારી ગુરૂ મ્હારા, ધર્મ સારથી અધમ ઉદ્ધરનારા;**
**ભાગ્યા ભવના ભારા, પતિતને પાવન છો કરનારા. ૧**
**નોધારા આધારા, કર્મરિપુદળના છો દળનારા;**
**વંદુ ચરણ તુમારા. પડતા મુજ મનના છો આધારા. ૨**
**સદ્‌ગુણના ભંડારા, સમકિતીના સાચા શણગારા;**
**અનંગના હરનારા, વિશુદ્ધ શિયળના છો ધરનારા. ૩**
**સદાનંદ દેનારા, ફેલી ફંદમાં રે નહિ ફસનારા;**
**એવા ગુરૂવર મારા, વિનયમુનિ વંદે ગુરૂ સુખકારા. ૪**

હે ગુરૂજી! આપે તો મારા ઉપર અપાર કૃપા કરી મારો અધમનો ઉદ્ધાર કર્યો છે.

દુહો—સુંદર સદ્દગુરૂ જગતમે, પર ઉપકારી હોય;
નિચ ઉંચ સબ ઉદ્ધરે. શરણે જયું આવે કોઇ. ૧

આપે મારી અનાદિકાળની ભ્રમણા મટાડી કલ્યાણનો રસ્તો બતાવ્યો છે. આપ મારા નિષ્કામ પરમ ઉપકારી છો. વગેરે સ્તુતિ કરતો તેમની અપૂર્વ ભાવે ભક્તિ કરવા લાગ્યો. અને નિજ આત્માનું સુધારી સદ્દગતિ પામ્યો.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, અનાદિકાળ થયાં ભુલા ભમતા આત્માને સદ્દગુરૂ સન્માર્ગ દર્શાવી તેનો ઉદ્ધાર કરે છે. માટે અન્ય કપટી, કામી, ક્રોધી, લોભી, લુચ્ચા, લાલચુ, એવા કુગુરૂઓને ફંદે ફસાઈ ન જતાં સદ્દગુરૂનું શરણ ગ્રહણ કરવું, એજ આ ઉત્તમ માનવજીવનનું પરમ સાર્થક છે. બાકી તો સર્વ મોહ માયાજાળ મિથ્યા અને ક્ષણભંગુર છે. (૨૬)



(પાદપૂર્તિ.)

**क्षिप्रं यतित्वं खलु राजपुत्र ! ।**
**यदीच्छसे ज्ञानमवाप्नु हि त्वम् ॥**
**अज्ञं यतित्वं न विराजतेऽत्र ।**
**सिंदूरबिंदुर्विधवाललाटे ॥ २७ ॥**



**અર્થ**—હે રાજપુત્ર! તું સત્વર (ઉતાવળે) યતિપણું ગ્રહણ કરવાને ઇચ્છે છે, તો પણ પ્રથમ તું જ્ઞાનને મેળવ. કેમકે જ્ઞાન વિનાનું યતિપણું આ લોકમાં વિધવાના કપાળમાં કરેલા હીંગલોકના ચાંદલાની પેઠે શોભતું નથી. માટે પ્રથમ જ્ઞાન મેળવ પછી યતિ થા. (૨૭)

**ભાવાર્થ**—હે રાજપુત્ર! જો તું સત્વર યતિપણું લેવાને માટે ચહાય છે, તો ખરેખર તું પહેલાં જ્ઞાનને મેળવ, કારણ કે જ્ઞાનવિના-

નું મુનિપણું બીલકુલ શોભતું નથી. કોની પેઠે તો કહે જેમ વિધવા-સ્ત્રીના કપાળમાં કરેલો હીંગલોકનો ચાંદલો શોભતો નથી, વળી જ્ઞાન વિના સત્યાસત્યનું ભાન પણ થતું નથી. સિંદુરપ્રકરણમાં કહ્યું છે કે.–

**न देवं नादेवं न शुभगुरु मेवं न कुगुरूं ।**
**न धर्मं नाधर्मं न गुण परिणद्धं न विगुणम् ॥**
**न कृत्यं नाकृत्यं न हितमहितं ना पि निपुणं ।**
**विलोकन्ते लोका जिनवचन चक्षुर्विरहिताः ॥ १ ॥**

અર્થાત્—આ દેવ છે કે કુદેવ? આ શુભ ગુરૂ છે કે કુગુરૂ? આ ધર્મ છે કે અધર્મ? આ સદ્‌ગુણ છે કે નિર્ગુણ? આ કાર્ય છે કે અકાર્ય? આ હિત છે કે અહિત? તે સર્વ સર્વજ્ઞના વચનરૂપી ચક્ષુઓ રહિત મનુષ્યો ઘણું કરીને જાણી શકતા નથી. વળી દિક્ષા એ ઘણો વિકટમાં વિકટ માર્ગ છે, તે માર્ગમાં પ્રવેશ કર્યા પછી અનેક મુસ્કેલીઓ પ્રાપ્ત થાય છે, તેમાં જ્ઞાનની ખાસ જરૂર પડે છે. જ્ઞાન વિના વૈરાગ્ય ટકી શકતો નથી, સંયમમાં પ્રવેશ કરવો એ એક જબરજસ્ત લડાઇમાં પ્રવેશ કર્યા જેવું છે. કોઇ રાજ્યની પ્રાપ્તિ માટે લડાઇમાં કેટલીએક મુસ્કેલીઓ ખમવી પડે છે, તેમ અક્ષય મોક્ષલક્ષ્મી વાળું મુક્તિનગરીનું રાજ્ય પ્રાપ્ત કરવા માટે પણ અગણિત મુસ્કેલીઓ ખમવી પડે છે. પ્રથમ તો હૃદયપટ ઉપર ઉદ્‌ભવતી વિવિધ ઇચ્છાઓનું બળીદાન દેવું પડે છે. જે સમે જેવું સાંપડે, તે આનંદપૂર્વક વધાવી લઈ સંતોષ પામી સદા મગ્ન રહેવાનું છે. શ્રીભર્તૃહરિએ કહ્યું છે કે:—

**क्वचिद् भूमौशय्या क्वचिदपि च पर्यंकशयनः ।**
**क्वचिच्छाकाहारी क्वचिदपि च शाल्योदनरुचिः ॥**
**क्वचित्कंथाधारी क्वचिदपि च दिव्यांबरधरो ।**
**मनस्वी कार्यार्थी न गणयाति दुःखं न च सुखम्॥ १ ॥**

અર્થાત્—કોઈ વખત ખાટપાટલા સુખશય્યા વગેરે બેસવા સુવાનાં જોઈતાં સાધનો મળે, અને કોઇ વખત ભૂશય્યા કરવાની એટલે ભોંયપર પથારી કરી સુવું પડે, કોઈ વખત ભિક્ષામાં ધર્મરૂચિ મહાત્માની પેઠે કડવી તુંબડીના શાકની જોગવાઇ મળે અને કોઇ વખત ઘૃત (ઘી) દુગ્ધાદિકથી મિશ્રીત (યુક્ત) મોદકાદિક સ્વાદિષ્ઠ મિષ્ટ ઇષ્ટ ભોજન પણ મળે, તથા કોઇ વખત પહેરવાને માટે સુંદર વસ્ત્રો મળે,

અને કોઇ વખત જીર્ણ કંથા પણ ઓઢવી પડે, વગેરે બીજા અનેક શુભાશુભ પદાર્થો મળે તો પણ અક્ષય મોક્ષલક્ષ્મીના સુખાર્થી ઉત્તમ મનુષ્યો સુખદુ:ખને ગણકારતાજ નથી. કાંઇ એવું અક્ષયસુખ નિરાંતે બેઠાંબેઠાં મોજમજા માણતાં મળી જતું નથી! "લડ્ડુ ભી ખાના ને મોક્ષમે ભી જાના" એવું ત્યાં–સાધુ થયા પછી નથી.

કેટલાક અજ્ઞ મનુષ્યો કહે છે કે:—**"ખાતાંપીતાં હર મીલે, તો હમકુ કહેના; અને શીરસાટે મીલે, તો ચુપ કર રેહના."** અર્થાત્–કેટલાએક પ્રસાદીઆ ભગતો વગર મહેનતે સ્વર્ગ મોક્ષલક્ષ્મી મેળવવાની આશા રાખે છે, પણ જરા વિચારશે તો જણાશે કે આ નાશવંત લક્ષ્મી રળવામાં પણ અથાગ મહેનત પડે છે, સો રૂપીઆ કમાતાં પણ શેર ધુળ પેટમાં જાય છે; તો દુર્લભ એવી આ મોક્ષલક્ષ્મી કાંઇ વાતો કરવાથી સહજમાં મળી જતી નથી. લક્ષ્મી કમાવામાં કેટલી મહેનત પડે છે? તે યજમાનોના ઉપર તરસાણું માંડી બેઠેલા હજારોની પધરામણી કરાવનારા અને પારકે પૈસે પરમાનંદ કરી સંસારીથી પણ વિશેષ વૈભવ સુખની મોજમજા સદા માણનારા એવા ધર્મગુરૂઓને ક્યાંથી ખબર હોય?! દુધ ચોખા ને સાકરનાં ભોજનો જમતાં સવા મણ રૂની તળાઇવાળા છત્રપલંગમાં પોઢતાં અનેક પ્રકારના મનોવાંચ્છિત લક્ષ્મીના વૈભવો ભોગવતાં અગર દેરામાં કે હવેલીમાં જઇ બે પૈસાની ફુળની માળા પ્રભુની પ્રતિમાને ચડાવવાથી અગર દેરામાં જઈ પાંચ પચીશ કીટસન લાઇટ કરી હજારો પતંગીઆંઓને બાળવાથી જો પ્રભુ રીઝવા હોત અને મોક્ષસુખ મળી જતું હોત તો ચક્રવર્તી જેવા મહાન રાજાઓ કદી દિક્ષાગ્રહણ કરતજ નહિ. કહ્યું છે કે:—

## હરિગીત છંદ.

**લક્ષ્મી તણો આવાસ એવી રાજગાદીને તજી,**
**ભાવે થકી ભિક્ષુક થઇ ભાગી ગયા કાં ભરતજી?**
**બહુ આધિવ્યાધિ ઉપાધીનો તો તાપ લાગે આકરો,**
**સુખ છે નહિ સંસારમાં શાને વૃથા ચિંતા કરો? ૧**
**લાખો પ્રયત્ન કર્યા છતાં નહિ રાજ્યમાં પાછા ફર્યા,**
**ગુણધામ ગોપીચંદ જેવા રાજ્ય મેલી સંચર્યા;**
**ગાદી અને તકયા તજી કાં સરસ લાગ્યો સાથરો?**
**સુખ છે નહિ સંસારમાં શાને વૃથા ચિંતા કરો? ૨**

માટે હે વિવેકી બંધુઓ ! જરૂર યાદ રાખજો કે આત્મભોગ આપ્યા વિના કદાપિ આત્મિક સુખ-અક્ષય મોક્ષલક્ષ્મી પ્રાપ્ત થનાર નથી. શ્રીવીરનું પણ મહા વાક્ય છે કે:-**દેહદુ:ખં મહાફલમ્ ।।** અર્થાત-જ્ઞાનપૂર્વક દેહને તપશ્ચર્યા વગેરે કષ્ટો આપવાથી મહાફલ થાય છે. વ્યવહારમાં પણ કહે છે કે:—**દુ:ખાત્સુખમ્।।** અર્થાત-દુ:ખમાં-થી સુખ મળે છે. કાન વિંધાવે તે કુંડળ પહેરવા પામે, મહેનત કરી રસોઇ બનાવે અને તાપ ધુમાડો વગેરે કષ્ટો સહે તે નિરાંતે ભોજન જમે; જે જુવાનીમાં મહેનત કરી લક્ષ્મી રળે તે વૃદ્ધપણામાં નિરાંતે સુખ ભોગવે. તેમ જે ઐહિક સર્વ નાશવાન સુખાસક્તિનો ત્યાગ કરે છે અને અનેક કષ્ટો પડવા છતાં વૈરાગ્યમય આત્મિક આનંદને તજતા નથી; તે ઉત્તમ યોગીન્દ્ર પુરૂષો પ્રાંતે અક્ષય મોક્ષલક્ષ્મીના ભોક્તા બને છે. અંગ્રેજીમાં પણ કહેવત છે કે:-'No pain no gain.' કષ્ટ વિના કીર્તિની આશા રાખવી નહિ-જે સહે (શ્રમ દુ:ખ સંકટ) તે લહે (સુખ સંપત્તિ કીર્ત્તિ) લહે-લે અર્થાત્ પામે!

માટે સંયમ એ મોક્ષપ્રાપ્તિનું મુખ્ય સાધન છે, પણ તેની સાથે જ્ઞાન અવશ્ય જોઇએ. જ્ઞાન વિના વિજયની આશા તો નિરાશાજ ઉપજાવે. લડાઇમાં ઉતરનારને બખ્તરની જરૂર છે, તેમજ સાધુપણામાં જ્ઞાનની જરૂર છે. સંકટ સમયે ધૈર્ય ધારણ કરાવનાર પણ જ્ઞાનશક્તિજ છે. કહેવત છે કે, "**સમજુની બલા દુર**" જે જ્ઞાનવાન છે તે આત્માને વૈરાગ્યમાં રાખી અવળે પંથે જવા દેતા નથી. મેતાર્ય નામના મહાત્મા, ગજસુકમાળ મહાત્મા, ખંધક નામના મહાત્મા વગેરે અનેક મુનિરત્નો નિષ્કારણ પ્રાણાંત વિપત્તિમાં પડ્યા, પણ તેઓ જ્ઞાનથીજ દુ:ખસાગર તરી અક્ષયપદ વર્યા હતા. કદાચ ક્ષુધા તૃષાદિક પરિસહ-પીડા આવી પડે ત્યારે જ્ઞાન ન હોય, તો અનેક માઠા સંકલ્પવિકલ્પો થાય છે. મનને કુત્સિત (અનિષ્ટ) ભોજનાદિક મળે તો અજ્ઞાનીઓ સોચ કરે, મન પણ ઠેકાણે ન રહે અને છેવટ ઋષભદેવ ભગવાનના ચાર હજાર શિષ્યોની માફક સાધુમાર્ગને તજી દે છે. જ્ઞાનરહિત સાધુ-પણું શોભતુંજ નથી, તેનું મન પણ સ્થિર રહેતું નથી, અને ચિત્ત ભટકતુંજ રહે છે. તેના ઉપર એક સાધુનું દષ્ટાંત કહે છે.—

## (૨૬) પાકાસીધાના લાલચુ સાધુનો 'રામ' ના જાપનો ઢોંગ.

એક ગામમાં દરેક સાધુને પાકાં સીધાંનું સદાવ્રત કોઇ દાનવીર ગૃહસ્થ તરફથી રોજ અપાતું હતું. એક વખત મોટો દુકાળ પડ્યો, તેથી

સાધુ રોજના કરતાં વિશેષ આવવા લાગ્યા, દિન વિતતાં સાધુની સં-ખ્યા વધવા લાગી, વેરાગીઓનાં ટોળેટોળાં નીકળી આવવા લાગ્યાં, કેમકે વેરાગી થવામાં કાંઈ બહુ મહેનત પડતી નથી:–

**દુહો—એક દમડીકા અનીયામનીયા, એક દમડીકા મનરાજી;**
**એક દમડીકા ગોપીચંદન, તીન દમડીમે બેરાગી. ૧**

એવા વેરાગીઓ કાંઇ પોતાનું કે પરનું હિત કરવાને સમર્થ ન-થી થતા. એવા વેરાગી સાધુઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી જવાથી ખરચમાં તોટો પડવા લાગ્યો, તેથી સદાવ્રત આપનારાએ વિચાર્યું કે:– આ દુકાળને લીધે સાધુસંખ્યા વધતીજ જાય છે. આવા વખતમાં હ-મેશના નિયમ મુજબ રોજ પાકું સીધું આપવાથી તો સદાવ્રત તૂટવાનો વખત આવશે માટે સદાવ્રત સદા ચાલુ રાખવા માટે જારબાજરાની રાબડી કરી સર્વને બબ્બે ચાટવા આપવા તેજ ઠીક છે, એવો ઠરાવ કર્યો. સવારના પ્રહરમાં રંગાડો ચુલે ચડાવી રોજ રાબડી બનાવે અને નવથી બાર વાગ્યા સુધીમાં જે જે બાવા, સાધુ, જોગી, જતી સંન્યાસી આવે તેમને આપવા લાગ્યા.

એમ કરતાં કેટલેક દિવસે તેર ટિલાંવાળો એક વેરાગી સાધુ આવ્યો, તેને અહીં પાકું સીધું મળે છે, તેની ખાતરી હોવાથી તુર્ત-જ ભંડારીને જઈ મળ્યો. "જીતે રો ભૈયા, રામજી સદા ભલા કરેગા" એમ આશિર્વાદ આપીને પછી સીધાની માગણી કરી, ભંડારીએ કહ્યું કે:–મહારાજ ! અબ દુષ્કાળ હે ઇસકે લીએ પાકા સીધા તો બંધ હુવા હે, બાસ્તે અબ બેડા રાબડીકું દેર હે, રાબડી તૈયાર હોવેગી તબ તુમેરેકું બી દો ચાટવા દેઇંગે.

આ સાંભળી તે સાધુ એકદમ રીસ કરી બોલ્યો કે:—નહિ બાબુ હમ રાબડી નહિ લેઇંગે ! હમ તો પકા સીધા લેનેવાલે ફકડ સાધુ હે. દેખો હમને તેર તિલક કિયા હે બાસ્તે હમકુ તો પકા સીધા દેના ચઇએ. ભંડારીએ કહ્યું કે:–મહારાજ ! આપકા કહેના ઠીક હે, પણ હાલમાં એસા નહિ બને, એમ કરવાથી હમેરા નિયમ તૂટ જાવે અને પક્ષપાત હો જાવે, અને તુમારા જૈસા દુસરા સાધુ આવે ઇસ્કુ ભી પકા સીધા દેના પડે, માટે આ વરસે તો માફ રખો.

આમ નરમાશથી ભંડારીએ કહેવા છતાં તે અસમયજ્ઞ (સમયને નહિ ઓળખનાર) સાધુએ પોતાનો તંત વજ્યો નહિ, અને બોલ્યો કે:–હમ રાબડીબાબડી તો પીનેવાલા નહિ, દેના હોય તો પકા સીધા

દીલાઓ નહિ તો હમ ચલે જાઇંગે. ભંડારીએ કહ્યું:–સાધુ મહારાજ! બહોત મિઝાઝ મત કરના, રાબડી પીનેકી ઇચ્છા હોય તો એ સબ સાધુકે સાથ બેઠ જાઓ અગર ઇચ્છા નહિ હોવે તો દરવાજા ખુલ્લા પડા હે જલદી રસ્તો પકડો.

ત્યારે સાધુ રીસાઇ બહાર નીકળી ધર્મશાળાના ઓટલા ઉપર આવી બેઠો ને હાથમાં મોટા પારાવાળો બેરખો લઇ માળા ગણવા લાગ્યો, તે એવી આશા એ કે મને ખરો ભક્ત જાણી ભંડા રીપાકું સીધું દેશે. એવા હેતુથી મોટેમોટે "**રામ રામ**" જપવા લાગ્યો, પણ મનમાં તો અનેક ઘાટો ઘડાતા હતા, કે રખેને રાબડી અને સીધુ બન્ને જાય જો બેઇ બોબડી ચુકીશ, તો પસ્તાવાનો પાર નહિ રહે અને કયાંઇક અપવાસ કરવો પડશે. ગામમાંથી તો પાશેર લોટ મળવાની પણ આશા નથી; માટે હવે બોલાવે તો ઠીક! રાબડી તો રાબડી બેસીને શીરાવી લઇએ. વગેરે અનેક વિચારો મનમાં ચાલતા હતા, પોતાની આશા પૂર્ણ ન થવાથી ભંડારીને મનમાં ગાળો પણ ભાંડતો હતો; અને મોઢેથી **રામ રામ** એવા શબ્દોચ્ચારપૂર્વક હાથમાંની માળાના મણકા પણ પટોપટ પડતા હતા. કહ્યું છે કે:—

**મનહર છંદ.**

મુખ વદે રામ રામ, હોય મન તો હરામ,
કરે કપટનાં કામ, ચિત ચામદામમાં;
મેળવવા ધનધામ, કરે અનેક ઉધામ,
તજી સુપંથ તમામ, સદૈવ દમામમાં;
ફરે મન ગામોગામ, ધરી હૃદયમાં હામ,
મનમાં અનેક કામ, મુખ રામનામમાં;
વદે મુનિ વિનયચંદ, સુણજો ભવિકવૃંદ,
અંતરમાં ધરી રામ, પોંચો શીવધામમાં. ૧

વળી વિચારવા લાગ્યો કે:–આ સર્વ સાધુઓ પણ જમીજમીને ચાલવા લાગ્યા છે. રાબડી પણ હવે ખૂટવા આવી છે, માટે હવે બોલાવે તો જલદી બેસી શીરાવી લઉં; એવા અનેક તરંગો પોતે ગોઠવવા લાગ્યો. પછી જમીને કેટલાક બહાર નીકળતા સાધુઓ પણ કહેવા લાગ્યા કે ભૈયા જીમ લો રાબડી! કયા ખાલી જીકર કરતે હો? સાધુકા મારગ હે, જેસા મીલે ઉસમે સંતોષ પકડના ચઇએ. આમ કહી

ચાલ્યા જતા હતા. પણ આના મનમાં તો હજી ઇચ્છીત ભોજનની પ્રબળ આશા હતી તેથી તુમારે કયા હે? એટલું કહેતાંજ મોટા મણુકા મૂકવાની સાથે **રામ રામ**નો ઉચ્ચાર ચાલુ રાખ્યો.

ધર્મશાળામાં ભંડારી અને રંગાડા ભણી વચમાં ડોકીઆં પણ કરતો જાય, અને રામ રામ મુખે જપતો જાય એમ કરતાં બાર વાગવા આવ્યા ત્યારે સાધુએ વિચાર્યું કેઃ—આજ તો ક્ષુધા બહુ લાગી છે, રાબડી તો રાબડી પણ તે ઉપર પાણી તો પીવાશે, માટે હવે ભંડારી બોલાવે તો ઠીક! રાબડીજ જમી લઉં હવે સીધુંબીધું મળે તેમ કાંઈ લાગતું નથી; સાધુ તો સર્વ જમી ચાલતા થયા છે. **ઉભયતો ભ્રષ્ટઃ** રાબડી અને સીધું બન્ને જાશે તો બન્નેથી ભ્રષ્ટ થાવું પડશે. પછી તો ધર્મશાળામાં વારે ઘડીએ ડોકીયાં કરતો મોટે સ્વરે રામરામ બોલી માળા જપવા લાગ્યો. ભંડારી પણ અંદર રહ્યા રહ્યા આ તમાસો ઝીણી નજરે જોતો હતો. એમ ઘણીવાર જોયા પછી દરવાજા પાસે આવી તે સાધુ પ્રત્યે ભંડારી બોલ્યો કેઃ—

**દુહો—જ્ઞાન નહિ ધ્યાન નહિ, નહિ મન માળામાં;**
**આ રાબડી ઝકોળા કરે, ચલે આઓ ધર્મશાળામાં. ૧**

**અર્થાત્**—માળા લઈ મોટે રામ રામ તો કરો છો. પણ જ્ઞાન નથી, ધ્યાન નથી અને માળામાં મન પણ નથી, તમારૂં મન તો ખરેખર આ રંગાડામાંજ રમી રહેલું છે, માટે હવે સર્વ પ્રપંચ મુકી માળાને ગળામાં ઘાલી દો, અને રાબડી જમવા ધર્શાળામાં ચાલ્યા આવો નહિતર રાબડી જાયગી! તે સાંભળી શરમીંદે મુખે ઉઠી રાબડી શીરાવી લીધી અને નામધારી સાધુજી રસ્તે પડયા.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, જ્ઞાનને અભાવે મનમાં સ્થૈર્યતા રહેતી નથી. "કરમે માળા ઉરમે ચાળા–જીભ રામકા ચલે ઉછાળા", માળા ફેરવે પણ મન સ્થિર ન હોય–ભટકતું હોય તો શું કામનું?

**દોહરો—માળા તો મનકી ભલી, ઓર કાષ્ઠકા ભારા;**
**ચતુરકી તો ઘડી ભલી, મુરખકા જનમારા. ૧**

મુખમાં રામના ઉચ્ચારપૂર્વક માળા ગણે, વિવિધ જાપ જપે, પણ મન તો અનેક ધામાઉધામા કરે. તે વિષે કબીરદાસે કહ્યું છે કેઃ—

**દોહરો—માલા બનાઇ કાટકી, બિચમેં ડાલા સુત;**
**માલા બિચારી ક્યા કરે? ભજને વાલા કપુત. ૧**

માટે એ સર્વ જ્ઞાનનીજ ખામી છે. જ્ઞાન હોય તોજ કાંઇક સમજાવી મનને પાછું વાળે માટે જ્ઞાન વિનાનું સાધુપણું શોભાતું નથી. જેમ વિધવાના લલાટમાં હીંગુળનો ચાંદલો નિરૂપયોગી ગણાય છે. તેમ જ્ઞાનવિનાનું યતિપણું પણ વૃથા જાણવું. (૨૭)



(પાદપૂર્તિ)

**कोप कृशानुं प्रविहाय विद्वान् ।**
**मक्षु क्षमाभूषण माप्नुहित्वम् ॥**
**खल्व क्षमं ज्ञानमराजतेऽत्र ।**
**सिंदूरबिंदुर्विधवाललाटे ॥ २८ ॥**



**અર્થ**—હે જ્ઞાની પુરૂષ ! જો તું જ્ઞાનવાન હોય તો ક્રોધરૂપી અગ્નિને સત્વર તજીને ક્ષમારૂપી અમુલ્ય આભુષણ ધારણ કરજે. કારણ કે ખરેખર ક્ષમા વિનાનું જ્ઞાન શોભતું નથી. કોની પેઠે ? તો કહે જેમ વિધવા સ્ત્રીના કપાળમાં હીંગળોકનો ચાંદલો કદી પણ શોભતો નથી, તેમ ક્ષમા વિનાનું જ્ઞાન પણ શોભતું નથી. (૨૮)

**ભાવાર્થ**—હે મોક્ષભિલાષી મનુષ્ય ! જો તું ખરેખર જ્ઞાનીજ હોય તો જરૂર ક્રોધરૂપી અગ્નિને ત્યાગ કરીને ક્ષમારૂપી અમૂલ્ય આભૂષણને ધારણ કર, કારણ કે ક્ષમા વિનાનું જ્ઞાન આ લોકમાં કદી શોભતું નથી. આ વિષે દૃષ્ટાંત કહે છે. કોની પેઠે ? જેમ વિધવા નારીના લલાટ ( કપાળ )માં કરેલો હીંગળોકનો ચાંદલો જેમ નકામો છે અર્થાત શોભતો નથી તેમ ક્ષમા વગરનું જ્ઞાન પણ નકામું છે. મતલબ કે પવિત્ર યોગ ધારણ કરી જ્ઞાન મેળવી ક્ષમા રાખવી, તોજ તે ત્યાગી–યોગી જ્ઞાનીનું જ્ઞાન શોભી નીકળે છે.

એટલું તો અવશ્ય છે કે અંધારાનો નાશ કરવા માટે પ્રદીપની ખાસ જરૂર છે, ક્ષુધા દુર કરવા માટે ભોજનની જરૂર છે, તૃષા દુર કરવા માટે ઉદક ( પાણી ) ની જરૂર છે, તેમ અનાદિકાળ થયાં સંસારાટવીમાં પરિભ્રમણ કરતા આ આત્માને જ્ઞાનની પણ જરૂર છે, જ્ઞાન

એ અજ્ઞાનરૂપી અંધારાને દુર કરવામાં પ્રદીપ સમાન અનન્ય (જેના સમાન બીજું કોઈ નથી તેવું) અમૂલ્ય સાધન છે. જ્ઞાનથી સત્યાસત્યનું ભાન થાય છે, ગ્રાહ્યાગ્રાહ્યનું અનુમાન થાય છે, માટે સદ્વિવેકી આત્મહિતાર્થી પુરૂષે તો અવશ્ય જ્ઞાન સંપાદન કરવું.

પણ તે સાથે એટલું તો અવશ્ય યાદ રાખવું જોઈએ કે, એવું અમૂલ્ય જ્ઞાન મહાન ભાગ્યોદયથી મેળવ્યા પછી ક્ષમા ધારણ કરવી એ પણ જરૂરી છે, કારણ કે ક્ષમા વિનાનું જ્ઞાન શોભતું નથી. આ અવનીમાં ઘણા પુરૂષો જ્ઞાનને કદાચ પૂર્વોપાર્જિત શુભોદયથી મેળવી શકે છે, પણ જ્ઞાન મેળવી કામ, ક્રોધાદિક દુર કરાય તોજ જ્ઞાન વિશેષે શોભાને પાત્ર ગણાય છે. જ્ઞાનીજનોએ જેટલો કામ ક્રોધ દુર્ગુણકારી કહેલ છે, તેટલીજ ક્ષમાને સદ્દગુણવર્દ્ધિની કહેલ છે. તે સર્વ અન્યોઅન્ય વિરોધી ભાવમાં પોતપોતાની અચ્છી ફરજો બજાવે છે. જ્ઞાનીઓએ ક્રોધના લક્ષણમાં કહ્યું છે કેઃ—

## ઈંદ્રવિજય છંદ.

ક્રોધ કરે ચિત્ત માંહિ ચડાઇ, લડાઇ ન ધારિ શકેજ ઉધારે,
વ્યર્થ સમર્થથી વેર વધારિ, અનર્થ કરે નહિ અર્થ સુધારે;
પાપ અને પરિતાપ અમાપ પ્રકાશી, કરી પછી આપ પધારે,
ક્રોધ કુબોધ કરે **દલપત**, કહે વળી ક્રોધ વિરોધ વધારે. ૧

મતલબ કે, ક્રોધ એ કાળકુટ ઝેર તુલ્યજ છે, જેના હૃદયમાં એ ઝેર ઉદ્‌ભવે છે તેનું સર્વભાન ભુલાવી દે છે. જ્ઞાનરૂપી અમુલ્ય રત્નને એ કલંક લગાડે છે. અરે! ઝેરના કરતાં પણ ક્રોધ વિશેષ અવગુણકારી છે. ઝેર તો ફક્ત પીનારનાજ પ્રાણ હરે છે, અને તે એકજ ભવને માટે નુકશાનકારક છે, પણ આ ક્રોધરૂપી ઝેર તો ઉભય લોકમાં નુકશાનકારક છે, ભવોભવને વિષે ભટકાવનાર છે, વળી ક્રોધનું મુખ કાળું છે, અને પ્રાયે કરી ક્રોધી માણસ સર્પ વાઘ સિંહ વગેરેની યોનીમાં અવતાર ધારણ કરે છે. વળી ક્રોધ સર્વે સદ્‌ગુણરૂપી સુંદર વનને બાળી ભસ્મીભૂત બનાવે છે- કહ્યું છે કેઃ—

## કવિત.

ક્રોધ હે અનર્થ મૂળ, ક્રોધ ક્રૂર છોડ રે,
ક્રોધથી નરક જાય, વાઘ સિંહ સર્પ થાય;
ક્રોધહી તે ભવલાયૂ, ભવ કોડા કોડરે,

ક્રોધહીતે પ્રીત જાય, ક્રોધહીતે વિષ ખાય;
ક્રોધ બહુ દુઃખદાય, જીવ આને છોડ રે,
ક્રોધ કીઓ વહ્નિ લાલ, જુઓ તમે તતકાળ,
કરી નાંખો આલ માલ, પીછા મન ઠોર રે;
ભણે મુનિ બાલચંદ સુન હો ભવિકવૃંદ!
ક્રોધ હે અનર્થ મુળ, ક્રોધકૂર છોડ રે. ૧

કેટલાએક વિદ્વાનો તિવ્ર બુદ્ધિથી કરેલા અભ્યાસને લીધે મનુષ્યમંડળીમાં છટાદાર સુશબ્દોમાં સારૂં બોલી શકે છે શ્રાતૃમંડળોનાં હૃદયો રંજીત કરી દીએ છે, પણ તેમનું પોતાનું હૃદય તો ક્રોધથી સદા ભરપુર હોય છે. સહજ વાતમાં તે તપી જાય છે, લાલચોળ બની જાય છે, તેને પરીક્ષા ખાતર કોઈ જન કસોટીએ ચડાવે તો તો ભોગજ મળે, તુર્તજ તેનું હૃદય હાથમાંથી છટકે.

## (૨૭) શિતલદાસજી સાધુની જ્ઞાનકથામાં ક્રોધની આગ.

દાખલા તરીકે કોઇ એક વિદ્વાન પંક્તિમાં પંકાતા સંન્યાસી મહાત્મા એક વખત કથા કરતા હતા, તેઓ પોતાના ભભકાદાર વૈરાગ્ય ભર્યા સુંદર શબ્દોથી શ્રોતામંડળ ઉપર અચ્છો પ્રકાશ પાડતા હતા. તે સાધુ શિતળદાસના નામથી ઓળખાતા હતા, તે વખતમાં કોઇ એક વિજાતીય શ્રોતા વ્યાખ્યાન સાંભળવા બેઠો હતો, તે સાધુની જ્ઞાનછટાથી તેનું મન ઘણું હર્ષિત બન્યું, પણ વળી વિચાર્યું કે:—મહાત્મા જ્ઞાનકથા વાંચવામાં તો પરાકાષ્ઠાએ પહોંચેલ છે, ઘણો સતત બોધ આપે છે, પણ તે પ્રમાણે તેમનામાં ક્ષમા, દયા આદિ સદ્ગુણો કેવાક શોભે છે? તે તપાસવું જોઇએ.

હમેશાં સોનું નામ ધરાવનારી ધાતુને તાપ આદિ કસોટીએ ચડવું પડે છે, તેમ સદ્ગુણની પરીક્ષા સ્વાભાવિક રીતે લેવાય છે. પછી તે મહાત્માની કસોટી ખાતર ભરસભામાં તેણે ઉભા થઇ હસ્તાંજલિ પૂર્વક પુછ્યું કે:—મહારાજજી! આપકા નામ કયા હે? ત્યારે મહાત્માશ્રીએ કહ્યું કે:—દેખ બચ્ચા! એ દેહકા નામ શીઇતળદાસ હે. તે સાંભળી ખુશી થઇ તે બે હાથ જોડી નમન કરી હેઠો બેઠો અને વિચાર્યું કે, વાહ વાહ! જ્ઞાન સાથે નામ પણ ઉચ્ચ છે, પણ હવે તેના પ્રમાણમાં અંતરમાં શીતળતા કેવીક છે? તે જોવું જોઇએ. પછી થોડીકવારે વળી ઉભો થઇ હાથ જોડી પુછ્યું કે:—જી સાહેબ! આપકા

નામ કયા ? મહાત્માએ કહ્યું:—કયોં ? ભુલ ગયે થોડી દફેમે ? દેખ મેરા નામ શીતળદાસ, અબ યાદ રખના ! તે સાંભળી ભગતે હેઠા બેસી વળી થોડી વારે ઉભા થઇ પુછ્યું:-જી સાહેબ ! આપકા નામ કયા ? મે ભુલ ગયે. ત્યારે મહાત્મા એકદમ ક્રોધ કરી તડુકાપૂર્વક બોલી ઉઠયા કે:-કયા કુચ્છ બહેરા બહેરા હે ? વા હૃદય ફુટગુટ ગયે હે કયોં નામ યાદ નહિ રખતા હે ? તેરા બાવાકા નામ યાદ રેવે, તેરી લડકી લડકાકા નામ યાદ રેવે, તેરી લુગાઇકિ નામ યાદ રેવે; ને એ સંતકા નામ યાદ નહિ રેવે ! કૈસા જુલમ હે ? અબ બરાબર યાદ રખના. નહિ તો એ લઠ પડી હે તે લગા દઉંગા. તે સાંભળી પેલો ભગત બોલ્યો:—મહારાજ ? અબ ખમૈયા કરો અબતો આપકા નામ જરૂર યાદ રહેગા. 'જૈસી ભીતરમેં થી તૈસી બાહાર આ ગઈ.' અબ તો આપકી શીતળના અચ્છી તરેહસે બહાર નીકળ ગઇ, અબ મે નહિ ભુલુંગા એમ કહી હેઠો બેસી ગયો.

મતલબ કે, ઘણાઓનો ઉપદેશ ઘણો અચ્છો હોય છે, નામ પણ સુંદર હોય છે પણ તેથી કંઇ અંજાઇ જવા જેવું નથી. હૃદય જ્યાં સુધી ઉપશાંત બનેલું નથી, અને ક્રોધથી ધમધમ થયેલું રહે છે, ત્યાં સુધી તે જ્ઞાન શું કામનું ? જ્ઞાની કયારે કહેવાય કે જ્યારે આ નીચેના શ્લોકમાં બતાવેલા દશ ગુણો પ્રકટ થાય, ત્યારેજ તે જ્ઞાન ઉત્તમ શોભાને પાત્ર મનાય છે. અને તે દુધમાં સાકર ભળેલાની માફક સ્વપરને ઉત્તમ પ્રકારની મીઠાશ આપનારૂં પણ થઇ પડે છે.

**अक्रोध वैराग्य जितेंद्रियत्वं ।**
**क्षमा दया सर्वजनप्रियत्वम् ॥**
**अलोभ दाता भयशोकहर्ता ।**
**ज्ञानप्रबोधे दश लक्षणानि ॥ १ ॥**

અર્થાત્—જ્ઞાની પુરૂષોનાં આ દશ લક્ષણો છે. તે જેવાં કે:— ( ૧ ) અક્રોધ ( ક્ષમા ) ( ૨ ) વૈરાગ્ય (૩) જીતેંદ્રિયપણું (૪) ક્ષમા ( એટલે સહનશીળતાનો સ્વભાવ ) ( ૫ ) દયા ( ૬ ) દરેક પ્રાણીને પ્રિય લાગે તેવું વર્તન ( ૭ ) નિર્લોભીપણું ( ૮ ) દાતા એટલે ઉત્તમ ઉપદેશ વગેરે દેનાર. ( ૯ ) ભયને કદી પણ હૃદયમાં ધારણ નહિ કરનાર ( ૧૦ ) શોક એટલે કોઇ વસ્તુની પ્રાપ્તિ નહિ થતાં હૃદયમાં તેની ઝુરણા, વલોપાત વગેરે ન કરે અને

સમભાવમાં સદા સ્થિર રહે; આવા દશ ગુણોથી જ્ઞાન શોભે છે, અને તે દશ ગુણોવાળાજ ઉત્તમ પ્રકારના જ્ઞાની ગણાય છે. માટે ક્ષમા વિનાનું જ્ઞાન એ પ્રાતઃકાલના ચંદ્રબિંબની માફક નિસ્તેજ (ફીકું) લાગે છે અને ઉલટું હાસ્યને પાત્ર ગણાય છે, ઘી સાકર અને લોટથી બનેલો ઉત્તમ પ્રકારનો લાડુ-મોદક હોય, પણ તેમાં જરાક વિષ ભળેલું હોય, તો તે પીંડનું પોષણ નહિ કરતાં પ્રાણહરણ કરે છે; તેમ ક્રોધ વાળું જ્ઞાન આત્માને ઉન્નતિએ નહિ લઇ જતાં ઉલટું અવનતિમાં ઉતારે છે.

ધન્ય છે મહાન પુરૂષોને! કે જેમના શીરે મહા ભારે પરિસહ રૂપી પર્વત શિખરો તૂટી પડવા છતાં, ક્ષમાને ધારણ કરી રહ્યા. શું તેઓના હૃદયમાં પોતાને પરિસહ દેનારનો બદલો લેવાની શક્તિ ને સત્તા નહિ હોય વારૂ?! હોયજ, શા માટે ન હોય? સંયમ ગુણજ મહાન શક્તિને ઉત્પન્ન કરાવનાર છે, મનમાં ધારે તો ક્રોધાગ્નિથી ઉત્પન્ન કરેલી તેજુલેસ્યા વડે સાડાબાર દેશને બાળી ખાખ કરવા સમર્થ છે. પણ તેઓના હ્રદયમાં ક્ષમાનો મહાન સદ્‌ગુણ હોવાથી એવા દુષ્ટ વિચારને તે મહાનુભાવ દબાવી દે છે, અને સર્વ કંઈ સહન કરવામાંજ પોતાનું ગૌરવ અને મહત્તા સમજે છે, ક્ષમાવિષે કહ્યું છે કેઃ—

**क्षमाशस्त्रं करे यस्य । दुर्जनः किं करिष्यति ॥**
**अतृणे पतितो वह्निः । स्वयमेवोपशाम्यति ॥१॥**

**અર્થાત્**—જેના હાથમાં ક્ષમારૂપી શસ્ત્ર છે તેને દુર્જન શું કરી શકવાના હતા? ઘાસ વિનાના સ્થળમાં સળગાવેલી અગ્નિ પોતાની મેળેજ સર્વ કાષ્ઠાદિક બળી રહે ઉપશાંત પામે છે-ઓલવાઇ જાય છે. માટે ઉત્તમ પુરૂષે જ્ઞાન મેળવી ક્ષમાગુણ અવસ્ય ધારણ કરવો. હવે ક્ષમા રાખનાર કેવો સુખી થાય છે અને ક્રોધ કરનાર કેવો દુઃખી થાય છે? તેના ઉપર મહાન વૈરાગી ક્ષમાસાગર સુકોશળ મુનિનું દષ્ટાંત કહે છેઃ-

## (૨૮) કીર્તિધરની સહદેવીરાણીની દુર્મતિ ને દુષ્ટતા.

પૂર્વે અયોધ્યા નગરીમાં ઇક્ષ્વાકુવંશનો કીર્તીધર નામે રાજા ન્યાયથી રાજ્ય કરતો હતો, તેને સહદેવી નામે રાણી હતી. તેમને પેટે સુકોશલ નામે પુત્ર થયો હતો, તે અનુક્રમે ધર્મશાસ્ત્ર અને કર્મશાસ્ત્ર પ્રમુખ શીખ્યો. એકદા શ્રી ધર્મઘોષ નામે આચાર્ય ત્યાં પધાર્યા,

પ્રમુખ ધર્મ સાંભળવાને ગયા. ગુરૂએ ઉપદેશ આપ્યો કેઃ—જે પ્રાણી આર્ય દેશ, ઉત્તમ કુળ, રૂપ, બળ, આયુષ્ય, બુદ્ધિ અને આવું દુર્લભ મનુષ્યપણું પામીને ધર્મકાર્ય કરતા નથી, તે મૂર્ખ પ્રાણી સમુદ્રમાં વહાણ ડૂબે તેમ સંસારમાંજ ખુંચી જાય છે. વળી જ્યાં સુધી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ નથી, શરીરમાં રોગ નથી આવ્યો, અને ઇંદ્રિયો પણ હીન નથી થઈ, ત્યાં સુધીમાં સારીપેઠે ધર્મ આચરવો બને છે. વિષય ભોગ ફક્ત હલકા પુરૂષોનેજ વશ્ય કરે છે, પણ ઉત્તમ પુરૂષોને નથી કરતો. વેલા ઝાંખરાથી તો બકરૂં બંધાય પણ કાંઇ હાથી બંધાય નહિ. વળી વૃદ્ધાવસ્થાથી લથડેલા માણસનું શરીર સંકોચાઇ જાય છે, દાંત પડી જાય છે, આંખનું તેજ ઘટે છે, શરીરનું રૂપ બદલાય છે, મોઢામાંથી લાળ નીકળે છે, બંધુવર્ગ અવજ્ઞા કરી તેની સાથે વાતચિત કરતો નથી, વહાલી સ્ત્રી પણ બોલાવતી કે સેવા કરતી નથી, અને પુત્રો પણ અનાદર કરે છે, કહ્યું કરતા નથી, એવું ઘણું કષ્ટ છે. વળી સંધ્યા સમયના રંગ, પાણીના પરપોટા અને ડાભના અગ્રભાગ ઉપર રહેલા પાણીના બિંદુ જેવું જીવિત ચળ છે. નદીના વેગસમાન યૌવન પણ જતું રહેનારૂં હોવા છતાં હે પાપી જીવ ! તું બોધ કેમ નથી પામતો ? ખરેખર જેમને તું મારાં અને પોતાનાં માની તેમને માટે અનેક પ્રકારનાં કર્મો બાંધે છે, તે સર્વ આખરે તો તારાં નથી જ—એ ખચિત જાણજે. તે વિષે કહ્યું છે કેઃ—

## કવિત.

ઝુઠે હાથી ઝુઠે ઘોડા, ઝુઠે આગે ઝુઠા હોરા,
ઝુઠા વાઘા ઝુઠા છોરા, જુઠા રાજા રાની હે;
ઝુઠી કાયા ઝુઠી માયા, ઝુઠા ઝુઠે ધંધે ધાયા,
ઝુઠા મુવા ઝુઠે જીયા, ઝુઠી ચાકી વાની હે;
જુઠા સોવે ઝુઠા જાગે, ઝુઠા જુઝે જુઠા ભાગે,
જુઠા પીછે જુઠા આગે, જુઠે જુઠી માની હે;
જુઠા લીયા જુઠા દીયા, જુઠા ખાયા જુઠા પીયા,
જુઠા સૌદા જુઠા કીયા, એસા જુઠા પ્રાણી હે. ૧

આ પ્રકારનો ઉત્તમ એવા આચાર્યના મુખેથી ધર્મોપદેશ સાંભળીને કીર્તીધર રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો, તેથી તેમણે પોતાના નાની વયના સુકોશલ પુત્રને રાજ્ય કાર્યભાર સોંપીને દીક્ષા ગ્રહણ કરી, અને

શાસ્ત્રાર્થ ગ્રહણ કર્યા પછી તે એકલવિહારી થઇ વિચરવા લાગ્યા. પાછળ માતાએ પુત્રસ્નેહને લીધે સુકોશલ કુમારની દંત પંક્તિ (દાંતની ઓળ) ને સુવર્ણથી મઢાવી. તે કુમાર પોતાના વહાલા પિતાને સંભારે ત્યારે ત્યારે તેની માતા પોતાના પતિ કીર્તધિરના દોષજ બતાવે.

એકદા કીર્તધિર રાજા કે જે દીક્ષા લઇ મુનિ બન્યા છે, તે ફરતાફરતા ઘણે વરસે અયોધ્યા નગરીમાં પધાર્યા, પોતાને છઠ્ઠનું પારણું હોવાથી ત્રીજે પ્રહરે નિર્દોષ ભિક્ષા ગ્રહણ કરવા નગરીમાં ફરવા નીકળ્યા. ફરતાંફરતાં રાજમાર્ગે આવતાં રાજમહેલમાં રહેલી તેમની સંસારપક્ષી સહદેવી રાણીએ જોયા, જોતાંવેંતજ રાણીના મનમાં અનેક તર્કવિતર્કો થયા. તે રાણી સ્વભાવે ઘણીજ ક્રોધી હતી, તેથી તે સાધુને જોતાંજ તેને સ્વાથગર્ભિત ક્રોધ ઉત્પન્ન થયો, અને વિચાર્યું કે આમણે મારાં સંસારી સઘળાં વિષય સુખનો નાશ કર્યો છે, અને જોગી બની ભિક્ષુકની પેઠે ઘેરઘેર ટુકડા ભીખે છે; આ ગામમાં પણ તેજ હેતુથી આવેલ હશે. ખેર? બીજું તો કાંઇ નહિ પણ મારા પુત્રને ખબર પડશે કે, મારા પિતાજી મુનિ મહારાજ પધાર્યા છે, તો જરૂર તેમના દર્શનાર્થે તે તેમની પાસે જશેજ અને તેમનો બોધ સાંભળતાંજ તે પણ તેમના જેવોજ ત્યાગી વખતે થઇ જશે! માટે પાણી પહેલાં પાળ બાંધવી એજ શાણપણ અને ઉત્તમ છે. અત્યારેજ તેને ભુંડી રીતે મારા માણસોદ્વારાએ અમુક આરોપ ચડાવી માર મરાવી ગામ બહાર કાઢવો, કે જેથી પાછળથી પસ્તાવુંજ ન પડે, એમ ધારી શાંત મુદ્રાએ ચાલ્યા આવતા મુનિને પરિસહ ઉપજાવવા તે પાપિણી રાક્ષસી રાણીએ પોતાના દુષ્ટ માણસોને નિર્દય હુકમ કર્યો કે, જાઓ પેલો ઠગારો સાધુવેષે બજારમાં ચાલ્યો આવે છે, તે ખરેખર લુચ્ચો અને રાજને નુકશાનકારક છે, માટે તેને ધકા મારી, માર મારતા મારતા ગામ બહાર જલદી કાઢી મુકો, અને ફરીથી ગામમાં પ્રવેશ ન કરે તે માટે પુરતી કાળજી રખાવો.

આ હુકમ સાંભળી તુરતજ પેલા માણસો (સિપાઇઓ) એકદમ હથીઆર લઇ તેની પાસે ગયા. અને બેઅદબી રીતે ગાળો દેવા, બંદુકના કુંદા મારવા લાગ્યા ત્યારે કેટલાક સિપાઇઓ તો જાણે ખરેખરો ગુન્હેગાર ચોર કેમ ન પકડયો હોય? તેની પેઠે અર્ધ ચંદ્રાકાર એટલે ગળેથી બોચી પકડી ધક્કા મારવા લાગ્યા. બજારના વેપારીવર્ગ વગેરે સર્વ મહાજનો આ પ્રકાર જોઇ ઘણો ખેદ પામવા લાગ્યા, અને

મુનિને પરિસહ ન દેવા માટે સિપાઇઓને ઘણી આજીજી કરવા લાગ્યા પણ સિપાઇઓ ક્રોધપૂર્વક આક્રોશ કરી બોલ્યા કેઃ—જાઓ રે બનીયા બકાલ! તુમેરે ક્યા હે? રાણી સરકારને હુકમ ફરમાયા હે, એમ કહી, મુનિને મારતામારતા ગામ બહાર કાઢી મેલ્યા.

આવો અસહ્ય પરિસહ મુનિને શીર આવી પડવા છતાં તે મહાત્માએ હૃદયમાં જરા પણ ક્રોધ ન કર્યો અને શાંત ભાવે સર્વ સહન કર્યું. અહા હા! દુનીઆમાં સ્ત્રીઓ કેવી સ્વાર્થીલંપટ છે?! પોતાના સ્વાર્થને માટે પ્રિયતમ વહાલા પતિ અને અત્યારે પરમ પવિત્ર પૂજ્ય મુનિને પણ દુઃખ દેવા જરાયે અચકાઇ નહિ. કહ્યું છે કેઃ—

છપ્પો.

સ્ત્રીચરિત્ર બહુ લાખ, નીચ જાતિ જુગતે જોડે,
લાખ દિવસની પ્રીત, રીત રંજકમાં તોડે;
હસે વિના પ્રસ્તાવ, ભાવહિણુ ભલપણ છંડે,
કઠણુ હૃદય વળી કુમતિ, મમત પોતાનો મંડે;
વળી ગરજ પડે ગરવી ઘણી, સ્વામી સાથ સમરથ સદા,
સહેજ વાતમાં શાપ દે; કલંક વાત કહે કદા. ૧

સુકોશલને ખબર ન પડે તેવી રીતે મુનિને સેવકોએ માર મારી નગર બહાર કાઢી મુકયા. આ ત્રાસદાયક દેખાવ કોઇ કામ પ્રસંગે બહાર નીકળેલી સુકોશલની ધાત્રી ( ધાવમાતા ) એ જોયો, તેણે તુરતજ મુનિને ઓળખ્યા, કે અરે! આ તો અમારા જુના મહારાજાધિરાજ છે; અરે એ દુષ્ટ રાણી નાહક તેમને સેવકો પાસે કદર્થના ઉપજાવે છે!

પછી એકદમ દોડતી અને હાંફતી હાંફતી સુકોશલકુમાર પાસે આવીને પોકે પોકે રોવા માંડી, સુકોશલને ધાવમાતા ઉપર પૂર્ણ પ્રીતિ હતી, તેથી ખાંખત રાખી પુછ્યું કેઃ—શું છે? કેમ આમ રડે છે? ઉત્તર મળ્યો કેઃ—મહારાજા જુલમ જુલમ!! આપની માતા સહદેવી આપના પૂજ્ય પિતાજી કીર્તિધર મહારાજા કે જે અત્યારે સાધુવેષે ગામમાં પધારેલા છે તેમને ક્રૂર રીતે સેવકો પાસે ઘણો માર મરાવી ગામ બહાર કઢાવ્યા છે; અને કૃપાસાગર કીર્તિધર મુનિને તે સેવકોને હાથે મહા પરિસહ ઉપજાવે છે.

આ વાત સાંભળતાંજ સુકોશલકુમાર તત્ક્ષણ સર્વ કાર્યો પડતાં મુકી પિતાને પરિષહથી મુક્ત કરવા એકદમ દોડયો. મહાત્માને પ્રણિ-

પદ–પ્રણામ કરી સુકોશલ હસ્તાંજળી પૂર્વક બોલ્યો કેઃ–કૃપાળુ ગુરૂ દેવ! ક્ષમા કરો, આ પાપીને ખબર નહિ હોવાથી આપને પરિષહ ઉપજયો, તે મેં અધમાધમે કાંઇ પણ ન જાણ્યું, અને મારી માતા તરફથી આપને પૂર્ણ અશાતા ઉપજી; પણ હવે કૃપા કરી ગામમાં પધારો, અને આ ગરીબ સેવકનું આંગણું પવિત્ર કરો. સુકોશલ કુમાર (સંસાર પક્ષના પુત્ર) નાં આવાં ભક્તિભાવભરિત વિનયવચનો સાંભળી કીર્તિધર મુનિએ કહ્યું કેઃ–" ભાઈ! મારે હવે ગામમાં આવવાનો ભાવ નથી. ખરેખર સંસાર એવોજ છે, જ્ઞાની પુરૂષોએ તેને એવાજ કારણથી ધિક્કારેલો છે. સ્ત્રી પુત્ર કુટુંબકબીલો કોઈ કોઇનું સગું નથી, એ તો મુસાફરી બંગલાની પેઠે ભેગું થઈ સર્વને જુદું પડી જવાનું છે, અને ઓચિંતાં આ સર્વ જગતના પ્રપંચો તજી કાળ કસાઇને આધિન થવાનું છે; તે વખતે રાજપાટ વગેરે કાંઇ પણ કામ આવવાનું નથી. મોટા મોટા માંધાતા જેવા મહારાજાઓ પણ કાળને વશ થએલા છે, તો બીજાનું તો ગજુંજ શું?!

## " શાર્દુલ વિક્રીડીત છંદ. "

ખાતા જે ધૃત ખીર ખાંડ ખુશીથી, થાતા છટાથી છતા,  
ગાતાતા ગુણિ લોક ગીત ગુણનાં, દાતા દયાળુ હતા;  
માતા ને પિતુના પવિત્ર કુળ, દેખાતા હતા દીવડા,  
તાતા અગ્નિ વિષે તજીને સ્વતનને, જાતા રહ્યા જીવડા. ૧

## ઇંદ્રવિજય છંદ.

રાય ગયા બહુ રાંક ગયા, ને રહ્યા થકી કોઇ નથી રહેવાનો,  
ભરતખંડ સહીત અખંડ, ભુગોળ ભલો પણ ભાગી જવાનો;  
સર્વ ગ્રહોપગ્રહો ગ્રહનાથ, વિનાશ સમે નકી નાશ થવાનો,  
કોણ હિસાબ કવી દલપત્ત, હયાત દિસે પણ રંગ હવાનો.

આ પ્રકારનો થોડા શબ્દોમાં પણ ઘણો અસરકારક અચ્છો બોધ સાંભળી સુકોશલ કુમારનું હૃદય જાગ્યું અને પોતાની માતા તરફ ઘણો અરૂચિ ભાવ ઉત્પન્ન થયો. સંસાર વગેરે સર્વ અનિત્ય જણાયું, અને તેજ ક્ષણે પિતા સમક્ષ દિક્ષા ધારણ કરી તેમની સાથેજ વિહાર કરી રાજકુમાર ચાલી નીકળ્યો. અને પિતા–મુનિની સાથે વિહાર કરતાં તેમની પૂર્ણ પ્રેમપૂર્વક ભક્તિ સાથે નાના પ્રકારની તિવ્ર તપશ્ચર્યા કરવા લાગ્યો.

હવે આણીગમ સહદેવીરાણી પોતાના પુત્રના વિયોગને દુઃખે ઝુરી આર્તધ્યાને મૃત્યુ પામી વનને વિષે વાઘણુ થઈ. ભાઈઓ ! ક્રોધનું ફળ જોયું ? ! કેવું કનિષ્ઠ નીવડયું ? ખરેખર ક્રોધ એવોજ અનિષ્ટકારક છે જેને લીધે મનુષ્યપણું ફીટી હિંસક જાનવરની જાતિમાં જઈ જન્મવું પડયું.

પછી એકદા બન્યું એવું કે, તે વાઘણુ રહે છે એ જંગલમાં એ તે બન્ને મુનિ ( પિતા પુત્ર ) વિહાર કરતા આવ્યા. છેટેથી વાઘણે એ એ મૂર્તિયોને જોઈ. જોતાંજ તેના હૃદયમાં હિંસકપણાનો જાતિ સ્વભાવ પ્રકટ થયો તેથી એકદમ છલંગ મારી થાપો મારવા તૈયાર થઈ. આ બાબતની બન્ને મુનિયોને ખબર પડતાંજ બન્ને ત્યાંજ ઉભા રહ્યા, અને શિષ્ય પ્રત્યે ગુરૂ બોલ્યા કેઃ—ભાઇ ! આ રસ્તે ભયંકર ભય છે પણે પેલી વાઘણુ તલપ મારવા તૈયાર થએલી છે, અને હવે આ રસ્તો તજી અન્ય માર્ગે જવા જેવો વખત પણ રહ્યો નથી, માટે અગમબુદ્ધિ વાપરીને હું કહુ છું કેઃ—હે પુત્ર ! તું લઘુવયનો છે માટે તારૂં શરીર વિશેષ નભશે, અને તારાથી સંયમ પણ પળશે, અને હું તો હવે વૃદ્ધ થયો છું; માટે મને આગળ ચાલવા દે આ દેહ પડે તો હરકત નથી. વાઘણ મને ખાઈ જાય; એટલામાં તું તારો બચાવ કરી શરીરનું રક્ષણ કરજે. પિતાનાં આવાં વચન સાંભળી સુકોશળમુનિ બોલ્યા કેઃ—નહિ પિતાજી ! એવું વિરૂદ્ધાચરણ મારાથી બનેજ કેમ ? યોગ્ય તો એ છે કે આપ શરીર બચાવો અને હું આગળ ચાલું, વાઘણ ભલે મારા શરીરનું ભક્ષણ કરે, મારી તો આપની ભક્તિ કરવી એજ હંમેશાં ફરજ છે, આ પ્રમાણે કહી તે યુવાન મુનિ થોડેક આગળ ચાલી સર્વ જીવને આલોચી, પડિકમી, નિસલ્ય થઈ, સર્વ જીવોની સાથે ખમતખામણા કરી સંથારો કર્યો અને કાઉસગ્ગ ધ્યાને ઉભા રહ્યા. ત્યાં પેલી વાઘણે એકદમ આવી થાપો મારી મુનિને પ્રાણ મુક્ત કર્યા. મુનિ ક્ષમામાં દ્રઢ રહી સમતા પરિણામે સર્વ ઉપસર્ગ સહન કરી કેવળજ્ઞાન પામ્યા અને કાળ કરી મોક્ષે ગયા.

અહાહા ! ક્ષમા કેવા ગુણવાળી છે ? શું તે મુનિને વાઘણ સામા થવાની સત્તા નહિ હોય ? પણ સમતા શિરોમણિએ ક્ષમામાં દ્રઢ રહી પોતાના આત્માનું સુધાર્યું. ક્ષમામાં અનેક સારા ગુણો રહેલા છે કહ્યું છે કેઃ—

### ઉપજાતિ વૃત્ત.

ખરેખરૂં જે સુખ છે ક્ષમામાં, રહ્યું નથી તે સઘળું રમામાં;

ઝેર કેરી ભગિની રમા છે, સુધર્મની પત્ની ખરી ક્ષમા છે. ૧
ક્ષમાથી શત્રુની ફજેતી થાશે, જો આપણું સત્યપણું જણાશે;
ક્ષમાથી થાશે જશ ઠામ ઠામે, દિલે વિચાર્યું દલપતરામે. ૨

પછી મુનિનું શરીર વિદારવાં વાઘણને સુવર્ણથી મઢેલી દંતપંક્તિ દેખાઇ તેથી વાઘણ વિચારમાં પડી ગઈ. ઉહાપોહ કરતાં તેને જાતિ-સ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યારે ઓળખાણ પડી કે આ તો મારોજ પુત્ર ! અરેરે ગજબ થયો, મેં બહુજ ભારે ભુલ કરી ! વગેરે પશ્ચાત્તાપપૂર્વક આયુષ્ય પૂર્ણ કરી સદ્ગતિને પામી.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, જેનામાં જ્ઞાનશક્તિ અપૂર્વ છે, તેવા પુરૂષ ક્ષમાગુણ ધારણ કરી પોતાના આત્માને સન્માર્ગમાં દોરી સદ્ગતિગામી બનાવે છે, પણ કદાપિ ક્રોધાદિક કષાયોને વશ પડી આત્માને અધોગતિગામી બનાવતા નથી. માટે જ્ઞાની પુરૂષોએ સદા ઉત્તમ પ્રકારનો ક્ષમા ગુણ ધારણ કરવો, કે જેથી આ અનાદિ અને અનંત સંસારનો જલદી પાર પામી શકાય. ( ૨૮ )



**निपीय पीयूष मनर्घशर्म ।**
**क्षारांबुधेः क्षारजलं पिबेत् कः ॥**
**आसाद्य शुभ्रं हि जिनेंद्र मार्गं ।**
**मूढश्च संसार विषं पिबेत् कः ॥ २९ ॥**



**અર્થ**—આ સંસારમાં જેમાં ઉત્તમ પ્રકારનું સુખ છે એવા અમૃતનું પાન કરીને પછી એવો કોણ મૂર્ખ હોય કે ખારા સમુદ્રનું ખારૂં પાણી પીએ ? તેમજ પવિત્ર એવા જીનેંદ્રના માર્ગને મેળવીને એવો કોણ મૂઢ હોય, કે પછી સંસારરૂપી ઝેરનું પાન કરે ? ( ૨૯ )

**ભવાર્થ**—આ લોકમાં તથા પરલોકમાં અનેક પ્રકારનાં સુખને આપનારૂં અમુલ્ય એવું અમૃતનું પાન કરીને દરિયાના ખારા પાણીનું પાન કોણ કરે ? હવે તેનો ઉપનય ઉતારે છે, તેવીજ રીતે આ લોકમાં નિર્મળ એટલે ક્રોધ માન માયા લોભ રાગદ્વેષ ઈર્ષા વગેરે મલીન

દોષોથી રહિત એવા જીનેંદ્રમાર્ગને પામીને એવા મૂઢ કોણ હોય કે ? જે સંસારરૂપી વિષ કહેતાં ઝેરનું ખાંતે કરી પાન કરે ? ખરેખર ડાહ્યા માણુસો તો નજ કરે !

સંસાર એ ખરેખર ખારા પાણી ને ઝેર તુલ્યજ છે. જ્યાં જોઇએ ત્યાં દુ:ખ, સર્વત્ર દુ:ખનોજ દરિયો દેખાય છે ! કોઇને કાંઈ દુ:ખ તો કોઇને કાંઈ દુ:ખ, એમ સર્વત્ર સંસાર દુ:ખમય છે. રાજાએ દુ:ખી, રાંકે દુ:ખી. જોગી દુ:ખી ભોગી દુ:ખી, વગેરે સર્વ દુ:ખીજ દીસે છે. દુ-નિયાનાં મનુષ્યો કેટલાક પ્રકારોમાં મનને વિશ્રાંતિ માટે સુખ માને છે ખરા ! પણ તેની પછવાડે યે દુ:ખાગ્નિ પ્રજળતો રહેલોજ છે. દુનીઆમાં હર્ષનાં સ્થાનકો સેંકડો છે, તો શોકનાં સ્થાનકો લાખો છે. કહ્યું છે કે:—

**शोकस्थान सहस्त्राणि । हर्षस्थान शतानि च ।**
**दीवसेदीवसे मूढ । मा विशंति न पंडितः ॥ १ ॥**

**અર્થાત્**—શોકનાં હજાર સ્થાન છે, અને હર્ષનાં સેંકડો છે, તો મૂઢ જનજ હમેશ તેમાં પેસે છે, પણ પંડિત તો પ્રવેશ કરતો નથી. આવા દુ:ખમય સંસારમાં ફક્ત અમૃત સમાન કહીએ તો, એક જિનેન્દ્રમાર્ગ એટલે રાગદ્વેષથી રહિત એવો પવિત્ર શ્રીવિતરાગ ભાષિત જૈનધર્મજ છે. અમૃતનું પાન કરનારો પુરૂષ અવશ્યે અમર બને છે, તેમ વિતરાગ ભાષિત પવિત્ર ધર્મનું સપ્રેમ આરાધન કરનારો પુરૂષ જન્મ જરા મરણ વગેરે દુ:ખોથી મુક્ત બને છે.

**धर्मेण हन्यते व्याधि । धर्मेण हन्यते ग्रहः ॥**
**धर्मेण हन्यतेशत्रुर्यतोधर्मस्ततो जयः ॥ १ ॥**

**અર્થાત્**—ધર્મથી અંતરંગ કર્મરૂપી વ્યાધીઓ સર્વ વિનાશ પામે છે, ધર્મથી ગ્રહાદિકનું દુ:ખ દુર થાય છે, વળી ધર્મથી કામક્રોધ લોભ મોહ મદ મત્સર વગેરે સંસારવર્ધક અંતરંગ શત્રુઓનો પણ નાશ થાય છે. માટે ભક્તિભાવથી જેટલો ધર્મ કરવામાં આવે તેટલો આત્માનો વિજયજ સમજવો.

આવો પવિત્ર ધર્મ પૂર્વ પુણ્ય પસાય વિના પ્રાણીને કદી પ્રાપ્ત થતો નથી. મહાન શુભ ભાગ્યનો ઉદય હોય, તો પવિત્ર માર્ગની જોગવાઈ એકાએક મળે છે. તો હે વિવેકી આત્મબંધુ ! એવો કોણ મૂઢ

અને મૂર્ખ હોય કે આવો મહાભાગ્યથી મળેલો પવિત્ર ધર્મ તજી વિષયકષાય આદિ અનર્થકારી અધર્મમાં પડી આ આત્માને મલીન કરી અધોગતિગામી બનાવે? નિર્મળ વહેતા ગંગાના પ્રવાહને તજી ઉંડા કુવામાં રહેલું ખારૂં પાણી મેળવવા કોણ પ્રયત્ન કરે? અર્થાત ડાહ્યા પુરૂષ તો કદાપિ નજ કરે! ગંગ કવિએ ઠીકજ કહ્યું છે કેઃ—

## સવૈયો.

**ગંગતરંગ પ્રવાહ ચલે અરૂ કુપકો નિર પીયો ન પીયો હે,**
**કર્મસંજોગે સુપાત્ર મીલે તો કુપાત્રકો દાન દીયો ન દીયો હે;**
**જબ રૂદે રઘુનાથ બસે તબ ઔરકો નામ લીયો ન લીયો હે,**
**(કવિ)ગંગ કહે સુન શાહઅકબર મુરખ મિત્ર કીયો ન કીયો હે.**

માટે હે મુમુક્ષુ આત્મબંધુ! આ અમૃત તુલ્ય સદ્ધર્મામૃતનું પ્રેમે કરી પાન કરજે, પણ અજ્ઞાની જનની માફક મોહમિથ્યાત્વમાં પડી અભિમાનમાં અથડાઇ ઝેરનું પાન કરી જીંદગી રદ કરતો ના; કારણકે આ જીવાત્મા અનાદિ કાળ થયાં ચાર ગતિ, ચોવીસ દંડક અને ચોરાશી લાખ જીવ યોનિમાં પરિભ્રમણ કરી રહેલો છે; તેનું મુખ્ય કારણ જ્ઞાન દૃષ્ટિથી વિચારીએ તો અવશ્ય જણાશે કે, એક પવિત્ર ધર્મના આરાધનના અભાવેજ આ આત્મા દુઃખને પાત્ર બન્યો છે, અને સર્વ વાતે બાજી હાર્યો છે. કોઇ વખત લોભને આધિન થઈ જન્મ હારી ગયો, તો કોઈ વખત કામ ક્રોધને આધિન થઇ જન્મ વૃથા ગુમાવ્યો. પ્રાયે કરી મનુષ્ય સ્વાર્થના વશ થઈ અંધબની ન્યાયનીતિ વીસરી જાય છે. સ્વાર્થબુદ્ધિ નિર્મળ મનોવૃત્તિને ફેરવી નાંખે છે—ભુલાવી દે છે. જે પુરૂષો ધર્મમાં સુદૃઢ હોય છે, તેજ કામક્રોધાદિકને આધિન થતા નથી. કદાચ કોઇ કારણે અશુભ કર્મના ઉદયથી વિષયાદિકની લાલસામાં પડી અનિષ્ટ વિચારો કરે છે, અથવા ગેરવર્ત્તણુક ચલાવે છે, પણ તેને કોઇ વિવેકી સુબુદ્ધિથી હિતશિક્ષા દેનાર મળે તો તુરતજ તે પોતાની ભુલ સમજી જઇ દુર કરે છે; અને આત્માને સન્માર્ગમાં સ્થિર કરી સ્થાપે છે. માટે વિવેકી પુરૂષોએ તો આ સંસારના વિષ સમાન વિષયસુખમાં નહિ લપટાતાં ધર્મરૂપી અમૃતનું અહોનિશ પાન કરવું—એજ સર્વોત્તમ છે.

નિર્મળ જળને પડતું મુકી કાદવથી કપડાં કોણ ધુવે? ઘેર પદ્મિની સમાન સદ્‌ગુણી સ્ત્રી હોય તે તજી દોષાગાર જગલાડી ગણિ-

કામાં કોણ લોભાયે? અમૃત ભોજન તજી ટાઢા ટુકડા કોણ ખાય? કેસર કસ્તુરી મુકી કીચડમાં કોણ ખરડાય? અર્થાત્ ડાહ્યા જન તો કદાપિ તેવી મૂર્ખતા અને ભુલ ન કરે, મૂઢ અને મૂર્ખ જનોજ તેવી ગાંડાઇ કરે છે, તેઓ બિચારા વિષયસુખમાં આનંદ માની સંસારમાં સદાય આસક્ત રહે છે, સુંદર સોહામણું તજીને ગંદા કદરૂપા ને એ ખિયલને વળગે છે. ધર્મને તજી અધર્મ ને અનાચારને સેવે છે, સુવર્ણ ને તજી સીસુ ધમે છે. ઉન્નતિમાર્ગને પડતો મેલી જીવ અવનતિના માર્ગમાં નાહક અથડાય છે.

હે અજ્ઞાની જન! ખરેખર તું આમ અવળાં કાર્ય કરવામાં અત્યંત ઠગાય છે, માટે જરૂર યાદ રાખજે કે પાછળથી તારે પૂર્ણ પસ્તાવું પડશે.અને કરેલી ભુલો નડશે ત્યારે ખૂબ સાલશે. પછી પસ્તાવાથી કંઇ નહિ વળે અને મુક્ત પણ નહિ થવાય! માટે શાણો થઈ સવેળા સમજ સમજ! કહ્યું છે કે:—

## લાવણી.

તજી ગંગા કેરૂં નીર નિરમળ સારૂં;
રે મૂઢ બની તું કેમ પીએ જળ ખારૂં? ૧
કેસર કસ્તુરી કનકને કરી અળગું;
કીચડમાં તારૂં કેમ અરે મન વળગ્યું? ૨
શિર ફરે કાળ વિકરાળ ફાળને દેતો;
તોયે મતિમંદ અરે ચિત્તમાં નવ ચેત્યો! ૩
મદ મદન માયા મોહ મમતને મેલી;
ભજી લે સદ્ભાવે અંત સમયના બેલી. ૪
જપો શ્રીજીનવરના, ભાવ ધરી શુભ જાપો;
વદે વિનયમુનિ ટળી જાય, જન્મના પાપો. ૫

માટે હે શુભાભિલાષીજનો ચેતો ચેતો! અવળા પંથો પડતા મુકી સવળા પંથે પ્રયાણ કરો, પાપથી ડરો, સદ્બુદ્ધિથી સુધર્મને ધરો, હૃદય શુભભાવનાથી છલાછલ ભરો, વિષય વર્જી વિવેક વરો અને અવશ્ય ભવસાગરથી તરો; અંતે એજ માર્ગ છે ખરો.

હવે કોઇ પ્રાણી કોઇ કર્મના ઉદયે અવળે પંથે પડી અવળા વિચારો કરે, અથવા અવળી વર્તણુક ચલાવી મન વચન અને કાયાને ઉન્માર્ગમાં પ્રવર્તાવે અને ભુલ ભરેલા પ્રસંગોમાં પડવા તત્પર થાય;

તે ભુદેવ (જંબુસ્વામીના પાંચમા ભવનો જીવ)ની પેઠે સારી શીખામણ મળવાથી ઠેકાણે આવે છે. ભુલેલા મનને ઠેકાણે આણવું, પણ ભુલાવામાં પડી ભટકવું નહિ; વગર વિચાર્યું અને અકાર્ય કદાપિ કરી બેસવું નહિ.

## (૨૮) નાગિલા નારીનો મુનિપણાથી ભ્રષ્ટ થતા પતિને પ્રતિબોધ.

પૃથ્વીને ભૂષણરૂપ એવા મગધદેશમાં સુગ્રામ નામા ગામમાં રાષ્ટ્રકુટનામે કણબી અને તેની સ્ત્રી રેવતી વસતાં હતાં, તેમને અનુક્રમે ભવદત્ત અને ભુદેવ નામે પુત્ર થયા; તેઓ મોટા થયા ત્યારે ધર્મકાર્યમાં તત્પર થયા. એકદા સુસ્થિત આચાર્યની પાસે વૈરાગ્યવંત ચિત્ત થવાથી ભવદત્તે દીક્ષા ગ્રહણ કરી અને તે શાસ્ત્ર શીખીને ગીતાર્થ થયો. એવામાં એકવાર તેણે ગુરૂને કહ્યું કેઃ—"હે પ્રભો! સંસારી સગાંસંબંધીને વંદાવવા જવાની મારી ઇચ્છા છે, માટે આજ્ઞા આપશો? ગુરૂએ આજ્ઞા આપવાથી તે સુગ્રામ ગામે ગયો. ત્યાં ભુદેવનાં લગ્ન નાગિલા સાથે થતાં હતાં, તેથી સાધુને કોઇએ આવ્યા જાણ્યા નહિ; એટલે તે ગુરૂ પાસે પાછા આવ્યા. ત્યારે બીજા સાધુઓએ તેમની મશ્કરી કરી, તેથી ભવદત્ત ભાઇને પ્રતિબોધ પમાડવાને ફરી પણ સુગ્રામ ગામે આવ્યા અને પ્રતિજ્ઞા કરી કેઃ—"ભાઇને દીક્ષા અપાવીશ." એમ કહી પછી ત્યાં ગયા તે વખતે નાગિલાને આભૂષણ પહેરાવવાનો ઉત્સવ થઇ રહ્યો હતો. અર્ધ શણગાર સજાવ્યો, તેવામાં ખબર પડવાથી ભુદેવ, ભવદત્તને આવીને નમ્યો ને તેણે તેમને શ્રદ્ધાથી શુદ્ધ અન્નપાન વહોરાવીને પ્રતિલાભ્યા. ભવદત્તે જતી વખતે ભુદેવને કેટલેક સુધી સાથે લીધો ને તેને કહ્યું કેઃ—હે ભુદેવ! તને ધન્ય છે કે સાધુ ઉપર તારી આવી રૂડી ભક્તિ છે.

એવી વાણીથી તેને પ્રીતિ ઉપજાવીને તેના હાથમાં પોતાનું ઘી ભરેલું પાત્ર આપ્યું. બીજાં સગાંઓને છોડી દઈ ભવદત્ત મુનિ સાથે ભુદેવ બાળક્રીડાદિની વાતો કરતો ગુરૂ પાસે આવ્યો, તેમને નમીને ભવદત્તે કહ્યું:—હે ભગવંત? આ મારા ભાઇને મેં આપની પાસે આણ્યો છે, એનું હૃદય ઘણું સરલ છે તે હળુ કર્મી આત્મા છે, માટે તેના આત્માનું કલ્યાણ કરવાની જરૂર છે, અને એને દીક્ષા લેવાની ઇચ્છા પણ છે; માટે હે ગુરૂ એને દીક્ષા આપો, અને એ સરલ સ્વભાવી આત્માનું કલ્યાણ કરો. પછી ગુરૂએ દીક્ષા આપી અને તે ભુદેવે મોટા ભાઇના આગ્રહને લીધે દાક્ષિણ્યતાએ અંગિકાર

તો કરી, પણ શરમને લીધે બોલી શક્યો નહિ, મનમાં તેને એવા ઉત્તમ ભાવ તો ન હતા, પણ શરમને લીધે અને મોટા ભાઇના પ્રેમને લીધે તે દીક્ષા લઈ પાળવા લાગ્યો; અને નાના પ્રકારની તપશ્ચર્યા પણ કરવા લાગ્યો.

પછી ભવદત્તે એક મુનિ તથા પોતાના ભાઇને સાથે લઈ ગુરૂને નમસ્કાર કરી બીજે વિહાર કર્યો. ભુદેવ ફક્ત પોતાના ભાઈના વચનને લીધે સંજમ પાળતો હતો, પણ તેના હૃદયમાં તો જેમ હસ્તીને હાથણી યાદ આવ્યા કરે તેમ નાગિલા યાદ આવ્યા કરતી. અનુક્રમે ભવદત્ત તો તિવ્ર તપશ્ચર્યા કરી કાળધર્મ પામી સ્વર્ગે ગયો. એટલે હવે ભુદેવ એકલો પડયો એટલે તેના મનમાંથી સંયમ નીકળી ગયો અને હૃદયમાં અનેક તર્કવિતર્કો થવા લાગ્યા તેથી ભાવશૂન્ય હૃદય થઇ ગયું; ભાવના ગઇ એટલે સર્વ ફીકું સમજવું. કહ્યું છે કે:—

## માલિની.

મનવિણુ મન મળવો, ચાવણો દંત હિણો,
ગુરૂ વિણુ ગુણુ ગણવો; જીમવો જ્યું અલુણો;
જસવિણુ બહુ જીવી જીવવું જ્યું ન સોહે,
તેમ ધર્મ ન સોહાએ, ભાવના જ્યું ન હોવે. ૧

એવો ભુદેવ એકદા સાધુઓને સુતા મુકીને નાગિલાનું સ્મરણ કરતો રાત્રીના વખતે નીકળી ગયો. કહ્યું છે કે–"નારી અને લક્ષ્મીથી મોહિત એવો રાગી પુરૂષ બહુ કર્મ બાંધે છે, અને નિર્મળ અંતઃકરણ વાળો નિરાગી માણસ બહુ સુખ પ્રાપ્ત કરે છે." વળી એક સુકો અને એક લીલો એવા બે માટીના ગોળા ભીંત ઉપર પછાડયા હોય તો તેમાંથી ફક્ત લીલો ગોળોજ ભીંત ઉપર ચોંટી રહે.

હવે ભુદેવ તો ચાલતોચાલતો સુગ્રામ ગામની સીમે આવ્યો ને ત્યાં આવેલા એક ધર્મસ્થાનકમાં રહ્યો. એવામાં ત્યાં એક ઉત્તમ વૃદ્ધ શ્રાવિકા એક બીજી સ્ત્રીની સાથે આવી, (તે બીજી સ્ત્રી નાગિલા હતી.) ભુદેવ કોઇને ઓળખી શક્યો નહિ, તેથી પુછવા લાગ્યો કે:– "નાગિલા શું કરે છે?" ઇત્યાદિ પુછ્યું. ત્યારે નાગિલાએ તેને ઓળખી કાઢયો ને તેને સામું પુછ્યું:–અહો! તમે નાગિલાના પતિ છો કે? ભુદેવે કહ્યું:–હા, તેણીનો હું પતિ છું; પણ મારા મોટા ભાઈ ભવદત્તે મને કપટથી ગુરૂ પાસે લઈ જઈ પરાણે મારા મનવિના દિક્ષા

અપાવી છે. મેં નાગિલાના સ્મરણમાંને સ્મરણમાંજ ચારિત્ર પાળ્યું છે, હવે તો તે હશે કે નહિ હોય.

અહો ભાવ વિનાની ક્રિયા શું ફળ આપે ! કહ્યું છે કેઃ—

**घनंदत्तं वित्तं जिनवचन मभ्यस्तमखिलं ।**
**क्रिया कांडंचंडं रचित मवनौ सुप्तमसकृत् ॥**
**तपस्तीव्रं तप्तंचरणमपि चीर्णं चिरतरं ।**
**नचेच्चित्ते भावस्तुष वपनवत् सर्वमफलम् ॥ १ ॥**

**અર્થાત્**—ભલે કોઈ જન ઘણું દાન આપે, સર્વ શાસ્ત્રનો અભ્યાસ કરે, પ્રચંડ ક્રીયાઓ કરે, અનેકવાર ભુશય્યા કરે, ઘણાં આકરાં તપ તપે તથા ઘણા કાળ સુધી ચારિત્ર પાળે; પણ પોતાના હૃદયમાં ભાવ ન હોય, તો ખરેખર જેમ ફોતરાં વાવવાં તદ્દન નકામું છે, તેમ ભાવ વગરની ક્રિયા પણ સર્વ નિષ્ફળજ સમજવી. આપણા ભૂદેવને પણ એમજ થયું, અને નાગિલાને નહિ ઓળખવાથી ભુદેવે પોતાની સ્ત્રીના ખબર તેને પુછ્યા.

ભુદેવ આ પ્રમાણે કહે છે, એટલામાં નાગિલાની સાથે જે વૃદ્ધ સ્ત્રી હતી, તેણીનો પુત્ર ત્યાં આવ્યો. ને ભુદેવના સાંભળતાં તે પૂર્વે શીખવી રાખ્યા પ્રમાણે કહેવા લાગ્યોઃ–"હે માતા ! મને આજે ગામમાં જમવા જવાનું નોતરૂં મળ્યું છે, ત્યાં દક્ષિણા પણ મળવાની છે, માટે તું ઘેર ચાલ વિલંબ ન કર, મારે પ્રથમ પીધેલું દુધ ભાજનમાં ઓકીને કાઢી નાખવું છે, ને ત્યાં જઈ જમી આવીને તથા દક્ષિણા લઈ આવીને અહીં પાછા આવી પેલું વમન કરેલું દુધ પછી પી જઈશ." આ સાંભળીને ભુદેવ હસીને કહેવા લાગ્યો કેઃ–અહો ! આ બાળક એવું વમન કરેલું નિંદવા યોગ્ય અન્ન પાછું ખાશે ? તે સાંભળીને નાગિલા બોલી–" હું આપની સ્ત્રી નાગિલા છું, આપ ત્યારે પૂર્વે વમેલી ( ત્યાગ કરેલી ) એવી મને ફરીથી ભોગવવાને કેમ ઇચ્છો છો ? એવો કોણ અજ્ઞાન હોય કે તજી દીધેલી સ્ત્રીને વમેલા આહારની પેઠે ફરી અંગિકાર કરવા વાંચ્છે ? કહ્યું છે કેઃ—

## લાવણી.

ભર દરીયામાં હમેશ નાહાતાં, કાદવ કપડાં કયું ધોતાં;
પતિવ્રતા ઘેર નાર પદમણી, ગુણકાસું મન કયું મોહતા ?

ખાય પીએ ને મારે ખાસડાં, સચ્ચા માલ મુરખ શું ખોતા?
હંસ સભામાં કબુ ન બેઠા બગલા સાથે ખાયે ગોથાં. ૨
આંબવરણકી છાયા છોડકે, આકકી છાયમેં કયું સોતા?
ઉગે ઉવેતો કબુ ન બોતા, જાય આગમે કયું ખોતા? ૩
સરાદ્ધ સરાવતાં કંઇ જુગ વહી ગયા, મુવાપછી મુખ કયું જોતા?
આવ્યા સંતકુ આદર ન દેતા, મુઆ બાપકું કયું રોતા?
સાચી બંદગી કર લે સાહેબકી, અમર લેખ તેરા તોતા,
ગુરૂપરતાપે ભણે ખીમદાસ, એ અવસર ફીર નહિ હોતા.૫

માટે હે સાધુજી! અમૃતને ત્યજી ઝેરને પીવા કેમ ચાહો છો? સત્યને ત્યજી અસત્યને કેમ ઇચ્છો છો? સંસાર એ ઝેર તુલ્યજ છે, અને જેના ઉપર તમે પ્રેમ ધરાવો છો, તે સ્ત્રીને તો અનંત દુઃખના કારણ રૂપ કહી છે. માટે હે મુનિરાય! નવી પરણેલી વધુની પેઠે મને સંભારતા તમે અહીં આવ્યા તો ખરા! પણ જોતા નથી કે હવે હું અવસ્થાએ કરીને જર્જરીત થઈ ગઈ છું? સંસાર આવો અસાર છે. કહ્યું છે કેઃ—અતિ વિશુદ્ધ વસ્તુને પણ મલિન કરવાને સમથ એવો આ દેહ વૃદ્ધાવસ્થાને આધીન થયા છતાં પણ પ્રાણી તથા મોહ પામ્યા કરે છે. આ સ્ત્રી શરીર સમસ્ત મળ, શ્લેષ્મ, મેદ અને અસ્થિથી પરિપૂર્ણ તેમજ સ્નાયુ પ્રમુખથી શીવેલી કોથળી સમાન છે. ફક્ત તે બહારથીજ રમણિક લાગે છે. વળી હે સાધો! સંસાર સમુદ્રમાં પડતા એવા પ્રાણીઓને તારવામાં વહાણ રૂપ એવી આ દીક્ષાનો ત્યાગ કરીને દુર્ગતિને આપનારી સ્ત્રીને શા માટે અંગીકાર કરશો? મેં તો જીવતા સુધી ગુરૂની પાસે શીળવત અંગીકાર કર્યું છે, કારણ કે સ્ત્રીઓને શીળ એજ આભૂષણ છે. કહ્યું છે કેઃ—મનુષ્યોને કુળની ઉન્નતિ કરનારૂં ઉત્તમ આભૂષણ રૂપ, અપ્રતિપાતિ (મળીને નાશ ન પામે એવા) ધન રૂપ, સુગતિના સ્થાન રૂપ દુર્ગતિનો નાશ કરનારૂં, પવિત્ર, યશની વૃદ્ધિ કરનારૂં, સંસારથી નિવૃત્તિ પમાડનારૂં, અને કલ્પવૃક્ષ રૂપ શીળવ્રતજ છે. માટે હે નાથ! મારૂં કહ્યું માનીને પાછા તમે ગુરૂની પાસે જાઓ, અને શુદ્ધ ચારિત્ર પાળીને યાવત મોક્ષ પ્રાપ્ત કરો. સ્ત્રીનો પ્રતિબોધ પામીને ભુદેવ તેને ખમાવીને પાછો પોતે ગુરૂ પાસે ગયો. ત્યાં તેણે પોતાનું દુશ્ચરિત્ર સમ્યક પ્રકારે આળોવીને ફરી ચિરકાળ પર્યંત શુદ્ધ ચારિત્ર પાળ્યું. ને ત્યાંથી કાળ કરીને સૌધર્મ દેવલોકે દેવતા થયો.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, આ સંસાર કે જે તદ્દન ઝેર તુલ્ય છે. ઝેરની માફક ઉભય લોકમાં અહિતકારક છે. તેમાં અમૃત તુલ્ય ગણીએ તો ફક્ત પવિત્ર ધર્મ માર્ગજ છે. કે જે માર્ગનુ સપ્રેમ સેવન કરી ભૂતકાળે અનંત જીવો અજરામરત્વને પામ્યા છે, વર્તમાન કાળે પણ તેજ પવિત્ર પંથના આશ્રયથી અનેકજીવો સિદ્ધગતિને પામે છે; અને ભવિષ્યકાળે પણ તે પંથે પરવરી મોક્ષ પામશે. માટે સદા સદ્દવિવેકી મુક્તિમહિલાભિલાષી જનોએ અમૃત તુલ્ય સદ્ધર્મને મેળવી સત્કાર્ય કરવાં, પણ અજ્ઞજનોની માફક સંસારી સુખમાં અત્યંત આસક્ત બની વિષયરૂપ વિષનું પાન કરવું નહિ. એજ માનવજીંદગીનું પરમ સાર્થક છે. (૨૯).

**गुणा यदि संति हि सज्जनानां ।**
**विकास यंतु स्वयमेव वैते ॥**
**कस्तुरिकाऽऽमोद उतात्र जातु ।**
**निर्श्चीयते नो शपथेन नूनम् ॥ ३० ॥**

**અર્થ**—જો સજ્જન પુરૂષોમાં ખરેખર ગુણો છે તો તે પોતાની મેળેજ પ્રકાશને પામે છે, જેમ કસ્તુરીની સુગંધની ખાતરી કરવા માટે કોઇ દિવસ સોગન ખાવાની જરૂર રહેતી નથી. (૩૦)

**ભાવાર્થ**—આ લોકમાં ઉત્તમ પુરૂષોને વિષે જો ગુણો છે. તો તે પોતાની મેળે પ્રકાશ પામે છે, અત્ર દૃષ્ટાંત કહે છે. જેમ કસ્તુરીમાં સુગંધ છે કે નહિ, તેની ખાતરી કરવા માટે કોઇને સોગન ખાવાની જરૂર પડતી નથી. મતલબ કે ઘણા ઓછી બુદ્ધિના મનુષ્યો પોતાના ગુણોને પ્રકટ કરવા યત્રતત્ર આત્મશ્લાઘા (આપ વખાણ) કર્યા કરે છે, પણ તેથી ખ્યાતિ નહિ પામતાં ઉલટી હલકાઇજ જાહેર થાય છે.

જો કે ગુણ એ ઉત્તમ વસ્તુ છે, ગુણ મળવા એ કાંઇ સહેલ નથી. મહાન ભાગ્યના ઉદય હોય, તોજ ગુણ પ્રાપ્ત થાય છે. આ દુનીઆમાં ગુણ વગરનો માણસ ખરેખર પશુ તુલ્યજ છે, અરે! પશુઓમાં પણ કેટલાએક સારા ગુણો હોય છે; તેઓ તો મનુષ્યને કેટલા બધા ઉપયોગી થઇ પડે છે. કહ્યું છે કે:—

कौशेयं कृमिजं सुवर्णमुपला द्दिंदिवरं गोमयात् ।
पंकात्ताम्ररसं शशांक उदधेर्गोपित्ततोरोचनात् ॥
काष्ठादग्नि रहेः फणादपि मणिर्दूर्वापि गोरोमतः ।
प्राकाश्यं स्वगुणोद येन गुणिनो यास्यंति किं जन्मना ॥१॥

અર્થાત્—એક જાતનાં જીવડાંઓમાંથી રેશમ ઉત્પન્ન થાય છે, પથ્થરની ખાણમાંથી સુવર્ણ ઉત્પન્ન થાય છે, તથા ગાયોનાં રોમથકી ધ્રોખડ થાય છે, અને કાદવમાંથી કમલ ઉત્પન્ન થાય છે, સમુદ્રમાંથી ચંદ્ર ઉત્પન્ન થયો છે, ગાયના પિત્તમાંથી ગોરોચન ઉત્પન્ન થાય છે, અરણીના કાષ્ઠમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે, સર્પના મસ્તકમાંથી મણિ ઉત્પન્ન થાય છે, માટે ગુણી પુરૂષો પોતાના ગુણના ઉદયથી પ્રકાશ પામે છે, જન્મ્યેથી શું થયું? જાનવરોમાં પણ આવા ગુણો હોય છે, તો મનુષ્યોએ ગુણો શા માટે મેળવવા ન જોઇએ? ખરેખર ગુણ છે તે એક અમૂલ્ય આભરણ છે. દેહનું ભૂષણ જેમ રૂપ છે, અર્થાત રૂપથી દેહ સુંદર દીસે છે, અને રૂપનું આભરણ ગુણ છે, જો ગુણ હોય તોજ રૂપ શોભે છે, નિકર એ રૂપ તો હોળીના ભડકા જેવું અને મહા નુકશાનીમાં ઉતારનારૂં સમજવું. વળી ગુણનું આભરણ જ્ઞાન છે, અને જ્ઞાનનું આભરણ ક્ષમા છે, આમ ઉત્તરોત્તર રહેલ છે. માટે વિવેકી પુરૂષોએ સદ્‌ગુણ મેળવવા સદા તત્પર રહેવું જોઇએ. સદ્‌ગુણ અનેક પ્રકારના છે. કોઇમાં દાનનો ગુણ તો કોઇમાં દયાનો ગુણ, કોઇમાં ક્ષમા ધૈર્યતાનો ગુણ અને કોઇમાં વિદ્યાનો ગુણ હોય છે, એમ ગુણ અનેક વિધ છે. તેમાંનો એકેક ગુણ પણ મહાન લાભને આપનારો છે, તો અનેક સદ્‌ગુણ મેળવનાર કેવા સુખને પાત્ર થાય? અર્થાત્ ઘણોજ સુખી થાય. એ સદ્‌ગુણો મેળવનારા સદા ભાગ્યશાળીજ સમજવા.

પણ એટલું તો અવશ્ય યાદ રાખવું કે એવા ગુણો મેળવી હૃદયને ગર્વીષ્ટ નહિ બનાવવું જોઇએ, કારણ કે ગુણ મેળવીને ગર્વ કરવો એ ખરેખર એક તિક્ષણ અગ્નિના તણખા તુલ્ય છે. અગ્નિનો તણખો સમસ્ત ઘાસની ગંજીને બાળી ભસ્મીભૂત કરે છે, તેમ એ ગર્વરૂપી તીખારવો પણ સદ્‌ગુણ સર્વ બાળી નાશ કરે છે. માટે વિવેકી જનો તો ગર્વને આધિન થઇને સદ્‌ગુણની જાહેરાત કરવા યત્ર તત્ર આત્મશ્લાઘા કદી કરતાજ નથી, કારણ કે આત્મશ્લાઘી મહાપા-

પી અર્થાત્—પોતાના આત્માનાં વખાણ કરવાં એ તો મોટું પાપ છે, આપ વડાઇ કરવાથી કાંઈ પોતે ઉંચે ચડી જતો નથી, જેમ કાગડો ઘણો ઉંચે ચડી બેઠો હોય અને હંસ નીચે ચાલતો હોય, તેથી કરીને કાગડો ઉંચો ને હંસ નીચો એમ બનતું નથી.

इभ तुरग रथैः प्रयांति मूढा ।
धन रहिता विबुधा प्रयांति पद्भ्याम् ॥
गिरि शिखर गता पिकाक पंक्ति-
र्नहि तुलना मुपयाति राजहंसैः ॥ १ ॥

અર્થાત્—કેટલાએક મુર્ખ માણસો હાથી ઉપર, ઘોડા ઉપર, અને રથમાં બેસીને ચાલે છે, અને ઉત્તમ પુરૂષો ધન રહિત હોઇ, પગે પાળા ચાલે છે; તેથી મૂઢ માણસો ઉંચા અને ઉત્તમ જનો નીચા એમ સમજવું નહિ. જેમ કાગડો ઉંચો ઉડે, રાજ મહેલના કે દેવળના સુંવર્ણ કળસપર ચઢી બેસે અથવા પર્વતના શિખર ઉપર જઇ બેસે, તેથી તે ઉંચો ન સમજવો, કાગડો કદાપિ હંસની તુલ્યે થતોજ નથી. પણ કેટલાએક અજ્ઞજનો તો એકાદ ગુણ આવ્યો કે ફુલી ઢોલ બને છે, અને જેની તેની આગળ ફુલણજી થઇ ફુલ માર્યા કરે છે.

દુહો—ભર્યા સો ઝલકે નહિ, ઝલકે સો અદ્ધા;
ઘોડા સો ભુંકે નહિ, ભુંકે સો ગધા. ૧

અર્થાત્—અધુરો ઘડો છલકાય છે, પણ સંપુર્ણ ભરેલો છલકાતો નથી. જો ઝવેરાત સાચું હશે તો તેની કિમત આપોઆપ ઝવેરીના હાથે ઉંચીજ થવાની. કસ્તુરીના ગંધ માટે કાંઇ સોગન ખાવા પડતા નથી. હવે વિદ્યાના ગુણથી અભિમાનમાં આવેલા એક બ્રાહ્મણને વાદ કરતાં હારવાનો વખત કેમ આવ્યો, અને વિદ્યા ગુણરૂપ છતાં તે અવગુણ રૂપ શાથી મનાઇ એ વિષે કથા.

**(૩૦) વિદ્યામદથી છકેલા અવિચારી બ્રાહ્મણની મખખંડના.**

કોઈ એક દ્વીજપુત્રે (બ્રાહ્મણે) કાશીમાં જઈ બાર વરસ સુધી શાસ્ત્રનો અભ્યાસ કર્યો. વ્યાકરણમાં સિદ્ધાંતકૌમુદી તથા ન્યાયમાં મુક્તાવળી વગેરે ગ્રંથો તથા વૃતરત્નાકર નામનું પિંગળ ચંપુ વગેરે અનેક વિવિધ શાસ્ત્રોનો અભ્યાસ કરી તે મહા વિદ્વાન બન્યો હતો, તેથી એ પંડિતોની પંક્તિમાં ગણાવા લાગ્યો. પણ તેનામાં સુવર્ણ થાળમાં લોઢાની મેખની તુલ્ય એક મોટો અવગુણ એ હતો કેઃ—

॥ अहमेव विद्वान् ॥

અર્થાત—દુનિયામાં હુંજ એક વિદ્વાન છું. એવું તેનામાં અભિમાન રૂપી જબરૂં ભુત ભરાયલું હતું, અને જ્યાં ત્યાં પોતાના ગુણો વાદવિવાદ દ્વારાએ જલદી પ્રકટ કરવા ચાહતો હતો, અને તેથી જેની તેની સાથે રોજ વાદવિવાદ કર્યા કરતો હતો. ખરેખર હલકા પાત્રમાં આવેલી વિદ્યા કટાઈ ગયેલા વાસણમાં નાંખેલા દુધની જેમ નિરર્થક સમજવી. અર્થાત નિચ માણસને એકાદ ગુણ મળ્યો હોય, તો તે ગર્વમાંજ તણાઇ જાય છે.

विद्या विवादाय धनं मदाय ।
शक्ति परेषां परि पीडनाय ॥
खलस्य साधो विपरीत मेतद् ।
ज्ञानाया दानाय च रक्षणाय ॥ १ ॥

અર્થાત—નીચ પુરૂષો પાસે રહેલી વિદ્યા વિવાદને માટે છે, અને ધન મદ કરવાને માટે છે, અને અમલદાર આદિની પદવી ગરીબો ઉપર સખ્તી વર્તાવી રોફ બજાવવા માટેજ છે. અને ઉત્તમ પુરૂષો પાસે રહેલી વિદ્યા અને ગુણ અનુક્રમે જ્ઞાનને માટે, દાનને માટે અને ગરીબોના રક્ષણને માટે હોય છે. પેલો વિદ્વાન બ્રાહ્મણ કાશીથી નીકળ્યા પછી તરતજ મોટાં મોટાં શહેરોમાં ફરતો ત્યાંના રાજપંડિતોને અનેક પ્રકારના વિદ્યા સંબંધી વિવાદો કરી હરાવીને સોનાનાં પુતળાં બંધાવતો હતો. સદા તે ગર્વ ગજેંદ્ર ( ગર્વરૂપી હાથી ) ઉપરજ સ્વારી કરતો હતો, મતલબ કે એમ પોતાના ગુણનું જ્યાં ત્યાં ગૌરવ જણાવવાનોજ પ્રયત્ન કર્યા કરી મદોન્મત થઈ વિચરતો હતો.

એ પ્રમાણે ઘણાં રાજ્યમાં ફરી અનેક રાજ્ય પંડિતોનાં પાણી ઉતારી પુતળાં લીધાં હતાં. એમ કરતાં ફરતાં એક વખતે તેણે કોઇને મોઢે સાંભળ્યું કે:—ઉજ્જૈનીનગરીમાં એક જૈન મહાત્મા વૃદ્ધવાદી નામે મહાસમર્થ વિદ્વાન પુરૂષ છે. તો હવે તે મહાત્માનો પરાજય કરી આખા જૈનધર્મની નામોશી કરવા સાથે મારા ગુણનો વિજયવાવટો ઉંચો ફરકાવું તોજ મને નિરાંત વળે; એવી અભિલાષા રાખીને એ વિદ્યાઘેલો બ્રાહ્મણ ફરતો ફરતો ઘણે કાળે ઉજ્જૈની નજીક આવી પહોંચ્યો. તે વિદ્વાન બ્રાહ્મણ જેવો ગામમાં પ્રવેશ કરે છે, તેજ અરસામાં પ્રાતઃકાલે પેલા જૈન મહાત્મા વિહાર કરી તેજ રસ્તે ચાલ્યા આવે

છે. રસ્તામાં આવતાં બન્ને ભેગા થયા ત્યારે કાશીના પંડિતે પુછ્યું કેઃ—તમારૂં નામ વૃદ્ધવાદી કે? ઉત્તર મળ્યો હા. ત્યારે તેણે કહ્યું કેઃ— મેં સાંભળ્યું છે કે તમે મહાસમર્થ વિદ્વાન છો માટે તમારી સાથે મારે વાદ કરવો છે. તો હવે ગામમાં પાછા નહિ ફરતાં અત્રેજ વિવાદજંગ રોપો. વૃદ્ધવાદી મુનિએ કહ્યુંઃ-ભાઈ અત્રે તારી પ્રબળ ઇચ્છાને લીધે કદાચ આપણે વાદ તો કરીએ, પણ તેમાં સાક્ષી પુરાવો કોણ? હારજીતનો નિશ્ચય કોણ કરી આપે?

ત્યારે પેલા બ્રાહ્મણ પંડિતે કહ્યુંઃ—ગમે તેમ હોય પણ અવશ્ય મારે તમારી સાથે વાદ તો કરવોજ છે, હજારોનાં પુતળાં છોડાવ્યાં છે, તેમ તમારી સાથે પણ વિવાદ કરી વિજયવાવટો ઉડાવવો છે, આપણા બંને વચ્ચેના વાદનો નિર્ણય કરનાર જો કે અત્રે બીજું કોઈ તો નથી, પણ પેલા ગોવાળીઆઓને બોલાવીએ, તે આપણા વાદના સત્યાસત્યનો નિર્ણય કરશે–અને કોણ પંડિત તે જણાવશે; માટે હવે નિષ્કારણ વખત નહિ ગુમાવતાં આપણો પ્રસ્તાવ શરૂ કરીએ. એમ કહી પેલા ગોવાળીઆઓને બોલાવ્યા, અને કહ્યું કેઃ-ભાઇઓ! તમો અમારા સાક્ષી થાઓ, અમો બન્ને વચ્ચે કાંઇક બોલવાનું બને તેમાં તમને જે સારૂં લાગે તે પ્રમાણે સત્યાસત્યનો નિર્ણય કરજો; અર્થાત આ હાર્યો અને આ જીત્યો એમ અમને કહેજો.

વૃદ્ધવાદી મુનીએ કહ્યુંઃ–પંડિતજી! સાંભળો, આપણે વાદવિવાદ તો કરીએ, પણ નિરર્થક ફોતરાં ખાંડવા જેવું પરિણામ ન આવવું જોઇએ; માટે જે હારે તેને માટે કાંઇક શરત કરી મુકો. ત્યારે પંડિતે કહ્યુંઃ–હા એ તો ખરૂંજ છે, જે હારે તે તેનો શિષ્ય થઇને સદા તેમની સાથે રહે–એ આપણી શરત. ઉત્તરમાં બહુ સારૂં ભલે તેમ થાઓ પણ તમે એ વચનને વળગ્યા રહેજો! હવે વિશેષ ઇચ્છા વિવાદ કરવાની તમારે છે, માટે પહેલું તો તમે તમારૂં જ્ઞાન બતાવો સંભાષણ ચલાવો, અને આ ગોવાળીઆઓ સમક્ષ પંડિતાઇ દર્શાવો.

પછી વૃદ્ધવાદીના કહેવાથી તેણે પોતાનું જ્ઞાનગીત ગાવા માંડ્યું; ઉંચા પ્રકારના શ્લોકો ઉચ્ચારવા લાગ્યો, તેની સાથે છટાદાર નાના પ્રકારના આવાહનો આપવા લાગ્યો. ગોવાળીઆઓ તો આ સાંભળી મોઢું મચકોડવા લાગ્યા, અને જાણે તેમને કાંઈ ગમતું ન હોય એવો દેખાવ આપવા લાગ્યા અને પરસ્પર બોલ્યા કેઃ—અલ્યા કાનીઆ! આ શું રાડ્યું પાડેસે? આને તે કાંઇ સનિપાત થયો લાગેસે? આપણી પાડીની જેમ ક્યારનો બરાડા માર્યાજ કરે છે, માટે આ તે

ન બોલે તો સારૂં! આનું બોલવું તો કાંઈ ગમતું નથી!! પછી પેલા પંડિતને અનાદર પૂર્વક બોલતો બંધ કર્યો; અને પેલા જૈન મહાત્માને બોલવાનું કહ્યું. વાદ કરવા નીકળેલો મૂર્ખશેખર બ્રાહ્મણ ખરેખરો શંખ-શિરોમણિ! તે પોકળ પંડિતાઈ બતાવવાના ઘમંડમાં એટલું પણ ન સમજી શક્યો કે, આ સભામાં કોણ છે? અને મારૂં જ્ઞાન કેવા પ્રકારનું છે? આ તો ભેંસ આગળ ભાગવત વાંચવા જેવુંજ કર્યું! પેલા જંગલી જટ વગડાઉ ભુત જેવા ભરવાડા પાસે પાંડિત્ય બતાવવા લાગી નાહક પંડિતાઈની પોલ ખોલાવવા જેવું ગાંડપણુજ કર્યું! એ તે કાંઇ કામ લાગે? પાડાને નાગરવેલનાં પાન આપવાથી શું લાભ? કહ્યું છે કેઃ—

**કવિત.**

નાગનકે ગામનમે ધોબનકો કહા કામ?
પાતરકો કહા કામ નાજરકી ચારીમે?
મૂરખ તમામ વહાં ચાતુરકો કહાં કામ?
કોયલકો કહાં કામ બબુરકી બારીમે?
કહે જેઠાલાલ હમ યાર હે ઉદારનકે,
કવિયનકો કહા કામ સુમકી કચેરીમે? ૧

**દુહો—અંધા આગે આરસી, બહેરા આગે ગીત;**
**મૂરખ આગે કાવ્યરસ, ફોગટ જાય ખચિત. ૧**

પેલા પંડિતને આથી કરી પાછળથી તો ઘણો પસ્તાવો થયો, પણ હવે શો ઉપાય? પછી પેલા મુનિ વૃદ્ધવાદીનો વારો આવ્યો, તેમણે વખત વિચાર્યો કેઃ—ખરેખર આ સમય જુદો છે, આ ભરવાડા પાસે આપણું પાંડિત્ય બતાવ્યું કાંઇ શોભશે નહિ, માટે સમય અને સભા વિચારી બોલવું, એજ ઉત્તમ છે. વાણી પણ સમયસૂચકતાથીજ શોભે છે, કહ્યું છે કે;—

**अवसर पठिता वाणी । गुणगण रहिताऽपि शोभते पुंसाम् ॥**
**वामे प्रयाण समये । रासभ शब्दोऽपि मंगलं कुरुते ॥ १ ॥**

**અર્થાત્**—અવસર વિચારી વાણી વદવાથી તે વાણી ગુણરહિત હોય તો પણ શોભી નીકળે છે. જેમ ડાબા પ્રયાણના વખતમાં ગર્દભ (ગધેડા) નો શબ્દ પણ માંગલિક મનાય છે, માટે અત્યારની સભામાં તો ગામડીઆને ઉચિત ભાષા બોલવી તેજ ઉત્તમ છે, અને તેમને પ્રિય પણ તેજ લાગશે.

પછી સમયસૂચક વૃદ્ધવાદી પુરૂષે ફેરફુદડી ફરતા સાથે સરલ ભાષામાં એક ઉપદેશી રાસડો ગાવા માંડયો.—

## હરિગિત છંદ.

નવી મારીએ નવી ચોરીએ, પરદારગમન નિવારીએ,
થોડામાં થોડું દાઇએ એમ, સરગ મટામટ જાઇએ;
વંચન ન કીજે કહીં તણું, વળી એહ વાત સાચી ભણું,
વળી કીજીએ જીવદયાનું જતન, શ્રાવક કુળચિંતામણી રતન.૧
હડહડાવ નવ કીજીએ ઘણું, મર્મ બોલ નહિ કહીં તણું,
કુડી સાક્ષી મ દીઓ આળ, એ તુમ ધર્મ કહું ગોવાળ;
ગરડસ વીંછી ન મારીએ, મારે તો સહી ઉગારીએ,
કુડકપટ વાતો વારીએ, ઇહ પર આપ કારજ સારીએ. ૨

આ રાસડાથી પેલા ગોવાળીઆઓ તો ગુલાબપુષ્પની માફક ખીલવા લાગ્યા, અને પરસ્પર આનંદપૂર્વક બોલ્યા કે:—ભાઈ! અહા હા! કેવું મજાનું ગાયું? બોલ્યા કરતાં આ મહારાજ બહુ સારા! ખરા પંડિતજ આ છે, અને પેલાનું તો કાંઇ સમર્તુજ ન હતું, ગમજ ન પડે! માટે મહારાજ! તમે પંડિત અને તમે જીત્યા. આ સાંભળી પેલા પંડિતે પોતે કબુલેલી સરત પ્રમાણે તેમનો શિષ્ય થવા માગણી કરી, ત્યારે વૃદ્ધવાદીએ કહ્યું:—ભાઇ! તારી સરત પ્રમાણે તું ચેલો થયો, પણ આપણો આ ભરવાડોની સભામાં વાદ થયો છે, તેમાં કદાચ તને કંઇ અયોગ્ય જણાતું હોય, તો ચાલો! આપણે પરદુઃખભંજન વીરવિક્રમ રાજાની સભામાં મોટા પંડિતો સમક્ષ વાદ ચલાવીએ. ત્યારે બહુ સારૂં! કહી પંડિત અને મુનિ બન્ને શહેરમાં આવી વિક્રમાદિત્ય રાજાને મળ્યા, અને પોતાનો પ્રસ્તાવ જણાવ્યો.

રાજાએ સભા ભરી બન્નેને તેડાવ્યા, અને પ્રથમ કાશીના પંડિતને પોતાનું પાંડિત્ય દર્શાવવા આદેશ કર્યો. પેલો પંડિત અત્યારે પણ એમજ સમજ્યો કે, આ વૃદ્ધવાદી મુનિ વગડામાં જે રીતે વિજય પામ્યા હતા તેજ રીતે સર્વત્ર વિજય મળતો હશે, માટે ઉભો થઇ કછોટો વાળી એક ઉપદેશી ગ્રામ્ય રાસડો ગાવા લાગ્યો. આથી વિદ્વાન પંડિતો અને રાજા તેની અત્યંત હાંસી કરવા લાગ્યા. અને અનાદર પૂર્વક બેસી જવાનો આદેશ કર્યો. પેલો પંડિત આનું કારણ કાંઇ નહિ સમજતાં અફસોસ પૂર્વક હેઠો બેસી ચિંતાસાગરમાં પડયો.

પછી પેલા વૃદ્ધવાદી મહાત્મા રાજાનો આદેશ થયાથી પોતાનું પાંડિત્ય દર્શાવવા લાગ્યા. શાંત મુદ્રાએ વૈરાગ્યપૂર્વક મધુરી રીતે એવી તો સરસ્વતીદેવીને ખીલવી, અને એવા તો સંસ્કૃત શ્લોકોનો ઉચ્ચાર કરવા લાગ્યા, કે આખી સભા તેના સદ્‌ગુણરૂપી સુગંધથી તર થઈ ગઇ, અને સર્વ સભાજનો વાહવાહની પ્રસન્નતાદર્શક ગર્જના કરવા લાગ્યા; અને તમેજ ખરા પંડિત છો એવું ખુશ થઇ જઈ જાહેર કર્યું.

પેલો મૂર્ખશિરોમણિ કાશીનો પંડિત ભણેલો પૂર્ણ હતો, પણ અસમયજ્ઞ હોવાને લીધે રાજસભામાં પણ તેને હારવાનો વખત આવ્યો, તેથી તેણે કબુલાત પ્રમાણે તે વૃદ્ધવાદી મુનિના શિષ્ય થઇ દીક્ષા અંગીકાર કરી.

આ દૃષ્ટાંતની મતલબ એવી છે કે, જે માણસ ગુણવાન છે, તેને પોતાનો ગુણગૌરવ દર્શાવવાને માટે કાંઈ પરિશ્રમ લેવાની જરૂર પડતી નથી, તેના સદ્‌ગુણ તો ગુલાબ પુષ્પોની માફક આપોઆપજ ખીલે છે, અને તેની સુગંધ જગતમાં જાહેર થાય છે. કસ્તુરીમાં સુગંધ છે કે નહિ, તેની ખાતરી કરવા માટે સોગન ખાવાની કંઈ જરૂર રહેતીજ નથી. માટે વિવેકી પુરૂષોએ પોતાના ગુણોનો ગર્વ નહિ કરતાં તથા તેને જાહેર કરવા જ્યાંત્યાં આત્મશ્લાઘા નહિ કરતાં ગંભીરપણુંજ ધારણ કરવું; તો આપોઆપ ગુણ ખીલશે. (૩૦)



रामा रमायै सुमनोरमायै ।
चानेकशः पापपंके पतंति ॥
लाभस्तयोर्दैववशश्च नूनं ।
मर्जन्ति ते किंतु कुकर्मकोषम् ॥ ३१ ॥



**અર્થ**—આ દુનિયામાં મનુષ્યો મનને મનોહર એવી લક્ષ્મી અને સ્રીને માટે અનેકવાર પાપરૂપી કાદવમાં પડે છે, પણ ખરેખર તે બાબતમાં લાભ મળવો તે તો દૈવને આધિન છે. પણ તેઓ કુકર્મરૂપી ખજાનો તો ભરપુર રીતે મેળવે છે–અર્થાત ભારેકર્મી તો થાય છે. (૩૧)

**ભાવાર્થ**—આ જગતને વિષે મોહમુગ્ધ પ્રાણીઓ મનને મ-

ત્યંત પ્રિય અને મનોરમ એટલે આનંદ આપનારી રામા કહેતાં સ્ત્રીને માટે તથા રમા કહેતાં લક્ષ્મી તેને મેળવવા માટે અને મળેલીને સાચવવા માટે અનેક વાર પાપરૂપી પંક–કર્દમમાં ( કીચડમાં ) પડે છે. પણ તે બેમાંથી એક પણ વસ્તુનો લાભ થવો તે તો ખરેખર દૈવનેજ આધિન છે. એટલે તેનો લાભ મળે કે ન પણ મળે ! પ્રારબ્ધ સારાં હોય તોજ સારી સ્ત્રીનો તથા લક્ષ્મીનો જોગ બને છે. પણ પાપ રૂપી કાદવમાં પડવાથી કર્મરૂપી કોષ કહેતાં ખજાનો તો અવશ્ય મેળવે છે, અને પોતાના આત્માને ભારેકર્મી બનાવે છે, ભાગ્ય સારાં હોય તોજ સારૂં મળે. તે વિષે કહ્યું છે કે.—

### સવૈયો.

કરમ કોડીનું ત્યારે કરોડ કમાય ક્યાંથી ?
હોવે ક્યાંથી હંસ અલ્યા કાગડા તું કાળીઆ ?
પૂર્વ પુણ્ય વિના ક્યાંથી પાપી તું પ્રતાપી થાય ?
પારશ્વની પદવી તું પામે ક્યાંથી પાળીઆ ?
ખાખરાની ખીસકોલી શું જાણે સાકર સ્વાદ ?
નારી કે પુરૂષ ક્યાંથી થાય તું કમાલીયા ?
કહે ગીરજાશંકર ગધેડો ગાય ક્યાંથી થાય ?
ક્યાંથી થાય ગુણિજન ગુમાની તું ગોવાળીયા ? ૧

વળી પણ તેને માટે કહ્યું છે કે.—

### કુંડળીઓ.

કોડી મીલે ન ભાગ્ય બીન હિકમત કરો હજાર,
કો નર પામે સાયબી બિના લેખ કીરતાર;
બિના લેખ કીરતાર સાત સાગર ફિર આવે,
ભટક મરે બે કાજ ગાંઠકી લાજ ગુમાવે;
કહે છે દિન દરવેશ દિશોદિશ દેખો દોડી,
હિકમત કરો હજાર પણ ભાગ્ય બિન મીલે ન કોડી.૧

પ્રાયે કરી અજ્ઞાની મનુષ્યો તો રમા ને રામામાંજ જન્મારો વૃથા ગુમાવે છે, તેને માટે અનેક પ્રપંચી પ્રયત્નો સદૈવ કર્યાજ કરે છે. અહા હા ! જુઓ તો ખરા ! કે જે લક્ષ્મી વિદ્યુતપ્રભાવત્ તદ્દન નાશવાન છે, સહજ વારમાં હસાવે છે અને સહજ વારમાં રોવરાવે

છે. તેટલા માટેજ સર્વજ્ઞ મહાજનોએ તેને પુરજોસથી ધિક્કારેલી છે. આવા વિચિત્ર સ્વભાવની અને તુમાખી છતાં લક્ષ્મી મેળવવા માટે લોકો અનેક પ્રકારે દોડધામ કરે છે, ન કરવાનાં કુકૃત્યો આચરે છે, બિચારા દેશપરદેશ વેઠે છે, અને મહા મહેનતે ' બગડે બે ' એટલે સ્ત્રી પુરૂષ એ બે નામથી જગતમાં પ્રસિદ્ધ બનવા વિવિધ ફાંફાંઓ મારે છે. ભલે તેઓ બિચારા દોડે ! દોડાય તેટલું દોડે, પણ " ભાગ્ય ચલે હે દુહી ડગ આગે " અર્થાત્ ભાગ્ય બે ડગલાં આગળ ને આગળ જ છે, ભાગ્ય વિના પુરૂષો કાંઈ પણ મેળવી શકતા નથી. કર્મની ગતિ વિચિત્ર છે, મનુષ્યો કાંઇકિ ધારે છે, અને કર્મદેવ કાંઇ જુદોજ દેખાવ આપે છે, દાખલા તરીકે " એક કાઠીઆવાડી ગરીબ સ્થિતિનો મનુષ્ય પરદેશમાં કાંઇક કમાવાની આશાએ આફ્રિકા ગયો હતો, ત્યાં કોઇની દુકાને નોકરી રહ્યો, પગાર પણ સારો મળવા લાગ્યો; એમ ત્રણેક વર્ષ રહ્યો અને ખરા શ્રમપૂર્વક એક હજાર રૂપીઆ રળ્યો. અને વળી વિશેષ વધારવા કોઇને ત્યાં વ્યાજે મુકયા. બિચારો પરણવાની આશાએ ખાંતે કરી સારૂં ખાતોપીતો નહિ, પણ અહોનિશ નાણું વધારવામાંજ મચ્યો રહ્યો, પગાર આવ્યો કે તુરતજ સર્વ વ્યાજે મેલી દે, ફક્ત થોડું ઘણું ખર્ચ કરવા રાખે. પોતે ખાવાપીવા ને પહેરવાઓઢવામાં એ કેટલીક તંગી ભોગવે, આ પ્રમાણે કેટલોક વખત ચાલ્યું. પછી દૈવયોગે એવું બન્યું કે જેને ત્યાં નાણું વ્યાજે મુકયું હતું, તે ધણી તૂટયો–દેવાળું કાઢયું ને ઓચિંતો સર્વ ઉપાડી ચાલ્યો ગયો, એટલે ભાઇસાહેબ તો પોક મુકતાજ રહ્યા ! તેને ખબર પડતાંજ અફસોસનો તો પારજ ન રહ્યો. હાય હાય ! કરી છાતી માથું કુટવા લાગ્યો, અરે રે ! ગજબ થયો, હવે હું શું કરૂં ? હું તો જીંદગી હારી ગયો, વ્યાજ વધારતાં મુડી ગુમાવી અતિલોભે સર્વસ્વ ખોઇ બેઠો–એમ ઘણું કલ્પાંત કરી આખરે તે દેશ તજી જેવો ગયો હતો તેવોજ ખાલી હાથે અને રડતી સુરતે પછો દેશમાં આવ્યો, અને ફેરીનો. ધંધો કરી ગુજરાન ચલાવવા લાગ્યો',

ભાઇઓ ! જોયું લક્ષ્મીનો પ્રભાવ કેવો વિચિત્ર છે ? બિચારો પરદેશમાં ગયો, ફાવ્યો પણ અંતે તો ભિખારીજ થઈ પાછો ફર્યો, માટે ભાગ્યની રેખા બળવાન છે. " કરમ વિના નર કોડી ન પાવે, ભલે હુન્નર કરે હજાર ! " ભાગ્ય ન હોય તો આવેલું પણ ચાલ્યું જાય છે.

સ્ત્રીને માટે પણ તેમ સમજવું, સ્ત્રીને માટે મનુષ્યો ગમે તેટલી મહેનત કરે, કુકર્મો કરે, ધર્મ તજી અધર્મમાં પડે પણ આખરે તો તે

કોઇની સગી થઈ નથી, એમ ચોક્કસ સમજવું. પણ મનુષ્યો મોહાંધ બની સ્ત્રીવશ થઇ જાય છે, ઘણા મનુષ્યો તો તેના મોહપાશમાં પકડાઈ જીંદગી પણ હારી જાય છે, જરા ચક્ષુ ખોલી વિચારે તો જણાયને કે આ સર્વ મિથ્યા પ્રપંચ છે! સ્ત્રીએ ઘણાને રમાડયા છે, અને ઘણાને રડાવ્યા પણ છે, ઘણાને પાયમાલ કર્યા છે તેમ પ્રાણત્યાગની શિક્ષાએ પણ પહોંચાડયા છે. એ તો ભાગ્યના ઉદય હોય તોજ ઘરમાં સુલક્ષણી સતી સ્ત્રીનો જોગ બને, નહિ તો કુલટા કુભારજાઓ તો ઘેરેઘેર હશે અને તે અંતે દુઃખજ દેનારીજ છે. કહ્યું છે કેઃ—

## મનહર છંદ.

કામની ના કામની કહેલી જે પકા મનીશે,
કામની છે શિક્ષા તે તો કામની તમામની;
કામની જે કરે નહિ ચિંતા ઘરકામની તે,
નિર્લજ ન કામની કિમત બે બદામની;
કામની કામની જેવી કંથમાં ન કરે પ્રીત,
કુંભારના કામની તે ગદ્ધિ જેવી ગામની;
સારાં કામકાજ નિત્યે કરવા કામની કીધી,
કામની જે આળસુ તે કામની શા કામની? ૧
સારી સુઘરાઈથી ઘરાઈ સુઘરાઇ બાઇ,
સંસારમાં તે તો સદ્‌–ભાગણ ગણાય છે;
ભણીગણી નહિ ભરથારથી ભુંડાપો પામી,
વિશ્વમાં તે વનિતા વેરાગણ ગણાય છે;
ખારીલી જે નારી વાણી નઠારી ઉચારી જાણે,
નારી નહિ એ તો કાળી નાગણ ગણાય છે;
કુલટાના કંથને તો કહેછે દલપતરામ,
ફકત સદૈવ માસ ફાગણ ગણાય છે. ૨

## (૩૧) પ્રેમીજોડાની પ્રેમપરીક્ષામાં નગુણી નારી નાપાસ થઇ.

કોઇ એક સ્ત્રીપુરૂષ પ્રેમના આવેશમાં આવી એકાંતમાં બેસી વિનોદ વાતો કરતાં હતાં, વાત્તો કરતાંકરતાં સ્ત્રી બોલી કેઃ–હે પ્રિયતમ સ્વામી! મારા પહેલાં પરમેશ્વર ન કરે ને કદાચ તમારૂં મૃત્યુ થાય તો મારાથી તમારા વિના એક પળ પણું જીવાય નહિ, હું તો જરૂર સતી થાઉં.

ત્યારે પુરૂષ બોલ્યો કેઃ-પ્રિયા! તારો પ્રેમ ખરે એવોજ છે, અને એવો તારો પ્રેમ જોઇને હું પણ જરૂર કહું છું કે, કદાચ દૈવકોપે મારા પહેલાં તારૂં મૃત્યુ થાય તો મારાથી પણ એક ઘડી જીવાય નહિ, હું પણ તારી ચિતામાં દેહ પડતો મુકીને સતો થાઉં. પતિપત્નીની એકાંતની આવી પ્રેમવાર્તા કોઈ આકાશચારી દેવ સાંભળતો હતો, તેણે પરીક્ષા કરવાની બુદ્ધિથી સ્ત્રીને મૃતક રૂપ કરી નાખી. આ જોતાંજ પેલો પુરૂષ ગભરાઇ ગયો, અને પછી તેના શબને સમુદ્રના કાંઠે સ્મશાનમાં લઇ જઇને એવડી ચિતા રચી તેમાં સ્ત્રીનું શબ મુકયું, તથા પછી અગ્નિ સળગાવી પોતે પણ તેનું માથું ખોળામાં લઇ ચિતામાં બેઠો, એટલે પેલા આકાશચારી દેવને પુરૂષના પ્રેમની તો ખાતરી થઈ પણ સ્ત્રીના પ્રેમની પરીક્ષા કરવાનો વિચાર કરી, તેણે એકાએક આકાશમાં અંધકાર કરી મેઘવૃષ્ટિ મોકલી, જેના યોગે તે ચિતા હોલવાઈ ગઈ. પછી પેલો દેવ એક વૃદ્ધ યોગીશ્વરનું રૂપ ધારણ કરીને ચિતા પાસે આવ્યો અને પુરૂષને સમજાવવા લાગ્યો કેઃ-અરે ભાઇ! સ્ત્રીની પાછળ પુરૂષ સતો થાય એ તો લોક અને શાસ્ત્ર બન્નેથી ઉલટું છે, માટે તું ઉઠ અને તારી સ્ત્રીનું ઔર્ધ્વ દૈહિકકર્મ કર, તથા તેના આ શબને ચિતામાં બળવા દે. પુરૂષે તે વાતની સાફ ના પાડી ને કહ્યું કેઃ-વરસાદ રહી જશે ત્યારે હું ફરીથી ચિતા સળગાવીશ, ને તેની જોડે બળી મરીશ. યોગી રૂપી દેવે કહ્યુંઃ-ત્યાર! કદાપિ તારી સ્ત્રી જીવતી થાય તો તું તારૂં અર્ધું આયુષ્ય તેને આપવા તૈયાર છે? તેની પુરૂષે હા કહી, એટલે યોગી રૂપી દેવે સ્ત્રીને જીવતી કરી, સ્ત્રીની પાછળ શોક કરીને થાકી ગએલા પુરૂષે સ્ત્રીને જીવતી જોઈ એટલે તેનું ચિત સ્થિર થયું અને તેથી તેને ઉંઘ આવી. એવામાં સમુદ્ર ઉપર કોઇ વહાણ ઉપડવાની તૈયારીમાં હશે, તેનો શેઠ ત્યાં આવીને વહાણમાં બેસવા જતો હતો. તેણે આ સ્ત્રીને જોઈ અહીં બેસવાનું કારણ પુછ્યું, સ્ત્રીએ જે વાત બની હતી તે કહી, શેઠે તેને રૂપાળી મોહિની જોઇને આ નિર્બળ પુરૂષને છોડી પોતાની સાથે આવવા લલચાવી, સ્ત્રી લાલચમાં પડી, અને પોતાના ઉંઘતા ભરથારને ત્યાંજ પડતો મુકીને શેઠની સાથે વહાણમાં બેસી ચાલી ગઈ. કેટલીક વારે પુરૂષ જાગ્યો ને સ્ત્રીને દીઠી નહિ તેથી આકુળવ્યાકુળ થઇ બધે શોધ કરવા લાગ્યો, પણ સ્ત્રી તો જડી નહિ, ત્યારે વૈરાગ્ય ધારણ કરી ઘરબાર છોડી ગાંડાની પેઠે દેશવિદેશ ભટકવા લાગ્યો. એમ ફરતાં કોઇક દેશમાં એક શેઠને ઘેર ઓચિંતો તે જઇ ચઢ્યો, ત્યાં તેણે પોતાની સ્ત્રીને દીઠી અને તરતજ ઓળખી. સ્ત્રીએ

પણ પતિને ઓળખ્યો, તેથી પ્રથમ તો લાજીને ઘરમાં જતી રહી, પણ પછી મન દૃઢ કરીને પોતાના જુના પતિનો તિરસ્કાર કરી બોલી કેઃ-અરે ભિખારી ! ચાલ્યો જા અહીંથી ! આ વાકય સાંભળી પેલો પુરૂષ ધિક્કારથી બોલ્યો કેઃ-અરે ઓ અભાગણી ! તું તારા ખરા ધણીનો આ પ્રમાણે તિરસ્કાર કરતાં લાજતી નથી ? આ અત્યંત કુલટા સ્ત્રીએ તે સાંભળી તરતજ લુગડાં ફાડવા માંડયાં ને બુમો પાડવા માંડી તથા આ પુરૂષ કાંઇક વશીકરણ કે જાદુ મંત્રથી મને લેઇ જવા ધારે છે; એમ કહેવા લાગી.તેથી શેઠના નોકરો તેને ન્યાયાધિશ પાસે લેઈ ગયા, ત્યાં ન્યાયાધિશે તેને શૂળી દેવાનો હુકમ કર્યો. આટલું થયું ત્યારે આ પુરૂષના સમજવામાં પણ આવ્યું, કે ખરેખર તેજ સ્ત્રીની ખોટી-પીતળ જેવી પ્રીતિ ઉપર હું વિશ્વાસ રાખતો હતો; કદાચ દૈવયોગથી એવી ખોટી પ્રીતવાળી સ્ત્રી હવે મળી તોયે તેથી શું ફળ હતું ? એમ વિચારી તેણે ન્યાયાધિશને પોતાની તમામ હકીકત કહી, અને પછી પોતાને ગામ જવા દેવાની અરજ કરી ત્યારે ન્યાયાધિશે ફરીને તે નગરમાં ન આવવાની કબુલાત લઈ તેને જવા દીધો. પછી તે માયા મોહિનીથી ઠગાયલો પુરૂષ **"આવ બલા ને પકડ ગલા"** જેવું ન કરતાં **"એ બલાસે ભાગના ભલા"** સમજી અફસોસ કરતો સ્વસ્થાને ગયો.

પેલી સ્ત્રી અને શેઠ પછી નિષ્કંટક થઈ નિઃશંકપણે વૈભવ વિલાસ ભોગવવા લાગ્યાં, પરંતુ પ્રેમી જોડાની પ્રેમ પરીક્ષા કરનારા પેલા દેવથી તે ખમી શકાયું નહિ, તેથી પેલા વહાણવટી શેઠના સંબધમાં તે નગરીના રાજાને સ્વપ્ન આપ્યું કેઃ-તારા રાજ્યમાં અન્યાય થયો છે. નિરપરાધીને સજા થઈ છે અને પરસ્ત્રીહરણ કરનાર વહાણવટી શેઠ તો ખુશાલ તે બેવફા અને પ્રાણપ્રિય પતિ પર જફા ગુજારનારી સુંદરી સાથે સુખ ભોગવે છે. તેથી પ્રજાવત્સલ ન્યાયપ્રિય નૃપતિએ સવાર થતાંજ શેઠને રાજ્યસભામાં બોલાવી તે સ્ત્રી કેવી રીતે પ્રાપ્ત થઇ છે તે પૂછ્યું. આ સવાલથી અચંબો પામી શેઠે ગલાંતલાં કરવા માંડયાં, તેવામાં પેલા દેવે યોગીને રૂપે હાજર થઈ કહ્યું કેઃ-" બધી વાત જવા દઇ ઘેર જઈ શેઠાણીને કહો કે, પેલા ભીખારી પુરૂષે અરધો આવરદા આપી તમને મરેલાં જીવાડયાં છે, સાચાં સતી હો તો તેનું આયુષ્ય પાછું આપી દો!" આબરૂ જવાના ભયથી શેઠે ઘેર આવી પેલી પ્રેમદાને બધી વાત કહી અને તેણે ગુમાન કરી ખોટા તંત તણી ઘમંડમાં કહ્યું કેઃ-" તે ભીખારીએ આપેલો આવરદા પાછો આપું છું." એટલા શબ્દો બોલતાંજ તે મકાર બોરત શબ થઇ પડી. પછી બધો

ભેદ ભરમ ઉઘડી જઇ પેલો દેવ કે જે યોગીને રૂપે પધારેલો હતો તેના કહેવાથી બધું પોગળ બહાર આવ્યું. ત્યારે પેલો ન્યાયાધીશ પણ પોતાને હાથે થયેલા અન્યાય માટે ઘણું વિમાસવા લાગ્યો અને શેઠ તો બેઆબરૂ થઈ પ્રતિષ્ઠા અને પ્રેમદા ગુમાવી બેસવાથી ઘણાજ દિલગીર થઇ અફસોસ કરવા લાગ્યા.

આ ઉપરથી સમજવાનું કે, જે માણુસ ઉપકાર કરવાને પાત્ર ન હોય તેના ઉપર ઉપકાર કરે; તો તે આ અર્ધું આયુષ્ય આપનાર પુરૂષની પેઠે પાછળથી પસ્તાય છે. દુનીઆમાં એવાં માણુસ ઘણાં છે કે ભલા માણુસોની ભલાઇનો લાભ પોતાનો સ્વાર્થ સાધવામાં લઇને તે ભલા માણુસોનેજ પાછળથી કનડે છે, અથવા તો એવી રીતે પોતાનો સ્વાર્થ સાધે છે કે જેથી ભલા માણુસોનેજ નુકશાન થાય છે. હરકોઈના ઉપર ઉપકાર કરવો, એ હરેક માણસનો ધર્મ છે, એમ છતાં આવા સ્વાર્થસાધુ માણુસોપર ઉપકાર કરતાં જરૂર વિચાર કરવો જોઇએ છે; કે જેથી ઉપકાર કરીને સંતોષ પામવાને બદલે પાછળથી પસ્તાવું પડે નહિ.

દુહો—ઉપકાર કરીએ અધિક પણ, અયોગ્ય ન માને એહ;
અરધો દીધો આઉખો, તેની થઇ ન તેહ. ૧

આ દષ્ટાંતનો સાર એ છે કે, આ દુનીઆમાં ઘણા મનુષ્યો સ્ત્રી અને ધનને માટે મરી ફીટે છે અને તેને માટે ઘણાં પાપો પણ કરે છે, પરંતુ તેને માટે કરેલાં કર્મનો બદલો તો આ ભવમાં અથવા તો પરભવમાં અવશ્ય દેવોજ જોઇએ છે માટે ઉત્તમ પુરૂષો તો તેને માટે કદાપિ પાપપંકમાં પડતાજ નથી. કહ્યું છે કે:—

## ઇંદ્રવિજય છંદ.

ધર્મધુરંધર જે ધરણીપર, પાપપંથે પગલું નથી દેતા,
પારકી નારી અને ધન પારકું તે લલચાઇ કદી નથી લેતા;
કૈક દીઠા કળીકાળ વિશે પણ, કોણ ગણે કૃતદ્વારત્રેતા,
સત્ય સદૈવ ધરી દલપત્ત પ્રભુ ભજી પ્રૌઢ બન્યા બ્રહ્મવેતા. ૧

માટે ઉત્તમ પુરૂષે કદી પાપપકમાં નહિ પડતાં સદ્ધર્મનેજ સેવવો કે જેથી આ ભયંકર અને દુસ્તર ભવસાગર સહજમાં પાર ઉતરાય ને અજરામર પદને સુગમતાથી પ્રાપ્ત થવાય. (૩૧)



प्रायेणा त्रसतां पुंसां । पतंत्येव विपत्तयः ॥
कांचनं हि दहत्यग्नौ । पित्तलं न कदाचन ॥ ३२ ॥

અર્થ—પ્રાયે કરી આ જગતમાં સત્ય પુરૂષોનેજ ઘણી વિપત્તિ આવી પડે છે. ખરેખર અગ્નિમાં સોનું મુકાય છે, પણ કદી પિત્તળ મુકાતું નથી. તેમ સત્ય પુરૂષોનેજ કષ્ટ-રૂપી કસોટી પર ચઢવાનું અને કસાવાનું આવે છે. ૩૨.

ભાવાર્થ—આ શ્લોકમાં (પ્રાયેણ) કહેતાં ઘણું કરીને સત્પુરૂષોનેજ વધારે વિપત્તિઓ આવીને સતાવે છે. એટલે કે ઉત્તમ પુરૂષો હોય તેજ વિશેષ દુ:ખી જોવામાં આવે છે, નિશ્ચયે અગ્નિને વિષે તો સોનાનેજ નંખાય છે, પણ કોઈ તાવી જોવાને પિતળને અગ્નિમાં નાખતું નથી. મતલબ કે આપત્તિકાળમાં ઉત્તમ પુરૂષોએ ધૈર્યવાન થવું જોઇએ, અને માનવું કે મારા દૃઢ ધર્મની ટેકને શિથિલ કરનારી આ વિપત્તિ આવી પડી છે, માટે મારે તે ધર્મની ટેક તજવી કે શિથિલ કરવી નહિ. કામદેવ શ્રાવકને એક રાત્રિમાં દેવના મહાન પરિષહો આવી પડવાં છતાં તેણે પોતાની સદ્ધર્મની ટેક જરા પણ છોડી નહિ.

એટલું તો ખરૂંજ છે કે સત્ય એ અમૂલ્ય કોહિનૂર છે, અને ઝવાહીરની કાંઈ સર્વ સ્થળે ખાણો નીકળતી નથી, તેમ સત્યવંત પુરૂષો સર્વત્ર હોવા નથી ક્વચિતજ હોય છે; અને તે પ્રાયે કરી દુ:ખી જીંદગી ગુજારતા હશે. આ પંચમકાળના માહાત્મ્ય વિષે કહ્યું છે કે:—

संतःक्वाऽपिन संति संति यदि वा दुःखेन जीवंतिते ।
विद्वांसोऽपिन संति संति यदि वा मात्सर्य युक्ताश्चते ॥
राजानोऽपिनसाति संति यदि वा लोभाद्धनं ग्राहिणो ।
दातारोऽपिन संति संति यदि वा सेवानुरक्ताःसदा ॥१॥

અર્થાત—દુનિયામાં ઘણું કરીને સંત પુરૂષ છે નહિ, અને છે તો મહાદુ:ખે કરી જીંદગી ગુજારે છે, વળી આ કળીકાળમાં વિદ્વાન કોઈ છે નહિ,અને છે તો અભિમાનવાળા છે.વળી પૃથ્વીમાં કોઇ પ્રજાપાલક રાજા નથી, અને છે તો લોભથી રૈયતને ચુસી લેનારા છે. વળી દાતાર પણ કોઇ નથી, ને છે તો કાંઇક બદલો લઇને દાન કરનારા છે, પણ પરોપકાર

અર્થી કરનાર તો ભાગ્યેજ છે. માટે સત્ય તો બહુ દુર્લભ છે, અને સત્ય ત્યાં સંકટ પણ પૂર્ણ છે. પણ સત્યવંતો તે સંકટથી ડરી જઈ સત્ય ટેકને કદી તજી દેતા નથી. તેના ઉપર મીરાંબાઇનો દાખલો અચ્છો પ્રકાશ પાડે છે. મીરાંએ અને સગાળશાશેઠે સત્ય અને સત્વ જાળવવા કંઈ ઓછું સંકટ વેઠયું નથી ! મીરાંએ પતિ તરફનું દુઃખ ઘણું ભોગવ્યું. પતિ તરફથી ઝેરના પ્યાલા પીવાનો વખત આવ્યો, પણ મીરાંએ તો અમૃતનાજ પ્યાલા માનીને પીધા છે.અનેક પ્રકારના કઠોર શબ્દો ભિન્ન ભિન્ન જનોની ભિન્ન ભિન્ન વાણી રૂપે સાંભળવામાં આવતા તોપણ, પોતાના મનમાં તો તે એમજ ગણતાં કેઃ—

### કવિત.

કોઈ કહો કુલટા, કુલીન અકુલીન કહો,
કોઇ કહો અંકન, કલંકી કુનારી હો;
કૈસે સુરલોક નરલોક પરલોક સબ,
તિનમે અલોક લોક, લોકન પે ન્યારી હો;
તન જા હુ ધન જા હુ, દેવગુરૂધર્મ જા હુ,
જીભકુન જાહુ, એક તરત હુ ન ટારી હો;
ખનરાવન વારી, ગીરધારી કે મુગટ પર,
પ્રીતિ પટવારી જીકે, મૂર્તિ મેવારી હો. ૧

આ પ્રમાણે દુઃખમાં સમભાવ રાખી સંતોષ ધારણ કરવાં ધૈર્ય રાખતાં પણ સત્ય ટેકને વજતાં નહિ. ખરેખર સત્યની સાચી કિંમત સદા અસત્યમાંજ આનંદ માનનારા મનુષ્યોને કયાંથી હોય ? સત્ય સાચવે છે તે પહેલાં તો અસહ્ય સંકટો ભોગવે છે, પણ પાછળથી તેને અનુપમ સુખ પ્રાપ્ત થાય છે, અને લાખો વર્ષ સુધી દુનીઆમાં તેનો જશ ગવાય છે. તેઓનો કીર્ત્તિરૂપી દેહ સદા અમર બને છે. કહ્યું છે કેઃ-

દુહો—દુઃખ સહે દુનિયા વિષે, તેનો જશ ઉચરાય;
રામ નળ પાંડવ તણી, વાતો બહુ વંચાય. ૧

માટે ગમે તેટલા કષ્ટે પણ સત્યને સાચવવું. આખરે તો સત્યજ તરે છે. જીતે છે, અને અસત્ય હારે છે. કહ્યું છે કેઃ—

દુહો—સાહેબકે દરબારમે, સચેકુ શીરપાવ;
જુઠ તમાચા ખાયગા, કહાં રંક કહાં રાવ. ૧

મતલબ કે સત્યવંત પુરૂષ પહેલાં પૂર્ણ કષ્ટ ભોગવ્યા પછી આ-

ખરે પોતાનો વિજયવાવટો ફરકાવે છે. હવે તેના ઉપર એક સાચા શેઠની પાંચશેરીનું દૃષ્ટાંત કહે છેઃ—

## (૩૨) સત્યવ્યવહારના અપાર લાભ-સાચા શેઠની પાંચશેરી.

કોઈ એક મોતીચંદ કરીને વાણીઓ હતો, તેને બારેક વર્ષનો પુત્ર હતો, તે ગરીબ સ્થિતિનો હતો તેથી સાધારણ વસ્તુનો વ્યાપાર કરી જીંદગી ગુજારતો હતો. ધન કમાવવાની તેને બહુ લાલસા હતી, તેથી અનેક સાચાં ખોટાં કરતો, ગરીબોનાં ગળાં કાપવાં તેમાં તો તે એક્કો નીવડયો હતો, તે ખાતે તેને ડર કે દયા કંઇ હતાંજ નહિ, વેપાર કરવાનાં કાટલાંમાં પણ કેટલોક ફેરફાર રાખતો હતો. બોલવાનું જુદું અને ચાલવાનું જુદું, દેખાડવાનું જુદું અને દેવાનું જુદું; આ પ્રમાણે તેનો કનિશ્તમ વ્યવહાર હતો. પોતાના દીકરામાં પણ એજ રસ રેડવામાં આવતો, કપટકળાની કેળવણીથી તેને ખુબ કેળવ્યો હતો; એટલે તેને પોતાના ધંધાની તાલમ સારી રીતે બેઠી હતી. કદાચ બાપ ન હોય તો છોકરો બાપના કરતાં પણ લોકને વિશેષ છેતરવામાં હોંશિયારી દાખવતો હતો; બાપદીકરો બન્ને જણા મળી રોજ પૈસો મેળવવામાં ધમધોકારપણે મચી રહ્યા હતા. દેખવામાં પેદાશ સારી જણાતી બમણુ તમણા નફાથી હૃદય હરખાતું, પણ બાર માસીક મેળ મેળવી જોવામાં આવતો ત્યારે તરસાળે તો ખોટનો પોકારજ પોકારતો હતો.

ખરેખર અનીતિનો પૈસો ઘરમાં જેવારો રહેવા દેતો નથી. ગરીબોની આંતરડી ને હૃદય કકળાવવાં તેમાં જેવારો રહેવા પામેજ ક્યાંથી ? તે વિષે શ્રીતુલસીદાસે કહ્યું છે કેઃ—

**દુહો—તુલસી હાય ગરીબકી, કબહુ ન ખાલી જાય;**
**મુવા ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય. ૧**

મતલબ કે, ગરીબોની હાય બહુ ભુંડી છે. તેના ઘરમાં છોકરાની બહુ બહુ શાણી ને સદ્ગુણી હતી વળી તે પતિભક્તિપરાયણ પણ હતી. તેને પતિ તરફથી ખબર મળતી હતી કે, વરસોવરસ વ્યાપારમાં દેખાવમાં સારૂં હાંસલ છતાં તરસાળે ખોટની ખોટજ જોવામાં આવે છે, નહિ તો કમાવવામાં કાંઈ કચાસ નથી. સ્ત્રીએ તે વાત સાંભળી કહ્યું કેઃ—તમો અનીતિનો વેપાર કરતા હશો, ગરીબોનાં ગળાં કાપી તે બિચારાઓને છેતરી પોક મુકાવતા હશો, એટલે તમારે પણ તરસાળે તેવીજ પોક મુકવી પડે છે, માટે તમારા પિતાને કહેજો કે તમારે રળવું હોય તો હું એક રસ્તો બતાવું. છોકરાએ પિતાને આ વાત કરી ત્યારે

પિતાએ તેની હા કહી. પછી તે સ્ત્રીને મળ્યો અને કહ્યું કેઃ—મારા પિતાની સમ્મતિ મળી ગઈ છે, માટે ભલી થઈને ઝટપટ રળવાની કુંચી બતાવ કે જેથી આપણે સુખી થઈએ.

સ્ત્રીએ કહ્યુંઃ—હા બતાવું તો ખરી ! પણ તે પ્રમાણે તમારે બન્ને જણે ખાસ ધ્યાન આપી વર્ત્તવું પડશે. પહેલાં તો તમને ઘણુંજ આકરૂં લાગશે, અનેક વિકટ સંકટો પણ આવી પડશે, પણ પાછળ અથાગ સુખ થશે. ઉત્તરમાં હા ભણી એટલે તેણીએ કહ્યું કેઃ—જુઓ સાંભળો ! દુનિયામાં સત્યનોજ જય અને અસત્યનો પરાજય છે, સત્યની બોલબાલા ને જુઠનાં મોં કાળા છે. અજ્ઞજનો અસત્યથી વિજય ઇચ્છેછે ને સુખ વાંચ્છેછે તે તેમની ભુલ છે, પણ ખરૂં જોતાં તો સત્યથીજ જય છે. તમો વ્યાપારમાં અસત્ય પોપલીલા ચલાવો છો, કપટકળાના ખેલ ખેલો છો ગરીબોને છેતરવામાંજ બહાદુરી ગણો છો, તો શેના ઉંચા આવો ? માટે આજથી તમારી લાઇન બદલો, વ્યાપારમાં નફાનો રૂપિયે એક આનો ચોખ્ખો દર્શાવી લ્યો. આઘાપાછા ખોટાખરા જૂઠા ભાવ ન દર્શાવો, પણ અવલથી આખર સુધી એકજ ભાવ ઉપર મનને ટકાવો, ગ્રાહકની ખુશી હોય તો લે, નહિ તો ભલે ચાલ્યો જાય. પણ ભિન્ન ભિન્ન ભાવથી ગ્રાહકને પાછો વાળી તમારી સત્ય ટેકને તજશો નહિ. તમો કહેશો કેઃ—"આવી ટેક રાખવી આવા કળીકાળમાં કેમ પાલવે ? સુખે બેસી બગાસાં ખાવાનોજ વખત આવે !" હા પ્રથમ તો એમ થાય ખરૂં ! તમારાં ગ્રાહકો પાછાં વળી જાય ને છ માસ બગાસાં પણ ખાવાં પડે, પણ એમ થવાથી પછી તમારી સત્ય ટેકને લીધે લોકોમાં આસ્તા બેસશે ત્યારે પછી લોકો તમને સત્ય ટેકવંત ધારશે દુકાને ગ્રાહકની ભરતી ભરાશે, પછી તો તમો બજારના અન્ય વ્યાપારીઓ ન રળે તેટલું બલ્કે તેથી પણ ઘણુંજ વિશેષ રળશો. વળી દુનિયામાં કીર્તિવંત ગણાશો, સત્યવંત ગણાશો, અને સદ્ગુણીની પંક્તિમાં પંકાશો; માટે ઉન્નતિ બાજુનો દરવાજો ખુલ્લો કરવો હોય, તો આજથીજ આ માર્ગ પકડો, અને હ્રદયમાં પેઠેલી અવળી કેડીને દૂર કરો, તો જરૂર સુખી થશો; નહિ તો ખત્તા ખાધા છે ને વળી ખાશો.

સ્ત્રીની આ શિખામણ માની બીજેજ દિવસેથી તેમણે દુકાનમાં તેવી રૂડી રીત દાખલ કરી. તેનું પરિણામ એ આવ્યું કે, પ્રથમ તો ગ્રાહક અટક્યા બજારમાંના બીજા વ્યાપારીઓ આની નફાની ટેકની હાંસીમશ્કરી કરવા લાગ્યા, કે વાહવાહ શેઠ તો સત્યનું પુતળુંજ થયા છે હો ? એમ મજાકમાં ઉડાડવા લાગ્યા. લોકો તરફનાં મેણાંટોણાં સહન નહિ

થવાથી છોકરે પોતાની સ્ત્રીને વાત કરી, ત્યારે સ્ત્રીએ ધીરજ આપી કહ્યું કેઃ–હા, દુનીઆ તો દોરંગી છે, જગતને કોઇથી જીતી શકાતું નથી; જ્યારે દગા પ્રપંચી વ્યાપાર કરતા ત્યારે તમને ઠગ ધુતારા, લુચ્ચા વગેરે શબ્દો સંભળાવતા, અને સત્ય ટેકમાં આવ્યા ત્યારે પણ આ તો ધર્મ ઢીંગલો, આ તો સત્યની પુંછડી બની ગયો! એમ બન્ને પ્રકારે દુનિયાનાં દુર્વચનોથી નહિ ડરતાં મનને મજબુત રાખજો, સત્ય ટેકમાં દૃઢ રહેજો અંતે જરૂર વિજયવંત થશોજ; જગત કોઇથી જીતાતું નથી.

☞ જગતને કોઇ જીતી શકતું નથી તે વિષે કવિતા. ☜

જગતને કોઈ નહિ જીતે. જગતને કોઇ નહિ જીતે૦
મન રાખો મજબુત. જગતને૦ એ ટેક.
સંતોષીને કહે આળસુ, કવિને કહે કુડા;
ભોળા જનને મુરખ ભણે છે, રંડીબાજ રૂડા.જગતને૦ ૧
બહુ બોલ્યાથી ગણે વાચડો, કમ બોલે કપટી;
પંડિત જનને લબાડ૫લટે, એવી રીત ઉલટી.જગતને૦ ૨
નિર્માનિને કહે નમાલો, પ્રબળને પાપી;
ધર્મીજનને ઢોંગી ભણે છે,એવી મતિ થાપી.જગતને૦ ૩

માટે હે શુભાભિલાષી શેઠીઆ! જો જો હો! જરાયે ડગતા નહિ, દુઃખથી ડરતા નહિ, વ્યાપાર અટકી ગયો છે, એ તમારી ફરીઆદ વ્યાજબી છે, તે હિમતને હઠાવનારી છે, સત્યટેકને શિથિળ કરનારી છે, પણ શ્રદ્ધા રાખો કે સત્યવંતોને દુઃખ પાછળ સુખ અવશ્ય આવે છેજ; માટે હીંમત રાખી સત્યપણે વર્તો. આ પ્રકારનો સદ્ગુણશિરોમણિ સ્ત્રીનો સત્યટેકમાં ઉત્સાહવર્ધક દિલાસો સાંભળી પિતાપુત્ર ખુશી થયા. અને સત્યટેકને ગમેતેમ થાય તો પણ હવે નહિજ તજવી,એવો અચળ નિશ્ચય તે બાપ દીકરે કર્યો.

એમ બારેક માસ સુધી તો કષ્ટદશા પુરજોસથી વરતાણી, પણ હવે હે પ્રિય વાંચકો! સત્યનાં નિશાન કેવાં ગડગડે છે તે સાંભળો? આવી એક ભાવવાળી શેઠની સત્ય ટેકથી લોકોમાં હવે આસ્તા બંધાણી, ગ્રાહકો શેઠ તરફ વધારે વધારે વિશ્વાસુ થતાં ગયાં, તેથી ગ્રાહકોની સંખ્યા પણ દિનપરદિન વધતીજ ગઇ, ઘેર સ્ત્રી તરફથી પુરી ચેતવણી અપાતી હતી કે, જો જો હો! ગ્રાહક વધતાં ભાળી દગાપ્રપંચોમાં ખેલી ખલકમાં ઠપકાને પાત્ર બનતા નહિ કહ્યું છે કેઃ—

**દુહા—સતીયા સત્ય નવ છોડીએ, સત્ય છોડે પત જાય;**
**સત્યકી બાંધી લક્ષ્મી, બોત મીલેગી આય. ૧**
**પૈસા પૈસા કયા કરો ? પૈસા પકી ખાખ;**
**જો સત્યથી ચાલો સદા, તો પૈસા લાખો લાખ. ૨**

આમ ચેતવણી આપતી તે સાંભળી પિતાપુત્ર ખુશી થતા ને સત્યટેકમાં વધારે સુદૃઢ બનતા. આ પ્રમાણે શેઠની એકભાવવાળી સત્યટેકને લીધે ગ્રાહકોની સંખ્યા ખૂબ વધવા માંડી, ત્યારે બીજા વ્યાપારીઓને ઇર્ષા થવા લાગી ને તેનાં ગ્રાહકો તોડવા ઘણાં ફાંફાં માર્યાં આડુંઅવળું ભરાવા–સમજાવા માંડયું, પણ તેમાં કાંઇ વળ્યું નહિ, અને શેઠને તો ધર્મપ્રતાપે લાભજ થતો ગયો. બે વરસમાં તે સારી રકમ રળ્યો, એટલે સ્ત્રીને ખબર આપી, કારણ કે તેના ઉપર ઘણી આસ્તા વધી હતી તેથી આ સર્વ પ્રતાપ તેનોજ માનતા હતા. તેઓ સ્ત્રી રૂપે આપણા ગૃહમાં દેવી લક્ષ્મીજ છે એમ લેખતા, દરેક કાર્ય તેને પુછીનેજ કરતા સ્ત્રીની સલાહ કોઇ દિન પણ ગેરવલ્લે જતી નહિ. ખરેખર જેના ગૃહમાં સુશિલને સદ્‌ગુણી સ્ત્રીઓ છે તે ગૃહ સ્વર્ગ તુલ્યજ છે, અને જેના ગૃહમાં નઠારી કુભાર્યા ગૃહના બોજા રૂપ થઇ પડેલી હોય છે, તે ગૃહ વેરાન ને નરક તુલ્યજ છે.

પછી સ્ત્રીએ કમાણી સાંભળી ખુશી થઇ આ સર્વ ધર્મનોજ પ્રતાપ છે એમ જણાવ્યું. હવે જે રકમ તમો રળ્યા છો તેનું સોનું લઈ સોની પાસે એક સોનાની પાંચશેરી બનાવો, અને તે વડે ખુલ્લી પાંચશેરીથી દરેક ગ્રાહકને માલ તોળી આપો. આથી તમો વિશેષ વિજયવંત નીવડશો; પણ જો જો–પાછા છક્કા પંજામાં છેતરવા ! આ સલાહ બન્ને જણા સાનંદે શિર ઉપર ચડાવી તુરતજ સોનાની પાંચશેરી કરાવીને ઉપયોગમાં લેવા લાગ્યા. આથી તો શહેરમાં એક અજાયબી અને કૌતુક ગણાવા લાગ્યું. સત્યટેકથી લોકો તેને અસલ નામથી નહિ બોલાવતાં સત્યશેઠના નામે બોલાવતા હતા, તેથી સાચાશેઠની સોનાની પાંચશેરી પણ જગતમાં જાહેર થઈ ગઇ.

પછી એક વખત સ્ત્રીએ કહ્યું કે:—આ સોનાની પાંચશેરીને ગામ બહારના મોટા તળાવમાં નાંખી દેજો. આ સાંભળી પહેલા તો બન્ને જણા ગભરાયા, પણ પછી તે જે સલાહ આપે છે તે વ્યાજબીજ આપે છે, એવી ચોક્કસ આસ્તાથી તે કામ તેમણે નિશ્ચિન્તપણે તેજ રાતે કર્યું. ઉપર કપડું વીંટી નામ લખ્યું કે:—" **સાચા શેઠની પાંચ**

શેરી" આ પ્રમાણે લખી તળાવના મધ્ય ભાગમાં નાંખી, ઘેર આવી નિરાંતે સુઇ રહ્યા. સવારે ઉઠી હમેશના નિયમમુજબ ધર્મધ્યાન કરી ટાઇમ પ્રમાણે દુકાને ગયા. થોડીવાર થઈ એટલે એક મછીમારે આવી સોનાની પાંચશેરી શેઠના હાથમાં આપી. શેઠે આશ્ચર્યચકિત થઇ પુછ્યું:–ભાઈ! તારી પાસે કયાંથી? મછીમારે કહ્યું:–હું સવારમાં મચ્છ પકડવા ગયો હતો, તેમાં એક મચ્છના પેટમાંથી આ નીકળી, ઉપર આપનું નામ હોવાથી મેં આપને આપી છે. આ બનાવ સ્ત્રીને કહ્યો, ત્યારે સ્ત્રીએ કહ્યું કે:–જુવો શેઠીઆ! સત્યનાં ફળ જોયાં કે? ઉંડા પાણીના તળીએ જઇ બેઠેલી પાંચશેરી પણ તમારા હાથમાં આવવા ભાગ્યશાળી બની, વળી આજે પણ રાત્રે દુકાન વધાવી ઘેર આવો ત્યારે એ પાંચશેરીને દુકાન પાસે રસ્તામાં ફેંકી દઈ ઘેર આવજો, આ સલાહથી પણ પહેલાં તો ગભરાયા પણ આ સ્ત્રીની સલાહ નુકશાનકારક નથી એવી આસ્તાથી તે પ્રમાણે પણ કર્યું. પાંચશેરી રસ્તામાં નાંખી ઘેર આવી સુખે સુઈ રહ્યા. સવારમાં દુકાને ગયા એટલે એક માતંગી (ભંગડી) એ તે પાંચશેરી શેઠને આપી. શેઠે આશ્ચર્યપૂર્વક હાથમાં લઇ પુછ્યું:–તારી પાસે કયાંથી? ઉત્તરમાં તે બોલી કે:—સવારે રસ્તાનું ઝાડુ કાઢતાં અહીં પડેલી જોવામાં આવી ઉપર આપનું નામ હોવાથી મેં જાણ્યું કે આ તો સાચાશેઠની પાંચશેરી છે શેઠ રાત્રે ભુલી ગયા હશે, તેથી મેં લઇ લીધી અને આપને આપી છે. વાહ વાહ! કેવો સત્યનો પ્રભાવ? ઘેર સ્ત્રીને બનેલી હકીકત જણાવીને તેનાં વખાણ કરવા લાગ્યા ને ઘણાજ ખુશી થયા. સ્ત્રીએ કહ્યું:–હે સત્યવંત શેઠીઆ! આ સઘળો તમારા સત્યનોજ પ્રભાવ છે, તમો હવે સાચાશેઠના નામથી આ અવનીમાં અમર બનશો. પછી સાચાશેઠની ખ્યાતિની રાજ્યમાં ખબર પડવાથી રાજાએ પણ મોટા ઠાઠમાઠથી સત્કારપૂર્વક તેડાવી મોટું માન આપ્યું અને ઘણાં વખાણ કર્યા.

આ દૃષ્ટાંતની મતલબ એવી છે કે, સત્ય સાચવતાં પ્રથમ તો દુઃખના ઓઘ વળે છે, હિંમત હરાવી દે છે મુંઝાવી મારે છે, હેરાનહેરાન થવું પડે છે પણ આખરે તેનોજ વિજયવાવટો ઉંચો આવે છે. સાચાશેઠને પ્રથમ તો દુઃખનો પાર ન રહ્યો લોકો તરફથી પણ બહુ હેરાનગતિ થવા લાગી. પણ કહ્યું છે કે:—

દુહો—સત્ય સાચવે તેહને, દુર્જન શું કરનાર?
કેમ શ્વાન કરડી શકે, જે ગજશિર અસ્વાર. ૧

પહેલું તો અત્યંત દુઃખ ખમવું પડયું, પણ આખરે સુખનો સા-

ગર ઉલટયો. માટે દુઃખથી ડરી જઇ સત્યટેકને વજવી નહિ, પોતાની ટેકને માટે રામે કેવાં ભારે દુઃખો સહ્યાં, સુભદ્રાજી સતીએ પણ સત્ય માટે બહુ ભોગવ્યું છે. અંજનાજી સતી બાર વરસ સુધી સંકટ સાગરમાંજ ડુબી રહ્યાં, તેરમે વર્ષે તો હદજ વાળી દીધી, સો બાંધવ અને માતાપિતા પણ તેમને ફીટકાર આપી ધિક્કારની દૃષ્ટિથી જોવા લાગ્યા; પણ અંતે સત્યથીજ સુખી થયાં. માટે દરેક ઉત્તમ મનુષ્યે સત્ય ટેકવંત થવું. વળી કામદેવને પરિષહ દેવા દેવનો આશય ફક્ત સ્વકીય ધર્મ મિથ્યા કહેવરાવવાનો હતો, પણ પવિત્ર હૃદયના સત્ય શિરોમણિ શ્રાવક કામદેવ મનસાથી પણ સ્વધર્મ મિથ્યા કહેવા સાભિલાષી ન બન્યા, તેજ તેના દૃઢ ધર્મની નિશાની છે. તથા રામચંદ્રજી, સતી સીતાજી, દ્રૌપદીજી, સુભદ્રાજી, ચંદનબાળા, અંજના, પાંચ પાંડવો, નળરાજા અને હરિશ્ચંદ્રરાજા વગેરે વગેરે અનેક અગણ્ય સતી અને સત્યવંત પુરૂષો આ અવનીતળપર પૂર્વે થએલાં છે, તેઓના જીવનસૂત્રમાં એવાં તો મહાન સંકટો આવી પડેલાં છે કે, તેનો અહેવાલ સાંભળી સુહૃદયના હૃદયને પણ કંપારી ઉત્પન્ન કર્યા વગર રહે નહિ. માટે જરૂર યાદ રાખવું કે સતી અને સત્પુરૂષોને માથે સંકટ પડયા વિના રહેતાં નથી. તો તેવા સંકટના સમયે ધૈર્ય પુરઃસર મન વશ કરી ધર્મધ્યાનમાં વધારે સચોટ થવું કે જેથી સત્ય ધર્મની ટેકથી આવી પડેલી આપત્તિયો આપોઆપ વિનાશને પામશે. તેને માટે કહ્યું છે કેઃ—

**દોહરો—બડેકું દુઃખ બહોત હે, છોટેકું દુઃખ દુર;**
**તારા સબ ન્યારા રહે, ગ્રહે ચંદ્ર ઓર સૂર. ૧**

જગતમાં મોટાઓને એટલે સત્યવડે કરીને મહત્વને પામેલા પુરૂષોને મોટે ભાગે દુઃખ બહુ પડે છે, જેમકે કોટી તારાઓ આકાશમાં છે, પણ તે સર્વને છોડી ચંદ્રસૂર્યનુંજ ગ્રહણ થાય છે. (૩૨)



**सुपात्रदानादल्लभते सुपुण्यं ।**
**पुण्याद्वरं विंदति मानुषत्वम् ॥**
**ततः सुधर्मं सुधर्मेण मोक्षं ।**
**यथा प्रमेदेवरशालिभद्रः ॥. ३३ ॥**



**અર્થ**—આ જગતમાં સુપાત્ર પુરૂષને દાન દેવાથી ઉત્તમ પ્રકારનું પુણ્ય મળે છે, અને ઉત્તમ પ્રકારના પુણ્યથી ઉત્તમ મનુષ્યાવતાર મળે છે; અને ઉત્તમ મનુષ્યાવતારથી પવિત્ર ધર્મ સંપાદન થાય છે. અને તે પવિત્રધર્મના પ્રતાપે અક્ષય મોક્ષસુખ મળે છે, જેમ શાલિભદ્રકુમાર પામ્યા તેમ સમજવું. (૩૩)

**ભાવાર્થ**—આ જગતમાં સુપાત્ર પુરૂષોને દાન દેવાથી ઉત્તમ પ્રકારનું પુણ્ય પ્રાપ્ત થાય છે, અને ઉત્તમ પ્રકારના પુણ્યથી શ્રેષ્ઠ માનુષત્વ મળે છે. એટલે જે કુળમાં ઉત્તમ ધર્મ હોય, તથા જેને ઘણી લક્ષ્મી હોય, વગેરે દશાંગી સુખવાળું મનુષ્યપણું પામે છે. મનુષ્યપણું તો ઘણાએ મેળવી શકે છે, જેવા કે ભીલ કોળી વાઘરી ઢેડ ભંગી ચમાર મુસલમાન વગેરે અનાર્ય કે જે હમેશ માંસ મદિરા હિંસા વગેરે અખાદ્ય અને અપેય પદાર્થોમાંજ રક્ત રહે છે, જેઓને મન નિર્દોષમુંગાં પ્રાણીઓને મારવાં તે તો રમત તુલ્ય છે, વળી દેવદેવીઓને તૃપ્ત કરવા નિમિત્તે અનાથ પશુઓનું બળિદાન આપવું તેમાં જેમનો ધર્મ મનાએલો છે, તે લોકો પણ મનુષ્યો કહેવાય છે; પણ તે બિચારા દુર્ભાગી દુષ્પ્રાપ્ય મનુષ્યપણાની કાંઇ પણ કદર સમજી શકતા નથી. તેને માટે કહ્યું છે કેઃ—

### હરિગીત.

કહે મહાતમા સુણ આતમા કહું વાતમાં વિતક ખરી,
સંસારસાગર દુઃખભર્યામાં અવતર્યા કેમે કરી;
ત્યાં કષ્ટ કોટી અસહ ભરપુર પાપ પામર પ્રાણિના,
પામેલ માનવ જીંદગાની કદર અંતર આણિ ના. ૧

એવાજ હેતુથી કહ્યું છે કેઃ—ઉત્તમ પ્રકારના દાનથી ઉત્તમ પ્રકારનું મનુષ્યપણું પ્રાપ્ત થાય છે, અને તે ઉત્તમ પ્રકારના મનુષ્યપણાથી ઘણા ભાગે ઉત્તમ ધર્મ મેળવી શકાય છે. કારણ કે જે ઘરમાં હમેશાં ધાર્મિક નિયમો પળાતા હોય, તો ત્યાં પુત્રપુત્રીઓ પણ તેનું અનુકરણ કરતાં શીખે છે, અને એવા ઉત્તમ ધર્મના સેવનથી પ્રાણીઓ સત્વર અક્ષય મોક્ષલક્ષ્મીનાં સુખ પ્રાપ્ત કરે છે.

તેને માટે દાખલા તરીકે શાલિભદ્રે જેમ પૂર્વજન્મમાં ગોવાળના ભવમાં એકજ વખત કોઇએક માસખમણના પારણાંવાળા પવિત્ર જૈન

મહાત્માને પ્રેમ ભરી ભાવનાથી આગ્રહપૂર્વક અત્યંત ગરીબાઇને લીધે જ્યાંત્યાંથી દરેક વસ્તુ માગી લાવીને તૈયાર કરેલું ક્ષીરનું ભોજન વહોરાવ્યું. તેનું ફળ એવું તો મહાન મળ્યું, કે એક અગણ્ય લક્ષ્મીવાળ શ્રેષ્ઠી ઘરે તેનો જન્મ થયો. વળી અંતરિક્ષમાંથી જેને માટે દરરોજ પ્રાતઃકાળમાં વસ્ત્ર આભરણ અને અભિષ્ટ ભોજનવાળી બધી થઇને કુલ તેત્રીશ તેરી નવ્વાણું(૯૯) પેટીઓ ઉતરતી હતી. આ પ્રકારનો દશાંગી સુખવાળો વૈભવ તથા મહર્ધિકપણું શાલિભદ્ર શાથી પામ્યા હતા? સુપાત્ર પુરૂષને ભાવનાપૂર્વક દાન દેવા માત્રથીજ તે મળ્યું હતું. તેની વિસ્તાર પૂર્વક કથા કોઇ ગ્રંથમાંથી જાણી લેવી, અત્રે તો દાખલા તરીકે લેશમાત્ર દર્શાવી છે. સ્વર્ગાપવર્ગસુખની આકાંક્ષાવાળા મનુષ્યોએ તો અવશ્યે કરી યથાશક્તિ સુપાત્રે દાન દેવું. કહ્યું છે કેઃ—

**દોહો—દાને દોલત સંપજે, દાને દુઃખ હરાય;**
**દાને શિવ સાધન સરે, દાને અભર ભરાય. ૧**

---

## (૩૩) રત્નકંબળનું દાન કરનાર શેઠાણીનું દૃષ્ટાંત.

એક રાજા રાતે દસ વાગે રાજકાજથી ફારક થયા પછી પોતાના મહેલમાં સુવા આવ્યો. પણ શયન કરતા પહેલાં હમેશના નિયમ મુજબ પલંગ પાસે હેઠા બેસી કાયોત્સર્ગ ધ્યાન (સમાધી) કર્યું. રોજ તો અમુક સમય ધ્યાનમાં રહેતા, પણ આજે તો સંકલ્પ કર્યો કે, આ દીવો બળે ત્યાં સુધી મારે ધ્યાનમાં રહેવું. કારણ કે કોડીઆમાં દીવેલ થોડુંજ હતું. આ પ્રમાણે સંકલ્પ કરી ધ્યાનમાં બેઠા, થોડી વારે દાસી ખબર કાઢવા આવી તો મહારાજાને ધ્યાનારૂઢ થયેલા જોયા, દીવો ઝાંખો થતો જોઇ મહારાજા કાંઇક ઠપકો આપશે, એવી બીકથી તેલ પુરી દીવો સતેજ કરી દાસી તો ચાલી ગઇ.

આથી મહારાજાનો ધ્યાનનો ટાઇમ લંબાયો. આ પ્રમાણે દાસીએ ચાર વાર રાજાને ધ્યાનમાં બેઠાજ ભાળી બીકને લીધે દીવો સતેજ કરી ચાલી ગઈ, પછી પ્રાતઃકાળ થયો એટલેદાસીએ દીવો હોલવી નાખ્યો તેથી મહારાજાનો ધ્યાનનો ટાઇમ પણ અત્રે પૂર્ણ થયો. ધ્યાન પારી ઉભા થવા જતાં પગ અકડાઈ જવાથી પડી ગયા, તે કેટલેક દીવસે દવાના ઉપચારથી સારૂં થયું. પછી એક વખતે કોઈ એક મહાત્માશ્રીના ઉપદેશથી વૈરાગ્ય ઉત્પન્ન થવાથી સહર્ષ સંસાર ત્યાગ કરી દીક્ષા અંગીકાર કરીને એકાકીપણે ચાલી નીકળ્યા; અને સાધુવેશે તે રાજા ફરતા ફરતા એક ગામની પાસે ઝાડ તળે ધ્યાન ધરી ઉભા રહ્યા.

સાયંકાળ પછી તે રસ્તે કેટલાએક ગોવાળીયા નીકળ્યા, તેમને આ મહાત્માને એકજ જીર્ણ વસ્ત્રભેર ઉભેલા જોઇ બહુ દયા આવી ને પરસ્પર બોલ્યા કેઃ-ભાઇ! અહા હા! આ સાધુજી મહાત્માએ તો કાંઇ પણ ઓઢયું નથી, શીયાળાની સખત ટાઢ, રાત્રીમાં આપણને કાંબળા વગેરે ઓઢવા છતાં પણ કમકમાટી ઉત્પન્ન કરે છે, તો આ મહાત્માનું રાત્રીમાં શું થશે? ધન્ય છે તેના વૈરાગ્યને! ત્યાં બીજાને દયા આવવાથી તે સાધુના શરીર ઉપર પોતે ઓઢેલો કાંબળો ઓઢાડી દીધો, તે જોઇ વળી બીજાએ પણ કાંબળા ઓઢાડયા, અને સઉએ નક્કી કર્યું કે સવારે આ રસ્તેથી નીકળીશું એટલે આપણા કાંબળા પાછા લઇ લેશું; એમ કરી સર્વે હર્ષ પામતા ચાલતા થયા. પ્રિય વાંચનાર! કર્મની ગતિ વિચિત્ર છે, ભાવિક ભક્તો ભાવનાપૂર્વક કાંઇક શાતા પમાડવા સારૂં કરી જાય છે, પણ નસીબ જોગે તે સારૂં છતાં દુઃખરૂપ થઇ પડે છે એમ સમજવું; આ મહાત્માના સંબંધમાં પણ તેમજ બનેલું છે તે આગળ વાંચો.

હવે તેજ ગામમાં એક તિલભટ્ટ કરીને બ્રાહ્મણ રહેતો હતો, તે કૃષિ (ખેતી) નો ધંધો કરી ગુજરાન ચલાવતો હતો. પ્રાયે કરી તે તલજ પકવતો, તેથી ઘરમાં તલની મોટી મોટી કોઠીઓ ભરેલી રહેતી હતી, તેનો ભાવ આવે ત્યારે વેચી નાણાં ઉપજાવતો. તેને એક સ્ત્રી હતી તે પુંશ્ચલી એટલે કુલટા અને કુલક્ષણી હતી, તે પોતાને કુછંદે, સ્વેછાચારે ચાલી પતિને લેખવતી ન હતી. આ સ્ત્રી સ્વભાવે જમદૂત સમાન કપરી હોવાથી બિચારો ભટ્ટ તેને કાંઇ પણ કહી શકતો ન હતો, તો સુશિક્ષા આપી સુધારી તો ક્યાંથીજ શકે? ખરેખર શંખણી નારીઓ કોઇ પણ રીતે સુધરતીજ નથી, અને ધણીને મર્કટ માફક નચાવી મહા હેરાન કરે છે. કવીશ્વર દલપતરામે સાફ કહ્યુંછે કેઃ-

### ઇંદ્રવિજય છંદ.

શંખણી નારી નકી સુધરે ન સહસ્ર ઉપાય સજો મન સાચે,
અંતર ઠેઠ ઠરે ન શીખામણ દંભથી ભેદ ભણે ભણી ડાચે;
કોટી પ્રયત્ન કરે કદી કોઇ કહો જળ કેમ રહે ઘટ કાચે,
કાળું કલેવર જન્મ થકી થયું તો મુખ રાતું રહે ન તમાચે.૧

સ્ત્રી તરફના આવા અસહ્ય દુઃખથી બિચારો તિલભટ્ટ રાત દહાડો ક્ષેત્રમાંજ પડયો રહેતો, ફક્ત બે ટંક જમવાજ ઘેર આવતો તે પણ ખાતો ખાતો કાંઈ પણ બોલ્યાચાલ્યા વગર જમી ચાલ્યો જતો

હતો. આથી સ્ત્રીને પોતાના સ્વચ્છંદીપણામાં નીચકર્મ કરવામાં સારી તક મળતી. રાત પડી એટલે બે ચાર લડધા તો ઘરમાં ભર્યાજ હોય! પાડોશીનો પણ મગદૂર નહિ કે સામું પણ જોઇ શકે? મહા વ્યભિચારીણી અને ઘણી દુષ્ટ હોવાથી કોઇ તેને છેડતુંજ નહિ; હવે બન્યું એવું કે તે કુભાર્યાએ કોઠીમાંના તલ બધા ખુટાડયા, કેટલાક જારને આપી દીધા અને કેટલાકનાં અમનચમન કરવા ગુપ્તપણે વેચી નાણાં કર્યાં. પેલા બિચારાને તો આ વાતની કશી ખબર નથી, સર્વ કોઠીઓ ખાલી થવાથી સ્ત્રીએ એકદા મનમાં વિચાર્યું કેઃ–તલ બધા મેં ઉડાડી તો દીધા છે, પણ તેની પેલાને ખબર પડશે તો જવાબ દેવો ભારે થઈ પડશે, માટે કાંઇક પાણી પહેલાં પાળ બાંધવી, નહિતો રખેને પાછળથી પસ્તાવું પડે! આમ વિચારી પછી પોતાના યાર-પુરૂષોને જણાવ્યું કે, આને માટે હું હમણાં કાંઇક યુક્તિ રચી ભય ટાળી આવુંછું, એમ કહી તે સ્વૈરિણીએ વિચાર કરીને કાળિકાનો વેશ લીધો. માથે સગડી હાથમાં ખપ્પર, લલાટમાં સિંદુરની લાલ આડ પુરી, કૃત્રિમ બીજા બે હાથ બનાવ્યા; વગેરે સર્વ આડમ્બર ધારણ કરી બિહામણો વેશ બનાવી રાતના બાર વાગે એકલી ક્ષેત્ર ભણી ચાલી. ક્ષેત્રની નજીક આવી એટલે ભયંકર તડાકા અને ભડાકા કરતી પગમાં ઘુઘરા ઘમકાવતી ભોળા ભટ્ટને ડરાવવા લાગી; મોઢેથી બોલતી હતી કેઃ–"તલને ખાઉં કે તલભટ્ટને ખાઉં" એ વાક્યનો વારેવારે ઉચ્ચાર કરતી તે પોતાના ક્ષેત્રમાં પેઠી. આ ભયંકર દેખાવથી પેલો ક્ષેત્રમાં સુતેલો તિલભટ્ટ એકદમ જાગી ઉઠયો અને ભય પામી બેબાકળો થઇ બેઠો થયો, જોયું તો આ સર્વ ભયંકર વાદળું પોતાના તરફ દોડયું આવતું જણાયું, તેથી તો તે થરથર કંપવા લાગ્યો. હાય હાય! મારી શી દશા થશે? આજે તો માતા કોપ્યાં લાગે છે! જરૂર આ દેવી આજે મારૂં ભક્ષણ કરશે. માટે હવે શું કરવું? કેવી રીતે બચવું? તેવામાં તો સાંભળ્યું કેઃ— "તલને ખાઉં કે તલભટ્ટને ખાઉં" તેથી તે એકદમ બે હાથ જોડી નમ્રતા પૂર્વક છેટેથી કંપતો કંપતો બોલી ઉઠયો કેઃ–હે માતાજી! તલને ખાજો. પણ તલભટ્ટને (મને) ખાશો નહિ, હું ભક્તિ ભાવથી ખુશી થઇને કહું છું કેઃ–મારા ઘરના તલ બધા ભલે ખાઇ જાઓ, પણ કૃપા કરી મને ખાશો માં, હું તો આપનો રંક બાળક છું માટે માતાજી! મારા ઉપર તો આપે સદા મહેરબાનીજ રાખવી. આ સાંભળી તે બોલીઃ–ઠીક ત્યારે તો હું હવે તારા ઘરના બધા તલ ખાઇ જઈશ, માટે કોઠીઓ ખાલી જોઈ તારી સ્ત્રીને કાંઇ કહેતો.ના, નહિ

તો માર્યા વિના નહિ મુકું. તેણે ઉત્તર આપ્યો:-સારૂં માતાજી! સેવક ઉપર મોટી કીરપા થઇ. પછી ખેતરમાંથી દેવી ચાલી ગઇ. પ્રપંચથી આ પ્રમાણે પોતાનું કામ ફતેહ કરીએ સ્ત્રી ત્યાંથી પાછી વળી ઘેર આવી અને સર્વે વેશ ઉતારી નાંખ્યો, પછી પેલા જારો સાથે પોતાની બહાદુરીની બડાઇ હાંકતી મોજ માણવામાં ગુલતાન થઇ.

## તોટક છંદ.

કદિ નાથ કહી શીર હાથ ધરે,
સ્મિત હાસ્ય થકી ખુશ નાથ કરે;
કદિ રાત પડે અતિ રીસ કરિ,
નિજ નાથ પરે તલવાર ધરે. ૧
ક્રૂર વાઘ તણો વિશ્વાસ કરો,
વળી સાપ સુખે જઈ હાથ ધરો;
સુણજો વિનતી દિન શંકરની,
નવ નારી તણો વિશ્વાસ કરો. ૨

દેવી ગઇ તો પણ વિલભદ્રની કંપારી ઓછી થઇ નહિ, તેના મનમાં તો પૂર્ણ ભય પેસી ગયો હતો, તેથી બીકનો માર્યો તેજ વખતે ત્યાંથી ઘેર આવ્યો. ઘરનું કમાડ ઉઘાડી અંદર પેસવા જતાંજ ઉમરાની ઠેસ વાગવાથી તે પડયો, અને તેજ વખતે મરી ગયો. આથી સ્ત્રીને જરા અફસોસ તો થયો, પણ એ તો કાંઇ નહિ, એક સાલ ગયું, એમ માની ઘરમાં બેઠેલા જારોને હુકમ કર્યો કે, જાઓ! આને અત્યારેજ ક્યાંઇક ઠેકાણે પાડી આવો! નહિ તો દિવસ ઉગી જશે તો માઠું થશે ને પસ્તાવું પડશે. પછી જારો તેને ઉપાડી ગામ બહાર લઇ ગયા અને એક ઝાડ તળે મોટો ઘાસનો ઢગલો કરી તેમાં પેલા શબને સુવાડી દીવાસળી મુકીને તેઓ તો ત્યાંથી ચાલી નીકળ્યા.

હવે કર્મયોગે એવું બન્યું કે જે સ્થાનમાં પેલી ચેહ સળગે છે, તેથી થોડેક દુર પેલા સાધુ મહાત્મા કે જેમને સાંજે ભરવાડો ધાબળા ઓઢાડી ગયા હતા, તે ત્યાં ધ્યાન ધરી ઉભેલા હતા. તે મહાત્માને પેલી ચેહના તણખા ઉડયા, તેથી ધાબળાને આંચ લાગવાથી શરીરમાં પણ ઠામ ઠામ દાહ થઇ મહાવ્યથા થવા લાગી, પણ અડગપણે પરિષહને ખમતાં ત્યાંજ ઉભા રહ્યા હતા. સવારે પેલા ગોવાળીયા પણ ત્યાં આવ્યા. તે ભોળા ભલા લોકોને આ બનાવ જોઇ બહુ ખેદ થયો

અરેરે ભાઇ! ગજબ થયો! મહારાજને સાતા કરવાં તો ઉલટી અશાતા થઇ. કોઇ પાપી અહીં આવી જોયા તપાસ્યા વિના અત્રેજ મુડદું બાળી ગયા છે. પછી બિચારાએ સત્વર દોડી ગામમાં જઇ મહાજનને આ ખબર આપ્યા. મહાજન ધર્મમાં આસ્તિક હતું, તેથી આ વાત સાંભળતાંજ ધનંતર વૈદ્ય જીવરામ ભટ્ટને ત્યાં તેડી ગયા. તપાસ્યું તો શરીરમાં કીડા પડેલા વૈદ્યે જોયા, મહાત્મા બહુ પીડાય છે, હું મહાત્માની દવા કરીશ, એક પાઇ પણ લઇશ નહિ, પણ ફક્ત સવા લાખ રૂપિયાની રત્નકાંબળ જોઇશે. તે આપણા ગામમાં જાણીતાં શેઠાણીને ત્યાંથી મળશે, માટે જલદી જઇને લઇ આવો; તે આવેથી સર્વ સારૂં થઇ જશે.

પછી પંચના ભાઇઓ ઉઘરાણું કરી શેઠાણીને ત્યાં ગયા, શેઠાણીએ ઉભાં થઇ સારો આદરસત્કાર કર્યો ને આસનપર બેસાડી કહ્યું:–આપ સર્વેનું મારા અહોભાગ્યે અત્ર પધારવું થયું છે, તો આ દાસી સરીખું કામકાજ ફરમાવશો; પછી વડીલે બધી વાત કહી પૂછ્યું કે:–સવા લાખ રૂપીઆ લઇ સાધુને માટે રત્નકાંબળ જોઇએ છે તો તે મહેરબાની કરી આપશો? આ સાંભળી શેઠાણી બોલ્યાં:—અરે! એ શું બોલ્યા? સાધુ માટે જોઇતી હોય તો એક પાઇ સરખી પણ હું લેવાની નથી, ધન્ય છે તમોને કે આવા ભક્તિભાવથી અપૂર્વ મહાલાભ લ્યો છો! આ અધમથી અન્ય તો શું બને તેમ છે, માટે સાધુના ઉપયોગાર્થે એક બે ત્રણ ચાર જોઇએ તેટલી લઇ જાઓ. તેની કિંમત મારે કાંઇ પણ જોઇતી નથી. આવાં વિનયવચનો અને ભક્તિભાવની વિનવણીથી ખુશી થયેલા પંચના શેઠીઆએ કહેવાથી એક રત્નકાંબળ અત્યાનંદપૂર્વક શેઠાણીએ કાઢી આપી તેને ઉપયોગમાં લઇ કીટક ઉતાર્યા. થોડા વખતમાં સાધુને સાતા થવાથી અન્યત્ર વિહાર કરી ગયા; પેલી શેઠાણી દાનને પ્રભાવે મરૂદેવીમાતા થયાં.

આ દષ્ટાંતની મતલબ એ છે કે, દાનનો મહિમા અને પ્રભાવ અપૂર્વ છે. તે શેઠાણી રત્નકાંબળના દાનથી મરૂદેવીમાતાનો અવતાર લઇ હાથીને હોદ્દે કેવળજ્ઞાન પામી મોક્ષે પધાર્યાં, અહા હા! ધન્ય છે, એવા દાનદક્ષ નરરત્નોને! દાનનાં ફળ કેવાં છે? કહ્યું છે કે:—

दानेन भूतानि वशी भवंति ।
दानेन वैराण्यपियांति.नाशम् ॥

अरोपि बंधुत्व मुपैति दानात् ।
ततः पृथव्यां प्रवरं हि दानम् ॥ १ ॥
शतेषु जायते शूरः । सहस्रेषु च पंडितः ॥
वक्ता दशसहस्रेषु । दाता भवति वा न वा ॥२॥

**અર્થાત્**—દાનથી પ્રાણીઓ વશ થાય છે, દાનથી વેરભાવ વિનાશ પામે છે, દાનથી શત્રુ પણ મિત્ર બને છે, માટે દુનિયામાં સર્વથી ઉત્તમ દાન છે; માટે વિવેકી જનોએ સદા સુપાત્રે દાન દેવું.

**દુહો**—સાધુને સાતા કરી, રત્નકંબળ દઇ દાન;
પ્રથમ જીણંદ માતા બન્યાં, ગજ હોદ્દે નિર્વાણ. ૧



आदिमं मुंडनं चित्तं । पश्चान्मूनं च मस्तकम् ॥
तदेव मुंडनं श्रेष्ठं । द्वितीयंनाम मात्रकम् ॥ ३४ ॥



**અર્થ**—ખરેખર સાધુપણું ધારણ કરનારને પ્રથમ તો મનનું મુંડન કરવું જોઇએ અને પછી મસ્તકનું મુંડન કરવું. કારણ કે આ પ્રકારે થએલું મુંડનજ શ્રેયસ્કર છે, પણ બીજું મુંડન જે ફકત મસ્તકને મુંડવું તે તો નામ માત્રજ છે. અર્થાત પેહેલું મુંડન ન હોય તો આ બીજું મુંડન નકામું છે. (૩૪)

**ભાવાર્થ**—આ અવની તળપર યોગદશાના ધારણ કરનારા તથા મુંડન કરનારા તો ઘણા છે, પણ ખઇ મુંડન તથા ભાવયોગીપણું શાસ્ત્રે કયું વખાણેલું છે? તે દેખાડતાં થકી કહે છે. (**આદિમં**) કહેતાં પહેલવહેલું તો (**ચિત્તં**) કહેતાં મનનું મુંડન કરવાનું કહેલું છે. ચિત્ત મુંડન કોને કહેવાય? તો કહે છે, મનનું મુંડન એટલે આપણા અંતરમાં રહેલા અનાદિ કાળના કટ્ટા શત્રુ રૂપ એવા કામ, ક્રોધ, મોહ, મદ, લોભ, મત્સર. નિંદા, ઈર્ષા, પરના અવર્ણવાદ તથા રાગદ્વેષ વગેરે મહા દુષ્ટ દુર્ગુણોથી રહિત મનને કરવું; તેનું નામ ચિત્તનું મુંડન કહેવાય છે. એવી રીતે ચિત્તનું મુંડન કરવા પછીજ મસ્તકનું મુંડન કરવું. એટલે કેશના લુંચન આદિ ક્રિયાઓ કરવી તે ઠીક છે. ( **તદેવ**

મુંડનં ) કહેતાં ઉપર કહેલું એવું તેજ મુંડન ( શ્રેષ્ઠં ) કહેતાં સર્વોત્તમ તથા કલ્યાણને આપનારૂં છે, અને જે ( દ્વિતિયં ) કહેતાં બીજું જે કેવળ મસ્તકનુંજ મુંડન કરાવવું, તે તો ખરેખર ( નામમાત્રકં ) કહેતાં કેવળ નામનુંજ મુંડન છે, મતલબ કે તે તો મુંડન નહિ પણ મુંડનાભાસ છે, એટલે તે તદ્દન ખોટું હોઈ ઉલટું ક્લેશને આપનારૂં છે; પણ કોઈ કાળે કલ્યાણને આપનારૂં તો નહિજ થાય. વળી જુઓ આપણા પરમ પવિત્ર ચરમ તિર્થંકર શ્રીમહાવીરગુરૂએ સિદ્ધાંતસાગરમાં સાફ કહ્યું છે કેઃ—આ અજ્ઞાની આત્મા અનંતી અનંતી વાર બાહ્ય ભાવથી દીક્ષા ગ્રહણ કરી, મેરૂ જેવડા મુહપતિના અને રજોહરણના ઢગલા કરી આવ્યો, પણ હજી સુધી સિદ્ધિ થઈ નહિ. માટે હે પ્રિય વાંચનાર ?! આ શ્રીવીરગુરૂના મહાન્ વાક્યને લક્ષમાં લઈ તથા હૃદય સાથે વિચાર કરી જોશો તો સ્પષ્ટ જણાઈ આવશે કે, આનું મુખ્ય કારણ બીજું કાંઈ નહિ પણ માત્ર "દ્રવ્ય દિક્ષા" એટલે કેવળ મસ્તકનુંજ મુંડન કરીને ફક્ત બાહ્ય ક્રિયાઓ કરેલી પણ ચિત્તના મુંડન સાથે મસ્તકનું મુંડન થએલું હોય તો ઉપર કહેલા શ્રી વીરગુરૂના મહાન વાક્યના બોજા તળે આ આત્માને કદી પણ દબાવાનો વખત આવત નહિ માટે આપણે જેમ બને તેમ કામ, ક્રોધાદિકષડરિનો સર્વથા ત્યાગ કરવો. તોજ આ મસ્તકનું મુંડન વધારે શોભાને પાત્ર ગણાય, તેને માટે કહ્યું છે કેઃ—

## પદ વૈરાગી.

વૈરાગ્યના પદને વિઘન આડાં ઘણાં,
કઠણ બંધ કામના કેમ છુટે ?
કનકને કામિની ચોકી આડી શામની,
રામની રમતમાં તેજ લુંટે ૧
પ્રવૃતિ વશ થયો ભકિત ભૂલી ગયો,
નારીએ નેણને બાણ માર્યો;
જોગ લીધા પછી ભોગ ઇચ્છા રહી,
જીતી બાજીય તું એમ હાર્યો. ૨
કામનું મૂળ તે કલ્પના જાણવી,
કરમને ભરમની ગાંઠ બાંધે;
શીયળ સંતોષના ચોખા દિધા વિના,

જન્મ મરણનો રોગ વાધે. ૩

મૂળ વૈરાગ્યમાં જેહનું મન ગયું,
વળતી વાસના નવ ડોલે;
કહે મૂળદાસ સંત સમજ્યા ખરા,
વેદ વાયક તો એમ બોલે. ૪

મતલબ કે કનકને કામિની એ બે વસ્તુઓજ ખરા બંધન રૂપ છે, વિષયવાસનાજ આ ભયંકર ભવસાગરમાં જીવને પરિભ્રમણ કરાવે છે, અને તેના ત્યાગથીજ ખરી સાધુતા પ્રકટ થાય છે; અને અક્ષયપદની સિદ્ધિ મળે છે. હવે તેના ઉપર કુલવાળવા સાધુનું દષ્ટાંત કહે છેઃ—

## (૩૪) ગુરૂદ્રોહી શિષ્ય તપથીભ્રષ્ટ થઇ અધોગતિ પામ્યો.

એક વખત ગુરૂશિષ્ય બે વિહાર કરી રસ્તે ચાલ્યા જતા હતા, તેમાં ગુરૂ વૃદ્ધ અને શાંત હતા, તેથી તેઓશ્રી ધીમેધીમે પાછળ ચાલ્યા આવતા હતા. પેલો ચેલો દુષ્ટ અને નીચ હતો, મહા કૃતઘ્ની ને કૃષ્ણ-લેશ્યાનો ધણી હતો, તે આગળ ચાલ્યો જતો હતો તેના મનમાં ઘાત-કીપણાના દુષ્ટ વિચારો ઘોળાયા કરતા હતા, અત્યારે પણ તે એવાજ વિચારોમાં હતો કે, આ બુઢ્ઢા સાથે મારે તો પાનું પડયું છે. "મરતો નથી ને માંચો મુકતોએ નથી." તેની સાથે મારે પણ જ્યાંત્યાં ખોટી થાવું પડે છે, ધીમે ધીમે હીંડવું પડે છે વિહાર પણ જોઇએ તેવો થતો નથી, માટે આ પાપને મારી નાંખું તો ઠીક પછી નિરાંતે સુખેથી હરાયફરાય તો ખરૂં! પેલો ચેલો ઘરડા ગુરૂનો ઘાટ ઘડીને પુરા કરવાના દુષ્ટ વિચાર કરતો આગળ ગયો. થોડેક દૂર જતાં રસ્તામાંજ એક નાનો ડુંગર આવ્યો, તે જોઇ વિચાર કર્યો કેઃ—આ લાગ સારો છે, આ રસ્તેથી તે નીકળશે, માટે ઉંચે ચડી એક શિલા પાછળ સંતાઇ રહું, અને તે નીકળે કે તરતજ એક મોટો પથર તેમના ઉપર ગબડાવી દઉં, તેથી ચગદાઇ મરશે, સાલ જશે ને પછી છુટથી ફરાશે. આવો દુષ્ટ વિચાર કરી પછી એક મોટી શિલા પાછળ તે લપાઇ બેઠો, અને ગુરૂ નીકળ્યા કે તરતજ તેમના ભણી એક ગોળો ગબડાવ્યો, ગુરૂ એકદમ ગોળાના અવાજથી ચોંકીને દૂર ખસી ગયા. ને ઉંચે જોઇ તપાસ કરી બારીકીથી જોયું તો શ્વેત વસ્ત્ર જણાવું, અનુમાને ગુરૂએ જાણ્યું કે તેજ પાપીનું આ કામ છે, પછી બોલ્યા કેઃ—હે દુષ્ટ! શું સંતાઇ બેઠો છે? મને તો મારા ભાગ્યે બચાવ્યો, પણ તું તો આથી ભ્રષ્ટ

થઇ દુર્ગતિમાંજ જઈશ; એટલું બોલી ગુરૂ તો ચાલતા થયા, પછી પેલો ચેલો બહાર નીકળ્યો. જરા પસ્તાયો, પણ હિંમત રાખી બોલ્યો કે:—મને તેણે સ્ત્રીથી ભ્રષ્ટ થવાનો શાપ આપ્યો છે, તો હવે મારે ચેતતા રહેવું અને તેમને પાછા પાડવા. શહેરમાં જાઉં અને સ્ત્રીનું મુખ જોઉં તો ભ્રષ્ટ થવાનો વખત આવશે ને?! માટે આજથી કોઇ પણ ગામમાં ભિક્ષાર્થે પણ જવાનું જળ છે, મારે પચખાણ—પ્રત્યાખ્યાન છે.

એવો દઢ નિશ્ચય કરી વગડામાં કોઈ ઝાડ તળે કે ગુફામાં વસી માસખમણનાં પારણાં કરવા લાગ્યો. ઘોર તપ આદર્યો, સદા ધ્યાનમાં જ રહેવા લાગ્યો. પારણાને દિવસે રસ્તાને મોખરે આવી કોઈ વટેમાર્ગુ તરફથી નિર્દોષ ભિક્ષા મળે, તો તે વડે નિભાવ કરવા લાગ્યો.

વાંચનાર! તું જરા વિચારજે કે પરમ પવિત્ર શાંતમૂર્તિ ગુરૂનાં વચનોને પણ આ મહેરબાન સાહેબ યોગેન્દ્ર મહાત્માએ ખોટાં પાડવા પ્રયત્ન આદર્યો છે! પણ અંતે કેવો ફજેત થાય છે? તે જુઓ!

**દુહો—સાધુ સતી ને શૂર જન, જ્ઞાની ને ગજદંત;**
**એ પાંચે પુંઠા ન હુવે, ભર જુગ જાય અનંત. ૧**

માટે આ ગુમાની તપસી મહારાજ હવે કેવા લપસી પડે છે? તેનું રસિક નાટક પણ જુઓ! ગુરૂદ્રોહી પાપી કદાપિ બચતો નથી અને સંતનાં વચન અવશ્ય ફળે છેજ. હવે એવો બનાવ બન્યો કે, એકદા ચેડા મહારાજા અને કુણીક વચ્ચે હાર અને હાથીના સંબંધમાં તુમુલ યુદ્ધ જામ્યું, બાર વર્ષ પર્યંતના ઘોર સંગ્રામમાં લાખો મનુષ્યોનાં શીર કપાયાં, પણ તે નગરીનો કબજો કુણીક લઇ શક્યો નહિ; તેથી એક વખતે પોતાના જોશીને પુછ્યું કે:—કોઈ રીતે આપણી ફતેહ થાય? તેવું બતાવો. જોશી મહારાજે બરાબર વિચારી જોશ જોઈ આપ્યો કે:—હાજી! એક વાતે જીત થવા સંભવ છે ખરો! તે એ કે જે નગરનો આપ કબજો લેવા ઇચ્છો છો! તે નગરમાં મધ્ય ચોકમાં એક ઉંચો ચોતરો છે, તેની નીચે બીજા તિર્થંકર શ્રી અજીતનાથ પ્રભુની નાળ દાટવામાં આવી છે. તેની રક્ષા માટે તે ચોતરામાં એક દેવ કાયમ રહે છે. જ્યાં સુધી તે એ ચોતરામાં હશે ત્યાં સુધી આપણા વિજયની આશા સ્વપ્ને પણ રાખવી વૃથા છે. હવે તે દેવને ત્યાંથી ખસેડવાનો રસ્તો એ છે કે, કોઇ મહા ઘોર તપસ્વી મહાત્મા તે ચોતરાને હાથ અડાડે કે તુરતજ તે દેવ ચાલ્યો જશે. પણ તે તપસ્વી મહાત્મા કદી ગામમાં ન આવતા હોવાથી આ વાત બનવી ઘણી

ભવિત છે. હે કુણીક મહારાજા ! વિજયનો છેવટનો આ રસ્તો મને સુઝયો તે મેં આપને કહ્યો.

આ સાંભળી રાજા વિચારમાં પડયો, ગમે તેમ કરી મારે મહાત્માને નગરમાં તો લાવવા, પણ તે કાર્ય પુરૂષથી થવું તો અશક્ય છે. એ તો સ્ત્રીનુંજ કાર્ય છે. કારણ કે સ્ત્રી શરીરના દરેક અવયવોમાં એવું તો કુદરતનું મેસમેરિઝમ (આકર્પણ શક્તિ) સમાએલું છે, કે તે ગમે તે પ્રકારે ચહાય તેવાને પણ પોતાને આધીન કરી સન્માર્ગથી ભ્રષ્ટ કરવા ધારે તો સહજમાં કરી શકે છે; માટે આ કામ આપણી ગુણસેના ગુણિકાને સોંપવું જોઇએ. પછી તેને બોલાવી સર્વ ભલામણ કરી કે આ કામ અવશ્ય ગમે તેમ કરી તારે પાર પાડવું, તેને માટે જે ખર્ચો જોઇએ તે લેવા ચુકીશ ના, પણ જરૂર કામ ફતેહ કરજે. ઉત્તર મળ્યોઃ—જી બહુ સારૂ ! આપની જેવી આજ્ઞા ! પ્રાયે કરી મનુષ્યો ધર્મને બહાનેજ ઠગાય છે. તેથી આ ગુણિકા અને તેની ચાર પાંચ દાસીઓએ મળી ધર્મનું શિક્ષણ લેવા માંડયું, ટુંક મુદ્દતમાં તેઓ સામાયક, પ્રતિક્રમણ, નવ તત્વ, છકાઇના બોલ, ગતાગત, લઘુ દંડક, કર્મપ્રકૃતિ ગુણઠાણા વગેરેનો સારો અભ્યાસ કરી પરમ શ્રાવિકાઓ બની. પછી મોટા આડંબર સાથે કોઇ પુરૂષ વિના એકલીજ પેલા તપસ્વીવાળા વનમાં ગઇ. તેના રહેઠાણથી થોડેક દુર પડાવ નાંખીને પછી તપસ્વીને વાંદવા ચાલી. તપસ્વી ધ્યાનમાં હતા તેથી વિધિ પૂર્વક વાંદી નજીક જઇ સર્વે બેઠી, ધ્યાન ખોલ્યું એટલે સર્વ ઉઠી લળીલળી મધુર વચનની વૃષ્ટિ વરસાવતી પગે લાગવા માંડી. ત્યારેસાધુ બોલ્યાઃ—બ્હેનો ! હું સ્ત્રીમુખ જોતો નથી. સ્ત્રીઓ બોલીઃ—મહારાજ ! એમ કેમ બને ? આપ તો અમારા માબાપ કહેવાઓ, આપ ઉઠી અમારા ઉપર કઠ્ઠા મરજી કરો તો તે અન્યાય કહેવાય. શું આપ પુરૂપ છે ઇને એકલા પુરૂષનેજ મોક્ષમાં મોકલવા, અને અમો સ્ત્રીઓને દુર્ગતિમાંજ ધકેલવા ધારો છો ! એવો એકલપેટો પક્ષપાત અને અન્યાય તો આપ જેવા તપસ્વીને ઘટે નહિ. શ્રીમહાવીરથી પણ શું આપ મોટા થઈ ગયા ? અમો તો શ્રાવિકા છીએ; યાત્રાએ નીકળેલ છીએ, આપનાં દર્શન થયાં તે અહોભાગ્ય સમજીએ છીએ, આપને આજ માસખમણનું પારણું છે, તેથી અમારા ઘર પવિત્ર કરી અમને તારો. અમો તો સંસારમાં ડુબી ગએલાં છીએ, અમારે તો આપનોજ આધાર છે. એમ અત્યંત હાવભાવ કરી વહોરવા તેડી ગઇ, આહારમાં તેણે ગુપ્તપણે નેપાળો નાખેલો હતો. તપસ્વી આહારપાણી કરી થોડી વાર બેઠા ત્યાં એકદમ દસ્તની હાજત થઇ, શરીર તદ્દા

કપડાં ખરાબ થયાં. એમ થોડા વખતમાં ઘણી વાર ખરચુ જતું પડયું કારણ કે આહારમાં નેપાળાના રેચનું દાન સારૂં દીધું હતું. ઘણા ઝાડા થવાથી આંખમાં કુવા પડયા, શરીર લેવાઈ ગયું અને પરાધીન થઇ ગયું. પછી સાંજે પેલી ભાવીક સ્ત્રીઓએ આવી કહ્યું કેઃ—મહારાજ ! આપને અશાતા થઇ આવી ? હશે એક માસનું પારણું એથી ઠીક નહિ પડયું હોય ! પણ મુંઝાશો નહિ બાપજી ! અમો સર્વ આપનીજ છીએ, સંકટ સમયે શ્રાવકશ્રાવિકા સેવાભક્તિ ન કરે તો બીજું કોણ કરે ? માટે લાવો આપનાં લુગડાં ! તે પોતે આપ્યાં. તેઓ તો અત્યંત હાવભાવ કરવા લાગી, બે ચાર દિવસ પછી સારૂં થયા કેડે હળવે હળવે તેને ભોળવવા માંડયો, કે મહારાજ ! શું આવા દુઃખમાં અહીં પડયા રહ્યા છો ? વગડામાં રહેવું, દુઃખ ભોગવવું, કાયાને બાળી નાખવી, તે આપ જેવા કોમળ શરીરને ઘટીત નથી. ચાલો અમો આપની સેવા કરીશું, વળી મારે એક દીકરી છે તે આપને પરણાવીશ તો પછી આપને કોઇ વાતે હરકત નહિ રહે. એવાં અનેક પ્રકારનાં હાવભાવનાં વચનોથી મન વીંધી નાંખ્યું. તે બોલ્યોઃ—ઠીક ત્યારે, મારૂં મન પણ એવી ઇચ્છા કરે છે. ઘણા વખતથી હું તપજપ કરૂં છું, પણ કાંઈ ફળ મળ્યું નહિ, માટે હવે તમારા કહ્યા પ્રમાણે તમારે ત્યાં આવું છું.

પછી સ્ત્રીઓએ ખુશી થઈ તેને ભોળવીને સાથે લીધો. ગુણિકાએ વાતેવાતમાં માર્ગે ચાલતાં કહ્યું કેઃ—મહારાજ ? આપણા નગરમાં ચોતરો છે તેને આપ સ્પર્શ કરો એવી અમારી ઇચ્છા છે. સાધુ કહે બહુ સારૂં ! તમે કહેશો તેમ કરીશ, મને ત્યાં સ્પર્શ કરવામાં શી હરકત છે ?! પણ તમારી દીકરી કેવડી છે અને તેનાં લગ્ન મારી સાથે કયે દિવસે કરશો ? જલદી થાય તો ઠીક કે ઝટપટ ઘરનું કામકાજ તો થવા માંડે. નાયિકા કહેઃ—એ તો તમો ગામમાં આવ્યા પછી સઘ સારૂં થશે. એમ વાતો કરતાં સ્પર્શાસ્પર્શનો પણ વિવેક તજી દીધો. આહાર પાણીમાં સુઝતું અસુઝતું એ સર્વ ગયું એમ કરતાં ગામમાં આવ્યાં. ગુણિકાએ ચોતરા ઉપર બેસાડી સ્પર્શ કરાવ્યો એટલે તરતજ દેવ નીકળી ગયો. એટલે ગુણિકા સ્વાર્થ સાધી ચાલવા માંડી તેની પુંઠે પેલો સાધુ પણ ચાલવા લાગ્યો, એટલે ગુણિકાએ તિરસ્કાર કરી જણાવ્યું કેઃ—અમો કાંઈ શ્રાવિકા નથી, અમો તો ગુણિકા છીએ, પૈસાની સગી છીએ, એક આ કાર્ય સાધવા માટેજ પ્રપંચયુક્તિ રચી ઠગી તને ભ્રષ્ટ કરીને અહીં આણ્યો છે. દીકરી તો પૈસા હશે તો મળશે ! આ પ્રમાણે

ધિક્કારી કેટલાંક કટુ વચનો સંભળાવી ત્યાંથી ચાલીને કુર્ણીકરાજાને મળી કાર્યસિદ્ધિની વધામણી આપી તે સાંભળીને રાજાએ ઘણા ખુશી થઈ સહર્ષ મોટું ઇનામ આપ્યું. અવશ્ય ટીચાયાથી પેલો સાધુ તો હવે ઘણો ઝંખવાણો થયો, ગુરૂનું વચન તેને યાદ આવ્યું; આ તો **અતો ભ્રષ્ટ સ્તતો ભ્રષ્ટઃ–"ન મીલા રામ ન થયું કામ"** એવું થયું. પછી પસ્તાવો કરી આયુષ્ પૂર્ણ કરી દુર્ગતિને પાત્ર થયો.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે જ્યાં સુધી મન નથી મુંડાણું ત્યાં સુધી મસ્તક મુંડયું શા કામનું? તદ્દન નકામું છે. આવા ઉપલક મુંડનથી કદી આત્મકલ્યાણ થતું નથી. ખરેખર સાધુપણામાં મુખ્ય ભ્રષ્ટ કરનાર કંચન અને કામિની એજ વસ્તુ છે. એ એમાંથી બચ્યો તે જરૂરાજરૂર ઉંચેજ ચડવાનો અને તેથી ભ્રષ્ટ થયો તે તો જરૂર નીચેજ પડવાનો. એ નિઃસંશય અને નિર્વિવાદ વાર્તા છે. (૩૪)



**संसारसिंधूत्तरणाय तूर्णं ।**
**यदीच्छसे तत्खलु जीवहंस ! ॥**
**निंदाऽसुचि पिच्छल पंक मध्ये ।**
**मा मुंच मा मुंच हि चंचुवाचाम् ॥ ३५ ॥**



**અર્થ**—હે જીવરૂપી હંસ! જો તું સંસારરૂપી સિંધુને એકદમ તરી જવા ઇચ્છતો હોય, તો આ આત્માને નિંદારૂપી અસૂચીમય ચીકણા કાદવમાં તારી વાણીરૂપી ચાંચને ન મુક! ન મુક!–મૂકતો નહિ. (૩૫)

**ભાવાર્થ**—હે જીવ હંસ! તારે આ અગાધ એવા સંસારરૂપી સાગરનો પાર પામવાની ઇચ્છા હોય તો જરૂર નિંદા રૂપી અસુચીનો (**પિચ્છલઃ**) કહેતાં ચીકણો જે કાદવ તેમાં તારી જીભ રૂપી ચાંચને (**મા મુંચ મા મુંચ**) કહેતાં નાંખ માં! નાંખ માં! મતલબ કે પરનિંદા કરવાનો સ્વભાવ આ આત્મામાંથી સર્વાશે દૂર થઈ જશે ત્યારેજ સંસારસાગરનો પાર પમાશે. તે વિષે કહ્યું છે કેઃ—

**દુહા—બુરો બુરો સબકુ કહે, પણ બુરો ન દીસે કોઇ;**
**જો ઘટશો તુમે માયરો, તો મોસુ બુરો ન કોય. ૧**

અધમાધમ અધીકો પતિ, સકળ જગતમાં હું;
એ નિશ્ચે આવ્યા વિના, સાધન કરશે શું? ૨

પ્રભુ પ્રભુ રઠ લાગી નહિ, પડયો ન સદ્‌ગુરૂ પાય;
દીઠા નહિ નીજ દોષ તો, તરીએ કોણ ઉપાય? ૩

માટે હે વિવેકી સજ્જનો ! પરકીય નિંદાનો ત્યાગ કરો, કારણ કે તેજ ભવભ્રમણમાં ભટકાવનાર છે, પોતાનુંજ અહિત કરનાર છે. શીરગુરૂએ પણ સાફ કહ્યું છે કેઃ—સ્વભાવમાં આત્મરમણ થયું નથી ત્યાં સુધી મોક્ષપદ દૂર છે, માટે મુમુક્ષુ જનોએ તો સદા પરનિંદાનો ત્યાગજ કરવો.

પ્રાયે કરી ઘણા મનુષ્યોને એવી તો નઠારી પ્રકૃતિ પડી ગયેલી હોય છે કે કાંઈક નવરા થાય કે તરત કોઇનું પાનીયું ઉઠાવે; તેમાંથી એક બીજાને મહા ભારે ક્લેશ ઉત્પન્ન થવાનો વખત આવે છે, તોફાનો જાગે છે, અનેક વિકટ સંકટમાં ઉતરવું પડે છે; તેટલા માટે તત્વજ્ઞ પુરૂષોએ નિંદાને ધિક્કારેલી છે. ઉત્તમ મનુષ્યો તો પોતાના લક્ષમાંજ હોય છે, તે કદાપિ કોઈની નિંદા કરતાજ નથી. નિંદા એ મોટું પાપ છે. અછતા દોષને પ્રકટ કરવા એજ નિંદાનો મૂળ અર્થ છે. અમુક પ્રકારની અમુકમાં ખામી હોય, અને તે દૂર કરાવવા હિતૈષી થઇ શુદ્ધ બુદ્ધિથી કોઈ પ્રયત્ન આદરે તેને માટે કાંઈ કડવાશ વાપરે, તો તેનું નામ નિંદા નથી પણ હિતકર્તવ્યની ફરજ છે, તેવા કેટલાક દાખલાઓ બન્યા પણ છે. પણ પછવાડેથી એક બીજાનાં વાંકાં અને ભુંડાં બોલવાં એ કાંઈ હિતસ્વીનો હિત પંથ નથી.

વિવેકથી વિચાર કરીએ તો જણાશેજ કે આપણામાંજ ભુલોનો કયાં ટોટો છે ? અનેક ભુલોનો ભંડાર આપણામાંજ ભરેલો છે, પણ આપણી એવી તો અજ્ઞતા છે કે પરદષ્ટિમાંજ આપણું હૃદય સત્વર દોડી જાય છે. હે પ્રાણી ! તું વિચાર તો ખરો કે તું કોણ છે ? તારી ઉત્પત્તિ કેવી નિંદ્ય છે. જે વિષયગારો તેં અનંતવાર કર્યો છે, તેમાંજ પાછો શ્વાનની પેઠે દોડે છે ! આ શું ઓછી નિંદાસ્પદ વાત છે? વિવેકથી વિચારતાં તો તું પોતેજ મહા નિંદાને પાત્ર છે, માટે ભલો થઇ પરનિંદા કરવી તજી તું તારૂંજ સંભાળ ! પરદષ્ટિમાં તો તારો કાંઇ પણ સ્વાર્થ સરવાનો નથી. "જે કરશે તે ભરશે" એનો વિચાર કરી તું તારૂં હિત કર, પરનિંદા કરવાથી તો કોઇ તર્યું નથી, એ તો બુડવાનોજ રસ્તો છે. વળી પરનિંદા કરનારો મહા ભારેકર્મી થાય છે, અને જેની

નિંદા કરાય છે, તે મનુષ્ય જો સમતા રાખે તો તે ઘણા કર્મથી હળવો થાય છે, અર્થાત્ છુટી જાય છે. પણ શાંતભાવે સર્વ નિંદા સહન કરે તો, નહિ તો તે પણ પૂર્ણ બંધાય.

## (૩૫) સમતાથી સ્વનિંદા સાંભળનારનાં પાપ ને સંતાપ ટળે છે.

કોઈ એક રાજા એક નિસ્પૃહી સંત મહાત્માની પાસે કથા સાંભળવા ગયો હતો, મહાત્માએ રાજાની સૌમ્ય દૃષ્ટિ જોઈ ઘણો અસરકારક બોધ આપ્યો, રાજા તે સાંભળી ઘણોજ ખુશી થયો, સર્વ શ્રોતાજનો વિખરાયા પછી રાજાએ હસ્ત જોડી સવિનય પુછ્યું કે:—હે કૃપાનિધાન મહાત્મન! આ આત્મા આ શરીરમાંથી છુટો પડયા પછી કયી ગતિને પાત્ર બનશે? અત્યારે તો પૂર્વ પુણ્યથી રાજ્ય પાટ સંપતિ, સુખ સાહેબી અનુભવે છે, પરંતુ પરભવે શું અનુભવશે? આ સાંભળી મહાત્મા બોલ્યા:—ભાઇ! તું જાણે છે કે જ્યાં ઉપાધી વધારે ત્યાં કર્મકર્દમની ઉત્પત્તિ પણ વિશેષ હોય છે. નૃપતિ પદવીજ એ એક મહાન ગૌરવને વધારનારી અને અવનતિમાં ઉતારનારી ઉત્કૃષ્ઠ દીપિકા છે, લઘુવયથીજ તેનું મગજ ખુમારીવાળું હોઇ, રાજસ ગુણથી ભરપુર હોય છે, કાંઈ નહિ ને કાંઇ તેનાથી ક્લિષ્ટ કાર્યો બનેજ જાય છે જે કોઇ પરમ ભાગ્યશાળી હોય તેજ રાજ્યપદવી લઇ ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરી શકે છે. તમારૂં જીવન યૌવનરૂપ વનમાં મદોન્મત કેસરીસિંહની માફક સ્વતંત્ર વિચરી બિચારાં તૃણભક્ષી અને કણભક્ષી મુગાં વન્ય પ્રાણીઓને પીડા કરવામાં અને વિના અપરાધે પ્રાણહરણની શિક્ષા કરવામાં આનંદિત બનેલ હોવાથી તમારે માટે તો નિરયપાતનાં કર્મોજ સંચાએલ છે. આ સાંભળી રાજા બોલ્યો કે:—આપ ત્રિકાળદર્શી જ્ઞાની હોઇને મારી એક શંકાનો પ્રત્યક્ષ પ્રમાણથી વિલય કરવા કૃપા કરશો. અને મારી શ્રદ્ધામાં વિશેષ વધારો કરવા તે નરકનાં દુઃખ કેવાં છે? તે કૃપા કરી નજરે બતાવશો?

મહાત્માએ યોગવિદ્યાથી રાજાને નરકનાં દુઃખ પ્રત્યક્ષ દેખાડયાં અનેક પ્રકારની મારકુટ, છેદનભેદન, તાડનતર્જન વગેરે અસહ્ય દુઃખો જોઇ રાજા ત્રાસ પામીને અરેરાટના પોકાર સાથે એકદમ બોલી ઉઠયો કે:—કૃપાળુ! ક્ષમા કરો, આ દુઃખ મારાથી જોઈ શકાતાં નથી! અરે રે મહારાજ! આ દુઃખો મારાથી જોઇજ શકાતાં નથી, તો અનુભવતી વખતે તો મારા શાયે હાલ થશે?! હે ગુરૂવર્ય! હવે એવો કોઇ માર્ગ બતાવો કે, એવાં દુઃખો મારે સહન કરવાંજ ન પડે. ઉત્તરમાં

મહાત્માએ વિચાર કરી જણાવ્યું કે:—હા તે પણ છે, પણ બહુ અ-સાધ્ય છે. રાજા કહે:—મહારાજ! ગમે તેવું હશે તો પણ હું સહન કરીશ, કૃપા કરી ફરમાવો. મહાત્મા કહે:—સાંભળ ત્યારે, અંદરથી નિ-ર્દોષ પણ બહારથી દેખાતું સદોષ એવું એક કર્તવ્ય આખી દુનિયાની દષ્ટિએ દેખાડો, કે આખી દુનિયા જેથી એક અવાજે તમારી નિ:સીમ (ઘણીજ) નિંદા કરે, પછી તમે સમતાથી તે સર્વ સહન કરો; એવી શાંતતા ધારણ કરો, તો પછી તે દુઃખ તમારે ભોગવવાં ન પડે. વળી તે નરકના એક ખૂણામાં પડેલો મોટો અસૂચીનો ઢગલો તો તમે જોયો હશે, તે ઢગલો પણ તમારા ખોરાક માટે નિર્માએલ છે, તમે ઉપલો પ્રકાર ધારણ કરો, તો તે ઢગલાનો પણ ક્ષય થઇ જશે.

આ સાંભળી રાજાએ મહાત્માને હસ્તાંજળી કરી કહ્યું:—કૃપાળુ! હું એમ કરીશ, સમતાથી મારી થતી નિંદા સર્વ ખુશીથી સહન કરીશ, પણ એ અસુચીનો ઢગલો અને દુઃખ તો નહિ ભોગવું. પછી અભિનંદન કરી રાજા ઘેર આવ્યો, અને વિચાર્યું કે:—કયે માર્ગે મારી લોકમાં અત્યંત નિંદા થાય કે જેથી હું હળવો બની જાઉં. હા ઠીક યાદ આવ્યું, એમજ કરીશ તો ઠીક થશે. પછી કચેરીમાં આવી હજારો દરબારી, કારભારી, કારકુન વગેરેનો વિવેકભર્યો આદરસત્કાર તથા પ્રણામ સ્વિકારી સિંહાસને બેઠા. થોડી વારે એ રાજાની પોતાની સોળ વર્ષની દિવ્ય અલંકારોથી વિભૂષિત કુમારિકા આવી તે પિતાને પ્રણામ કરી સન્મુખ બેઠી. પછી રાજાએ પોતાની અનિવાર્ય નિંદાનું કાર્ય આરં-ભ્યું. સભામાં ઉભા થઈ પોતાની કન્યાને પાસે ઉભી રાખી સર્વ સભા સમક્ષ ખુલ્લા દિલે બોલ્યો કે:—હે સભ્યજનો! જુઓ, આ કન્યા મારી છે, તે નવયૌવના હોઇ વરવા યોગ્ય થઇ છે, તો તેને બીજા સાથે પર-ણાવી મારી ઉત્પન્ન કરેલી વસ્તુનો ભોગવટો બીજાને ભોગવવા દઉં, એ મને તો કેવળ અઘટિત લાગે છે. પોતે વાવેલ, ઉછેરેલ આંબાની કેરીઓનો ભોગવટો અન્યને સોંપવો, એ શું કેવળ મૂર્ખાઈ નથી કે? માટે આ મારી સુકુમાર કન્યાને તો હું પોતેજ આજથી ભોગવીશ, અને અત્યાનંદ પામીશ, એમ કહી તેજ વખતે મહેલમાં ઉપર તેડી ગયો. ખાનગી હોલમાં બેસાડી તેને કહ્યું:—બેટા! તું મારી પ્રિય પુત્રીજ છો, તું કદી પણ ન માનીશ કે આ તારો પિતા રાક્ષસ પાપી બની અન્યાય અને અનાચાર આદરે! આ તો અમુક કારણને માટેજ આ કાર્ય મેં આરંભ્યું છે, હાલ તને અહીંજ રાખવાની છે, તારે ખાવાપીવાની સર્વ સગવડ અત્રેજ હું કરીશ. આ પ્રમાણે બેએક ઘડી તેની પાસે બેસી

થઇ આનંદિત ચહેરે નીચે આવ્યો, પછી આસનપર બેસી બોલ્યો કેઃ– અહા હા ! શું આનંદ ? કેવી મજા ? જે તમો તમારી કેરી (કન્યા) નો સ્વાદ અન્યને ચખાડવા સોંપો છો તેમાં તમો કેવળ મૂર્ખાઇજ કરો છો, એવી મૂર્ખાઇ મેં નથી કરી, માટે હું ધન્યવાદને પાત્ર છું. એમ કહી સભા બરખાસ્ત કરી રાજા એકદમ મહેલમાં ગયો.

આ બનાવથી દરબારી મંડળમાં ભારે ખળભળાટ ઉત્પન્ન થયો, અંતઃપુરમાં રાણીઓ તથા દાસીઓ મળી વાતો કરવા લાગી, આખી નગરીમાં આ વાત પ્રસરી ગઇ, જ્યાં જોઇએ ત્યાં એનીએજ વાતો ! ઠારોઠાર રાજાની પુષ્કળ નિંદા થવા લાગી, ખુદ રાજાનાંજ માણસો છૂટથી રાજાને નિંદે ને ગાળો દે, ત્યાં રઇયતનું તો પછી પુછવુંજ શું ? ચોરે, ચૌટે, ચકલે, શેરીએ, મહેલ્લે અને હાટે ઘાટે સર્વત્ર રાજાનીજ નિંદા થઇ રહી, પનઘટ ઉપર મહિલામંડળના મુખમાં પણ એજ ઉચ્ચાર મોટા મોટા કારભારી કારકુનો અને વિદ્વાનો પણ બોલવા લાગ્યા કે, બસ થઇ રહ્યું ! હવે પૃથ્વી રસાતાળ જવા બેઠી. આ હડાહુડ કળીકાળમાં આવાં કુકૃત્યો આત્માને શું સુખ આપે ? આવા કળીકાળમાં તો જે ઘરડાઓએ મરી રસ્તો પકડ્યો, તેમનેજ ધન્ય છે, કે આવાં કુકર્મો દેખવાં યે નહિ, ને દાઝવું યે નહિ. એ તો ઠીકજ કહ્યું છે કેઃ–

धर्मः प्रवृजितस्तपः प्रचालितं सत्य तु दूरे गतं ।
राजानो निज धर्मकर्म रहिताः विप्रा कुमार्गे रताः ॥
भार्या निष्ठुरभाषिणी पररता पुत्रा पितुर्द्वेषिणः ।
हा कष्टं खलु वर्तते कालियुगे धन्वा नराये मृताः॥१॥

અર્થાત્—ધર્મ તો હવે દીક્ષા લઇ જંગલમાં ગયો, તપ પણ ગયું, સત્ય પણ નાશ પામ્યું, રાજાઓ પોતાના ધર્મથી રહિત થયા ને કુકર્મો કરવા લાગ્યા, બ્રાહ્મણો કુમાર્ગોમાં પેઠા, બ્રાહ્મણ થઇ બીડીઓ વગેરે ફુંકવા લાગ્યા, ભ્રષ્ટ થયા, સ્ત્રીઓ દુરાચરણી તથા પરપુરૂષમાં પ્રીતિવાળી થવા લાગી, અને પુત્રો પણ કુલાંગાર કુપુત્ર જાગ્યા પિતામાતાની ભક્તિને બદલે તેમના ઉપર દ્વેષ કરવા લાગ્યા, અહા હા અરે રે ! આ કળીકાળમાં તો બહુ કષ્ટ વરતે છે, જે મુવા તેમનેજ ધન્ય છે કે જેમને જુની આંખે નવાં કૌતુક દેખવાં નહિ, ને દાઝવું યે નહિ. અરે ! આ રાજાએ તો ગજબ કર્યો. પોતાની દીકરીને સ્ત્રી કરી ! અરે રે ! કુપારી વછૂટે છે. વગેરે રાજાની ઘણે પ્રકારે પુષ્કળ નિંદા

થવા લાગી. અંતઃપુરમાં રાણીઓ પાસે રાજા ગયો, તો રાણીઓએ તો તેને ઉધડોજ લીધો! અરે! આતે તમને શું થયું સુજ્યું શું? કાંઈ વિચાર સરખોયે ન કર્યો! નફટ થઈ આવો ગજબ કરતાં જરા શરમ પણ ન આવી! મુખ શું જોઇ બતાવો છો? અમો અત્યારે તમારી નથી, ગામમાં કેવું ફટફટ થાય છે! જરા જુઓ તો ખરા? આના કરતાં તો મરવું સારૂં! એ વગેરે ઘણાં કઠોર વાક્યવૃષ્ટિથી સ્નાન કરી શાંત-ભાવે રાજા પાછો ફર્યો. પછવાડેથી ફિટકારની પિચકારીઓ છુટી કે—ધૂળ પડો તારા જીવતરમાં! આવું ધિક્કાર અને તિરસ્કારનું તોફાની વાદળું ઘણો વખત ચાલ્યું. રોજ રાજા છુપે વેશે ફરવા નીકળતો. દરેક ઠેકાણે પોતાની નિંદા સિવાયની વાતજ ન સાંભળે. પછી એક વખત રાત્રે પેલા મહાત્મા પાસે સનમ્રતાથી પ્રણામ કરી હેઠો બેઠો, મહાત્માએ તેની સમતા માટે ઘણી શાબાશી આપી, ત્યારે રાજા બોલ્યોઃ—કૃપાળુ ગુરૂ! હવે હું કાંઇ હળવો થયો? ઉત્તરમાં કહ્યુંઃ—હા, તારૂં નરક દુઃખ સર્વ ને પેલો ઢગલો નાશ પામ્યાં છે, હવે ફક્ત તેઢગલામાંથી થોડુંક એટલે ફક્ત એક શેર જેટલું બાકી રહ્યું છે, તેનું કારણ એ છે કે આ તારા નગરમાં એક પવિત્ર પુરૂષે તારી જરા પણ નિંદા કરી નથી, અને તે કરશે પણ નહિ; એવો તે ઉત્તમ નર છે. રાજા કહેઃ—મહારાજ! હું તેની પાસે જાઉં. પછી રાજા તે પુરૂષને ઘેર ગયો, તે વખતે તે ધર્મ ધ્યાનમાં બેઠો હતો, રાજા ત્યાં બીજે રૂપે ગયો હતો, તે તેમને પ્રણામ કરી બેઠો. થોડી વારે કાંઇક વાતનો પ્રસંગ કાઢી રાજા બોલ્યો કેઃ—જુઓને! જગતમાં તો ઉંધુ અવળું થવા બેઠું છે, આપે આ ગામના રાજાની વાત તો સાંભળી હશે? ઉત્તર મળ્યોઃ—હા, કાનનો સ્વભાવ છે તે સંભળાય તો ખરી. રાજા બોલ્યોઃ—તે અધમાધમે બહુ ખરાબ કર્યું! દુષ્ટને જરા પણ લાજ શરમ ન આવી, ધુળ પડો તેના જીવતરમાં! તમારા મનમાં કેમ કાંઇ થતું નથી? ત્યારે તે પુરૂષ બોલ્યોઃ—ભાઈ! "જે કરશે તે ભરશે" આપણે કોઇની નિંદા શા માટે કરવી જોઇએ? આપણામાં ભૂલો ક્યાં થોડી છે? તેને સુધારો તો જ ઘણું છે, આપણે પારકી પંચાતમાં પડવાની જરૂરજ શી?! "તું તારૂં સંભાળ" એ વાક્યનું મનન સર્વદા કરવા જેવું છે. કહ્યું છે કેઃ—

**મનહર.**

પારકી પંચાત માંહિ પડવુ ન સુજનોએ,
પડવાથી નિજ સદ્‌બુદ્ધિ ખાડે પડશે;

અન્ય જન તણા અવગુણ નહિ ખોળવા એ,
ખોળવાથી નિજ સદ્ગુણ ખાળે ખળશે;
રત્ન તણી ખાણ ખોદનાર રત્ન પામે પણ;
કોલસાની ખાણ ખોદનારને શું જડશે ?
વદે મુનિ વિનયચંદ સુણજો ભવિકવૃંદ,
હંસ સમ સુમતીથી સદ્ગતિ ચડશે. ૧

આ સાંભળી રાજા તો છકજ થઇ ગયો ! અને મનમાં વખાણ કરતો તેમને પ્રણામ કરી મહાત્મા પાસે પાછો આવી સર્વ વાત કહી. ત્યારે મહાત્માએ કહ્યું કેઃ—તે પુણ્યાત્મા પુરૂષ કોઇની પણ નિંદા કરતો નથી. માટે તેટલું દુઃખ તો તારે નરકનું અવશ્ય ભોગવવુંજ પડશે.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે. ઉત્તમ જનો કદાપિ કોઇની નિંદા કરતાજ નથી. અને જે કરે છે તે ઉત્તમ નહિ પણ નીચ સમજવા, પોતાની નિંદા સમતાથી સહન કરનાર પેલા રાજાની પેઠે ઘણોજ હળવો બની જાય છે. અને અંતે સદ્ગતિને પામે છે. (૩૫)



अहो चित्रं चित्रं बतबत विचित्रं महदिदं ।
परं जैनधर्मं कथमपि समा साद्य सुखदम् ॥
सदा रागद्वेषं विदधति मनुष्या हतधियः ।
लभंतेते नूनं सुविमल जलाद् वह्नि वहनम् ॥३६॥



**અર્થ**—અહો ! આ તો આ જગતમાં એક મોટું આશ્ચર્ય છે, કે મહાપુણ્યના યોગે ઉત્તમ પ્રકારનો પવિત્ર જૈનધર્મ મેળવીને પણ જે લોકો હમેશાં રાગદ્વેષ કર્યાજ કરે છે ! તે ખરેખર નિર્મળ અને શિતળ જળમાંથી પણ અગ્નિ કાઢવા જેવું કરે છે ! (૩૬)

**ભાવાર્થ**—આ જગતને વિષે આ તો એક મોટું આશ્ચર્ય છે કે જે અનેક પ્રકારના સ્વર્ગાપવર્ગ વગેરે સુખોને આપનારો તથા સર્વ ધર્મ કરતાં શ્રેષ્ઠતર એવો શ્રીજૈનધર્મ (કથમપિ) કહેતાં મહા પ્રયત્ને કરી મેળવેલો છે, કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—પૂર્વના પુણ્ય વિના પવિત્ર જૈનધર્મની પ્રાપ્તિ થતી નથી, વળી કહ્યું છે કેઃ—

सुपुत्रं सुमित्रं सुकलत्र मत्र । सुदेहं सुगेहं सुजिनेंद्रमार्गम् ॥
सुजातिःसुख्यातिःसुनीतिःसुप्रीतिःसुपुण्यं विना नैव नरा लभंते ॥
लभंति विमलाभाए । लभंति सुर संपया ॥
लभंति पुत मित्तंच । एगो धम्मो न लभइ ॥ २ ॥

અર્થાત—સુપુત્ર, સુમિત્ર, સન્નારી, નિરોગી દેહ તથા ઉત્તમ પ્રકારનું રહેવાનું ઘર મંદિર, ઉત્તમ એવો જૈનધર્મ, ઉત્તમ જાતિ, ઉત્તમ પ્રકારની ખ્યાતિ એટલે યશકીર્તિ, ઉત્તમ નીતિધર્મ તથા ઉત્તમ પુરૂષો સાથે પ્રીતિ; એટલાં વાનાં ઉત્તમ પ્રકારનાં પુણ્ય વિના પ્રાણીને પ્રાપ્ત થઇ શકતાં નથી. માટે પવિત્ર એવા શ્રી જૈનધર્મને મહા મહેનતે મેળવીને જે પુરૂષો નિરંતર રાગદ્વેષને કરે છે, તે ખરેખર અત્યંત નિર્મળ પાણીમાંથી અગ્નિને કાઢી મેળવે છે. મતલબ કે શીતળ પાણીમાંથી અગ્નિનું નીકળવું એ તદ્દન અશક્ય છે, તેમ પવિત્ર જૈન ધર્મને વિષે પણ રાગદ્વેષ હોયજ નહિં, તેને બદલે જૈનધર્મને વિષે જ ઠેકાણે ઠેકાણે રાગદ્વેષ, ઇર્ષા, ક્લેશ, કજીઆ, કંકાસ વગેરે તિક્ષણ તણખાઓ ઉડતા જોવામાં આવે છે. નિંદા રૂપી પિશાચનીઓ પોતાનું પરાક્રમ બતાવતી જ્યાં ત્યાં ઉછાળા મારી રહેલી છે. ક્રોધ રૂપી દુષ્ટ ચંડાળ પવિત્ર આત્માઓને અભડાવી રહ્યો છે, અભિમાનરૂપ મહા ગજેન્દ્ર પોતાનો અમલ બજાવી પવિત્ર મોક્ષમાર્ગમાં પહોંચાડનારી વિનય લતાઓનો ઉચ્છેદ કરી રહેલો ઠામ ઠામ જોવામાં આવે છે. વળી રાગદ્વેષને લીધેજ જૈનમાં ચોરાશી ગચ્છ પડેલા છે, તેમાં પણ મતમતાંતરનો તો વળી પારજ નહિ. દિગંબર, શ્વેતાંબર, આંચળીઓગચ્છ, પુનમીઓગચ્છ, ખડતરગચ્છ તથા તપાગચ્છ, લોંકાગચ્છ, સ્થાનકવાસી; વગેરે. તેરાપંથી કે જે દયા રૂપી પવિત્ર માતાનો ઉચ્છેદ કરવામાંજ મગ્ન રહેલો છે, તે પક્ષનો મુખ્ય આશય એવો છે કે કોઈ પણ જીવ બીજા જીવને શિકાર તરીકે પકડે તો તે પોતે નજરે જોવા છતાં પણ છોડાવવો નહિ. એવાજ હેતુથી તેને લોકો દયામાર્ગનો ઉચ્છેદ કરનાર પંથ કહે છે. એ વગેરે ચોરાશી જાતના જૈનપંથો થોડા કાળ ઉપર હતા, અને હાલ તો તેથી પણ વધારે જોવામાં આવે છે, એટલે ચોરાશીના ચોરાશી જેટલા ફાંટાઓ થઇ ગયા છે, તે તમામમાં રાગદ્વેષ રૂપી પિશાચો રાક્ષસો કુદાકુદ કરી રહેલા છે. દરેક પક્ષ હરિફાઇ પૂર્વક એમજ કહે છે કેઃ—અમારામાંજ મોક્ષ છે, અમેજ સમકીતી છીએ, શ્રી મહાવીર ગુરૂના શુદ્ધ સિદ્ધાંતોને તો અમેજ યથા-

તથ્ય પાળીએ છીએ, અમારા સિવાય બીજા તમામ પંથો ખોટા છે; કારણ કે તેઓ મિથ્યાત્વને સેવે છે. અને શ્રીમહાવીરપ્રભુના પવિત્ર સિદ્ધાંતોને ઉથાપે છે, તેઓ ક્રિયાકાંડમાં પણ અમારાથી ઓછા છે, માટે અમેજ સાચા છીએ, ને અમારામાંજ સમકીત ખરૂં રહેલું છે; માટે સર્વ સંપ્રદાયો કરતાં અમારો પંથ ઉંચો છે.

આવી રીતે ચોતરફ દરેક પક્ષોમાં જૈનધર્મનાજ લેબાસમાં ઢંકાઇ રાગદ્વેષ રૂપી વજ્ર તીખારાઓ ઉડાડી રહેલા છે. ઓ મહાવીર બાપા!!! તમારા પવિત્ર જૈનધર્મને પંચમકાળમાં જન્મેલા આ દુષ્ટ આત્માએ કલંકીત કરી છિન્ન ભિન્ન કરી નાંખ્યો છે. તેથી તેમાંથી સુખરૂપ અમૃત ફળ ચાખવાની તક આ આત્માને મળી નથી, આવા વિકટ સમયમાં તો કોઈ વીરલાજ આત્મસાધન કરી શકે છે; ધન્ય છે તેવા પવિત્ર નરોને! કહ્યું છે કે:–

દુહો—જૈનધર્મ શુદ્ધ પાયકે, વરતે વિષયકષાય;
એહુ અચંબા હોયગા, જળમાં લાગી લાય. ૧

વળી તેરાપંથી મતવાળા તો સર્વજ્ઞનો મુખ્ય માર્ગ જે દયાધર્મ છે તેને તો તેઓએ વિપરીતપણે પ્રવર્તાવી મુક્યો છે. તેઓ કહે છે કે:–જીવ છોડાવવાથી તો પુણ્યને બદલે પાપની આવક વિશેષ આવે છે, કારણ કે તેને છોડાવ્યા પછી તેઓ જીવે ત્યાં સુધી જે આશ્રય સેવે તે સર્વ પાપ તે જીવ છોડાવનારનેજ લાગે છે. બિલાડી ઉંદરને પકડે તેમાં વચ્ચે આવવાથી તે ભુખી બિલાડીને અંતરાય પડે છે, અને તેનું પાપ પોતાને લાગે છે. આવા પ્રકારની વાગ્જાળોથી બિચારા ભોળા ભક્તોને ભ્રમમાં નાંખે છે. કહ્યું છે કે:—

### કુંડળીઓ.

તેરાપંથી મતમે, નહિ દયા નહિ દાન,
ચુકયા કહે મહાવીરને, ફિર ધરે ઉનકા ધ્યાન;
ફિર ધરે ઉનકા ધ્યાન, જ્ઞાન પણ ઉનકા ગાવે,
આપ નર્કમે જાય, ઓર પરકું લઇ જાવે;
કહે કવિ જીનદાસ, આપ હે ઉંધામતિ,
નહિ દયા નહિ દાન તે મત તેરાપંથી. ૧

હવે તેના ઉપર એક સાધુ મહાત્માનું દષ્ટાંત કહે છે:—

## (૩૬) ધર્મને નામે ઢોંગ અને તોફાન! સાધુની સતામણી.

મારવાડ દેશના એક ગામમાં કોઇ એક બાવીસ ટોળાવાળા એટલે ધર્મદાસજી મહારાજના સાધુ અને બીજો તેરાપંથી એટલે ભીખનજીના પરિવારના સાધુ; એમ બંને પક્ષના સાધુ તથા શ્રાવકો વસતા હતા, તે બન્ને પક્ષ વચ્ચે પરસ્પર વિરોધી-ભાવ ચાલતો હતો, તે એટલે સુધી કે ધર્મદાસજી પક્ષના સાધુ તેરાપંથી શ્રાવકને ત્યાં વહોરવા જાય તો વહેરાવે પણ નહિ; પણ શ્રાવકોમાં જ્ઞાતિ એકજ હોવાથી દીકરીની લેવડદેવડનો વ્યવહાર ભેળો ચાલતો હતો. તો પણ એક બીજા પક્ષમાં ગએલી દીકરીને શ્વસુરપક્ષમાં તેના વડીલોના બળાત્કારથી વધારે તણાવું પડતું હતું. પેલા સાધુ મહાત્મા ધર્મદાસજીના પરિવારના હતા, તે આ ગ્રામના અન્ય ઢંગથી અજ્ઞાત હતા, એકદા ભિક્ષાના સમયે ગૌચરીએ નીકળ્યા, ફરતા ફરતા તેરાપંથી શ્રાવકને ત્યાં ગયા, તેના ઘરમાં તે વખતે એક છોકરાની વહુ સિવાય કોઈ ન હતું, તે બાઈનું પીયર સામા પક્ષમાં હતું, પોતાના પીયરના પક્ષના સાધુ જાણીને બાઇને હર્ષ આવ્યો, નસીબ યોગે બીજું કોઈ ઘરમાં વિઘ્ન કરનાર ન હોવાથી વહોરાવવાનો લાગ પણ સારો જણાયો, તેથી બાઇએ ઉઠી અતિ હર્ષથી આહાર વહોરાવ્યો. સાધુજી આહાર વહોરી બહાર નીકળ્યા, ત્યાં તેની સાસુ સામી મળી તે સમજી ગઇ કે આ સામા પક્ષના સાધુ જરૂર મારા ઘરમાંથી નીકળ્યા, તેથી સાધુને જવા ન દેતાં આડી આવી ઉભી અને ઉદ્ધતાઈ ભર્યા તોછડા શબ્દો બોલી કે:—એ આહાર ક્યાંથી લાયો રે સાધુ? સાધુ બોલ્યા:—થારે ઘેરથી લાયો. બાઈ બોલી:—કુન્ને ઓરાયો રે કુપાત્રે? સાધુ બોલ્યા:—થારી વહુએ ઓરાયો સુપાત્રે. બાઇ બોલી:–"થાને દેવે કાંઇ લાભ હોવે? થાને દેવે તો નર્કમે જાણો પડે, માટે છોડ દે મેરો આહાર! કુતાકું ડાલું, પણ તેરેકું નહિ દઉં." પછી અતિ રગઝગ કરી સાધુને અટકાવ્યા, બહુ કદાગ્રહ કરવાથી સાધુએ પાત્રોને હેઠાં મુકી દીધાં; એટલે તે બાઇએ પાત્રોમાંથી સઘળો આહાર લઈ કુતરાને ફેંકી દીધો અને ઘેર ચાલી ગઇ. ઘરમાં જઇ વહુને ઠપકો આપ્યો, સાધુ ખાલી પાત્રો લઇ ચાલતા થયા, વાંચનાર જોયું! કેવી રાગદ્વેષની જબરી ધમાલ? કેવી ઇર્ષા અદેખાઇ? બીજા સાધુને દાન દેવાથી પણ સમકિત બાઇ જાય, નરકમાં જાવું પડે! આવાં તો જેમાં ભુતો ભરાવી કુપ્રેમ ઘાલેલા છે. આવી રાગ દ્વેષવાળી પ્રવૃતીથી આત્માનું કલ્યાણ કેમ થાય?

વળી એવી રીતે તેજ પંથ વિષેનું એક બીજું દષ્ટાંન્ત પણ જાણવા જેવું છે, એક વખત મારવાડના એક ગામમાં બાવીશ ટોળાના પરિવારના મોટા સાધુજી સવારે ઠંડીલ જતા હતા, રસ્તામાં જતાં તેરાપંથીના મોટા સાધુ સામા મળ્યા, તેમની સાથે એક શ્રાવક હતો આ સાધુને સામા આવતાં ભાળી તેરાપંથીના સાધુએ મોઢું મરડયું, અને જાણે અભડાઇ જવાની બીક ન હોય, તેમ તેનાથી વરીને તેણે ચાલવા માંડયું, અને ક્રોધપૂર્વક શ્રાવક પ્રત્યે બોલ્યો કેઃ—"ભાઈ! ફજરમે એ ભંગીકા મુખ દેખા, તો નરકમે જાણે પડેગા," આ મર્મ વાક્ય પેલા સાધુએ સાંભળ્યું તે તરત પાછા વળી ઉભા રહ્યા અને સાધુ પ્રત્યે કહ્યું કેઃ—કાંઇરે સુનાયા થે ? તે સાંભળી તેરાપંથી સાધુ બોલ્યાઃ—કાંઈ કાંઈ કયા કરે? "ફજરમે થારા મુખ દેખા તો નરકમે જાણે પડેગા." હં! મારા મુખ દેખે નર્કમે જાવે! ભલા થારા મુખ દેખે તો કહાં જાવે વારૂ? ઉત્તર દીધોઃ—મારા મુખ દેખે તો સ્વર્ગમે જાવે, હં એસા! ત્યારે તો તુમ ઠીક બોલ્યા, દેખ સાધુ! મે તો શ્રી બિતરાગકી આગ્યા અચ્છી તરહ પાલતા હું. ઇસકે પ્રતાપસે મેરે તો સ્વર્ગમે જાના થા, ઇસમે તેરા મુખ દેખા, તો મેરે તગદીરમે તો સ્વર્ગ મીલનેકા નિશ્ચે હો ગયા. ઓર તુમ શ્રીબિતરાગકી આગ્યા ઉલંઘતા હો, ઇસકે લીએ થારે નરકમે જાના થા, તીસસે મેરા મુખ દેખા, તો તેરે તગદીરમે બી નરક મીલનેકા નિશ્ચય હો ગયા, સમજ્યે! એટલું કહી તરત તે સાધુ રસ્તે પડયા. પેલા સાધુ ચોભીલા પડી પસ્તાતા ચાલ્યા, તેમાં વળી પેલા તેની સાથેના શ્રાવકે ઠપકો આપ્યો કેઃ—તમે જ્યાં ત્યાં અડપલાંજ કર્યા કરો છો, તે લ્યો કેવું મેહેણું તમને માર્યું! તમારા નસીબમાં નરકગતિ થઇ ચુકીને હવે?! એમ મશ્કરી કરી તે પણ ચાલ્યો ગયો.

આ દષ્ટાંતોની મતલબ એ છે કે, જ્યાં નિર્મળ અને ઠંડુ જળ છે, ત્યાં કદાપિ અગ્નિ કદિ પણ સંભવેજ નહિ, તેમ જ્યાં જૈન એવું નામ છે ત્યાં રાગ દ્વેષ પણ સંભવેજ નહિ, પણ આ જીવની અજ્ઞાનતાને લીધે જરા પણ કંઇ સુઝતું નથી! પવિત્ર જૈનધર્મની જોગવાઈ મેળવી જે મનુષ્યો રાગ, દ્વેષ, ઇર્ષા, કલેશ, કુસંપ વગેરે કરે છે, તેઓ ખરેખર આત્મવંચના કરે છે–પોતાના આત્માનેજ ઠગે છે. માટે વિવેકીજનોએ સમભાવમાં રહેવું ઘટારત છે, (૩૬)



**शर्करा सन्निभा वाणी । हृदयं गरलं निभम् ॥**
**विद्यते यस्य तस्याशु । दूरतो विनिवर्तयेत् ॥३७॥**



**અર્થ**—આ જગતમાં ખરેખર જેની વાણી તો મીસરી–સાકર જેવી મીઠી હોય છે, પણ હૃદય હળાહળ ઝેર સમાન હોય તો તેવા નરને તો દૂરથીજ તજી દેવો. (૩૭)

**ભાવાર્થ**—આ લોકમાં જે માણસની વાણી સાકર જેવી મીઠી છે, પણ હૃદય તો ખરેખર ગરલ કહેતાં હલાહલ ઝેર જેવું વરતે છે, તો તેવા માણસને ઉત્તમ પુરૂષે સદા દૂરથીજ છોડી દેવો, કારણ કે તેવી મીઠી લાગતી વાણી પણ પરિણામે નુકશાન કરનારી છે, અને સત્પુરૂષોની વાણીમાં કડવાશ હોય પણ તે પરિણામે ઘણીજ ફાયદાકારક નીવડે છે. મોઢે મીઠું મીઠું બોલી સારૂં લગાડે–ખુશ કરે–રંજન પમાડે; પણ હૈયામાં ઝેર રાખે–કાતી રાખી ઘાટ ઘડી નાખવાનાજ વિચારો સદા કરે; તેવા ખળ અને દુર્જનોને તો વેગળેથીજ નવ ગજના નમસ્કાર કરવા; તેમની નિકટતાને તો ભારે વિકટ અને ભયંકર સમજી સદા દૂરજ રહેવું.

**દુહો—દુર્જનકી કૃપા બુરી, સજ્જનકો ભલો ત્રાસ;**
**જબ સૂરજ ગરમી કરે, તબ બરસનકી આશ. ૧**

## કુંડળીઓ.

મિસરી ઘોરે જુઠકી, એસા નર હજાર,
સાચ પિલાવે ઝેરકા, સો બિરલા સંસાર;
સો બિરલા સંસાર, પટાંતરા ઉનકા એસા,
મિસરી હે ઝેર સમાન, ઝેર હે મિસરી જૈસા;
કહે શું કવિયા કહાન, ભુલ મત જાઓ ભાઇ,
એસા નર હજાર જુઠકી મીસરી ઘોરે. ૨

કપટી પુરૂષો ખરેખર એવાજ હોય છે, તેઓ પોતાનો સ્વાર્થ સાધવાને માટે એવો તો પ્રપંચ આદરે છે અને વાણીમાં એવી તો મધુરતા રેલાવી મુકે છે કે ન પુછો વાત! કેટલાક વ્યાપારીઓ પોતાનો માલ ખપાવવા માટે ગ્રાહકો [illegible] વાણી જેવી

તો કપટજાળ પાથરે છે, કે બિચારો ગ્રાહક માખીની માફક કરોળીઆની જાળમાં સપડાયા વિના રહેજ નહિ. માલ લઇ ઘેર ગયા પછી ભલેને તે પોક મુકે, તેની શી પરવા ને દરકાર ? ! ફક્ત પોતાનો માલ ખપ્યો અને કમાયા એટલે બસ થયું ! ભલેને પાછળ ગમે તેમ થાય ! આવા હૈયા મેલા અને હૃદયના ઝેરી મનુષ્યોને તો સુમેચ્છુઓએ સદા દૂરથીજ તજી દેવા જોઇએ. કહ્યું છે કેઃ—

**दुर्जनः प्रियवादी च । नैतद् विश्वास कारणम् ॥**
**मधु तिष्ठति जिह्वाग्रे । हृदये तु हालाहलम् ॥ १ ॥**

**અર્થાત્**—દુર્જન માણસ અને પ્રિયવાદી એટલે મીઠું બોલનાર આ બેનો કદાપિ વિશ્વાસ કરવો નહિ, કારણ કે તેના મુખ ઉપર મોઢે તો મધ રહેલું હોય છે, મોઢે મીઠું બોલે અર્થાત્ મુખમાં તો મધુર વાણી રાખે. પણ હૃદય તો હળાહળ વિષમયજ છે. "ગુજરાતી" પત્રની ભેટના "ભસ્મીભૂત ચિતોડ અથવા પદ્મિની" નામના પુસ્તકમાં લખ્યું છે કેઃ—જ્યારે અલ્લાઉદ્દીન ખુની પદ્મિની લેવાને ચિતોડ ઉપર ચડયો, ત્યારે બહાદુર ૪૦ હજાર રજપૂતો લડવા તૈયાર થયા, પણ પદ્મિની ન દેવાનો નિશ્ચય કર્યો. ત્યારે મહાપ્રપંચી યવનરાજ અલ્લાઉદ્દીને પ્રપંચ યુક્તિ રચીને પ્રથમ સુલેહસંપ કરી નમ્રતાથી પરસ્પર મિત્રાચારી રખાવી એટલે એક દિવસે ચિતોડમાં બેઠક કરીને રજપુત રાજાએ બાદશાહને તેડાવી બહુ માનપૂર્વક સત્કાર કર્યો, ત્યારે દગલબાજ બાદશાહે પણ મીઠા મધુરાં વચનોથી સંતોષ જણાવ્યો. વિશેષમાં મધુરતાથી કહ્યું કેઃ—ભીમસિંહભાઇ ! (પદ્મિનીનો પતિ) હવે તુમ એક રોજ હમેરા પ્રાહુણા બનો, હમેરા તંબુ બી પાવન કરો. એ આમંત્રણ ભોળા રાજાએ કબુલ કર્યું ને થોડા માણસો સાથે ત્યાં ગયા, બેઠક કરી માન આપ્યું. ભોળા રજપુતો બાદશાહ સાથે નિખાલસ મનથી વાતો કરવામાં જોડાયા; તેવામાં એકદમ કપટી બાદશાહે આગળથી ગોઠવી રાખેલી છુપી પોલીસ એકદમ આવી હથિઆર બંધ ખડી થઈ ગઈ ! ને ઓચિંતા સર્વ રજપુતોને રાજા સહિત પકડી કેદ કર્યા. પછી બાદશાહે રાજાને કહ્યું કેઃ—જબ તક તુમેરી પદ્મિની હમકુ નહિ દો તબ તક હમ તુમકુ કેદ રખેંગે, ઓર આખરે માર ડાલેંગે ! એ પ્રમાણે બિચારા વિશ્વાસુ મહાશૂરા પણ ભોળા રજપુતો ઠગાયા. ચિતોડમાં બાદશાહ આવ્યો, ત્યારે તેને લડીને કબજે કરવો ક્યાં મુશ્કેલ હતું ? પણ તે રણશૂરા યોદ્ધા કુનેહબાજ કપટકળાકુશળ બાદશાહની ઉપલક મીઠી વાણીથી ઠગાયા.

દુહો—મોઢે મીઠું મીઠું બોલે, વાંસેથી તો વાઢે;
એવા માણસનો સંગ તજો તો શું અણદાયા આઢે. ૧

આખરે સતી ક્ષત્રાણી પદ્મિનીએ યવનરાજ થયો તેવી થઇને કપટકળાથી પતિને મુક્ત કર્યો છે. તેમ મુગલવંશાન્તક ઔરંગજેબ પણ એવોજ મીઠો ને મધુરો હતો. પણ હૃદયમાં તો છરી મોટી રાખતો. તેણે રાજ્ય લેવાને માટે કાંઇ કાવતરાં ઓછાં કર્યાં નથી! ભૂખન બારોટને એક વખત બાદશાહે કહ્યું હતું કે:—મારાં બરાબર—યથાર્થ બખાન કરો! તુમ કલ ફજરમે આઓ, ઔર જૈસે તુમ દેખો તેસા બર્ણન કરો, મોમંગલીયાકી માફક ખાલી ખુશામદ લોગ કયા કરવા? બારોટે કહ્યું:—સાહેબ તેમાં હમકુ નુકશાન ન હોવે, બાસ્તે એક રૂક્કા લીખ દો. પછી બાદશાહે ત્રાંબાના પત્રા ઉપર રૂક્કો (લેખ) લખી આપ્યો કે:—હું તમને કશી હરકત નહિ કરૂં. પછી સવારમાં ઔરંગજેબ ધર્મનો આડંબર કરી બેઠો, હાથમાં માળા લઇ જપવા લાગ્યો અને જાણે કોઇ પરમાત્માને ખોળે ભક્તરાજ બેઠો હોય તેવો જણાવાનો ડોળ દેખાડયો, ભુખણ બારોટે આવી જોયું અને મનમાં વિચાર કરવા લાગ્યો કે:—વાહ! કપટનું પુતળું તો અત્યારે ધર્મિષ્ટનું પુતળુ થઇ બેઠું છે! કુડ કપટ કરવામાં તો કાંઇ કચાશ—બાકી રાખી નથી. પછી રૂક્કો સામો રાખી તેના સાંભળતા નિડર થઇ નિઃશંકપણે ભુખણકવિ ગાજીને એક કવિત બોલ્યો કે:—

## કવિત.

તસ્બી લઇ હાથમે, સુપ્રાતસ્મે બંદગી કરે,
મનમે કપટ સો, જપત જાપ જપકે;
આગરામે આઇ દારા, ચોકમે ચુનાઇ લીનો,
માર્યો નિજ તાત, છત્ર છિન્ન લીયો છબકે;
શાહ સુજા ઘેર લીયો, અધમ દુવાઇ ફેરી,
નાશ કીયો કુટુંબ, તમામ ચપચપકે;
ભુખન ભનત અહો કેતીકી અનીતિ કહુ,
"સો સો ચુવા ખાયકે બીલૈયા બેઠી હજકે." ૧

એ કવિત સાંભળી બાદશાહે એકદમ ગુસ્સે થઇ ખંજર લઇ મારવાની તૈયારી કરી, સાલે કમબખ્ત! હમેરા ચરિત્ર ખુલ્લા કીયા! એ રૂક્કાસે તેરેકુ બચાતા હુ નીકર અભીને અભી માર ડાલુ! જાઓ છ

માસમે તુમેરા ઠિકાના ગોત લેના, પીછે પકડકે મારેગા. પછી ભુખન બ.રોટ ત્યાંથી નીકળી, દક્ષિણમાં જઈ મહારાષ્ટ્રવીરકેસરી શ્રીશિવાજી-છત્રપતિને મળ્યો, ત્યાં મરાઠાવીર શ્રીશિવાજીનો આશ્રય અને શરણ મેળવી નિર્ભયપણે રહ્યો ને ઔરંગઝેબથી બચ્યો. મતલબ એવી છે કે, દુષ્ટ મનુષ્યો મોઢે તો પોતાના સ્વાર્થ સાધવા સારૂં મીઠું મીઠું બોલે છે, પણ મનમાં તો અનેક પ્રકારની ગડભાંગ અને યોજનાઓ ચાલી રહેલી હોય અને દુષ્ટ વિચારો તો ચાલતાજ હોય. આવા મિષ્ટભાષી પ્રપંચી પાખંડી જનોના પાસમાં પકડાઇ બિચારા કેટલાએક ભોળા ભલા પાયમાલ બને છે. પહેલેથી તેઓ કાંઈ પણ વિચાર કરતા નથી, તેથી પાછળ દુઃખના ઓઘ વળે છે, પછી પૂર્ણ પસ્તાવું પડે છે. કપટ કરનારાઓને કાંઇ દિલમાં દયા કે ડર હોતાં નથી, તે ધુર્તો તો પોતાના સ્વાર્થ સામુજ જુએ છે, પણ કદી પરના દુઃખ સામું તો જોતાજ નથી, હવે પ્રપંચી મનુષ્યો પોતાનો સ્વાર્થ સાધવા માટે અનેક કપટકળા ને યુક્તિ આદરે છે, અને સામાને અનેક રીતે છેતરે છે. તે ઉપર વાઘ અને વાનરનું દૃષ્ટાંત વાંચો.

## (૩૭) વનમાં સાધુવેશે ફરતા ઠગભગત વાઘની વાત.

કોઇ જંગલમાં એક વાઘ રહેતો હતો, તે એક વખત ઘણો ભૂખ્યો થયો, તેથી ક્ષુધાની નિવૃત્તિ માટે પોતાના પિતૃકાનન (વન) માં કોઈ પ્રાણીને પકડવા માટે ફરવા નીકળ્યો. જંગલમાં આમતેમ ઘણું ફર્યો, પણ કયાંઇ કોઇ સત્વ નજરે જોવામાં આવ્યું નહિ, છેવટે થાક્યો અને નાહિમત બન્યો, તેવામાં કોઈ એક મોટા ઝાડની શાખા ઉપર એક મોટો વાંદરો બેઠેલો ભાળ્યો.

**દુહા.—એક સમે એક સીંહકુ, ભારે લાગી ભુખ;**
**રન વન સઘળે ઢુંઢતાં, એક મર્કટ દીઠો રૂખ. ૧**
**શીશ નમાવી પ્રભુકું કહે, હું સમરૂં રઘુનાથ;**
**પ્રભુજી એસી બીધ દીઓ, જયું બંદર આવે હાથ. ૨**

વાંદરાને જોઈ વાઘે વિચાર્યું કેઃ–અરે! આ તો ઉંચી શાખા ઉપર ચડેલો છે, મારાથી તો ત્યાં પહોંચાય તેમ નથી, માટે હવે શો ઉપાય કરૂં? ઠીક! એક ઉપાય છે, તે અજમાવ્યાથી તે ઘણું કરીને જરૂર નીચે આવશે અને ધર્મના બાને તે નિશ્ચે ઠગાશેજ.

**દુહો—મર્કટ બેઠો દેખકે, સિંહે કીયો ઉપાય;**
**કીડીથી આગો ચલે, ફુંક ફુંક દેવે પાય. ૧**

પ્રાયે કરી ધર્મને બાને પ્રાણીઓ ઠગાયછે. માટે હું પણ ધર્મનું બાનું લઉં, તો વાંદરો હાથ આવે. પછી દયાધર્મીનો ડોળ દેખાડી મસ્તક નીચું રાખી ઝીણી દૃષ્ટિ કરી ચાલવા લાગ્યો. રસ્તામાં કોઇ કીડી મંકોડો કુંથવા વગેરેથી તરીને ચાલે છે, કોઇ જીવજંતુ જણાય તો ફુંક મારી કોરે કરે; આ પ્રમાણે તેને ધીમેધીમે ડગ ભરી ચાલતો જોઇ વાંદરો વિચારીને વાઘ પ્રત્યે બોલ્યો કેઃ—

દુહો.—મર્કટ બોલ્યો દેખકે, સ્વામી કોણ સ્વભાવ;
નહિ કાંટો નહિ કાંકરો, કયું ફુંક ફુંક દેવે પાવ? ૪

વાઘની આવી રીત જોઇ વાંદરો કહે છેઃ—હે વાઘભાઇ! આ શું! આજ કાંઈ પગ લુલો થયો છે? ઠેકડા મારો છો? અને જમીનને ફુંકી ફુંકી કેમ ચાલો છો? રસ્તામાં કાંટા કાંકરા તો કાંઇ પણ જણાતા નથી! તો આજ આમ કેમ કરો છો? આ સાંભળી ગરીબાઈ બતાવી નમ્ર વાણીથી પેલો વાઘ બોલ્યો કેઃ—

દુહો.—પર આતમ આતમ સમો, જેસો દુધમે ઘી;
ફુંકી ફુંકીને પાઉ ધરૂં, રખે ચંપાઇ જાય જીવ. ૫

વાનરભાઇ! એક વાર હું જતો હતો, ત્યાં રસ્તે મને એક સદ્ગુરૂ મળ્યા, તેમણે મને ઉપદેશ આપ્યો કેઃ—અરે! અધમાધમ પાપી પ્રાણી! તારી શી ગતિ થશે?! તું પ્રાણીઓના પ્રાણ હરે છે, પણ અવશ્ય તારે પરલોકમાં તેનો બદલો દેવો પડશે, જેવો પોતાનો આત્મા એવોજ પરનો આત્મા છે, જેમ દૂધમાં ઘી સમાયેલું છે, તેમ જીવ માત્ર આત્મવત્ છે માટે કોઈ પણ પ્રાણીના જીવ લઇશ નહિ. આ પ્રકારનો અપૂર્વ ઉપદેશ સાંભળી દિંગ્મૂઢ બની ગયો અને તે મહાત્માની પરમ કૃપાથી તુરતજ મને તો હૃદયમાં વૈરાગ્ય સ્ફુર્યો અને તે સદ્ગુરૂની સમક્ષજ મેં તો એકદમ બાધા લીધી કેઃ—"કૃપાળુ સદ્ગુરૂ! આજથી કોઇ પણ જીવને મારે મારવો નહિ, હવેથી ફળ, ફુલ ખાઇનેજ જીવીશ પણ કોઇને હણીશ નહિ, આજથી વનના સરવે જીવો મારા ભાઇ છે." હે વાનરભાઈ! તે દિવસથી મેં તો ગુરૂજી પાસે નિયમ લીધા છે ને હવે તો હું ભગત બન્યો છું, રસ્તે ચાલતાં કીડી, મંકોડા, કુંથવા વગેરે ઝીણા જીવોથી પણ ડરૂં છું, કે રખેને ક્યાંઇક તે જીવો મારા પગ તળે ચંપાઈ મરી જાય! માટે જમીનને ફુંકી ફુંકીને ચાલું છું, વાયુથી કદાચ ફુલની પાંખડી ખરી જાય, તો પણ મારૂં હૃદય કંપે છે, હવે તો હું સરવે જીવોની દયા પાળું છું, અને જ્યારથી

ગને સદ્‌ગુરૂનો સમાગમ થયો છે, ત્યારથી હું તીર્થયાત્રા કરી સંતપુરૂષોનાં દર્શન કરી, આ પાપી દેહને પાવન કરૂં છું. બાકી મારા જેવો તો કોઇ પાપી નથી! એટલું બોલી જમીન સામી દૃષ્ટિ કરી જીવજંતની જતના કરતો ધીમે ધીમે પગલાં ભરતો ચાલવા લાગ્યો.

આ વાત સાંભળી પેલો વાનર વિચારમાં પડયો કે:—આકાશમાં પુષ્પવાડી, રાત્રિમાં રવિ અને પથર ઉપર પદ્મ કદિ સંભવતું નથી, તેમ આ માંસભોજી નિર્દય પ્રાણીમાં તે દયાનો ઉદય વળી કયાંથી ?! વખતે ભાગ્યના ઉદયથી હોય ! અરે! આ તો ખરેખર મહાત્મા થયો જણાય છે! પરમ પવિત્ર આત્મા થયો ભાસે છે. જુઓને તેની ચાલ પણ કેવી શાંત છે? માટે મહાત્માને તો હું ફલફુલ તોડી આપું ને મારૂં મસ્તક તેમના ચરણકમળમાં નમાવું, અને આ તન સફળ કરૂં, પણ અરે !આ મહાત્મા તો ચાલ્યા જો ! પછી વાંદરાએ તેને સાદ કરી બોલાવ્યો:—

દુહો—ધીરા રહો જાઓ મતિ, પુરો મુજ મન આશ;
તરત પાકેલાં તોડી ફળ, આજ ધરૂં તુમ પાસ. ૬

હે સંત મહાત્મા ઉભા રહો, ઉભા રહો! આ ગરીબ સેવકની યત્કિંચિત સેવા સ્વિકારતા જાઓ. કૃપા કરી અત્રે પધારો ને મારૂં આંગણું પવિત્ર કરો. આ સાંભળી વાઘ મનમાં બોલ્યો કે:—ફિકર નહિ લાભ તો મળ્યો છે, આપણી વાક્‌જાળ લેખે તો લાગી છે. પછી વાનર પ્રત્યે બોલ્યો કે:—ભાઈ! હું ત્યાં નહિ આવું, વખતે પાછા આવતાં કોઇ કીડી વગેરે જીવ જંત ચંપાઇ જાય, માટે તારી ઇચ્છા હોય તો તું અહીં લાવ. ઉત્તર મળ્યો:—ઠીક, બહુ સારૂ બાપજી !આપની કૃપા ! પછી સારાં સારાં પાકાં અને તાજાં ફળો તોડી વાંદરો હેઠે આવ્યો.

દુહો—મર્કટ મૂરખ સમજ્યો નહિ, સિંહ ફળ કબુ ન ખાય;
તરૂથી ઉતર્યો વાંદરો, લપેટી લીઓ મુખમાંય. ૭

મૂર્ખ વાંદરો એટલું પણ ન સમજ્યો કે સિંહ કદી પણ ફળ ખાય નહિ, પણ બિચારો વાઘની વિનયવાણીમાં ફસાયો ને ઠગાયો. જેવો તે ફળો લઇને હેઠો ઉતર્યો ને વાઘની પાસે ફળો મુકી મસ્તક નમાવવા જાય છે તેવોજ વાઘે મોઢામાં એકદમ પકડી લીધો, અને મારવાની તૈયારી કરવા લાગ્યો. આ જોઈ વાંદરો એકદમ ભયભિત થઇ બોલ્યો કે:—અરે ભગવાન! આ શું? દયાવાન થઇ અઘટિત આ શું કરો છો? વાઘ બોલ્યો:—અરે વાંદરા! એ તો હવે સર્વ ગયું, તને

પકડવા માટેજ આ સર્વ પ્રપંચ ને ઢોંગ આદર્યો હતો ! વળી હે મૂર્ખ-શિરોમણિ વાંદરા ! તું એટલું પણ ન સમજ્યો કે, માંસાહારી પ્રાણી કદાપિ ફળ ખાતાંજ નથી ! માટે હવે તો ઝટ ઇષ્ટદેવનું સ્મરણ કરી લે, હું બહુ ભૂખ્યો છું માટે મારે હમણાંજ તને મારી ખાવો છે.

આ સાંભળી વાંદરો તો વિચારમાં પડયો અને સોચવા લાગ્યો કેઃ-અરેરે ! હું ઠગાયો, ધિક્કાર છે મને, મેં મૂઢે જરા પણ વિચાર સરખોયે ન કર્યો, ને મુરખ બની જઇ તેની મધુર વાણીમાં ભરમાયો -મોહાયો ને ઠગાયો. ફસાયો તો છું પણ હવે તો ધૈર્ય ધરી હું પણ તેને ઠગવાની યુક્તિ કરૂં, અને પ્રાણ બચાવું.

દુહો—મુખ મુકી મર્કટ હસ્યો, તવ સિંહ બોલ્યો યું;
પડયો કાળકે ગાલમે, અબ હસત હે કયું ? ૮

પછી વાંદરો તે વખતે ખુલ્લે મોઢે ખડ ખડ ખૂબ હસ્યો. આ આશ્ચર્યકારક દેખાવ જોઈ સિંહ બોલ્યોઃ-હે વાંદરા ! હવે તું કાળના ઝપાટામાં પકડાયો છે, છતાંપિ તું હસે છે કેમ ?! વાંદરો બોલ્યોઃ-ભગવાન ! બહુ સારૂં થયું, આપ જેવા ઋષિના હાથે મરણ એ તો મોટો મારા ભાગ્યનો ઉદય છે, લોકો ચાહીને કાશીએ કરવત મુકાવા જાય છે, તો મારે તો ઘેર બેઠાજ કાશી ! માટે હે ભગવાન ! જેમ બને તેમ કરી મારો વહેલો મોક્ષ કરો, ને આપની ઇચ્છા પાર પાડો! હું મરણથી તો જરાયે બિતો નથી, પણ ફક્ત મને ચિંતા તો એટલીજ છે કે મારા પેટમાં એક વાત છે તે મેં કોઇને કહી નથી, હવે તે વાત મારા પેટમાંજ રહી જશે તેની મને ફિકર થાય છે. તે વાત ખરેખર સાંભળવા જેવીજ છે પણ હવે તો નિરૂપાય છું, લ્યો ભગવાન ! મારો જલદી મોક્ષ કરો ! આ સાંભળી વાઘ તો વિસ્મય પામ્યો ને વિચાર્યું કે વાત કેવી હશે ? તે સાંભળવી તો ખરી ! પછી બોલ્યો કેઃ-કપિરાજ ! એ વાત તો મને જરૂર કહો, પછી મારીશ. કપિ બોલ્યોઃ—મહારાજ ! કહું તો ખરો પણ,

દુહો—હું હસ્યો તેમ તુમ હસો, તો કહું મેરી ગુંજ;
ભલા બુરી એક વારતા, કહિ સંભળાવું તુંજ. ૯

મહારાજ ! જેમ હું હસ્યો તેમ આપ પણ સારી રીતે હસો તો એક મારી ગુંજની વાર્તા આપને કહી સંભળાવું. વાઘ બોલ્યોઃ-બહુ સારૂં, લ્યો હું પણ હસું છું.

**દુહો—સિંહ મૂરખ સમજ્યો નહિ, હસત દિયો મુખ ફાળ;**
**જ્યાંથી આવ્યો વાંદરો, કુદ લગ્યો તે ડાળ. ૧૦**

મૂર્ખશિરોમણિ સિંહ પણ આ મર્કટનું તર્કટ સમજ્યો નહિ, અને ગોખલા જેવું મોઢું ફાડી બે પંજા પહોળા કરી જેવો હસવા ગયો તેવોજ પેલો વાંદરો એકદમ કુદીને જે ડાળેથી આવ્યો હતો, તે ડાળે ગયો, પછી ત્યાં બેશી રડવા લાગ્યો:–

**દુહો—મુખ મુકી મર્કટ રડયો, તવ સિંહ બોલ્યો યું;**
**ગયો કાળકે ગાલસે, અબ રોવત હૈ કયું? ૧૧**

ડાળે બેસી મુખ છુટું મુકી વાંદરો એકદમ બેફાટ રડવા લાગ્યો આથી તો વાઘને બહુ આશ્ચર્ય લાગ્યું કે:—

**रोदितव्यं सुखं यत्र । तत्रत्वं किल व्याहसः ॥**
**मोदितव्यं कपे! यत्र । तत्रत्वं किमुरोदिषि ॥ १ ॥**

**અર્થાત**—જે ઠેકાણે રોવું જોઇએ ત્યાં ખુબ હસ્યો, અને જ્યાં ખુબ હસવું જોઇએ ત્યાં હવે ખુબ રડે છે. પણ હવે મૃત્યુના મોઢામાંથી તું ઉગર્યો, અને મને પણ છેતર્યો, તો હવે તું રડે છે શું કરવા ? ! તે સાંભળી વાંદરો બોલ્યો કે:—

**દુહો—મે તો મેરી બુદ્ધસે, નીકસ્યોહી તતકાળ;**
**તુમ જેસા ગુરૂ અવરકુ મિલે, તાકા કૌન હવાલ. ૧૨**

હે ઋષિરાજ! હું તો મારી બુદ્ધિથી છુટયો, પણ કોઈ બિચારા બીજા પ્રાણીઓને તમારા જેવા સદ્‌ગુરૂ મળશે તો તે કેમ કરી છુટશે? તેમના દુઃખે હું રડું છું.

**अहं बुद्धि प्रभावेन । मुक्तस्तु त्वत्पाश्वतः ॥**
**किमन्येषां भविष्यंति । गुरुं प्राप्य भवादृशम् ॥**

**અર્થાત**—તમારા જેવા ગુરૂ મળવાથી બિચારા બીજા પ્રાણીઓ માર્યા જશે, તમારી મધુરી વાણીવાળા ઋષિપણામાં તે ભોળવાઇ જશે; હું તો ગમે તેમ કરીને છુટયો, પણ તેમનું કેમ થશે ? એવા હેતુથી અત્યારે મને રડવું આવે છે! આ સાંભળી વાઘ શરમિંદો બની નીચું ઘાલી વીલે મોઢે ચાલતો થયો. આ દષ્ટાંતની મતલબ એ છે કે, ધુર્ત મનુષ્યો સામાને ઠગવા માટે મીઠી મધુરી મોહક પ્રિય વિનયવાણી બોલે છે, પણ કાળજામાં કાતી હોઇ કપટથી પૂર્ણ ભરેલા હોય

છે, આવા દુષ્ટ મનુષ્યોનો વિવેકી મનુષ્યોએ તો કદી પણ વિશ્વાસ કરવો નહિ. નિકર પાછળથી પસ્તાવાનો પાર રહેશે નહિ; તેવા ધુર્તને તો દૂરથીજ તજી દેવા. ભૂત અને ભુંડાથી તો ભાગવુંજ ભલું! (૩૭)



**यथा यथा ज्ञानधनं प्रदीयेत् ।**
**तथा तथा ज्ञानधनं विवर्धयेत् ॥**
**सरस्वति देवि ! तवेष कोषो ।**
**विचित्र कोऽपि पारि दृश्यतेऽत्र ॥ ३८ ॥**



**અર્થ**—આ જગતમાં જ્ઞાન રૂપી ધન પરને દેવામાં આવે છે, તેમ તેમ તે વૃદ્ધિ પામતું જાય છે. સરસ્વતી દેવીનો ભંડાર તો કોઈ અપૂર્વજ દેખાય છે! (૩૮)

**ભાવાર્થ**—દુનિયામાં જ્ઞાનરૂપી ધનનો ખજાનો ઓર તરાહનો છે—અપૂર્વજ છે. તે કોઇથી લુંટયો લુંટાતો નથી, સામા જનને જ્ઞાન ભણાવવામાં આવે છે, તેમ તેમ શિખવનારનું જ્ઞાન વધ્યેજ જાય છે. જ્ઞાનનો સ્વભાવ વીરડા જેવો છે, વીરડામાં પાણી દેખાય છે થોડું, પણ તેમાંથી છાલીઆ વતી ઉલેચવામાં આવે છે, તેમ તેમ પાણી નીકળેજ જાય છે; સર્વસિદ્ધિપ્રદ જ્ઞાનને માટે પણ તેવુંજ સમજવું. જે મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરી તેનો સદુપયોગ કરતો નથી, એટલે સામાને મન મૂકીને શીખવતો નથી, પોતે પણ તેનો પાઠ કરતો નથી તો અવશ્યે તે જ્ઞાન તે થોડા વખતમાંજ વીસરી જાય છે—ભણેલું ભુલી જાય છે. ગુરૂ શિષ્યના સંવાદમાં એક ગુરૂએ શિષ્યને પૂછયું છે કેઃ—

દોહરો—પાન સડે ઘોડા અડે, વિદ્યા વીસરી જાય;
તવે પર રોટી જલે, કહો ચેલા કોણ ન્યાય? ૧

**અર્થાત**—પાન સડી શાથી જાય? ઘોડો બગડી કેમ જાય? વિદ્યા ભુલી કેમ જવાય? અને તાવડી ઉપર પકવવા મુકેલી રોટી બળી કેમ જાય? હે ચેલાજી! આ ચાર પ્રશ્નનો ઉત્તર એકજ શબ્દમાં વિચારીને આપો. ચતુર ચેલે વિચારીને તર્ક બુદ્ધિથી ઉત્તર દીધો કેઃ—હે ગુરૂજી! એતો ન ફેરવવાથી થાય. મતલબ કે, જ્ઞાન પણ

હમેશાં પઠનપાઠનાદિક ઉપયોગમાં આવે તોજ તે વૃદ્ધિ પામ્યા કરે છે, વિદ્યાજ્ઞાન વાપરે નહિ તો ઘટી જાય છે.

न चोर चौर्यं न च राजहार्यं ।
न भ्रातृभाज्यं न च भारकारि ॥
त्यये कृते वर्धन एव नित्य ।
" विद्याधनं सर्व धन प्रधानम् " ॥१॥

**અર્થાત**—જ્ઞાનરૂપી ધનને ચોર ચોરી શકતા નથી, રાજા કે લુંટારા લુંટી શકતા નથી, વળી ભાઇઓ પણ તેમાં ભાગ પડાવી શકતા નથી, તે અગ્નિમાં બાળ્યું બળતું નથી, ભાર પણ કરતું નથી. જેની પાસે વિદ્યારૂપી ધન છે, તે સર્વોત્તમ છે, તે કોઇ કર્મના યોગે દુઃખ વડે દબાઇ ગએલો હોય, તો જ્ઞાનબળે પોતાના જીવને હિમત આપી આનંદમાં રાખી શકે છે અને વિપતિ ટાળી પણ શકેછે. સીતા, દ્રૌપદી, દમયંતી, અંજનાજી, સુભદ્રાજી વગેરે સતીઓ; રામ, પાંડવ, નળ, હરિશ્ચંદ્ર, શ્રેણિક વગેરે મહારાજાઓ એ વગેરે આવાં મહાન સ્ત્રી પુરૂષોને આપત્તિમાં કોણે જીવાડયાં? ફક્ત એક જ્ઞાનેજ. દુઃખમાં તેઓ જ્ઞાનથી હિમત આણતાં અને મળેલી વિપત્તિને આનંદ પૂર્વક વેઠી લઇ સુખમાં દિન ગાળતાં. માટે ધનના કરતાં જ્ઞાન ઉત્તમ સમજવું. ધનવંતોને ગર્વ હોય છે કે અમોજ ઉંચા છીએ, અમોજ સુખીઆ છીએ મનમાં ધારેલી વસ્તુઓ ધનવડે અમેજ સત્વર પ્રાપ્ત કરી શકીએ છીએ; આ પ્રમાણે તેઓ ધનના મદ અને ગર્વમાં તણાઇ જાય છે. પણ વિચારીએ તો જ્ઞાનધનની પાસે તો તે સર્વ ધન માલ તુચ્છ છે-કંઇ ગિસાતમાંજ નથી! કારણ કે **વિદ્યાધનં સર્વ ધનં પ્રધાનમ્** ॥ અર્થાત્ વિદ્યારૂપી ધન સર્વ ધન કરતાં ઉત્તમ છે. માટે સરસ્વતીદેવીનો એવોજ કોઇ અપૂર્વ ચમત્કાર છે કે, જેના હૃદયમાં તે પ્રવેશ કરે છે, તેને નિહાલ બનાવી દે છે, દુનિયામાં દેખતા કરી પ્રભુ તુલ્ય પૂજાવે છે. માટે જ્ઞાન એ પોતાને તથા પરને તેમજ આ લોકમાં તથા પરલોકમાં એમ ઉભય પ્રકારે મહા સુખને આપે છે. જે મૂર્ખ જનો છે તેજ જ્ઞાનધનને નિંદે છે, તે બિચારા જ્ઞાનના પ્રભાવ અને ગુણને જાણતાજ નથી. જ્ઞાનધન તો ભારે ચમત્કારી છે. હવે જ્ઞાનધન કેવું ઉપકાર કરે છે? તેના ઉપર વિદ્યાચંદ્ર અને લક્ષ્મીચંદ્રનું દૃષ્ટાંત

## (૩૮)વિદ્યાચતુરનો ચમત્કાર! ગુમાની ધનાઢયની ફજેતી!!

કોઇ એક મોટા શહેરમાં વિદ્યાચંદ્ર અને લક્ષ્મીચંદ્ર નામે બે મિત્રો વસતા હતા, તેઓ બંને વચ્ચે દોસ્તી સારી હતી. વિદ્યાચંદ્ર પૂર્ણ વિદ્વાન હતો, ત્યારે લક્ષ્મીચંદ્ર પૂર્ણ લક્ષ્મીવાન હોઇ અભિમાનને લીધે તે કાંઇ ભણ્યો ગણ્યો ન હતો, તેના મનમાં ગર્ભશ્રીમંતાઇનો પણ ગર્વ અને ફાંકો ઘણો હતો.

એકદા બંને મિત્રો વચ્ચે વાદ ચાલ્યો, લક્ષ્મીચંદ્ર કહે, બસ! આ જગતમાં ધન સિવાય કાંઈ વિશેષ નથી,ત્યારે વિદ્યાચંદ્ર બોલ્યો:- મિત્ર તું અભિમાનમાં શા માટે મરડાય છે? તને ખબર નહિ હોય કે **વિદ્યાધન સર્વ ધનોમાં પ્રધાન-શ્રેષ્ઠ** છે દુનિયામાં વિદ્યા પાસે ધન કાંઈ લેખામાં નથી. વિદ્યા તો દુઃખસાગર ઓળંગવાની નૌકા છે.

**विद्वत्वं च नृपत्वं च । नैव तुल्यं कदाचन ॥**
**स्वदेशे पूज्यते राजा । विद्वान् सर्वत्र पूज्यते ॥१॥**

**અર્થાત**—વિદ્વતા અને નૃપપણું એ બે કદી સરખાં નથી, નૃપત્વ કરતાં વિદ્વત્વ ઘણે દરજ્જે ચડી જાય છે કેમકે રાજા તો ફક્ત પોતાના દેશમાંજ પૂજાય છે-પંકાય છે. પણ વિદ્વાન તો સર્વત્ર-સઘળે પંકાય છે ને પૂજાય છે.

આ સાંભળી એકદમ રીસ કરી લક્ષ્મીચંદ્ર બોલ્યો:—તમે વિદ્યાવાળાઓ ગદ્ધા પુચ્છ પકડો તે મુકોજ નહિ, તમને ખબર નહિ હોય કે **સર્વે ગુણાઃ કાંચનમાશ્રયન્તે ॥** વિદ્યા આદિ દુનિયાના બધા ગુણો લક્ષ્મીની આગળ તુચ્છ છે. સર્વે લોકો ધનવાનનો આશ્રય લે છે, જેને પાસે લક્ષ્મી ન હોય તો બીજા સર્વ સારા ગુણો પ્રાતઃકાળના ચંદ્રબિંબની માફક ફક્કુ (ફીકા-તુચ્છ) પ્રાય છે. મોટા મોટા વિદ્વાન પંડિતો, શાસ્ત્રીઓ, સોલીસીટરો, બારિસ્ટરો, જજ્જો ને ડાકટરો જેવા પણ અમારી ધનાઢયોની ગરજ રાખે છે. અમો ન હોઇએ તો તેમની ભભકાબંધ શણગારેલી સુંદર પેઢીઓ કયારનીએ હવામાં તૃણની માફક ઉડી ગઈ હોત-બંધ પડી ગઇ હોત! માટે એ તો વિદ્યા કરતાં લક્ષ્મીજ સર્વ વાતે શ્રેષ્ઠ છે.

**वयोवृद्धास्तपोवृद्धा । ज्ञानवृद्धाश्चये नराः ॥**
**ते वृद्धा धनवृद्धानां । द्वारि तिष्ठन्ति सर्वदा ॥ १ ॥**

માટે વિદ્યાનો ખોટો ને મોટો ફાંકો છોડી દો ! વિદ્યા બિદ્યા કાંઇ દુઃખથી બચાવવા સમર્થ નથી, પણ લક્ષ્મીજ સમર્થ છે. આ પ્રમાણે બંને વચ્ચે વિવાદ થતાં ઝગડો વધી ગયો, તેથી બને જણા ત્યાંના રાજા પાસે ન્યાય લેવા ગયા.

રાજા આ તકરાર સાંભળી વિચારમાં પડયો કેઃ—આ ફરિયાદનો નિવેડો શી રીતે આણવો ? પછી પ્રધાન અને રાજાએ ખુબ વિચાર કરી ત્રીજે દિવસે બંનેને બોલાવ્યા, અને એક ચીઠી લખી પરબીડીઆમાં મજબુત પેક કરી બંનેના હાથમાં આપીને કહ્યું કેઃ–તમો બંનેની ફરિયાદ અત્રેથી પચાશ કોશ ઉપર આવેલ અમારૂં મિત્ર રાજ્ય સાંભળશે, ત્યાંના રાજાને આ ભલામણની ચીઠી આપજો, એટલે તમને તે રાજા ન્યાય આપશે. પછી બંને જણા ચીઠી લઈ મિત્ર રાજ્યમાં આવ્યા, કચેરીમાં આવી રાજાને સલામ ભરી ચીઠી હાથમાં આપી, અને જણાવ્યું કેઃ–આપના મિત્રરાજાએ અમોને અત્રે મોકલ્યા છે, માટે અમારી તકરારનો નિવેડો કરી આપ સત્વર ન્યાય આપશો; એટલું કહી ઉભા રહ્યા. રાજાએ ચીઠી ખોલી વાંચી જોઇ અને પ્રધાનને પણ વંચાવી, પછી પોતાના ચોપદારને બોલાવી કહ્યું કેઃ–અરે ચોપદાર ! આ બંને જણાને ફાંસીએ ચડાવી દો. આ વાક્ય સાંભળતાં બંને ચોંકી ઉઠયા. લક્ષ્મીચંદ બોલ્યો અરે સાહેબ ! આમ કેમ ? રાજા કહેઃ–તમારા રાજાએ આ ચીઠીમાં લખ્યું છે કેઃ–"આ ચીઠી વાંચતાં તરતજ આ ચીઠી લાવનારા આ બંને જણને ફાંસીએ ચડાવી દેજો. આ પ્રમાણે તમારા રાજાનું લખાણ છે, માટે આ બાબતમાં વિશેષ કાંઈ તપાસ કરવાની જરૂર હવે રહેતી નથી, એ પ્રમાણે કહી બને જણને સિપાઇને સોંપ્યા.

વિદ્યાચંદ્રે તો હિમત રાખી, પણ લક્ષ્મીચંદ્ર તો ઢઢળીજ પડયો આંખમાંથી દડદડ ચોધારાં આંસું પડવા લાગ્યાં, અરેરે ભાઈ! વિદ્યાચંદ્ર ! આતો ગજબ થયો. આવી ખબર હોત તો આપણે ફરિયાદ ન કરત, પણ હવે શું કરવું ? આપણે નિરપરાધી તો ઠાર મરાયા. વિદ્યાચંદ્ર બોલ્યોઃ–તું લક્ષ્મીવાળો છે, માટે તારી લક્ષ્મીનું જોર અહીં ચલાવ, તો આપણે છુટીએ. લક્ષ્મીચંદ્ર કહેઃ–અત્યારે શું જોર ચાલે ? જ્યાં ફાંસીનોજ હુકમ થઇ ગયો ત્યાં શું કરવું ? મારા તો ટાંટીયાજ ભાંગી ગયા છે, તને કેમ કાંઇ એરરાટી આવતી નથી ? તું તારી વિદ્યાનું બળ ધરાવતો હોય તે બતાવ અત્યારે ?! વિદ્યાચંદ્ર કહેઃ—હા, મારૂં વિદ્યા બળ તો સાચું ! પણ તારો લક્ષ્મીનો ખોટો ફાંકો છોડ, અને કહે

કે, લક્ષ્મી મોટી નહિ પણ વિદ્યા મોટી તો હમણાં તને છોડાવું, અને હું પણ છુટું. લક્ષ્મીચંદ્ર કહેઃ—હા ભાઈ! એમ હું હાર્યો ને તું જીત્યો, પણ આ પ્રાણાન્ત દુઃખમાંથી તો છોડાવ, હવે કદી આવો મિથ્યા વિવાદ નહિ કરૂં. આમ વાતો કરતા બંનેને ફાસીના લાકડે લાવી ઉભા રાખ્યા. ત્યારે લક્ષ્મીચંદ્ર તો થરથર કંપવા લાગ્યો ને ઉપર ચડતાં જ લડથડીઆં લેવા લાગ્યો, અને તે બાપડાના તો હોશને કોશજ ઉડી ગયા. પણ વિદ્યાચંદ્ર તો હિમત રાખી પાટીઆ ઉપર ઉભો રહ્યો, તેનું હૃદય હાથ હતું. કારણ કે પોતાના વિદ્યાબળે આ મરણાંત દુઃખમાંથી છુટવાની અને વિજય મેળવવાની યુક્તિ તેના મનમાં રમી રહેલી હતી. પછી થોડીવારે રાજપુરૂષો તરફથી રાજ્યના કાયદા મુજબ બંનેને પુછવામાં આવ્યું કેઃ—તમારે હવે કોઇને કાંઇ પુછવું કે કહેવું છે? લક્ષ્મીચંદ્ર તો બીલકુલ બોલીજ ન શક્યો, પણ વિદ્યાચંદ્ર હિંમતથી બોલ્યો કેઃ—હાજી, અમારે કાંઇક છેવટના બે બોલ મહારાજાને કહેવાના છે, માટે અમારી ઇચ્છા પૂર્ણ થવી જોઇએ. પછી તે પુરૂષે રાજાની રજા મેળવી બંનેને રાજા પાસે ઉભા રાખ્યા. ત્યારે રાજાના કહેવાથી વિદ્યાચંદ્ર બોલ્યોઃ—કૃપાળુ મહારાજા! અમને પૂર્ણ ખાતરી હતી કે આપ આ બાબતમાં કાંઈ તપાસ કરશો, પણ તેમ ન થવાથી અમારેજ આપશ્રીની સમક્ષ આવવા જરૂર પડી. આપના રાજ્યમાં અમને ફાંસી મળે તેથી કાંઈ નાખુશી થવા જેવું નથી, પણ અફસોસ માત્ર એટલોજ છે કે આપે કાંઇ આ વિશે મનમાં જરાએ વિચાર ન કર્યો કે, એના રાજ્યમાં ફાંસી છતાં અત્રે કેમ મોકલ્યા હશે? અમો મરીએ તેમાં તો કંઈ હરકત નથી, ચપટી ધુળ પલળશે, પણ હવે ખરેખર આપના અને આપની પ્રેમાળ પ્રજાના હિતને માટે મારે ભાર દઇને કહેવુંજ પડે છે કે, અમારા રાજ્યમાં ફાંસી છતાં અત્રે દુર દેશમાં અમને મોકલવાનું કારણ માત્ર એટલુંજ છે કે ફાંસીએ ચડાવવાના વખતમાં અમારા બંને વિશે રાજ્યના જોશીએ રાજ્યના હિત ખાતર રાજાને કહ્યું હતું કેઃ—કૃપાળુ મહારાજા! આ બંનેનું જ્યાં લોહી પડશે તે શહેરમાં મરકી ફાટી નીકળશે, માણસોનો મરો બહુ થશે, આપની રાણીઓ અને આપના શરીરને મરકી રોગ લાગુ થશે, અને નુકશાન પમાડશે માટે આ મરકી રૂપ કાળકુટોને અન્ય રાજ્યમાં ફાંસી દેવામાં આવે તો બહુ સારૂં. આ સાંભળી રાજાએ વિચાર કરી તેના મિત્ર રાજા આપ પ્રત્યે અમને મોકલ્યા છે. આ હકીકત છે હવે અમને ચિંતા કંઇ નથી, આપના રાજ્યમાં ભલે અમારો દેહ છુટે ફક્ત હિત માટે બે બોલ સંભળાવવાની

મારી ફરજ મેં અદા કરી છે. લ્યો સાહેબ! હવે અમે ફાંસીને સ્થાને જઇએ છીએ, એમ કહી ચાલવા માંડ્યું; તેમને રાજાએ એકદમ અટકાવ્યા. આ હકીકત સાંભળી રાજા તો ચકિતજ થઈ ગયો. અરે આપણા ગામમાં વળી આ બલા શા માટે જોઇએ ? શું એના ગામમાં મરકી મટાડી મારા ગામમાં નાખવી હશે ? ના ના આપણે તો "**પડ પાહાણા પગ ઉપર**" એવું કંઇ કરવું નથી. એ તો ખરૂંજ છે કે એના ગામમાં સગવડ છતાં અહીં શા માટે મોકલે ? માટે જરૂર આતું (વિદ્યાચંદ્રનું) કહેવું ખરૂંજ હશે.

પછી બંનેને રાજાએ છુટા કરી દીધા અને રજા આપી કે જાઓ અમારા ગામમાં તમોને ફાંસી નહિ મળે, અને વિદ્યાચંદ્ર ઉપર તો ખુશી થઇ તેને ઇનામ પણ આપ્યું; તે લઇ બંને રસ્તે પડયા. રસ્તામાં લક્ષ્મીચંદ્રે વિદ્યાચંદ્રનાં બહુ વખાણ કર્યાં ને કહ્યું કેઃ-ભાઇ! તારી વિદ્યા સાચી, તારી વિદ્યાએજ આપણે મરણાંત દુઃખથી છુટયા. પછી પોતાના રાજાને મળ્યા. રાજાએ પણ ખુશી થઇ ઇનામ આપ્યું.

આ દૃષ્ટાંતનો મતલબ એ છે કે, હરકોઈ રીતે જ્ઞાન ઉપકારક છે દુઃખમાં દીલાસો છે. માટે જ્ઞાન મેળવનારને ધન્ય છે, વિદ્યાચંદ્રે જ્ઞાનથીજ વિજય મેળવ્યો, બંને રાજ્ય તરફથી તેને સાબાશી તથા ઉપહાર(ઇનામ)પણ મળ્યાં. માટે જ્ઞાનની તો બલિહારી છે. લક્ષ્મીચંદ્રનો ધનનો મિથ્યા મદને ગર્વ વિદ્યાચંદ્રે સહજમાં ઉતાર્યો. જ્ઞાન ખજાનો એવો અપૂર્વ છે કે તેને જેમ ખર્ચીએ તેમ ઓર વધેજ જાય છે. (૩૮).

**सुदूरतो दुर्जनानां जनानां ।**
**सुसज्जनानां निकरेण नूनम् ॥**
**क्षिप्रं परिवर्जनीयः कुसंगो ।**
**यथा तथा भीम भुजंगमस्य ॥ ३९ ॥**

**અર્થ**—આ જગતમાં દુર્જન માણસોને સજ્જન પુરૂષોએ ખરેખર તજી દેવા જોઇએ, જેમ મોટા મણિધરને લોકો તજી દે છે તેમ અત્રે જાણવું. (૩૯).

**ભાવાર્થ**—પ્રાણીઓને બગાડનાર કે સુધારનાર સંગતિ છે.

જેમ શીશીમાં રહેલું પાણી પોતે શ્વેત છતાં તે શીશીના જેવા રંગનુંજ એ પાણી જણાશે.

**संतप्तायसि संस्थितस्य पयसो नामापिन ज्ञायते ।**
**मुक्ताकार तया तदेव नलिनीपत्रस्थितं राजते ॥**
**स्वातौ सागरसूक्तिकुक्षीपतितं तज्‌ ज्ञायते मौक्तिकं ।**
**प्रायेणाधम मध्यमोत्तम गुणाः संवासतो जायते ॥ १ ॥**

અર્થાત—વરસાદમાં પડેલું એક પાણીનું સ્વાતિ બિંદુ છીપમાં ગયું હોય, તો ઉત્તમ પ્રકારનું મોતી પાકે છે, વળી એજ ટીંપું કમળપત્ર ઉપર પડયું હોય તો સુંદર મોતીની આકૃતિને ધારણ કરેછે, અને તપેલા લોઢાપર પડયું હોય તો જણાતું પણ નથી. માટે જેવો સંગ એવો રંગ થાય છે, કુસંગતથી કુબુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને સુસંગતથી સુબુદ્ધિ ઉત્પન્ન થાય છે; માટેજ સર્વજ્ઞ મહાશયોએ ઉત્તમ પુરૂષોનો સંગ કરવાનુંજ કહ્યું છે. દુર્જન મનુષ્યોના સહવાસથી દુષ્ટ મતિ ઉત્પન્ન થશે, માટે દુર્જનનો તો કદી સંગ કરવોજ નહિ, તેમ તેઓને કદાપિ છેડવાયે નહિ, કારણ કે તેઓનો સ્વભાવ ઘણોજ દુષ્ટ અને વિચિત્ર હોય છે. કહ્યું છે કે:—

**दुर्जनेन समं सख्यं । विरोधो नापि कारयेत्‌ ॥**
**उष्णो दहति चांगारः । शीतः कृष्णायते करम्‌ ॥१॥**

અર્થાત્—દુર્જન મનુષ્યની સાથે મિત્રતા ન કરવી, તેમ તેની સાથે વિરોધ પણ ન કરવો—બોલી બગાડવું નહિ. કારણ કે અંગારો ઉનો હોય તો હાથને બાળે છે, અને ઠંડો હોય તો હાથને કાળા કરે છે. એમ બંને પ્રકારે દુર્જનનો સમાગમ દુઃખકારી છે. માટે દુર્ગુણીની સોબતમાં સદ્‌ગુણી, અપરાધીની સોબતમાં નિરપરાધી, અધર્મીની સોબતમાં ધર્મશીલ, નીચની સોબતમાં ઉત્તમ—ઉચ્ચ, અને ટુંકામાં નઠારાની સોબતમાં સારો માણસ પણ તેના જેવો નીચ જણાઇને માર્યો જાય છે. વખતે દુષ્ટ માણસો તો અનેક પ્રકારના છળપ્રપંચ કરીને પણ બચી જાય છે, પરંતુ બિચારા સજ્જન માણસોથી તેવા છળપ્રપંચ બની શકતા નથી, તેથી પેલા દુષ્ટે કરેલા દુષ્કર્મનાં ફળ આ સાલસ સજ્જનનેજ ભોગવવાં પડે છે, માટે ડાહ્યા માણસોએ તો દુર્જનસંગથી સદૈવ દૂરજ રહેવું ઘટે છે, સજ્જન પુરૂષો દુર્જનના સહવાસમાં

આવવાથી દુર્જનરૂપ ગણાય છે. કલાલના પીઠામાં જેમ કોઈ બ્રાહ્મણ શુદ્ધ દુધ પીતો હોય તો પણ જોનાર માણસોને તે દારૂની ભ્રાંતિજ ઉત્પન્ન કરે છે. આત્માનો અનાદિ સિદ્ધ એવો સ્વભાવ છે કે હલકી વસ્તુમાં વિશેષ પ્રીતિવાન બને છે. દાખલા તરીકે શ્રી મહાવીર પ્રભુને એક વખત શ્રેણિકરાજા અને તેમની ચેલણા રાણી બંને સજોડે સુંદર વસ્ત્રાલંકાર પહેરી વાંદવા ગયા, તે વખતનો દેખાવ જોનારને ઘણો આનંદદાયી હતો, રાજારાણી સભામાં દાખલ થયાં, તે વખતનાં તેમનાં રૂપ રંગ જોતાં સરવે સાધુસાધ્વીનાં મન ફરી ગયાં, અને અન્યોન્ય નિયાણા (પોતાની તપ ક્રિયાનું અમુક સંસારી સુખરૂપ ફળ માગી લેવું તે) માગી લીધા કે અમારા તપ સંજમ નિયમાદિના ફળે આ રાજા મળો–એમ સરવે સાધવીજીએ, તથા આવી રાણી પરભવમાં મળે, એમ સર્વ સાધુએ માગી લીધું. આહા હા! મોહની અપૂર્વ રચના કેવી બળવાન છે? મોટા સમર્થ મહાત્માઓને પણ દબાવી આધીન કરી દે છે, અને સંસારમાં પરિભ્રમણ કરાવે છે. દુર્જન માણસોનો રંગ પણ એવો છે, તે સંગનો રંગ જલદી જીવને ચોંટી જાય છે, પણ આખરે તેવા કુસંગથી મહા ખુવારી ઉત્પન્ન થાય છે. માટે સાવધાન! માટે પોતામાં સુબુદ્ધિ વધારવા હમેશાં સારાનોજ સંગ કરવો કે જેથી હમેશાં આપણામાં સારા સારા સદ્ગુણો ખીલે અને ઉંચી પદવીએ આવી શકાય, જેમ ઝેરી સર્પને જોતાં વેંતજ સર્વ કોઈ તજી દે છે, તેમ દુષ્ટ પુરૂષને વિષધર સર્પ જેવા માની ઉત્તમ પુરૂષે તો સદૈવ તજી દેવા. હવે નીચની સોબતથી કેવું ભારે નુકશાન થાય છે? તેના ઉપર એક સિંહના બે પ્રધાનનું દૃષ્ટાંત કહે છે:—

## (૭૮) વનરાજ સિંહના કાગડો ને હંસ બે પ્રધાનની વાત.

કોઈ એક વનમાં વનનો ગજા સિંહ રહેતો હતો, તેને કાગડો અને હંસ બે પ્રધાન હતા, બંને પ્રધાનના છ છ માસના વારા કાઢવામાં આવેલા હતા. પોતપોતાના વારામાં તે બે સારી રીતે પોતાની ફરજ અદા કરતા હતા. એક વખત એવું બન્યું કે, કોઇ એક ગરીબ બ્રાહ્મણ તે રસ્તેથી નીકળ્યો, પરદેશ જઇ લક્ષ્મી રળવાના અનેક વિચારો કરતો ધીમે ધીમે ચાલ્યો આવે છે, તે વખતે સિંહનું પ્રધાનપણું હંસના હાથમાં હતું. સિંહની પાસે હંસ બેઠો હતો, રાજ્યસંબંધી ચર્ચા કરતો હતો, તેણે આ બ્રાહ્મણને દૂરથી આવતો જોયો અને વિચાર્યું કે, અરે! આ બ્રાહ્મણ હમણાં માર્યો જશે, જો સિંહ

ભાળશે તો કદી તેને છોડશેજ નહિ. માટે ચાલ તે બિચારાને બચાવવાનો પ્રયત્ન કરૂં! પછી સિંહને કહ્યું:-મહારાજ! કાંઈ કામ પ્રસંગે જઇ હમણાં આવું છું, એમ કહી બ્રાહ્મણ પાસે આવ્યો, અને બોલ્યો કે:—અરે બ્રહ્મદેવ! તમે આ રસ્તે કેમ આવ્યા? આ રસ્તે સિંહ વસે છે, તે જો ભાળશે તો તમને મારી નાંખશે, માટે પાછા ચાલ્યા જાઓ. એમ ભલામણ કરી પાછો વાળ્યો, અને પછી હંસ સિંહ પાસે આવ્યો.

સિંહ કહે પ્રધાનજી! એ કોણ હતું? તમે તેને પગે કેમ લાગતા હતા? તેને પાછો કેમ જવા દીધો? એ તો મનુષ્ય આપણું સારૂં ખાજ કહેવાય, માટે આમ કેમ કર્યું? હંસ કહે:-સાહેબ! એ મારા તરણતારણ ઉપકારી ગુરૂ હતા. ગુરૂને તો સાષ્ટાંગ નમન કરવા જોઇએ. તે ભુલા પડયા હતા, માટે મેં તેમને માર્ગ બતાવ્યો. આ જગતમાં જે પ્રાણી જન્મ ધારણ કરી ગુરૂ વિના જીંદગી ગુજારે છે તે નગુરા મહા નીચ અને અધમાધમ જાણવા. ગુરૂ તો આપણો ઉદ્ધાર કરનાર છે, માટે શિષ્યે તો તેનાં ચરણ ધોઈ પીવાં જોઇએ, તેથી તો કલ્યાણ થાય. આ સાંભળી સિંહ બોલ્યો:—અરે પ્રધાનજી! હું તો ત્યારે ગુરૂ વિનાનો નગુરો છું, તો મારૂં શું થશે વારૂં? માટે હવે મારે ગુરૂ ધારવા છે તો તમારા ગુરૂ તે મારા ગુરૂ, માટે જલદી તેમને પાછા બોલાવો. હંસે વિચાર કર્યો કે:-મેં માંડ બચાવ કરી પાછો વાળ્યો તો, આ વળી અહીં તેડાવે છે, સિંહભાઇનો વિશ્વાસ નહિ પણ ફિકર નહિ. ઘણું કરી બચાવ કરીશ અને લાભ પણ અપાવીશ, પછી બ્રાહ્મણને પાછો તેડી આવ્યો. વાટમાં કહ્યું કે:—ગભરાઇશ નહિ, હિંમત રાખજે તને ગુરૂ કરવા છે માટે લાભ અપાવીશ, અને નિશ્ચય રાખજે કે બનતા સુધી મરવા તો નહિજ દઉં,

પછી સિંહ પાસે બ્રાહ્મણને લાવી ઉભો રાખ્યો, સિંહ પગે લાગ્યો, પગ ધોઇ ચરણોદક પીધું, અને ગુરૂ ધાર્યા. પછી કોઈ રાજકુંવરનાં ઘરેણાં હતાં તે ગુફામાંથી લાવી બ્રાહ્મણને ભેટ કર્યાં અને રજા આપી. ઘરેણાં લઇ બ્રાહ્મણ ઘેર આવ્યો, પછી પાંચ સાત વર્ષે વળી વિચાર થયો, ચાલને પેલા સિંહ પાસે જાઉં, કાંઇક લાભ મળશે. સિંહ મારો શિષ્ય છે એટલે વાંધો નથી. એમ વિચારી ત્યાં ગયો. તે વખતે સિંહનું પ્રધાનપણું કાગડાના હાથમાં હતું. છેટેથી કાગે બ્રાહ્મણને ભાળ્યો. મહારાજ! તૈયાર થજો, આપણું ખાજ આવે છે. સિંહે જોયું તો બ્રાહ્મણને ઓળખ્યો, અને બોલ્યો:—અરે! એ તો મારા મહા ઉપકારી ગુરૂ

છે, તેને કેમ મરાય? તેની તો સેવા કરવી જોઇએ, ઘણે વરસે આવે છે. પાછા વળી કોણ જાણે ક્યારે આવશે? આ સાંભળી કાગડો વિચારમાં પડયો, અરે! આ સિંહને તે વળી કોણે ભૂત ઘાલ્યું. પેલા હંસલાએ આ બધું કર્યું હશે, પણ આપણે હિંસક પ્રાણીઓને તે વળી ગુરૂ શું? માટે આ બ્રાહ્મણને પાછો તો જવાજ દેવો નથી! મને ભુખ બહુ લાગી છે, માટે હમણાં સિંહને આડુંઅવળું સમજાવી કામ સિદ્ધ કરાવું. પછી બોલ્યો કેઃ—મહારાજ! આપનાં અહોભાગ્ય છે કે આપે આવા ગુરૂ ધારી જીવન સફળ કર્યું. આવા ગુરૂના ચરણ ધોઈ પીવા કરતાં તેમને આખા ને આખા આપણા પેટમાં ઉતારી દીધા હોય તો કેવો મહા લાભ થાય! કોઇ દિવસ વિજોગજ ન થાય. આ વાત સિંહના મનમાં પણ ગમી ગઈ કે અલ્યા! હા, એ ઠીક કાયમ ગુરૂને પેટમાં રાખીએ તો આપણું કલ્યાણ થાય એ તો ખરૂં! પછી કાગપ્રધાનની સલાહથી બિચારા ગુરૂજી બ્રાહ્મણને મારી સિંહ ખાઇ ગયો.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, માણસોને જેવી સંગત હોય તેવી અસર થાય છે. ખરાબ પ્રધાનથી રાજાની બુદ્ધિ પણ ખરાબ થાય છે. જેમ કાગે પેલા બ્રાહ્મણની સિંહને બદસલાહ આપી તથા બુદ્ધિ બગાડી ભગાવીને ઘાત કરાવી. વળી પંચતંત્રમાં કહ્યું છે કેઃ—

**एकः खलोऽपि यदि नाम भवेत् सभायां ।**
**मोघी करोति विदुषां निखिलः प्रयासम् ॥**
**एकाऽपि पूर्णमुदरं मधुरै पदार्थै ।**
**रालोऽय रेचय तिहंत न मक्षिका किम् ॥ १ ॥**
**तद्दुर्जनः सज्जनता मुपैति ।**
**वहु प्रकारैरपि सेव्य मानः ॥**
**भुयोऽपि सिक्तः पयसा घृतेना न ।**
**निंबवृक्षो मधुरत्व मेति ॥ २ ॥**

અર્થાત્—મોટી સભામાં એક પણ ખળ પુરૂષ હોય તો તે આખી સભાને નુકશાનમાં ઉતારી મુકે છે. જેમ પેટમાં આવી ગયેલી માખી સુંદર અન્ન વમન કરાવે છે. દુર્જન કદાપિ સજ્જન બનતો નથી. ગમે તેટલા પ્રયત્ન કરીએ દુધસાકરના રસથી સીંચીએ તો પણ લીંબડો કડવો મટી મીઠો થતોજ નથી. દુર્જનનું પણ એમજ સમજવું. એટલા માટે સુવિચારી સદ્વિવેકી શાણા પુરૂષોએ તો સર્વદા દુષ્ટજનોના સંગથી દૂરજ રહેવું ઉચિત છે. (૩૯)

ओभो भव्य ! भवेस्त्वदीय हृदये कल्याणकांक्षाकिल ।
श्वेतांबर मा दिगंबर मतं पीतांबरं पक्षकम् ॥
तेषा मप्यति खंडखंड पतितां स्त्यक्त्वाऽखिलान्पक्षकान् ।
हिंसा दारुण रागरोष रहितं गृह्णातु जैनं मतम् ॥ ४० ॥



અર્થ—અરે રે ભવ્ય પુરૂષ! ખરેખર તારા હૃદયમાં કલ્યાણનીજ ઇચ્છા હોય તો જૈનને નામે પડેલા અનેક પંથો જેવા કે શ્રીશ્વેતાંબર, દીગંબર તથા પીતવસ્ત્રધારણ કરનાર દેરાવાસીપક્ષ તથા તેમાં પણ ખંડખંડ પડેલા બીજા પણ પક્ષો એ સર્વ નાના મોટા સર્વ પક્ષો(મતમતાંતરો) ને તજી દઈ, મહા સુખદાયી હિંસા અને રાગદ્વેષથી રહિત એવા પરમ પવિત્ર શ્રીજૈનમતને સદા સહર્ષે સેવજે. (૪૦)

ભાવાર્થ—હે મોક્ષાભિલાષી ભવ્યજનો! જો તમારા હૃદયમાં ખરેખર ( કલ્યાણકાંક્ષા ) કહેતાં કલ્યાણ કરવાનીજ ઇચ્છા હોય, તો જરૂર આ કળિકાળમાં પ્રવર્તતો એવો જે શ્રીશ્વેતાંબર પક્ષને તથા સર્વથા પ્રકારે દીગંબર માર્ગને તથા પીત વસ્ત્રને ધારણ કરનાર એવા પીતાંબર માર્ગને વિષે એ પ્રકારના ત્રણ મોટા પક્ષોમાં પણ ( ખંડ ખંડ )કહેતાં ટુકડેટુકડા એટલે તેમાંથી પણ ઘણા નાના મોટા ફાંટાઓ ( પતિતાન્ )કહેતાં પડેલા એવા જે ( અખિલાન્ )કહેતાં સર્વ માર્ગોને ( ત્યક્ત્વા ) કહેતાં દૂર કરીને શ્રીજૈનમતનેજ ગ્રહણ કર. તે માર્ગ કેવો છે તો કહે( હિંસા દારૂણ રાગ રોષ રહિતમ્ )કહેતાં પ્રાણીઓને વહાલામાં વહાલા દશ પ્રાણો જેવા કે પંચ ઇંદ્રિયના પાંચ પ્રાણ, મનબળ, વચનબળ, ને કાયબળ એ ત્રણ બળ તથા શ્વાસોશ્વાસ ને આયખું; એ કુલ મળી દશ પ્રાણ થયા, તે પ્રાણો દરેક પ્રાણીઓને ઘણાજ વહાલા—વલ્લભતર છે. એવા પ્રાણોનો વિયોગ કરાવવો એટલે તેઓને હણવા તે દ્રવ્યહિંસા, ભાવહિંસા તે પરજીવોની નિંદા કરવી, ઇર્ષ્યા કરવી, તેને પરિતાપ ઉપજાવવો, પરમર્મોદ્ઘાટનથી સામાને પ્રાણાંત ભય ઉપજાવવો, તેને ભાવહિંસા કહે છે, અને દારૂણ કહેતાં ભયંકર અને ભવરૂપી સમુદ્રમાં અનેકવાર ફરીફરીને જન્મજરામરણરૂપ દુઃખત્રયની વૃદ્ધિ કરનારા એવા જે રાગ ને દ્વેષ તેથી રહિત એવા પવિત્ર જૈનમાર્ગને અંગિકાર કર. કારણ કે તેજ ધર્મ આત્માને

હિતકર્ત્તા તથા ગુણકર્ત્તા નિવડે છે. વળી શ્રીવીરપરમાત્માએ તેને માટે દશવૈકાલીકસૂત્રના પહેલા અધ્યાયની પહેલીજ ગાથામાં કહ્યું છે કેઃ—

**धम्मो मंगल मुक्किट्ठं । अहिंसा संजमो तवे ॥**
**देवाऽवितं नमंसंति । जसधम्मे सयामणो ॥ १ ॥**

અર્થાત—જૈનધર્મ કેવો છે તો કહે જગતમાં સર્વ માંગળીક કરતાં ઉત્કૃષ્ટ માંગળીક છે. સંસારનાં સર્વ માંગળીકો થોડા વખતનાં છે, તેમાં પણ ઘણાં વિઘ્નો સમાએલાં છે, અને પરિણામે પણ તે ઘણાંજ દુઃખદાયી છે. લગ્ન જેવા માંગળીક મહોત્સવમાં લોકો આનંદ માને છે, પણ કોઇ વખત લેણદેણના કારણથી સહજ વાતમાં મોટા ઝગડા ઉભા થઇ જાય છે, અથવા કનિષ્ટ કર્મોદયથી ચોરીમાંજ રંડાવાનો માઠો વખત આવી મળે છે, તેવે વખતે ચોતરફ કલેશ તથા અફસોસ ફેલાઈ રહેલો જોવામાં આવે છે. કદાચ ક્ષેમકુશળથી પરણ્યા તો પણ આખરે જતાં તેમાં અમંગળ તો સમાએલું છે. કારણ કે પરણેલા જોડા–દંપતીમાંથી એકને તો અવશ્ય રાંડવાનુંજ છે, કેમકે જગતમાં એવો નિયમ છે કેઃ— "**જે માંડે તે રાંડે અને રાંડે તે ભાંડે**" વળી જન્મમહોત્સવનું મંગળ પણ અમંગળનુંજ દર્શક છે,કેમકે જન્મોત્સવ વખતે હર્ષથી આનંદ-મંગળનાં ધવળો ગવાય છે, પણ કદાચ અલ્પાયુષ્ય હોવાથી બાળ મરણને પામ્યો તો તે વખતે અફસોસ ને ઝુરણાનો કંઇ પાર રહેતો નથી. માટે હે પ્રિય વાંચકો! કહો જોઇએ જે મંગળ અમંગળને આપનારૂં છે તેને મંગળ કેમ કહેવાય? તે તો નામ માત્રજ મંગળ કહેવાય. માટે જગતમાં ઉત્તમમાં ઉત્તમ માંગળીક તો ધર્મજ છે, કે જે ધર્મ (**અહિંસા સંજમો તવો**) કહેતાં મન વચન અને કાયાના પાપી વ્યાપારોનો નિયમ કરવો તથા સર્વ પ્રકારે હિંસાનો પરિત્યાગ કરવો, અને તપ એટલે જગતમાં રહેલા અનેક પદાર્થો ઉપરથી મમત્વભાવ ઘટાડી તેનો યથાશક્તિ ત્યાગ કરવો. તેનું નામ તપ કહેવાય છે. એવો તપ બાર પ્રકારનો છે. અહિંસા સંયમ ને તપયુક્ત પવિત્ર એવા ધર્મને અંગિકાર કરનારાઓને દેવતા પણ આવીને નમે છે. માટે મોક્ષાભિલાષીએ તો સર્વ પ્રકારના કલેશી માર્ગોનો સત્વર ત્યાગ કરી પવિત્ર એવો જૈનમત સેવવો જોઇએ, કે જેથી કરીતે શિવપદ પ્રાપ્ત કરી અમરત્વને પામીએ. એટલું તો અવશ્ય છે કે આજકાલ ધર્મને નામે અનેક ઢોંગ ચાલે છે અને ઘણા ઝગડાઓ તથા તોફાનો જાગે છે. હાલ જૈનને નામે ફાંટાઓ પણ અનેક પડી ગયા છે તેને પક્ષ, પંથ, ગચ્છ, મત વગેરે

અનેક નામોથી બોલાવે છે. જ્યાં પંથ છે ત્યાં થાકવાનું છે, જ્યાં પક્ષ છે ત્યાં પક્ષપાત અને વિરોધ પણ છે. અરે ! કહેવાય ધર્મ અને પ્રવર્ત્તન તો રાગદ્વેષમય હોવાથી અધર્મનુંજ છે ! જૈન વ્યક્તિ એવી તો ઉત્તમ છે કે જૈન શબ્દમાં " જી " ધાતુ રહેલો છે, તેનો અર્થ જય કરવો, જીતવું એવો થાય છે, માટે **જયતીતિ જૈનઃ** જે માર્ગમાં સદાય જય પામવાનો છે, જે માર્ગ આત્માને હમેશાં ઉન્નતિમાં લાવનાર છે. પણ આહા હા ! અજબ ગજબની વાત છે કે તે જૈનનું જૈનત્વ કેવું શોકજનક છે ? હાલમાં જૈનને નામેજ ચોરાશી ફાંટા પડેલા છે. અરે ! ચોરાશીમાંથી પણ અનેક ચોરાશીઓ નીકળેલી છે. પણ તે સર્વ એક જૈનત્વનું ગૌરવ ધરાવતા છતાં એક બાજુથી પોતાને ભિન્ન માને છે. તેટલુંજ નહિ પણ પોતે પકડેલું નાકું અન્યને પકડાવવાને પણ અનેક પ્રયત્નો કરવા મથી રહેલા છે, દરેકના મગજમાં ભરપુર અભિમાન ભર્યું છે. પોતાનોજ કક્કો ખરો અને બાકી સર્વ ખોટા એમ માને છે; તે હેતુને લઇને એક બીજાની ચક્ષુમાં ઝેર (દ્વેષ) હોવાથી એક બીજાના સંપ્રદાયના સાધુને જોતાંજ તેમને દ્વેષ ઉપજે છે;ખુનસ વરસે છે, એક બીજાની નિંદાઓ કરે છે, ક્લેશમય ને નિંદામય પુસ્તકો રચી ચારે કોરે ફેલાવી પોતાના જૈનત્વની ખરી ખામી અન્ય મતાવલંબીઓ સમક્ષ જાહેર કરે છે. એક બીજાની પુષ્કળ લાગણીઓ દુઃખાવે છે. તે સર્વ પોતાનો પક્ષ ખરો હોવાનો ડોળ બતાવી એક બીજાની નિંદા કરતાં કહે છે કે:–" દુનીઆમાં અમારોજ સંપ્રદાય(પક્ષ)ઉંચો છે, સર્વને મંતવ્ય છે, અમારા મતમાંજ મોક્ષ–કલ્યાણ થવાનું છે, ધર્મની ખરી ખૂબી અમારામાં છે, અમારા સાધુ પણ ઉંચા છે, અમારા સાધુ બહુ ક્રિયાવાળા વિશુદ્ધ છે, બીજા પંથમાં કલ્યાણ–મોક્ષ નથી, એમના સાધુ પણ ક્રિયાહિણ–આચારવિચારમાં પણ મોકળા (છુટા) છે, માટે એ પંથમાં ખરૂં તત્વ નથી, એ તો અમારામાંજ છે."આ પ્રમાણે બોલી એક બીજાને પૂર્ણ જોરથી નિંદે છે, નાહક અનેક તોફાનો ઉભાં કરે છે, તેના કેસો કોરટોમાં ખડા થાય છે. અને હજારો–લાખો રૂપિયાનું આંધણ મુકાય છે. જે જીવદયામય ધર્મ તેના અનુપાલકો હોવા છતાં એકબીજાને હરાવવા, ને ખોટા પાડવા લાખો રૂપિયાનાં ઉઘરાણાં ( ફંડો )કરી જાણે મોક્ષબંદરમાં પહોંચવાનોજ ઉદ્યમ ન કરતા હોય ? તેમ ખુબ જોરથી કોરટોમાં દાવા લડે છે, હજારોની હાની કરે છે ! વાહરેવાહ ! જૈનધર્મબંધુઓ ! શું તમારૂં આ જૈનત્વ ! ! શું આ તમારૂં જૈનનું કર્તવ્ય ? શું આ તમારા જૈનત્વનું શૂરાતન ? શું આવાજ કાર્યક્રમથી આપણું

જૈનત્વ ઉન્નતિ ક્રમમાં આવવાનું કે ?!! ના ના. જૈન બંધુઓ ! એમ સ્વપ્ને પણ સમજતા ના, એ તો જૈનત્વ નહિ પણ ફેનત્વજ છે; એમ ચોકસ સમજવું. માટે હે વિવેકી બંધુઓ ! સાચા જૈન બનો, ખરા જૈન બનો, જૈનમાં એવી તો મહાન ઉન્નતિ રહેલી છે કે સાચે જૈન બનનારો પુરૂષ ઓરજ પ્રકારનું તેજ ધારણ કરે છે. મતલબ કહેવાની એ છે કે, આજકાલ ઠેર ઠેર રાગદ્વેષ પ્રવર્તી રહેલ છે, તેટલા માટે સર્વ પંથમાંના રાગદ્વેષમય પ્રવર્તનનો ત્યાગ કરી પવિત્રતમ શ્રીવિતરાગના જૈનમતનું સેવન કરો કે જેથી આ ભવભ્રમણમાં ભટકતા આત્માને પરમ શાંતિ-પદ ઝટ પ્રાપ્ત થાય. એજ પરમપંથ પામવાનું પ્રમાણ છે. હવે જૈનપંથમાં અનેક ખંડો-મતો વાત વાતમાં નજીવા ઝઘડા કરી પોતાનો સંપ્રદાય જુદો સ્થાપે છે, અને જુદું વર્તન વર્તાવે છે, તેના ઉપર એક ગુમાની શ્રાવિકાનું દૃષ્ટાંત કહે છે.

## (૪૦) મત્સર મમત ને દુરાગ્રહથી ધર્મહાનિનું દૃષ્ટાંત.

કોઈ એક મોટા શહેરમાં એક સાધુ મહાત્મા સવારના પ્રહરમાં વ્યાખ્યાન (વખાણ) વાંચતા હતા. ત્યાં શ્રાવકશ્રાવિકાનો જમાવ પણ ઘણો ભરાયો હતો. પણ આગેવાન શેઠની સ્ત્રી આવ્યાં ન હતાં. થોડી વાર તો હમેશના નિયમ મુજબ આગલા ભાગમાં તેની બેઠકની જગા ખાલી રાખવામાં આવી હતી, પણ આજ પર્વનો દિવસ હોવાથી શ્રાવિકાઓની ભરતી વિશેષ થવા લાગી; તે દરમ્યાન એક બીજા ગૃહસ્થની સ્ત્રી આવી, તે ખાલી પડેલા આગલા ભાગની બેઠકમાં પ્રસ્તરણ (પથરણું) પાથરી બેઠી. બીજી શ્રાવિકાઓએ તેને અટકાવી, પણ ગૃહસ્થ પત્નીના ગુમાનને લીધે તેણે ગણકાર્યું નહિ. તેટલામાં પેલા આગેવાન શેઠની સ્ત્રી પણ આવી, તેના મનમાં તો હતુંજ કે મારી જગા ઉપર કોઈ બેસી શકે તેમ નથી, પણ આવીને જોયું તો પોતાની જગા ખાલી ન જોઈ. આ બાબત એ શેઠાણીનાથી ખમી શકાણી નહિ, એકદમ લાલચોળ બની ગઇ, અને આક્રોશ પૂર્વક તર્જના કરતી બોલી કે:—બસ ! તું મારી જગા ઉપર બેઠીજ કેમ ? ખબર નથી કે આ જગા ઉપર તો હમેશ હું બેસું છું, માટે ઉઠ ! નહિ તો તીસરી થશે. આથી કોળાહળ ઘણો વધી ગયો. પેલી બાઇ પણ શ્રીમંત પત્ની હતી તેથી આ અપમાન તેનાથી ખમી શકાણું નહિ, તે પણ છુટથી આક્રોશ પૂર્વક બોલી કે:-ખસખસ ! નહિ ઉઠું તુ મને ઉઠાડનાર કોણ ? એ તો "વહેલો તે પહેલો" ધાર્મીક જગાની બેઠક કાંઇ વેચાતી

લેવાતી નથી, તેમ કાંઈ તેના ઉપર કોઇનો ઇજારો પણ હોતો નથી. માટે આગળ બેસવાની આટલી બધી ચળ હતી તો વહેલી કેમ ન આવી? માટે નહિ ઉઠું. ખસ આઘી જા, તારાથી થાય તે કરી લેજે, આમ અરસપરસ વાતવાતમાં કજીઓ વધી પડયો, વખાણુ વખાણુને ઠેકાણે રહ્યું, અધુરામાં પુરૂં પેલા આગેવાન શેઠ પણ ત્યાંજ હાજર હતા, તેમણે વળી પક્ષપાત કરીને તોફાન વધારી દીધું, શેઠ પોતાના પક્ષમાં થયા જાણી શેઠાણીને ઝનુન ચડયું, તેથી એકદમ તે ઉકળી અને બોલી કે ઉપાશ્રય મારા બાપનો છે, ઉઠ નહિ તો હમણાં બાવડું ઝાલી ને ઉઠાડું છું. એઠેલી બાઇએ પ્રથમ તો પૂર્ણ જક પકડી રાખી, પણ આખરે પ્રબળ દબાણથી રીસમાંનેરીસમાં સામાયક બાંધી હતી છતાં મુહપતી પથરણું હાથમાં લઇ ઉઠવાની તૈયારી કરવી હતી, તેટલામાં શેઠાણીએ બાવડું ઝાલી ઉઠાડી. આ વખતનું અસહ્ય અપમાન તો તેનાથી ખમાયું નહિ, તેથી તે ઉઠતી વખતે બોલતી ગઈ કે:—લે આળોટ તારા અપાસરામાં ! તેં મને ઉઠાડી છે પણ યાદ રાખજે કે તેનો બદલો જરૂર લીધા વિના હું નહિ રહું. હું ખરી કે જુદો મારે ખરચે એક ઉપાશ્રય બનાવું અને તેમાં સાધુને વસાવું. એમ કહી રોષમાં ચાલતી થઇ, દ્વેષના ઉભરાને લીધે મારે સામાયક છે, તેની પણ ગણતરી કરી નહિ અને ભાન પણ રહ્યું નહિ.

તેણે એકદમ ઘેર જઈ પોતાના પતિને ખૂબ ભંભેર્યો અને કહ્યું કે આ પ્રમાણે મારૂં અપમાન કર્યું, અને મને સામાયકમાંથી ઉઠાડી. એ શેઠાણી છે, તો તેના ઘરની ! તેમાં આપણે શું ? એ સ્વચ્છંદી રાંડ આપણું અપમાન કેમ કરે ? માટે બસ જલદીથી આપણે આપણા ખરચે જુદો ઉપાશ્રય બનાવો, એ ઉપાશ્રયને ભલે તે ગળે બાંધે ! આ પ્રમાણે ખુબ મીઠું મરચું ભભરાવી પતિને ઉશ્કેર્યો. તેથી તેણે પણ બજારમાં આવી મોટું તોફાન મચાવ્યું, અને થોડાજ વખતમાં પોતાને ખરચે એક ઉપાશ્રય ચણાવ્યો, અને પોતાના પક્ષના સાધુને લાવીને ત્યાં રાખ્યા. તે વખતે કર્મયોગે સાધુઓમાં પણ એક બીજાને અંદરખાનેથી પુર્ણ ખટપટો ચાલતી હતી, તેથી સાધુઓને પણ આ પ્રસંગ અનુકુળ થઇ પડયો. શેઠના પક્ષના સાધુ સિવાયના કેટલાક સાધુ નવા ઉપાશ્રયમાં વસ્યા ને જુદો સંપ્રદાય(સંઘાડો)સ્થાપ્યો. અને ત્યારથી બન્ને વચ્ચે ઘણી બાબતની જુદાઇ થઇ ગઈ,

વાચક! જોયું કે રાગદ્વેષનું પરિણામ ?વાતવાતમાં કેવું ભયંકર?! જૈનત્વ તો છિન્નભિન્ન થઇ ગયું. માટે હે વિવેકી સુજન ! આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, આ પંચમકાળમાં તારે જો આત્મ કલ્યાણ કરવું હોય તો

આવા સર્વ રાગદ્વેષી પક્ષો તજી દઈ મહા સુખકારી ઉપરોક્ત મંગળમય પવિત્ર શ્રીજૈનધર્મનું આરાધન કરજે. એટલે ભલે ગમે તે સંપ્રદાયનો તું સાધુ યા શ્રાવક ગણાતો હોય તો પણ તારા આત્મકલ્યાણ માટે આવી રાગદ્વેષી ખટપટોમાં નહિ ઉતરવાં શ્રીવીરપ્રભુના તત્વમય પવિત્ર વચનામૃતોનુંજ તું તો સદા પાન કરજે. એજ પવિત્ર પંથ પામવાનું પ્રમાણ છે, અને એજ ઉત્તમ છે. (૪૦)

## "હવે પછીના પાંચ શ્લોકોમાંથી સિદ્ધાંતકૌમુદીનાં સૂત્રો નીકળે છે."



**"षट चतुर्भ्यश्च" भावेभ्यो । यो मुक्तोनन्वरातिभ्यः ॥**
**स एवात्र परोयोगी । "तस्यलोपो" भवार्णवः ॥४१॥**



**અર્થ**—આ જગતમાં છ અને ચાર એ દશ અંતરંગ શત્રુઓથી જે મહાત્મા મુક્ત છે, તેજ આ લોકમાં ઉત્તમ યોગી છે, અને તેનોજ ભવસાગર નાશ થાય છે. આ શ્લોકમાં **"ષટ્ ચતુર્ભ્યશ્ચ"** અને **"તસ્ય લોપઃ"** એ બે સિદ્ધાંતકૌમુદીનાં સૂત્ર છે. (૪૧)

**ભાવાર્થ**—( **ષટ ચતુર્ભ્યઃ** ) કહેતાં ષટ્ એટલે છ અને ચતુર્ એટલે ચાર; એટલે છ ને ચાર દશ અંતરંગ શત્રુઓથી જે માણસ મુકાએલો હોય તેજ આ લોકમાં (**પરઃ**) કહેતાં ઉત્તમમાં ઉત્તમ મુનિ જાણવો. આંહી **"ષટ્ ચતુર્ભ્યઃ"** એ સિદ્ધાંતકૌમુદીનું સૂત્ર છે. અને તેજ મુનીઓનો આ ભવરૂપી મહાસાગર ( **લોપઃ** ) કહેતાં લોપ–નાશ થાય છે.એટલે તે સંસાર ક્ષય કરી મોક્ષલક્ષ્મી મેળવે છે. મતલબ કે દશ પ્રકારના અંતરંગ શત્રુઓથી જે મુકાએલો હોય તેજ મુનિ કહેવાય. (**તસ્ય લોપઃ**) એ સિદ્ધાંતકૌમુદીનું સૂત્ર છે. હવે દશ ભાવશત્રુઓનાં નામ કહે છે. પાંચ ઇંદ્રિયના પાંચ વિષયો, ક્રોધ, માન, માયા, લોભ અને દશમું મન, એ દશ શત્રુઓ જીતવાથી સંસાર ક્ષય થાય છે. જગતમાં મુનિનો વેશ ધારણ કરનારા તો સેંકડો મળી આવે છે, પણ જ્યાં સુધી દશ શત્રુને જીતાય નહિ, ત્યાં સુધી તે ત્યાગી કેમ કહેવાય? ત્યાગીનાં લક્ષણો તો જુદાંજ હોય છે. તેઓ

માં ક્ષમા, દયા, લજ્જા, ધૈર્ય, ગાંભીર્ય આદિ અનેક સારા ગુણો હોવા જોઇએ. જ્ઞાન ભણનારાઓ પણ ઘણા મળી આવે છે, તેઓ ઉપદેશ પણ સ્વચ્છ ને સારો આપે છે, કર્મના અચળ કાયદાઓ કહી બતાવે છે કે હે ભવ્યો! તમો કોઇ કર્મ કરશો તો તે તમારે જરૂર ભોગવવાં પડશે. "હણશો તો હણાવું પડશે, છેદશો તો છેદાવું પડશે, પાપ કરશો તો તેનો બદલો ભોગવવો પડશે." એવા એવા વિવિધ પ્રકારના દાખલા દલીલોથી અન્યને ઉપદેશ તો ઘણા સારા આપે છે. પણ તેમના પોતાના વર્તન, આચારવિચાર, અને ક્રિયાઓનો દેખાવ તો તદ્દન જુદા પ્રકારનોજ જોવામાં આવતો હોય, તો તે ખરેખર વિરાગી—ત્યાગી નહિ, પણ રાગી ને ભોગી સમજવો, મુનિ નહિ, પણ ખુની સમજવો સાધુ નહિ પણ અસાધુજ દાંભિક—પાખંડી સમજવો.

### મનહર છંદ.

તજે તેથી ત્રણગણી, રાખીને ફરે ઉપાધી,
ગુરૂ ગુરૂભાઇ શિષ્ય સેવકીઓ થાય છે;
વગર ભાડાના મેડીમાળો સ્હેલ કરે ભાઇ,
મલમલ તણાં વસ્ત્ર પહેરતા દેખાય છે.
મોટી વાતો મોઢે કરે, પાખંડેથી પેટ ભરે,
પાવડીએ ચડી પાખંડેથી એ પૂજાય છે;
આંખને ઉઘાડી જુઓ ત્યાગ્યું શું વેરાગીજીએ;
રેવા ભોળી દુનિયા ભરોસે ભરમાય છે. ૧

હૃદયમાં વિષયોજ રમી રહેલા હોય તથા રમણીઓનાજ રાગી ને સંગી હોય, તેઓનીજ સાથે ભણાવવા વગેરે બહાને અતિ પરિચય રાખતા હોય તો તેવું ત્યાગીપણું—તેવું મુનિરાજપણું પ્રસંશાપાત્રને બદલે ઉલટું લજ્જાસ્પદ—શરમાવા લાયક બને છે.

### અનુભવી મુનિરાજની ગજલ.

જગત છોડી થયા જોગી, ભણેલા પણ બને ભોગી;
લગની માયા વિષે લાગી, જગતમાં નામ દે ત્યાગી. ૧
થયા રાંડો તણા રાગી, જરી જોયું નહિ જાગી;
ભભકથી ભાષણો ભાખે, છતાં મન મોહમાં રાખે. ૨

દયામય વાતને દાખે, જીવનને જોખમે નાખે;
અલકમાં બહુ થયા ખોટા, પડયા ત્યાગી તણા તોટા. ૩
ગુરૂ બની વાળવા ગોટા, મહી પણ આ જુલમ મોટા;
નીતિના તાંતવા તોડી, મતિ જંજાળમાં જોડી. ૪

ચોપાઇ.

**ભણ્યા ગણ્યા કોઇ દેખ્યા પોપટ, સદા રમે માયાની ચોપટ;**
**કંચન કામની છુટે ન દોપટ,મસ્તરામ તો નીકલ્યા સોપટ.૧**

અહા હા ! મસ્તરામનો ત્યાગીયો માટે જ્ઞાન ફટકો કેવો સરસ છે ! ! ! ત્યાગીઓમાં ત્યાગીપણાનો ગુણ જરૂરહોવોજોઇએ, નહિ તો તે ત્યાગી નહિ પણ રાગી—સંસારી સમજવા, અરે ! તેના કરતાં પણ બદ—ખરાબ સમજવા. જુઓ ! મેઘરાજા કે જેણે એક પારેવાના બચાવ માટે પોતાના વહાલાં દેહને દયાના અગ્નિકુંડમાં હોમી દીધો. પરદેશીરાજા મહાપાપી છતાં કેશીગુરૂની કૃપાથી પાપી મટીને ધર્માષ્ટ બન્યો અને (૧૩) માસને પારણે પોતાની પ્રાણપ્રિયા સુરીકાન્તાએ ભોજનમાં ઝેર આપ્યું. તથા તેને સ્વલ્પ કાળમાં પ્રાણમુક્ત કરવા પોષધશાળામાં આવી અણશણ કરી ધ્યાનારૂઢ બનેલા પોતાના પ્રાણપ્રિય પતિને ગળે નખ દેવા તૈયાર થની વખતે તેને મન ધાર્યું કરવા સમર્થ હોવા છતાપિ ક્ષમાસાગર એવા પરદેશીરાજાએ કાંઇ પણ કહ્યું નહિ. એટલુંજ નહિ પણ તે કાર્ય કરવાં તેને અટકાવી પણ નહિ. વાહ ! ક્ષમાસાગર પરદેશી પ્રભુ વાહ ! ધન્ય તમારી સમતાને—ધૈર્યતાને ! વળી કાર્તિકશેઠ કે જેણે રાજાના માનની ખાતર જોગેંદ્ર તપસ્વીને પોતાની પીઠ ઉપર ગરમાગરમ ખીરનું ભોજન કરી જમાડયું; છેવટે મુનિવ્રત ધારણ કરી પ્રથમ સ્વર્ગના સૌધર્મેંદ્ર થયા. તથા સુદર્શન શેઠ કે જે અત્યંત સ્વરૂપવાન—ફુટડા હોવાથી એક વખતે માર્ગે જતાં તે રાજ્યરાણીની નજરે પડવાથી તે વિષયી રાણી કામ વિહ્વળ થઇ એકાંતમાં બોલાવી વિષયની પ્રાર્થના કરવા લાગી, છેવટે નકાર શબ્દ સાંભળવાથી ને વિનવણી પણ વ્યર્થ જવાથી રોષાતુર બની જઇ શળી ઉપર ચડાવવા સુધી તૈયારી કરાવી. તો પણ મહાનબ્રહ્મચારી તે ટેકીલો મહાપુરૂષ એ રાણી ઉપર રોષાકુળ બન્યો નહિ, તથા તેનો મર્મ પણ ખુલ્લો કરી બતાવ્યો નહિ,પણ પૂર્વકૃત કર્મનોજ દોષ માનીને શાંતિથી શળી ઉપર ચડયો. અને છેવટે શીયળના પ્રબળ પ્રતાપે શુળી ફીટીને સિંહાસન થઇ ગયું. આવા આવા અનેક ગૃહાશ્રમી મહાપુરૂષો થએલા છે. આનું નામજ સાધુ,

આનું નામજ જોગી, તેજ મુનિરાજ, તેજ મહાત્મા, તેજ પંડિત અને આનું નામજ મહા તપસ્વીઓ કહેવાય. શ્રીવીરપ્રભુએ પણ સિદ્ધાંત-સાગરમાં તેમનાં મહા પરાક્રમો વખાણ્યાં છે ટુંકામાં એટલુંજ કહેવાનું કે જેણે(૧૦) ભાવશત્રુઓને જીત્યાં તેજ મહાજોગેંદ્ર છે. કહ્યું છે કેઃ—

છપ્પા

જટા ધરે વડવૃક્ષ, પતંગ નિજ બાળે કાયા,
  જળચર જળમે નહાય, ધ્યાનધર બગ પગ ઠાય.,
ગાડર મુંડાવે શીશ, અજ મુખ દાઢું રાખે,
  ગરદભ લોટે છાર, શુક મુખ રામ ઉચારે,
એમ મોર તજે છે માનુની, શ્વાન સકળનું ખાયછે,
  શામળ શમદમસત્ય વિણ, કવણ સ્વર્ગ સુખ પાય છે. ૧

કવિત.

કામરસ માતો, પરમારથકી ખાતો કરે,
    જરા તેજ રાતે નહિ, છોડે ઓર ધજકો;
બેદ ઓર પુરાન, બખાન કરે આઠો જામ,
    સાધક સમાજ જાઈ, પુંજે પાય રજકો;
હાથ લીયે માળા જપમાળા મુખ બોલનકી,
    ધર્મકે ઠગઈઆ ખલ ખાત હે અખજકો;
ભરમી સો કવિ કહે સુનો યે ઉખાનો યહ,
    "સો સો ચુવા ખાયકે બીલયા ચલી હજકો." ૧

## (૪૨) હવે તેના ઉપર એક ધોબી અને સાધુનું દ્રષ્ટાંત.

એક સાધુ મહાત્મા મહાતપસ્વી હતા. રોજ ઘણી આકરી ત-પશ્ચર્યાઓ કરી શરીરને પૂર્ણ કષ્ટ આપતા હતા. ઉષ્ણકાળ (ઉનાળા)-માં તડકાની આતાપના અને શિયાળામાં ટંડીની આતાપના કરતા, આવી મહાન ઘોર તપશ્ચર્યાથી એક યક્ષદેવ તેની સહાયમાં રહ્યો હતો. તે તેની સેવા ભક્તિ કરતો, તે યક્ષ મંત્રથી નહિ પણ તપથી,ધર્મથી સાધ્ય થયો હતો.

હવે તે મહાત્મા એકદા શિયાળાની ઋતુ હોવાથી સવારમાં વ-હેલા ઉઠી નદીએ તપની આતાપના લેવા ગયા, નદી કાંઠે એક મોટા પથ્થરની શિલા હતી, તે ઉપર એક જીર્ણ વસ્ત્ર રાખી બાકીનાં સર્વ

ઉતારી વદ્દન ઉઘાડે શરીરે શયન કર્યું. તેવામાં થોડીક વારે એક ધોબી ત્યાં લુગડાં ધોવા આવ્યો, જે શિલા હમેશાં તેના પોતાના ઉપયોગની હતી તેના ઉપર તો તેણે આજે મહાત્માને ધ્યાનારૂઢ થયેલા જોયા. તેથી તે ચિંતામાં પડયો કે આજ મારે કયાં લુગડાં ધોવાં? પછી બાપડે મહાત્મા પાસે આવી હાથ જોડી નમ્રતાથી વિનંતી કરી કેઃ-હે મહાત્મા! આપ મોટા છો હું રંક આપને વિશેષ તો શું કહું? પણ કૃપા કરી આપ કાલે બીજે સ્થળે તપ કરજો, આ ગરીબનો રોટલો એ શિલા ઉપરજ છે, માટે આપને હું હાથ જોડીને વિનંતી કરૂં છું. પછી ધોબીએ તે દિવસનું કાર્ય તો જેમ તેમ કરી પતાવ્યું, અને સાધુ પણ પોતાનો તપ પુરો થએ સ્વસ્થાને પધાર્યા. બીજે દિવસે પણ મહાત્માએ વહેલા ઉઠી તેજ શિલા ઉપર જઈ તપ આદર્યો, અને ધ્યાનમાં બેસી ગયા, પછી રોજને વખતે ધોબી લુગડાં ધોવા ત્યાં આવ્યો, તો આજે પણ સાધુને પોતાની તેજ શિલા ઉપર બેઠેલા જોયા. તેથી તેના હૃદયમાં જરા રોષ આવ્યાથી પાસે આવી બોલ્યો કેઃ-મા બાપ! મેં તમને કાલે કહ્યું હતું કે મારો રોટલો આ શિલા ઉપર છે, છતાં આપે તો મારી વિનંતી ધ્યાનમાં લીધીજ નહિ, પણ આજ હું સાફ કહું છું કે કૃપા કરી કાલે બીજે પધારજો; મારા રોટલા ઉપર પગ મુકવો તે આપને ઘટિત નથી એટલું કહી બીજે સ્થળે પોતાનું કામ આટોપી ઘેર ગયો અને મહાત્મા પણ વખત પુરો થએ સ્વસ્થાને ગયા.

વળી બીજે દિવસે પણ મહાત્માએ સવારમાં ઉઠી ધોબીનાં પ્રાર્થનાવચનોને નહિ ગણકારતાં તેજ શિલા ઉપર જઇ ધ્યાન ધર્યું, તેવામાં થોડી વારે ત્યાં પેલો ધોબી પણ આવ્યો, અને આજે પણ સાધુને તેજ શિલા ઉપર જોઇને ધોબીનો આજે તો પિત્તો ગયો, તેને એકદમ ક્રોધ ચડયો, અને પાસે આવી આક્રોશપૂર્વક તડુકીને બોલ્યો કેઃ- તમે સાધુઓ હઠવાદી તો ખરા હો! જેમાં મારી ના તેમાં તમારી હા; એવો તમારો કદાગ્રહ! હું તમને ત્રણ ત્રણ દિવસથી વિનવીને-સમજાવીને કહું છું, પણ તમારે તો જાણે ગગનમાંજ ગાજતું હોય તેમ જણાય છે! પણ આજ તો તમારી સાથે મારે શઠ થવું પડશે, પ્રાચીન કહેવત છે કેઃ—

**बाले बाला विदुषि विदुषा गायने गायनेशा।**
**शूरे शूरा निगम विदि चाम्नाय लीला गृहाणि॥**
**सिद्धे सिद्धा मुनिषु मुनयः सत्सुसंतो महान्तो।**

मौढे मौढाः किमति वचसा याद्दशास्ता द्दशेषु ॥१॥

અર્થાત્—બાળકો સાથે બાળક થવું, વિદ્વાન સાથે વિદ્વાન, ગવૈયાની સાથે તેના જેવા, કજીઆખોરની સાથે તેવા, ખાટાની સાથે ખાટા, સિદ્ધ પુરૂષની સાથે તેવા, મુનિ સાથે મુનિ જેવા, સત્વવંત પુરૂષોની સાથે તેવા, પ્રૌઢની સાથે પ્રૌઢ અને શઠની સાથે શઠ, વધારે તો શું? પણ લોકમાં જેવાની સાથે તેવા થવું જોઇએ. માટે હે સાધુ! તેં શઠતા કરી તો હું પણ હવે તારી સાથે શઠ થાઉં છું, તને સાધુને લાજ શરમ નહિ તો મને શેની? એમ કહી એકદમ લાલચોળ થઈ ક્રોધ કરતો સાધુનું બાવડું ઝાલી હેઠે ઉતારવા માંડયો—ઘસડવા માંડયો. પેલા મહાત્મા પણ મસ્તાન જેવા હતા, તેનામાં પણ અત્યારે શૂરાતન આવ્યું, અને તે પણ સાધુપણાના મુખ્ય ગુણ સમતાને એક બાજુ મુકી લડવા તૈયાર થયા. અન્યોઅન્ય બન્ને જણા બાથંબાથા આવ્યા. સાધુનું શરીર ઘરઘરની પૌષ્ટિક ભિક્ષાવાળું હોવાથી હૃષ્ટપુષ્ટ હતું, તેમજ ધોબીનું શરીર એકજ ઘરના ભોજનથી પણ પુષ્ટ હતું. બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યું, નદી ઉપર પ્રેક્ષકો (જોનારા) નું મંડળ ભેગું થઈ ગયું. આ સર્વ ધાંધલ—નાટક સાધુનો સહાયક યક્ષદેવ પણ આકાશમાં અધર રહ્યો થકો જોતો હતો અને હસતો હતો.

છેવટ બાથંબાથા કરતાં ધોબીએ સાધુને હંફાવી દીધા, ત્યારે અંતરિક્ષ રહેલા દેવને સાધુએ કહ્યું:—હે દેવ! તું મને સહાય કેમ કરતો નથી? તું મારો રક્ષક છે, પણ અત્યારે તો અધર રહ્યો રહ્યો હાંસી કરે છે, માટે તને ઘટે છે કે મને મદદ કરી મારી જીત કરાવ.

આ સાંભળી દેવ બોલ્યો કે:—હે બન્ને યોદ્ધાઓ! અત્યારે મને પ્રથમ તો એજ શંકા થાય છે કે, તમારા બેમાં સાધુ કોણ? અને ધોબી કોણ? સાધુ હોય તેને હું સહાય કરૂંને? અત્યારે તો તમે કોઈ સાધુ નથી પણ બન્ને ધોબી છો. એમ કહી સાધુને તજી દેવ ચાલતો થયો. પછી લોકોએ બન્નેને લડતા જુદા પાડયા, અને સાધુને સર્વ જણાએ ઠપકો આપ્યો. કારણ કે તેમાં મુખ્ય ભુલ ધોબીની નહિ, પણ સાધુનીજ હતી. પછી સાધુ ખસીયાણો પડી પસ્તાઈ સ્વસ્થાને ગયો.

આ દૃષ્ટાંતની મતલબ એવી છે કે જેનામાં કામ, ક્રોધ વગેરે દશ શત્રુઓ ભરેલા હોય, તેનું સાધુપણું કદાપિ આત્મકલ્યાણ સાધી શકતું નથી. સર્વજ્ઞ શ્રીવીરપ્રભુએ તો કહ્યું છે કે:—આ જીવાત્માએ અનંતવાર સાધુપણું, જોગીપણું, વગેરે ધારણ કર્યું છે, પણ આવા દુષ્ટ આંતર

દોષો-ભાવશત્રુઓ ટાળ્યા નહિ, માટેજ આત્મોદ્ધાર બની શક્યો નહિ,

**(રાગ ગજલ ને હરિગીતછંદમાં પણ ચાલે છે.)**

" સાધુ બન્યો જોગી બન્યો, બાવો બન્યો બહુ વાર તું;
નહિ આત્મની સિદ્ધિ થઇ, નાસ્યુ નહિ મારૂં ને હું. ૧
સંસારના જે મુળ રાગાદિક દોષ ટળ્યા નહિ;
નિજ હૃદયના સદ્ભાવથી, ભવબીજને બાળ્યાં નહિ. ૨
મદ મદન માયા મોહરાયામાં, રમે મનડું સદા;
નહિ હૃદયમાં આવી અરે, નિજ આત્મ ચિંતાનિ કદા. ૩
નહિ હૃદયની જડતા ટળી, ન બળી વિષયની વાસના;
વાણી વદે વૈરાગ્યની, પણ મન મોહ વિલાસમાં. ૪
શું થાય મસ્તક મુંડવાથી, ચુંટવાથી કેશને ?
નહિ કામ ક્રોધ તજાય તો, શું થાય ધરવે વેશને? ૫
શું થાય કપડાં પહેરવાથી, વિવિધરે સાધુ તણાં ?
માયા તણા પડદા વિશે, ઘાટો ઘડે અવળા ઘણા. ૬
સાધુ બની સંસારની ખટપટ અહોનિશ આદરે;
નહિ આહારમાં વિહારમાં, વ્યવહારમાં શુદ્ધિ ધરે. ૭
એવું અરે સાધુપણું, સંસારમાં શા કામનું ?
નહિ ભવભ્રમણને ભાંગશે સાધુપણું એ નામનું. ૮
સર્વજ્ઞનાં વચનો તણી શ્રદ્ધા નહિ અંતર વિષે;
નહિ હૃદયના રોગો જશે, કલ્યાણ શી રીતે થશે ? ૯
રમણી તણા રંગભોગમાં મનડું રમે દીનરાતરે;
ઉપદેશ આપે અન્યને પણ હૃદય કોરૂં ભાતરે. ૧૦
કષ્ટો કરો કોટી ભલે, પણ મોક્ષપદ છે વેગળે;
મુનિ વિનય કંચનકામનીના, ત્યાગ વિના શું વળે? "૧૧

માટે વિવેકી પુરૂષોએ તો કામક્રોધાદિક ભાવશત્રુઓને તજવા અથવા જેમ બને તેમ ઓછા કરવાના પ્રયત્ન કરવા, તોજ સાધુપણું શોભે છે. નહિ તો ઉલટું જગતમાં નિંદાય છે-હાંસીને પાત્ર થવાય છે. (૪૧)



यत् "संयोगे गुरुः" सत्यं । विद्यते नीचगोऽपिना ॥
चिंतामणेर्हि संसर्गा । दयस्कं कांचनायते ॥ ४२ ॥

અર્થ—જે પુરૂષ ઘણો નીચ હોય-નીચ કર્મો સદા કરતો હોય, તો પણ ખરેખર સત્ય પુરૂષના સંજોગે તે ગુરૂ બને અર્થાત જગતમાં મોટો બની સર્વને માનનીય થાય છે, કોની પેઠે તો કહે જેમ ચિંતામણીના સંગથી લોહું પણ સોનુંજ બની જાય છે, તેમ ઉત્તમ જનના સંગે નીચ હોય તે પણ ઉંચ બને છે. આ શ્લોકમાં "સંયોગે ગુરૂઃ" એ સિદ્ધાંતકૌમુદીનું સૂત્ર છે. (૪૨)

ભાવાર્થ—આ લોકમાં ખરેખર ઉત્તમ પુરૂષોનો સંગ કરવાથી જે માણસ અતિશય પાપી અને નીચ હોય, તો પણ તે મહત્તા-ગૌરવ પામી જાય છે. ઉત્તમ પ્રકારના ગુણો વડે જગતમાં શ્લાઘની-યતાને પાત્ર થાય છે. તેને માટે દ્રષ્ટાંત કહે છે, જેમ સકળ મનોરથોને પરિપૂર્ણ કરનાર એવા ચિંતામણીરત્નના સંગથી લોઢું પણ સુવર્ણ થઈ જાય છે. વળી તેને માટે સિદ્ધાંતસાગરમાં કહ્યું છે કેઃ-દાખલા તરીકે જુઓ કે પરદેશી જેવો મહાપાપીષ્ઠ મહારાજા કે જેના હસ્તેહ હમેશાં રૂધીર અને આમિષ એટલે માંસથી ખરડાયલા રહેતા હતા, જેને પ્રાણીઓના પ્રાણ લેવા અને તરખલાં તોડવાં એ સરખું-બરાબર હતું,

येषां प्राणि वधः क्रीडा । नर्म मर्मच्छिदोगिरः ॥
कार्य परोपतापि स्वं । ते मर्त्यारापि मर्त्यवः ॥ १ ॥

અર્થાત—જેને પ્રાણીવધ એ તો એક જાતની રમત છે, પૂરમર્મોદઘાટન એ જેનો વાણીવિલાસ વર્તે છે, અને પરને પરિતાપ ઉપજાવવામાંજ જેનું કુશળપણું છે, તે માણસને તો કાળનો પણ કાળજ સમજવો; મતલબ કે એવો દુષ્ટમતિ અને નિર્દયી એ રાજા હતો, છતાં પણ એકજ વખતે કેશીગુરૂનો જોગ મળવાથી પવિત્ર ધર્મબોધામૃત પાનથી-શ્રવણથી દ્રઢધર્મી થયો. અને તેર છઠ કરી ઓગણચાલીસજ દિવસમાં પોતાના આત્માને દુર્ગતિમાં પડતો બચાવી સ્વર્ગગામી કર્યો,

અને એકાવતારી થઈ અપવર્ગમાં પણ જશે. માટે હે પ્રિય વાચકો! સત્પુરૂષનો સંગ તો કોઈ અલૌકિક અને અમુલ્ય વસ્તુ છે, માટે પ્રાપ્ત અવસરે તેનો સ્વાદ અને લાભ લેવા ચુકશો નહિ. કહ્યું છે કે:—

**रे पुत्र ! सत्संग मवाप्नु हित्वमसत्सगं त्वरया विहाय ॥**
**धन्योऽपि निंद्या लभते कुसंगात् । सिंदुरबिन्दुर्विधवाललाटे ।१।**

અર્થાત્—એક પુત્રને તેના પિતાએ શિખામણ આપતાં કહ્યું કે:—હે પુત્ર! તું જો સુધરવાની ઇચ્છા રાખતો હોય તો અસત્પુરૂષોનો સંગ છોડીને સત્પુરૂષોનો સંગ કરજે, કારણ કે કુસંગથી ઉત્તમ જન પણ નિંદાય છે. જેમ વિધવા સ્ત્રીના કપાળમાં હીંગળોકનો ચાંદલો શોભતો નથી, જો કે હીંગળોકનો ચાંદલો ઘણો સારો છે, તો પણ અયોગ્ય સ્થાને આવવાથી શોભવાને બદલે ઉલટો અશોભનીક થઈ જાય છે. માટે હમેશાં સત્સંગ કરવો, કે જેથી આપણી મનોવૃત્તિઓ નિરંતર શુદ્ધ રહે, કહ્યું છે કે:—

**દોહરા—સંગત કિજે સાધુકી, હરે ઓરકી વ્યાધી;**
**ઓછી સંગત નીચકી, તે આઠે પહોર ઉપાધી.**
**સંત મિલે સુખ ઉપજે, જળ મિલે મળ જાય;**
**પરને પાવન તે કરે, ને પોતે પાવન થાય. ૨**
**સંત બડે પરમારથી, મોટા જીનકો મન;**
**મુઠી ભરભર દેત હે, ધરમરૂપિયો ધન. ૩**
**એક ઘડી આધી ઘડી, આધિમે પુન આધ;**
**તુલસી સંગત સાધુકી, કટત કોટિ અપરાધ. ૪**

**ये पापं शमयंति संगतिभृतां ये दान श्रृंगारिणो ।**
**येषां चित्तमतीव निर्मलतरं येषां न भग्नव्रतम् ॥**
**ये सर्वान्सुखयंति हि प्रतिदिवंते साधवो दुर्लभा ।**
**गंगावद् गजदंडवद् गगनवद् गांगेयवद् गेयवद् ॥१॥**

અર્થાત્—ઉપરોકત ગુણવાળા ઉત્તમ પુરૂષોનો સંગ કરવાથી મહાલાભ થાય છે. હવે ઉત્તમ પુરૂષના સંગથી નીચ મનુષ્ય પણ કેવો ઉંચો આવે છે અને એકદમ સુધરી જાય છે? તેના ઉપર દેવદત્ત નામના એક વણિકપુત્રનું દૃષ્ટાંત કહે છે.

## (૪૨) દુર્વ્યસની ને દુરાચારી દેવદત્ત રાજ્યમાન પામ્યો!

કોઈ એક મોટો સદ્‌ગૃહસ્થ શેઠ હતો. તેના ઘરમાં પૂર્વ પુણ્યયોગે લક્ષ્મી ઘણી હતી. બધી વાતે તે સુખી હતો, પણ પોતાને પચાસ વર્ષ થવા છતાં એક પુત્ર ન હતો, તે ખાતે બન્ને પતિપત્નીને ઘણી ચિંતા થયા કરતી હતી. કહેવત છે કેઃ—

**દોહરો**—ક્રોડ દીવા નિત્યે બળે, સૂરજ બાર તપંત;
તોય સખી અંધારડો, જસ ઘર પુત્ર ન લભંત. ૧

આ પ્રકારની ચિંતા પણ પુષ્કળ દાન પુણ્ય કરવાથી અંતે પ્રારબ્ધ યોગે ટળી, એક દેવનું આરાધન કરવાથી અંતે તેને એક પુત્ર થયો. પુષ્કળ લક્ષ્મી હોવાથી પુત્રજન્મનો મહોત્સવ ઉલ્લાસથી ઘણો સારો કર્યો ને લક્ષ્મીનો લાવો રૂડી રીતે લીધો. અને દેવે પુત્ર આપ્યો એમ માની તેનું નામ દેવદત્ત પાડવામાં આવ્યું.

પછી એમ કરતાં દેવદત્ત પાંચ વરસનો થયો એટલે નિશાળે બેસાડયો, તે સમયે પણ તેણે પુષ્કળ લક્ષ્મી ખરચી વાપરી ઘણો લાવ લીધો. પુત્ર બુદ્ધિશાળી અને ઘણો ચાલાક નીવડયો, તેથી માસ્તર તથા માતપિતા ઘણાં ખુશી થતાં હતાં. પણ પોતાના પુત્રના અંગમાં તેની જીંદગીને બગાડનાર એક અંગારો—જીણો તિખારવો પેઠો હતો, તેની ખબર ન હતી. તે અંગારો બીજો કોઈ નહિ પણ કુસંગ—ખરાબ છોકરાની સોબત રૂપી હતો. ખરાબ ટેવવાળા છોકરાઓની સાથે તેને ભાઈબંધી બંધાણી હતી, તેથી તેનામાં પણ તેવા ચોરી જુગટું જુઠાપણું વગેરે કુલક્ષણો પેઠાં હતાં, પ્રથમ તો નિશાળમાંથી કોઈની પેનસીલ નોટ ચોપડી અને કોઈ લાગ પડે તો જોડા છત્રી વગેરે ચોરી જઈ બધા મળી માલ વેચી નાણાં ઉપજાવી તેમાંથી મજાઓ ઉડાવે. કોઈ વખતે તો આખો દિવસ નિશાળેજ ન આવે, અને પરબાર્યો સહેલસપાટા કરવા ઉપડી જાય. ગામમાંથી પણ તે સોનેરી બાળટોળી લાગ ફાવે તો ચોરી કરી દુકાનેથી માલ ઉઠાવી જાય. દેવદત્ત સ્વઘરમાંથી પણ રૂપિયા વગેરે જે કાંઈ દેખે કે ઉઠાવે. અને બધા મળી મિઠાઈ બીડીઓ વગેરેની રોજ મજા ઉડાવે, અને ઈચ્છા મુજબ સ્વચ્છંદે ફરે. આ બાબતની ઘણે વખતે માસ્તરને ખબર પડી ત્યારે માસ્તરે બીજા છોકરાને નહિ છેડતાં ગૃહસ્થપુત્ર જાણી દેવદત્તને શિખામણ આપીને ઘણો ઘણો સમજાવ્યો પણ તેની કુટેવ ટળી નહિ. ત્યારે માસ્તરે શેઠને એકદા ખબર આપ્યા કેઃ—શેઠજી! આપનો પુત્ર કુસંગથી કુટેવમાં પડયો

છે, તેને સોબતીઓ ઘણા ખરાબ મળ્યા છે, કુટેવ ટાળવા મેં ઘણો પ્રયત્ન કર્યો; પણ અંધને આરશી પેઠે નિષ્ફળ નીવડયો છે. માટે હું આપને ચેતાવું છું કે આપના મોટના પુત્રની જીંદગી બગડી ન જાય માટે તેને આપ સમજાવજો. શેઠે આ બીના સાંભળી ઘણો અફસોસ જણાવ્યો, પછી તેને એકાંતે બેસાડી ઘણી શીખામણ આપી,તે પણ સર્વ નિષ્ફળ ગઇ. ગર્ભશ્રીમંતનો ચિરંજીવી જાણી એક પ્રતિષ્ઠિત શેઠે પોતાની ગુણીયલ કન્યા દેવદત્તને પરણાવી, તેમાં પણ શેઠે લક્ષ્મીનો ઘણો સારો લાવો લીધો. પણ શેઠના હૃદયમાં ચિંતાગ્નિનો એક અંગારો સદા બળ્યા કરતો હતો. દેવદત્ત હવે ૧૫-૨૦ વર્ષનો થયો હતો તેની સાથે તેનામાંના દુર્ગુણો અને દુર્વ્યસનો પણ ઉગી તથા ફલી મોટાં વૃક્ષ થવા પામ્યાં હતાં. સાતે વ્યસનોમાં દેવદત્ત પાવરધો-પારંગત થયો હતો-કહો કે પૂર્ણ કળાએ પહોંચ્યો હતો.

**द्युतं च मांसं च सुरा च वेश्या ।**
**पापार्ध चोरी परदारसेवा ॥**
**एतानि सप्तानि व्यसनानि लोके ।**
**घोरातिघोरं नरकं पतंति ॥ १ ॥**

**અર્થાત્**—જુગટું, માંસભક્ષણ, સુરાપાન,(દારૂપીવો)વેશ્યાગમન, મોટા પાપમાં ભાગીદાર બનવું, ચોરી કરવી, અને પરસ્ત્રીસેવન આ **સાત દુર્વ્યસનો** ઘોરાતિઘોર એવી નરકગતિને વિષે ઉત્પન્ન કરાવે છે. દેવદત્તને તો રાત પડી એટલે દિવસ ઉગ્યો, રાત્રે ઘેર ભાગ્યેજ આવે, જ્યાં ત્યાં પડયો રહે. અને કદાચ ઘેર આવે તો મોડો છેક અપરાત્રિએ આવે, અને પરોઢમાં વહેલો ઉઠી ચાલતો થાય.

આવા પ્રકારથી તેનો પિતા બહુ સોચ કરતો હતો કે:-અરે રે ! આ કુપુત્રે તો કુળ બોળ્યું, મારા પવિત્ર કુળ અને સારી આબરૂને તો એ દુરાચારી દીકરે બટ્ટો લગાડયો. તથા મારી સાતે પેઢીને કલંકિત કરી, ખરેખર કુલાંગાર કુપુત્રથી તો કુળ છુપાય છે-નિંદાય છે.

**સવૈયો.**

દીન છુપે તિથી વાર ઘટે, અરૂ સૂર છુપત હે ગ્રહનકો છાંયો,
ગજરાજ છુપે જબ સિંધકુ દેખત, ચંદ્ર છુપત અમાવાસ આયો;
પાપ છુપે પ્રભુ નામકે જાપસે કુળ છુપત કપુતકો જાયો,
ગંગ કહે સુન શાહ અકબર ! કર્મ છુપે નહિ છુપો છુપાયો.

અરે રે! હવે મારે શું કરવું. શહેરમાં પણ મારી કેટલી નિંદા થતી હશે? અરે આવા કુપુત્ર કરતાં તો હું અપુત્રજ રહ્યો હોત તો ઘણું સારૂં થાત! પણ આ તો બહુજ ભુંડું—ખોટું થયું, હમેશાં દેખતું અને દાઝતું, આ કુપુત્ર જોઇ મારૂં તો ઝડઝડ લોહી બળે છે, અંગોમાં ઉકળાટ મારે છે. કહ્યું છે કેઃ—કુગામનો વાસ, કુનરેંદ્રની સેવા, કુભોજન, ક્રોધવાળી સ્ત્રી, વિધવા કન્યા અને મુર્ખ કુલક્ષણવાળો પુત્ર; આ છ પ્રકારોથી અગ્નિ વિના પ્રાણી કાયમ શરીરે બળ્યા કરે છે. અરે! આ કુપાત્ર કમબખ્ત છોકરો તો ઘેર પણ આવતો નથી, અને ક્યાંઇ કુસંગતિમાં પડયો રહે છે; અરે! આના કરતાં તો આ પુત્ર મરી જાય તો સારૂં! ખરે ગંગ કવિના કહ્યા મુજબ કુપાત્ર પુત્ર વગેરે બાર જણાઓની તો મોટી ગાંસડી બાંધી ખારા સમુદ્રમાં ઉંડી નાંખી દેવી જોઇએ.

## સવૈયો.

પુત કપુત કુલછન નાર લડાક પડોશી લજાવક સારો,
ભ્રાત અહેખો રૂ લંપટ પ્રોહીત લોભી હિ મિત્ર અતીત ધુતારો;
ચાકર ચોર નિશાનક ઢોર હે સાહેબ સુમ દીવાન કુઢારો,
કવિગંગ કહે સુન શાહ અકબર! બારેકુ બાંધ સમુદ્રમે ડારો.

આ પ્રમાણે સદા ચિંતા કરતાં શેઠ તો અંતે મહાવ્યાધિમાં પડયો. મંદવાડને ખાટલે પડવાથી મોટો શેઠ જાણી તેને ઘણા લોકો જોવા આવતા, પણ આવનાર લોકો તેના પુત્રને તેને ઘેર ભાગ્યેજ જોતા હતા. તેથી લોકો માંહેમાંહે વાતો કરતા કેઃ—ભાઇ! થઈ રહ્યું હવે, "દીવા પાછળ અંધારૂં" છતે દીકરે આ શેઠનું કુળ ડુબ્યું. આ પ્રમાણે અફસોસ કરતા શેઠને જોઇને ચાલ્યા જતા, પણ ભાઇસાહેબ દેવદત્ત કુમાર તો ખુશી હોય તો ઘેર આવે, પણ પાસે તો બેસે નહિજ; ફરતારામ છેલબટાઉની માફક ફાવે ત્યાં ફર્યાજ કરે. શેઠ તેને બોલાવે પણ નહિ કેમકે એવા કુભાંડીઓને છેડવા નહિ તેજ સારૂં, એમ ડાહ્યા પુરૂષો માને છે, સુજ્ઞ શેઠે પણ એવાજ હેતુથી મૌન ધારણ કર્યું હતું.

એક વખત શેઠને વ્યાધિ મરણાંત વધી પડી, પણ કેમે કરી જીવ નીકળે નહિ. તે વખતે દેવદત્ત પાસે હતો, તેથી જોવા આવનાર જનોએ કહ્યું કેઃ—દેવદત્ત! તારા પિતાનો અંતકાળ છે, માટે કાંઈ પુછ! તારા પિતાને કાંઇ કહેવું કારવતું હોય તો! આથી તો તેણે લોકલાજને લઇ આવી પિતાને પુછ્યું કેઃ—બાપા! કાંઇ કહેવું છે, આપના જીવને

ગત કરજો. ત્યારે શેઠ ધીમે સાદે બોલ્યાઃ—ભાઇ! ગતમાં કાંઈ ખામી નથી, તારે પ્રતાપે મારો જીવ ગતમાંજ છે! એ તો અંદરની અગ્નિ બહાર દેખાતી નથી તેજ ખામી છે. ભાઇ! બીજું તો મારે કાંઇ તને કહેવાનું નથી, પણ તારા પુછવાથી તું ખુશી હોય તો તને એક હિતવચન કહું. દેવદત્ત બોલ્યોઃ—પિતાજી! આપને કહેવું હોય, તો ભલે તે કહો પણ મારાં સાત વ્યસનમાંથી એક પણ તજવાનું કહેશો તો તે બનવું અશક્ય છે. પિતાએ આ સાંભળી ઉંડો નિસાસો મુકયો. અરે! હાય! **કર્મદેવ! નમસ્તુભ્યં ॥** હે કર્મ! તને નમસ્કાર છે. પછી વિચાર કરી કહ્યું કેઃ—ભાઇ! તારી જેવી મરજી પણ સાત સિવાયનું હોય તો તે લેવા ખુશી મરો કે? ઉત્તરમાં હા ભણી, ત્યારે પછી શેઠે વિચાર્યું કેઃ—જેમ આ શાણો છોકરો કુસંગથી બગડયો છે, તેમજ સત્સંગથી સુધરવો પણ જોઇએ, સત્સંગનો મહિમા અને પ્રભાવ તો કોઇ અપૂર્વજ છે; માટે આને એવું વચન કહું કે તેની જીંદગી સુધરે. પછી કહ્યુંઃ—ભાઈ દેવદત્ત મારો એક મિત્ર સુદર્શન શેઠ આ ગામમાં વસે છે, તેને તું જાણે છે કે? ઉત્તર મળ્યો હાજી! ઠીક, તો તારે તેમને ઘેર રોજ જઇ સુદર્શનશેઠનું મુખ જોઇ આવવું, બોલ! તે તો તારાથી બનશે કે નહિ? ઉત્તરમાં વિચાર કરીને સાત વ્યસનમાં હરકત ન જણાયાથી કહ્યું કેઃ—હાજી, ઘણી ખુશીની સાથે બનશે. જુઓ, હું આપના સમક્ષ નિત્ય તેમનાં દર્શન કરવા જઇશ તેની પ્રતિજ્ઞા લઇ જળ મુકું છું—નીમ લઉં છું.

આ પ્રકારના નીમથી શેઠને કાંઇક ટાઢક વળી. થોડીવારે આંખ ફેરવી પરલોકની મુસાફરીએ ઉપડી ગયા. પછવાડેથી તેમનું કારજ વગેરે સર્વ કર્યું. પછી શેઠાણી પણ થોડા વખતમાં ગુજરી ગયાં. હવે તો સ્ત્રીપુરૂષ બેજ ઘરમાં, તેથી દેવદત્તે સર્વ ધાવતું કરવા માંડયું. ભાઇબંધોમાં મુડી મુફત ઉડાડી દીધી. બાપડી સ્ત્રી કાંઇ કહે તો મારજ ખાય, માટે તે તો બિચારી કાંઈ બોલ્યાચાલ્યા વિનાજ ચુપ બેસી રહે. એમ કરતાં બે વર્ષમાં તો સર્વ લક્ષ્મી ખલાસ થઈ ગઇ, સ્ત્રીનાં ઘરેણાંગાંઠાં પણ બળાત્કારે લેઈ જઇ વેચી નાંખ્યાં; ને ઘર વેચી નાંખી ભાડે રહેવા લાગ્યો. સર્વ વાતે ખુટયું એટલે હાથમાં ખાપરીયું લઈ રાત્રે ચોરીઓ કરવા લાગ્યો, આ જોઇ સ્ત્રીને ઘણું લાગી આવતું, પણ તે ગુણવંતી કુળવંતી શિલવંતી અને સુલક્ષણી હોવાથી સર્વ કંઇ મનમાં પોતાના કર્મનોજ દોષ સમજી સહન કરતી.

**कार्येषु मैत्री वचनेषु दासी । भुक्तेषु माता शयनेषु रंभा ॥**
**सद्धर्मवंति च क्षमाधरंति । षड्गुणभार्या कुलमुद्धरंति ॥१॥**

અથાત્—કાર્યમાં મિત્ર જેવી, વચનમાં દાસી જેવી, ભોજનમાં માતા જેવી, શયનમાં રંભા જેવી, ઉત્તમ ધર્મ સેવનારી ને ક્ષમાવાળી, એ છ ગુણવાળી સ્ત્રી કુળનો ઉદ્ધાર કરે છે. દેવદત્ત રોજ સુદર્શન શેઠને ઘરે જઇ છેટેથી સલામ કરી તરતજ કાંઇ બોલ્યા ચાલ્યા કે કર્યા વિનાજ પાછો વળતો. આ પ્રમાણે નિત્ય નિયમ પાળતો, તેમાં કદાપિ ચુક પડવા દેતો નહિ; આ પ્રમાણે ઘણો વખત ચાલ્યું.

એક વખતે સુદર્શનશેઠના પુત્રો કહેવા લાગ્યા કે:–પિતાજી! પેલો દેવદત્ત દુર્વ્યસની અત્રે દરરોજ આવે છે, પણ તે માણસ સારો નથી, વિશ્વાસ કરવા યોગ્ય નથી. કોઇ વખતે આપણને પણ તેના દુરાચારના છાંટા ઉડાડશે, માટે અત્રે તે ન આવે તો સારૂં.

**अहो दुर्जन संसर्गान् । मानहानी पदेपदे ॥**
**पावको लोह संगेन । मुद्गारैरभिहन्यते ॥ १ ॥**

અર્થાત્—અરે! દુર્જન માણસના સંગથી ગુણની ને માનની પગલે પગલે હાની થયા કરે છે. દાખલા તરીકે જેમ અગ્નિને સંગેથી લોઢાનો ગોળો પણ મુદ્‌ગળ–હથોડાથી ટીપાય છે. આ સાંભળી શેઠે કહ્યું:—ભાઇઓ! તમારૂં કહેવું ઠીક છે, પણ પ્રાયે કરી તે તેની સ્વેચ્છાથી નહિ આવતો હોય, કારણ કે દુરાચારીમાં સુસંગપ્રીતિ ભાગ્યે હોય. તેનો પિતા મારો મિત્ર હતો તે બહુ ભલો હતો, માટે તેણે આ રસ્તો બતાવ્યો લાગે છે. વળી તે કાંઈ અહીં ખોટી પણ થતો નથી, બિચારો ઉભો ઉભોજ મને જોઇ ચાલ્યો જાય છે, તેમાં આપણને શું હરકત છે. પછી ઘણા દિવસ ગયા કેડે એકદા શેઠે વિચાર્યું કે, આ હમેશાં આવનારને મારા ભલા મિત્રની ખાતર હવે મારે સુધારવો તો જોઇએ. તેનું હમેશનું આગમન અવશ્ય ફળીભૂત તો થવું જોઇએ. તેથી એક વખત દેવદત્ત પ્રણામ કરી જેવો પાછો ફરે છે, કે તરત સુદર્શન શેઠ બોલ્યા:—અલ્યા દેવદત! તું અહીં અંદર આવી મારી પાસે બેસ! આજ પહેલવહેલો શેઠે પોતાને બોલાવ્યો, તેથી ઘણો ખુશી થતો તે શેઠ પાસે જઈ મર્યાદાપૂર્વક બેઠો. ત્યારે શેઠે કહ્યું:—ભાઈ! તું ખુશીમાં તો છે? ઉત્તર મળ્યો હાજી,આપના પ્રતાપે સઉ સારૂ છે.શેઠ બોલ્યા:—હું તને સ્વભાવિક પુછુંછું કે ભાઇ! તું અત્રે રોજ શા કારણે આવે છે વારૂ? ત્યારે દેવદત્ત બોલ્યો:-શેઠસાહેબ! તે હું જાણતો નથી, મારા પિતાજીએ મરતી વખતે અહીં આવવાની મને ભલામણ કરી છે અને મેં તેનો નીમ લીધો છે તેથી રોજ આવું છું. શેઠ કહે:–બહુ સારૂં.

જ્યારે એમ છે, ત્યારે અત્રે આવવાનો લાભ પણ તને જરૂર મળવો જોઇએ. જેમ તારા પિતાએ અત્રે આવવાનો નિયમ આપ્યો છે, તેમ હું પણ કોઈ નિયમ આપું તો તું લઇ શકીશ કે? આથી તો દેવદત્ત ઉંડા વિચારમાં પડયો! આજે વળી આ કયાં બલા વળગી! કદાચ પેલા સાત વ્યસનમાંથી આપશે તો તે બીલકુલ નહિ પળે, માટે ચોખી રીતે એ સાતમાંના નિયમની તો નાજ પાડવી, કાંઇ શરમ અને કરમને બને નહિ. પછી શેઠને કહ્યું:–સાહેબ! નિયમ તો લઉં, પણ સાત વ્યસનમાંથી આપશો તો તે મારાથી નહિ પળે; માટે તે સિવાય ઇચ્છા હોય તો આપો. આ સાંભળી શેઠે ઉંડો નિસાસો મુકયો. અરે ભગવાન કેવી નિર્લજતા? કરમ કેવો રખડાવે છે? ઠીક આને બીજે રસ્તો કહું તો માનશે. પછી કહ્યું કે:—આ સાત સિવાય તો લઇશ કે? ઉત્તર મળ્યો હાજી! પછી વિચારીને શેઠે કહ્યું:–તારે કોઇ દિવસ જુઠું ન બોલવું–એ નિયમ લે! આ સાંભળી દેવદત્તે વિચારી જોયું કે, આપણા સાતમાં આથી કાંઈ વાંધો આવે તેમ તો નથી ને? નહિતો ચોખીના પાડી દેવી. પછી વિચારી કોઇ જાતની હરકત ન જણાઇ ત્યારે શેઠ પાસે "જુઠું બોલવું નહિ, કોઈ પુછે તો સત્ય કહી દેવું." એ નો નિયમ લીધો. પછી શેઠને પ્રણામ કરી તે પોતાને ઘેર આવ્યો.

રોજના કરતાં આજ ઘણો વખત થએલો હોવાથી સ્ત્રીએ પ્રેમથી પુછયું કે:—નાથ! આજ કેમ બહુ મોડું થયું વારૂ? ત્યારે દેવદત્તે કહ્યું કે:–આજ તો શેઠે મને પાસે બોલાવી શિખામણ આપી, ને જુઠું નહિ બોલવાનો નિયમ આપ્યો છે. સ્ત્રી મનમાં કહે કાગડાના મોઢે રામ કયાંથી? માટે જરૂર હું જાણું છું કે આજથી અમાસે દિવસ કાંઈ ચડતો સમજવો. શેઠ બહુ ભલા ને શાણા છે, તેથી તેમનાથી આ જરૂર સુધરશે. અરે! પણ આ ભંગડથી એ નિયમ પળશે? માટે લેને આની પરીક્ષા કરી જોઉં, જોઇએ કેવુંક મન છે. પછી સ્ત્રીએ કહ્યું:–ભલા તમે નીમ તો લીધું, પણ આજથી તમારાં સાતે વ્યસન ગયાં સમજવાં અને તે તો તમને બહુજ વહાલાં છે. ત્યાં દેવદત્ત ચોંકી ઉઠયો, હેં શું કહે છે? જો સાતમાં વાંધો આવે તો ફેંકી આવું તેનું નિમ પાછું! શી રીતે સાતમાં વાંધો આવશે? સ્ત્રી કહે:–તમે સાતેનું સેવન કરવા જશો અને કોઈ લોકો પુછશે કે અલ્યા! કયાં જાય છે! ત્યારે તમારે જુઠું બોલવું પડશે, અને એમ નહિ કહેવાય કે હું દુષ્કાર્ય કરવા જાઉંછું. દેવદત્તે કહ્યું તારૂં કહેવું ઠીક છે, પણ આપણને કાંઈ કારણ નથી કે સાચું કહેતાં શરમાઇએ કે ડ્યાઇએ. કોઇ પુછશે તો

કહી દઇશ કે ફલાણે ઠેકાણે જાઉં છું, પણ જુઠું બોલી નિમ નહિ તોડું તો કેમ ? ત્યારે સ્ત્રી કહે, જો એમ હોય તો ભલે ગમે તેમ થાય, તો પણ નિમ પાળજો–તોડશો નહિ તો સુખી થશો. દેવદત્ત કહેઃ–અરે ! નિમ તે કેમ ભાંગીશ ? તે તો હવે મારે શિર સાટે પાળવાનું છે. ગમે તેમ થાય તોયે શું ? તે સાંભળી સ્ત્રી ઘણી ખુશી થઈ.

હવે દેવદત્ત લુગડાં પહેરી દારૂને પીડે જવા નીકળ્યો. જ્યાં ડેલી બહાર નીકળ્યો, ત્યાં એક મોટા અમલદારને જોયા તેથી જરા અચકાણો કે આ પુછશે અને સાચું કહીશ તો તે મને ઠપકો આપશે માટે આને જવા દઉં પછી જાઉં. એમ કરતાં તે ગયા પછી વળી બીજા કોઇ મોટા અમલદાર નીકળ્યા તેથી વળી સંતાઇ રહ્યો. એમ કરતાં ભોજનનો ટાઇમ થયો, તેથી તે દિવસે તો કામ બંધ રાખ્યું. વાંચનાર ! જોજો કે આ દુરાચારી કેમ સુધરે છે ? છેવટે તેને લજ્જાને લીધે તેનાં દુર્વ્યસનોમાં ઘટાડો પડવા લાગ્યો. કોઈ વખત લાગ પડે તો દુર્વ્યસન સેવવા જાય. એક વખત સ્ત્રીએ કહ્યું કેઃ—તમો કાંઇ રળો તો ઠીક, ઘરમાં વસ્તુ સર્વે ખુટી છે અને સર્વ પ્રકારે તંગી ભોગવવી પડે છે. દેવદત્ત કહે, લાવ ત્યારે આજ રાત્રે ખાપરીયું લઇ ચોરી કરવા જાઉં. સ્ત્રીએ દીલગીરી બતાવી ના કહી તે ન માન્યું, અને કહેલું સર્વ નિષ્ફળ ગયું. પછી રાત્રે ચોરી કરવા ઘરમાંથી બહાર નીકળ્યો. સ્ત્રીએ કહ્યુંઃ—જાઓ છો તો ખરા પણ કોઇ પુછશે તો ? તો કહી દઇશ કે ચોરી કરવા જાઉં છું, પણ જુઠું નહિ બોલું; પ્રિયે ફિકર રાખ માં ! સ્ત્રી કહે ક્યાં જશો ? ઉત્તર મળ્યો આજે તો કોડાડે ઘા મારવો છે, બિચારાં દેડકાંને કોણ ડાંભે ? દરબારમાં જાઉં એટલે પુષ્કળ ધન માલ મળે. એમ કહી દરબારગઢ ભણી ચાલ્યો. રસ્તે જતાં છુપો વેશ પહેરી રૈયતની તપાસ માટે નીકળેલ તે ગામનો રાજાજ સામો મળ્યો. તેણે પુછ્યું કોણ ? ઉત્તર દીધો દેવદત્ત. અત્યારે ક્યાં જાય છે ? ઉત્તર આપ્યો દરબારમાં. શું કરવા માટે ? ઉત્તર દીધો ચોરી કરવા. રાજાએ વિચાર્યું કે આ તો કોઇ ગાંડોબાંડો હશે, તેથી આમ બકે છે ! ચોર હોય તે આમ કહે નહિ. પછી કહ્યું ચાલ્યો જા ! એમ કહી રાજા ગામ ભણી ગયા, અને દેવદત્ત દરબાર ભણી ગયો. ચોરીના ધંધામાં પાવરધો થએલ હોવાથી છુપી રીતે અંદર પેઠો મહેલ ઉપર ચડગો બધે જોયું, પછી ધનના ભંડારમાં ગયો, એક પટારો ખોલ્યો તો માંહિ રત્નના ભરેલા બાર દાબડા જોયા તેમાંથી પોતે અતિલોભ ન કરવાં ફક્ત ચાર દાબડા લીધા; અને તરતજ હેઠો ઉતરી છુપે માર્ગે થઇ

બહારના રસ્તે પડયો. કર્મયોગે પહેલાંનીજ પેઠે પાછા રાજા સામા મળ્યા, તેમણે આને પાછો જોયો તેથી પુછ્યું કેઃ–કોણ ? ઉત્તર મળ્યોઃ–ચોર. ક્યાંથી આવે છે ? દરબારમાંથી. શું કરવા ત્યાં ગયો હતો ? ચોરી કરવા. શું લાવ્યો ? રત્નના ચાર દાબડા. રાજાએ વિચાર્યું કેઃ–આ પેલો ગાંડો ફરતો હતો તેજ અહીં આટલામાં હજી ભટકતો લાગે છે, ગાંડાઈને લીધે આમ બકે છે, ચોર હોય તે આવું સાચું ને સ્પષ્ટ કહેજ નહિ ! પછી કહ્યું કે ચાલ્યો જા, ચાલ્યો જા ઘેર ! અહીં ગાંડાની પેઠે કેમ ભટકે છે ? દેવદત્ત કહે સાહેબ ! ઘેરજ જાઉંછું એમ કહી રાજા દરબારમાં આવ્યા, અને દેવદત્ત ઘેર ગયો.

ઘેર આવી સ્ત્રીને કહ્યું કેઃ–લે આ રત્નના ચાર દાબડા ! માંહેનું એકેક રત્ન મહા ભારે કિંમતી છે. માટે ખા પી ને લહેર ઉડાવ ! સ્ત્રી ચકિત થઇ બોલીઃ—રસ્તામાં કોઇ મળ્યું હતું. ઉત્તર દીધોઃ—હા, એક કોઇ સિપાઇ જેવો હતો, તે જતાં એ મળ્યો અને આવતાં એ મળ્યો હતો; પછી તેની સાથે થએલી વાતચીત કહી બતાવી. સર્વ વાક્યો સાંભળી સ્ત્રી બોલીઃ-તેની પાસે તો જુઠું બોલ્યા નથી કે ? ઉત્તર આપ્યોઃ—ના ના જરા પણ નહિ આપણે શા માટે જુઠું બોલવું જોઇએ ? ! તો ઠીક વ્રત બરાબર પાળજો. પછી સવારમાં એક રત્ન પાંચલાખ રૂપીએ વેચ્યું. અને ઘરમાં જોઇતી જણસ ભાવ વસ્તુ વગેરે ચીજો પુરી પાડી.

હવે વાંચનાર ! ચાલ જરા વાર દરબારમાં જઈ આ સાચા ચોરને શીરપાવ અપાવીએ. સવારમાં દરબારમાં જઈ ભંડારીએ ભંડાર ખોલી જોયું, તો રત્નના ચાર દાબડા ઘટયા, તેથી પ્રધાન પાસે આવીને ખાનગી ખબર આપી કે ભંડારમાં ચોરી થઇ છે રત્નના બાર દાબડામાંથી ચાર ન મળે. આ સાંભળી દીવાને કહ્યું કેઃ—જો ચારની ચોરી થઇ છે, તો આ લાગ સારો છે, (પ્રધાનની બુદ્ધિ બગડી) ચાર તું લે ને ચાર હું લઉં; એમ કરી રાજા પાસે બારની ચોરીની ફરિયાદ રજુ કરીએ. પછી એ પ્રમાણે કરી ભંડારીએ પ્રધાનના દેખતાં રાજા સમક્ષ ફરિયાદ કરી કે રાજા સાહેબ ! ભંડારમાં ચોરી થઇ છે. ત્યાં તો રાજા ચમક્યો કે રાતનો બનાવ તો સાચો પડશે ! ! પછી પુછયું શું ગયું ? ઉત્તર મળ્યો સાહેબ ! રત્નના બાર દાબડા. ત્યારે રાજાએ માથું ધુણાવ્યું કે ના એ ખોટું. મન સાથે વિચાર્યું કે તેણે મને ચાર લીધાનું કહ્યું છે. વાહ ! ચોર તો ખરો, પણ સાચો ચોર ! મને જતાં આવતાં બન્ને વાર મળ્યો હતો. તે ચોરના બોલવામાંનું એક પણ વાક્ય જુઠું તો હોવું ન જોઇએ, જો તેણે બાર લીધા હોત તો બાર

કહેત, પણ ચાર લીધાનું કીધું છે માટે જરૂર આ લોકોમાં કાંઈ દગો થયો લાગે છે, પછી ચાસન બોલ્યો કેઃ—નહિ, એ ચોરે ચાર લીધા છે, પણ બાર નહિ; જરૂર આમાં કાંઈ દગો છે! માટે ચારનો ચોર તો મારે ગોતવો, અને આઠનો ચોર તમે બન્ને ગોતી લાવો. ત્યારે અમાત્યે કહ્યું કેઃ—સાહેબ! ચારનો તેજ બારનો! આપને જો ચારનો ચોર જાણવામાં આવ્યો હોય, તો લાવો હરામખોરને મારીને મનાવીએ અને બારનો ચોર ઠરાવીએ. રાજા કહેઃ—નહિ, એ સર્વ પ્રપંચ છે, હરામખોર તો જે ખરો હશે તેજ માર ખાશે! મારો ચોર તો હરામખોર નહિ પણ સત્યવાદી છે, માટે હું તમને ભાર દઈને કહું છું કે, છ માસમાં હું ચારનો ચોર શોધી કાઢીશ; તમો તેટલા વખતમાં આઠનો ચોર નહિ પકડી લાવો તો તમારા બુરા હાલ થયા સમજવા! મારી ઇચ્છા મુજબ હું તમને જરૂર શિક્ષા કરીશ.

પછી રાજાએ એકાંતમાં વિચાર કર્યો કે, હવે કઇ યુક્તિથી મારે ચારનો સાચો ચોર હાથ કરવો! એ તો નિશ્ચય અને ખાતરી છે કે તે કદી જુઠું તો નહિજ વદવાનો, તેના કનિષ્ઠ કર્મે આ ચોરીનું કામ કરાવ્યું હશે, પણ જરૂર પોતે ઉચ્ચ વર્ણનો હોવો જોઇએ. પછી તેને પકડવાની યુક્તિ શોધી કાઢી, ગામ બહાર એક મોટું મહાદેવનું દેરૂં કરાવવા માંડયું, તે છ માસે પૂર્ણ થયે મહા ભારે ધામધુમથી મોટી પ્રતિષ્ઠા કરાવી. પછી આખા ગામમાં ઢંઢેરો પીટાવ્યો કે આ નવા દેરામાં દર્શન કરવા ગામના સર્વ લોકોએ આવવું, જે નહિ આવે તેને રાજા પૂર્ણ શિક્ષા કરશે. એકજ દિવસમાં સવારથી સાંજ સુધીમાં સર્વ લોકોએ આવી જવું. આ ઢંઢેરો સાંભળી દેવદત્તની સ્ત્રીએ કહ્યું કેઃ—સ્વામીનાથ! આ ઢંઢેરો સાંભળ્યો કે? રાજાએ ચોર પકડવાની આ એક યુક્તિ આદરી જણાય છે માટે તમે ટેકમાં અચળ રહેજો. ઉત્તરમાં કહ્યું કેઃ—પ્રિયે! હવે હું કદી જુઠું બોલું તેમ નથી, રાજા પુછશે તો ઝટ કહી દઇશ કે, હા ચાર દાબડા લાવ્યો છું. સુશીલ સ્ત્રીએ ટેક ઉપર ટકવા ખુબ હીંમત આપી ને તેથી થતા ફાયદા સુચવ્યા.

પછી રાજા તો દેરાના પૂર્વદ્વારે બેઠો, તે દેરાને બે દ્વાર રાખવામાં આવ્યાં હતાં. તે એવા આશયથી કે એક દ્વારે પ્રવેશ કરી બીજે દ્વારે બહાર નીકળવું. પછી સર્વ લોકો વંદન કરવા આવ્યા, વંદન કરી બીજે દ્વારે નીકળતાં લોકોને રાજાએ અકેકને કાનમાં પુછયું કે તેં રત્નના દાબડા લીધા છે? ઉત્તર મળતો નાજી! ઠીક જાઓ. આ પ્રમાણે દરેકને પુછતો. તેમ કરતાં દેવદત્ત અને તેની સ્ત્રી પાછળ ચાલ્યાં

આવે છે. સ્ત્રી પછવાડેથી ધીમેથી સાનમાં જુઠું ન બોલવા માટે ચે-તવતી જાય છે. એમ કરતાં દેવદત્ત રાજા પાસે આવ્યો, એટલે રા-જાએ કાનમાં પુછ્યું કેઃ–તેં રત્નના દાબડા લીધા છે? ઉત્તર દીધો હાજી. કેટલા? ચાર, ઠીક છ માસ ઉપર રાતે જતાં કોઇએ પુછ્યું હતું તેજ તું કે? ઉત્તર આપ્યો હાજી તેજ હું. તારૂં નામ શું? દેવદત્ત. ક્યાં રહે છે? ઠેકાણું બતાવ્યું. રાજાએ પુછ્યું કોનો પુત્ર? સૌભાગ્ય-ચંદશેઠનો. પછી રાજાએ તેનું નામ ઠામ વગેરે સર્વ ઉતારી લીધું, અને કહ્યું કે ઠીક જાઓ બોલાવું ત્યારે કચેરીમાં આવજો, એમ કહી પોતે પણ ઉઠી સ્વસ્થાને ગયા. સવારમાં કચેરી ભરી પેલા ભંડારી અને પ્રધાન બન્નેને બોલાવી પુછ્યું કેઃ–કેમ પ્રધાનજી! આઠનો ચોર લા-વ્યા કે? મેં ચારનો ચોર તો પકડ્યો છે, તમે આઠનો લાવો. ત્યારે પ્ર-ધાન કહેઃ–સાહેબ! અમે આઠનો ચોર ઘણો શોધ્યો પણ ક્યાંઈ પત્તો મળતો નથી. અને આપે ચારનો શોધ્યો તેજ આઠનો હોવો જોઇએ લાવો પકડી મંગાવીએ ને મારીને મનાવીએ. રાજા કહેઃ–નહિ મારો ચોર તો પાલખીમાં બેસી આવશે. અને માર તો હમણા ખાનારા ખા-શે. મારો ચોર તો સાચો સત્યવદી છે શ્લાઘનીય છે. પછી ચોપદારને તેનું નામઠામ લખી આપી તેડવા મોકલ્યો. અને કહ્યું કેઃ–તે કામકા-જમાં હોય તો તમે ત્યાં બેસજો, સુતો હોય તો ઉઠાડશો નહિ તેની મેળે એ ઉઠી રાજી થઈ આવે ત્યારે આ પાલખીમાં બેસાડી લાવજો. પછી તેને ઘેર જઈ સિપાઇએ દેવદત્તની સ્ત્રીને કહ્યું કેઃ–શેઠ ક્યાં છે? ઉત્તર દીધો કે શેઠ સુતા છે, લો ઉઠાડું! ચોપદાર કહે ના, હું બેસું છું, તે જાગે ત્યાં સુધી બેસીશ. પછી દેવદત્ત જાગ્યો, ત્યારે સ્ત્રીએ કહ્યું કે ચોપદાર તેડવા આવ્યો છે. ત્યારે કહે જાઉં છું, જો દાબડા માગશે તો તારી પાસેથી મગાવીશ અથવા હું લેવા આવીશ. પણ કદાચ હું ન આવું તો જે માણસની પાસે આ મારો રૂમાલ અને વીંટી નીશા-ની તરીકે ભાળે તેજ તેને દાબડા આપજે. એમ કહી પાલખીમાં બેસી તે દરબારમાં ગયો.

દરબારમાં તેને રાજાએ બહુ માન આપ્યું, પોતાની પાસેની ખુ-રશી ઉપર બેસાડ્યો. થોડી વારે રાજાએ મીઠાશથી પુછ્યું:–ભાઈ! તેં રત્નના દાબડા લીધા છે? ઉત્તર આપ્યો, હાજી. કેટલા? ચાર. તે સર્વ રત્ન તારી પાસે છે કે કેમ? હાજી, ફક્ત એક રત્ન વટાવ્યું છે. બાકીનાં સર્વ અકબંધ છે, હુકમ હોય તો લઈ આવું. રાજા કહેઃ–ના તમે શા માટે જાઓ? આપણું માણસ જશે. દેવદત્ત કહે ઠીક સાહે-

બ! પણ ખરી નીશાની વિના મારી સ્ત્રી કોઇને આપશે નહિ. વખતે ચોરમાં મોર પડે! માટે જેને મોકલો તેને આ મારી વીંટી ને રૂમાલ આપજો; એટલે તેને તરતજ આપશે. રાજા આ સાંભળી ઘણો ખુશી થયો. પછી તે પ્રમાણે તજવીજ કરી દાબડા મંગાવ્યા. રાજાએ પછી પ્રધાન ભણી દૃષ્ટિ કરી કહ્યું કેઃ–જુઓ આ મારો ચારનો ચોર! હવે તમે આઠનો લાવો! પ્રધાન કહે અરે સાહેબ! ચારનો તે બારનો, લાવો મારીને મનાવીએ. આ સાંભળી રાજાની ચક્ષુમાં ખુનસ ભરાયું, તે તો મનમાં જાણતોજ હતો કે આ દુષ્ટોમાંજ કાંઇ દગો થયો હશે, તેથી એકદમ લાલચોળ બની પોલિસને હુકમ કર્યો કે અરે સિપાઇ! પ્રધાન અને ભંડારીને ઝેરગંધનો માર લગાવો!એ દગલબાજ દુષ્ટો અમથા સહજમાં નહિ માને, પછી એ બે જણાને ખુબ માર્યા, એટલે નાછુટકે જખ મારી માન્યું કે સાહેબ! હવે ક્ષમા કરો, અમો બન્નેએજ ચાર ચાર દાબડા ઉચાપત કર્યા છે–લીધા છે. પછી માર બંધ કરાવી આઠે દાબડા રજુ કરાવ્યા, અને એ બન્નેને સખત શિક્ષા સાથે અવળે ગધેડે બેસાડી હાસ્યજનક મોટા ફુલેકા સાથે શહેરમાં ફેરવી લોકોમાં ફજેત કરીને એ પ્રપંચી પ્રધાન અને ફુટેલા ભંડારીને દેશપાર કર્યા.

વાંચનાર! જોયું? આ તો પ્રપંચીઓનું ફુલેકું! પણ ચાલ હવે આપણે પેલા સત્યવાદી ચોરનું ફુલેકું જોવા જઇએ. તારા મનમાં કદાચ ધાસ્તી હશે કે એ બિચારા દેવદત્તને કોણ જાણે રાજા કેવીએ શિક્ષા કરશે? પણ ના ના, એવો અન્યાય કરવો તો પક્ષપાતી જનોનેજ સોંપી દેજો. રાજા આ સાચા ચોરને જોઇને ક્યારનોએ ખુશી થતો હર્ષની વૃષ્ટિ વરસાવતો હતો. આવો સત્યવાદી મારા નગરમાં એક અમુલ્ય હીરો છે. પછી સભા વચ્ચે તેને સુશબ્દોમાં મોટું સન્માનઆપી તેની ઉમદા ટેકને લીધે તે રત્નના બાર દાબડા સહર્ષે તેને એનાયત (બક્ષીસ) કર્યા, અને ત્યારથી તેને નગરશેઠની પાઘડી બંધાવી. તથા પોતાને બેસવાના મોટા હાથીની અંબાડી ઉપર દેવદત્તને બેસાડી મોટા ઠાઠમાઠ સહીત ભારે સ્વારી ચડાવી, તેને ઘેર વિદાય કર્યો. સ્વારી ગામમાં ફરતાં સુદર્શન શેઠના ઘર પાસે આવી એટલે દેવદત્તે વિચાર્યુ કેઃ–અહાહા! કેવો સત્યનો પ્રભાવ? ખરેખર મારા જેવા સાત વ્યસનના સેવનાર દુષ્ટ દુરાચારીને તો પેલા એના જેવુંજ ફુલેકું હોય, પણ આ સઘળો પ્રતાપ–રૂડાં વાનાં આ શાણા સુદર્શનશેઠનાંજ છે. એમણે જો આ ટેક ન આપી હોત તો આજ તો મારા બુરા હાલ થયા હોત. પણ ભલું થજો આ ઉપકારી શેઠનું! કે જેણે મને સુખી કર્યો–ઉંચો ચ-

ડાબ્યો. આ બારે દાબડા એના પ્રભાવના છે; માટે લાવ તેમનેજ અર્પણ કરૂં; અને કૃતાર્થ થાઉં. એમ કહી હેઠો ઉતરી શેઠના ઘરમાં આવી શેઠને પગે પડયો, અને હર્ષનાં આંસુ વર્ષાવી બોલ્યો કેઃ–હે પિતાજી! આ સઘળો પ્રતાપ આપનોજ છે, આ પાપીને તો ફાંસીનુંજ ફુલેકું હોય તેને બદલે અંબાડી. અહા હા! એ શું આપનો પ્રતાપ નહિ તો બીજું શું? હે કૃપાળુ બાપા! મુજ રંકમાં આપના ઉપકારનો બદલો વાળવાનું બીજું શું સામર્થ્ય છે? માટે આ બાર દાબડા અંગિકાર કરી મુજ રંક સેવકને કૃતાર્થ કરો. એમ કહી બારે દાબડા શેઠની પાસે મુકયા. શેઠે કહ્યુંઃ–ભાઇ! એમાં મેં કાંઇ કર્યું નથી, એ તો તારી ટેકનું સુફળ છે. દુનિયામાં સત્ય ટેક શું ફળ આપતી નથી?

## સવૈયો.

સત્ય બધા સુખનું શુભ સાધન સત્ય વિના કહેવાય કુધારો,
સત્ય થકી દલપત્ત કહે ધીરધારપણું વહેવારનુ ધારો;
સત્ય ગયા પછી સૃષ્ટી વિષે અતિ સંકટનો નહિ અલ્પ ઉધારો,
સત્ય સમસ્ત સુધારણ મુળ અસત્યથી અસ્ત સમસ્ત સુધારો. ૧

**विश्वासायतनं विपत्तिदलनं देवैः कृताराधनं ।**
**मुक्तेःपथ्यदनं जलाग्निशमनं व्याघ्रोरगस्तंभनम् ॥**
**श्रेयःसंवननं समृद्धिजननं सौजन्यसंजीवनं ।**
**कीर्तेःकेलिवनं प्रभावभवनं सत्यंवचः पावनम् ॥१॥**

**અર્થાત્**—સત્ય એ વિશ્વાસનું ઘર છે; દુઃખને દળનાર છે, કલ્યાણનું મંદિર છે, સુખને દેનાર છે, મુક્તિને આપનાર છે, કીર્ત્તિનું ભવન છે, મહાપ્રભાવવાળું છે, સત્ય આવા ગુણવાળું છે, માટે એ દાબડા મારે ન જોઇએ. ભાઈ! એ તું રાખ. જો આ એક ટેકથીજ તને આવું રૂડું ફળ મળ્યું, તો એવી આપણા જીનેશ્વરભગવાને બાર ટેકો (વ્રતો) કહેલ છે; તે બાર ટેકો પાળવાથી તો મહાન લાભ થાય છે, ઉભય જન્મનું સાર્થક થાય છે. માટે રોજ જરાજરાવાર અહીં આવતો રહેજે, એનું રહસ્ય હું તને સમજાવીશ, હાલમાં તો આ તારી ટેકનું ફળ (દાબડા) લે! મારે ન જોઇએ. મારે તો તું સુધરીશ એજ મોટો લાભ છે. મારા મિત્રનો પુત્ર કુટેવથી અવનતિમાં ઉતરી અધોગતિગામી ન બને એજ હું તો ઇચ્છું છું. પછી દેવદત્તે તેજ વખતે ખરા પ્રેમપૂર્વક શેઠ પાસે સાતે વ્યસનનું નિમ લીધું અને પછી ઘેર આવી

સ્રીને સર્વ વાત કરીને તેનો પણ ઉપકાર માન્યો કે સદ્ભાગ્યે મારા ઘરમાં તું એક રામારત્ન છે, મેં મુર્ખાઈ કરી તને દુઃખ દેવામાં કંઈ ખામી રાખી નથી; પણ તેં ગુણવંતીએ તે સર્વ કષ્ટ શાન્તિથી સહન કર્યું છે. પછી સુદર્શન શેઠને ત્યાં રોજ જઈને તેમની શિખામણ તે ધારવા લાગ્યો, અને હળવે હળવે દેવદત્ત બ.૨ વ્રતધારી શ્રાવક બન્યો અને પછી સુખી થયો.

આ દષ્ટાંતની મતલબ એ છે કે, મનુષ્ય ગમે તેવો હોય પણ સુસંગથી સુધરે છે, અને કુસંગથી બગડે છે, દેવદત્ત કુસંગથી જેવો બગડયો તેવોજ સુસંગથી સુધર્યો; લોઢું મટી કંચન બન્યો. પ્રિય વાંચનાર ! આ દષ્ટાંતમાંથી આપણને બહુ બહુ શીખવાનું મળી આવે છે, તો યથામતિ તેમાંથી કાંઇક શીખજે અને કાંઇક સાર-તત્ત્વ પણ લેજે. પ્રાધાન્યપણે તો આ શ્લોકનું તથા આ દષ્ટાંતનું તાત્પર્યજ સુસંગતના લાભજ બતાવવાનું છે. દુનિયામાં સુસંગતિ શું શું નથી કરતી ? રાજર્ષિ શ્રી ભર્તૃહરિએ સાફ કહ્યું છે કેઃ—

**जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं ।**
**मानोन्नतिं दिशति पापमपा करोति ॥**
**चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं ।**
**सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥ १ ॥**

**અર્થાત્**—સત્સંગતિ બુદ્ધિની જડતા હરે છે, અને વાણીમાં સત્ય વચન બોલવાનું ઉત્તેજન આપે છે, તેમજ સત્યપણે વર્તવા પ્રેરે છે, તથા વળી માનની ઉન્નતિ દેખાડે છે, પાપોને દૂર કરે છે, ચિત્તને નિર્મળ કરે છે, દશે દિશામાં કીર્ત્તિ વિસ્તારે છે. અહા હા ! આ જગતમાં સત્સંગતિ કહો જોઇએ શું શું ફળ આપતી નથી ? **અર્થાત્** સત્સંગતિ સર્વ ઉચ્ચ ફળને આપે છે. વળી સર્વ કરતાં સત્સંગતિનું ફળ પણ વિશેષ છે.

**દુહો—સર્વ સ્વર્ગ અપવર્ગ સુખ, ધરિએ તુલા એક અંગ;**
**તુલે ન આવે સકલ મીલી, જો સુત લવ સત્સંગ. ૧**

માટે હે સુમુક્ષુ બંધુઓ ! ખોટી સોબત છોડી દઈ સત્સંગ સેવજો, કારણ કે " ઉંચાને સંગે ઉંચા અને નીચાને સંગે નીચા (હલકા) બનશો " નીચની સંગતથી દુઃખી બહુ થશો, પસ્તાશો અને દુનિયામાં પૂર્ણ નિંદાશો માટે સર્વદા સુસંગ કરવો. (૪૨)

" पितृव्य मातुल मातामह पितामहा " खलु ॥
सर्वेऽपि स्वार्थिनो नूनं । न विश्वास्या सुखेच्छुना॥४३॥

**અર્થ**—આ જગતમાં ખરેખર કાકા, મામા, માતાપિતા દાદાદાદી વગેરે સર્વે સગાંસંબંધી સ્વાર્થીજ છે. માટે આત્મહિત કરવાની ઇચ્છા ધરાવનાર સજ્જનોએ કદી પણ તેમનો વિશ્વાસ કરવો નહિ. "**પિતૃવ્ય માતુલ માતામહ પિતામહાઃ**" એ સિદ્ધાન્ત કૌમુદીનું સૂત્ર છે. (૪૩)

**ભાવાર્થ**—આ લોકમાં (**પિતૃવ્ય**) કહેતાં કાકા (**માતુલ**) કહેતાં મામા (**માતામહ**) કહેતાં માતાના બાપ દાદા (**પિતામહ**) કહેતાં પિતાનો પિતા દાદો તે તથા બીજાં પણ સગાંસંબંધીઓ કેવાં છે? તો કહે (**સ્વાર્થીનો**) કેવળ સ્વાર્થમાંજ આસક્ત છે, સ્વાર્થ ગયો એટલે સ્નેહ કે સંબંધ એ બેમાંનું એકે પણ રહેતું નથી. તેને માટે ઘણા દાખલાઓ શ્રીવીરપ્રભુએ સિદ્ધાંતસાગરમાં વર્ણવેલા છે. પરપુરૂષમાં આસક્ત થએલી ચુલણીરાણીએ સ્વાર્થને માટે પોતાના પ્રિય પુત્રના પ્રાણ લેવા માટે લાખાગૃહ બનાવી બાળવા તત્પર થઈ, તથા રાજ્યના લોભથી કુરણીકે પોતાના પિતા શ્રેણીકરાજાને કારાગ્રહમાં પુર્યા તથા નાનાભાઈની સ્ત્રી ઉપર આસક્ત થઇ વિષયાંધ બનેલા મણીરથે પોતાનાં પ્રિયતર ભાઇને જીવથી માર્યો. વગેરે અનેક પુરાતની ન્યાયો મોજુદ છે, માટે જ્ઞાનદૃષ્ટિથી વિચારતાં સાફ જણાય છે કે આત્મહિતેચ્છુ પુરૂષોએ અવસ્ય એવા સ્વાર્થી તથા પ્રપંચી સંસારને તજી દઈ સ્વાત્મહિત સાધવું. કે જેથી આ અપાર ભવસમુદ્રનો જલ્દી પાર આવે, તેને માટે કહ્યું છે કેઃ—

**દોહરા**—કૈક ગયા કૈક જાય છે, કૈક થશે બેહાલ;
સુકૃત સાથે આવશે, કોણે દીઠી કાલ. ૧
ઠાઠમાઠ ઠાલો સહુ, દીપક ઝાકઝમાળ;
તે પણ બુઝાઇ જશે, કોણે દીઠી કાલ. ૨
પંખીડાળું વૃક્ષપર, હળીમળ્યું છે હાલ;
પ્રભાતમાં ઉડી જશે, કોણે દીઠી કાલ. ૩

પુષ્પ સુગંધ થકી બની, અનુપમ ફુલની માળ;
તે પણ કરમાઇ જશે, કોણે દીઠી કાલ. ૪
જાય છે તે તો જાય છે, સૌ ાા એજ હવાલ;
માન કહ્યુંરે માનવી, કોણે દીઠી કાલ. ૫
સુકૃતના શા વાયદા, સુકૃત કરવું હાલ;
એક દીન એવો આવશે, કોણે દીઠી કાલ. ૬
પુત્રપુત્રી ને પ્રેમદા, પર તું રાખે વહાલ;
પણ સૌ સ્વારથનાં સગાં, કોણે દીઠી કાલ. ૭
દૃષ્ટી વિપર્યાસે તુંને, ભાસે સુખરૂપ જાળ;
પસ્તાવો પાછળ થશે, કોણે દીઠી કાલ. ૮
નિશ્ચિંત કેમ બેશી રહ્યો, કાલ ઝડપશે કાળ;
જાગી જોરે જીવડા, કોણે દિઠી કાલ. ૯
ચાર ચોર ચોરી કરે, કરશે હાલ બેહાલ;
લુંટારા લુંટી જશે, કોણે દીઠી કાલ. ૧૦
તે માટે સજ થઇ રહો, સાવચેત હુંશિયાર;
ફાવે નહિ આવે નહિ, કોણે દીઠી કાલ. ૧૧
સ્વચ્છ વારીને પામવા, પાણી પેલી પાળ;
રચવી રૂડી રીતથી, કોણે દીઠી કાલ. ૧૨
પુણ્યવારીને પામવા, સુકૃત્ય રૂપી પાળ;
આખર કામે આવશે, કોણે દીઠી કાલ. ૧૩

જ્યાં જોઇએ ત્યાં સ્વાર્થજ ભર્યો છે, જેને આપણે પોતાનાં માનીએ છીએ, તેજ સ્વાર્થ સર્યે લાત મારી ઝટ વેગળા ફેંકી દે છે. શ્રીસર્વજ્ઞ મહાપુરૂષોએ સંસારને એવાજ હેતુથી ધિક્કારેલો છે, પણ મોહમુગ્ધ મનુષ્યો મોહજાળમાં ફસાઇ આખરે પશ્ચાત્તાપના ઉંડા સાગરમાં પડે છે, દુનિયામાં માતા કોણ? પિતા કોણ? સ્ત્રી કોણ? પુત્ર કોણ? એ સર્વે સ્વાર્થીમંડળ એકઠું થએલું છે, અમુક આશાએ અને સ્વાર્થે એક બીજાને વળગે છે, જો તેના તરફનો કાંઇ પણ સ્વાર્થ સરે તેમ ન હોય અથવા પોતાને કાંઇ અડચણ કર્ત્તા થનો હોય તો મારી નાંખતાં પણ અચકાતાં નથી. વાહ! સ્વાર્થીમા સંસાર વાહ! જો ઘેર રાખેલી ભેંસને કે ગાયને પાડી કે વાછડી આવે તો સારી રીતે તેને જાળવે, પણ પાડો કે વાછડો આવ્યો, તો બિચારા પ્રાણીના ભોગ મળ્યા સમજવા! તેને પુરૂં ધવરાવે પણ નહિ, સારૂં ખાવા પણ ન આપે, દુધ દેતી ભેંસ ગાયને રોજ ખાણુ કપાસીઆ મળે, પણ

બળદ કે પાડાને સુકાં રાડાંજ ખવરાવે છે. અરે ! કેટલાક ભરવાડો તો ઘેટાં બોકડાંને તરતનાં જન્મેલાં હોવા છતાં રખડતાં રસ્તામાંજ મુકી દે છે, અગર નિર્દય પાપીઓ કસાઇને વેચી દે છે, ઘેટી કે બકરી હોય તો કાખમાં ઘાલી ઘેર લાવે, સારી રીતે રાખે ને પાળે પોષે. આ સર્વ સ્વાર્થીપણું નહિ તો બીજું શું ?

**દુહો—પાડીને તો પ્રેમથી, પાળે દીન ને રાત;**
**પાડાનેરે પાપીઓ, દુઃખ દિએ બહુ ભાત, ૧**

વળી બૈરાંઓ છાશના સંબંધમાં પણ સ્વાર્થીપણું પ્રકટ કરે છે, તેઓ ત્રણ પ્રકારની છાશ કરે છે; આપુકી, બાપુકી ને જગુલી. આંપુકી એટલે ખાસ પોતાના ઘરમાં ખાવાની જુદી, બાપુકી એટલે કુટુંબકબીલાને માટે રાખેલી, અને જગુલી એટલે બીજા ગામના લોકોને દેવાની. તેમાં પણ જે કામ કરી આપે તેને સારી મળે, નહિ તો મોળી પાણી જેવી. મતલબ કે સંસાર સ્વાર્થીયો છે, સ્વાર્થને માટે પોતાનાં વહાલાંઓને પણ સંકટ આપતાં જરાએ પાછું વાળી જુએ નહિ. માટે હે પ્રાણી ! આ સાવ સ્વાર્થીયા સંસારમાં ભ્રમમાં પડી તું મોહી જતો ના. કહ્યું છે કેઃ—

## સારંગી છંદ.

કાકાકાકી મામામામી, સૌને મેલી જાવું છે,
સારંગીના તુટે સાંધા, તેવું તારે થાવું છે;
નાડી તૂટે છૂટે કાયા ત્યારે કોઇ નહિ તારૂં છે,
એ વિચારી સિદ્ધો રસ્તો, શોધી લે તો સારૂં છે. ૧

આ કેવળ સ્વાર્થમય સંસારમાં સર્વ અસાર છે, એમ ધારી જે ચેતશે તે સુખી થાશે. હવે સ્વાર્થને લીધે તથા લોભને વશ થઇ લોકો કેવું અહિત અને અઘટિત કરે છે ? પોતાના પુત્ર વટીકને પણ વેચીને કાળના મોંમાં કેવા નાંખે છે ? તેના ઉપર અમર કુમારનું દૃષ્ટાંત.

### ( ૪૩ ) બ્રાહ્મણપુત્ર અમરકુમાર ને નવકારમંત્રનો પ્રભાવ.

કોઈ એક છ સાત વરસની ઉમરનો બ્રાહ્મણનો છોકરો હતો, તેનું નામ અમરકુમાર હતું ને રાજગ્રહીનગરીમાં વસતો હતો. એક વખતે તે કોઈ કામ પ્રસંગે બહાર ગયો; ત્યાં તેણે કોઇ એક જૈનના મહાત્માને વૃક્ષતળે બેઠેલા જોયા, આ છોકરો સ્વભાવે ભદ્રિક હોવાથી પાસે જઇ મુનિને પગે લાગ્યો. મુનિએ તેને પ્રકૃતિનો ભદ્રિક જાણી

કાંઇક શિખામણના બે બોલ કહ્યા, અને છેવટે તેની નમ્રતા તથા ભદ્રિકતા જોઇ મહાત્માએ તેને નીચેનો અમુલ્ય મંત્ર શીખવ્યો.

**" नमो अरिहंताणं, नमो सिद्धाणं, नमो आयरियाणं,**
**नमो उवज्झायाणं, नमो लोए सव्वसाहुणं "**

એવો અમુલ્ય મંત્ર શીખવાડયો, અને કહ્યું કે છોકરા ! આ મંત્ર ઘણોજ ઉત્તમ છે, ખરા સંકટના સમયે તે યાદ કરવાથી સર્વ સંકટનો નાશ કરી તે પરમ શાંતિ સુખ આપે છે, એવો આ મંત્ર મહાન પ્રભાવશાળી છે.

**संग्राम सागर करींद्र भुजंग सिंहो ।**
**दुर्व्याधि वह्नि रिपु बंधन संभवानि ॥**
**चोर ग्रह भ्रम निशाचर शाकिनीनाम् ।**
**नश्यंति पंचपरमेष्ठि पदैर्भयानि ॥ १ ॥**

**અર્થાત**—લડાઈ, સમુદ્ર, હાથી, સર્પ, સિંહ, દુષ્ટ વ્યાધિ, અગ્નિ શત્રુ બંધન, ચોર, નવગ્રહ બંધન, ખોટો ભ્રમ, રાક્ષસ તથા શાકણ ડાકણ વગેરેથી ઉત્પન્ન થતા ભયોને પંચપરમેષ્ટી મહામંત્ર નાશ કરે છે. પેલે છોકરે ઘણાજ ઉમંગથી આ મહામંત્ર વધાવી લીધો અને ગુરૂને સપ્રેમ પ્રણામ કરી રાજી થતો ઘેર ગયો.

હવે એકદા તે ગામનો દરવાજો પડી ગયો, તેથી શ્રેણિક મહારાજે મોટા ખરચે તે નવો બનાવ્યો. તે પણ થોડા વખતમાં દૈવકોપથી પડી ગયો, ત્યારે વળી ત્રીજી વાર રાજાએ નવો કરાવ્યો, તે પણ સ્વલ્પ કાળમાં તૂટી ગયો. ત્યારે રાજાએ કંટાળી જોશી લોકોને તેડાવી તેનું કારણ પૂછવાથી જોશીએ જણાવ્યું કેઃ—સાહેબ! આમાં દૈવકોપ છે, માટે તે ટાળવા એક મોટો યજ્ઞ કરી તેમાં બત્રીસો (બત્રીસ લક્ષણવાળો સુપુરૂષ) હોમવો પડશે. તે સાંભળી રાજાએ પોતાના નોકરોને બોલાવી હુકમ કર્યો કે જાઓ ભારોભાર સુવર્ણ તોળી આપી નગરમાંથી કોઇ બત્રીસ લક્ષણો પુરૂષ તેડી લાવો, આપણે ભારોભાર સુવર્ણ આપીએ એટલે આપણો અન્યાય નહિ ગણાય. માટે તમે જાઓ ને મારી આજ્ઞા પ્રમાણે કરો. પછી રાજસેવકોએ ગામમાં દરેક સ્થળે ઢંઢેરો પીટવા માંડ્યો, આખા ગામમાં ફર્યા પણ કોઇએ પુરૂષ આપ્યો નહિ, એમ ફરતાં ફરતાં બ્રહ્મપોળે આવ્યા, ત્યાં છેલ્લે ઘેર સોમદેવ નામે એક ઘણો ગરીબ બ્રાહ્મણ રહેતો હતો, તેને ચાર છો-

કરા હતા, તેમાં સૌથી નાનો અમરકુમાર હતો, ઘરની સ્થીતિ ઘણી ગરીબ-કંગાલ હોવાથી લોકો તેને અમકો કહેતા હતા. એ તો કહે-વત છે કેઃ—"ગર્થ વિનાનો ગાંગલો, ગરથે ગાંગા શેઠ" હવે તે સોમદેવ બ્રાહ્મણ તથા તેની સ્ત્રી બન્નેએ પેલો ઢંઢેરો સાંભળ્યો, એટલે સોમદેવે સ્ત્રીને કહ્યુંઃ—અલી સાંભળે છે કે? સ્ત્રી બોલી હાજી, ત્યારે સોમદેવે કહ્યુંઃ-મને એવો વિચાર થાય છે કે આપણે બહુ દુઃખી છીએ, વળી ચાર છોકરા છે તેમનું પણ પુરૂં થઈ શકતું નથી ને ચારમાંથી એક ઓછો પણ થતો નથી, માટે તારી મરજી હોય તો સઉથી નાના છોકરા અમકાને આપી ભારોભાર સુવર્ણ લઈ સુખી થઇએ." સ્ત્રી કહેઃ—ભલે! મારી પણ એવીજ મરજી છે, ચારમાંથી એક ઓછો થશે તો આપણું કાંઈ ઘટી કે બગડી જવાનું નથી; માટે ભલે ઇચ્છાનુસાર સુવર્ણ લ્યો. પછી દંપતીએ રાજસેવકોને ખબર આ-પવાથી તેઓ ખુશી થતા સુવર્ણ લઇ આવ્યા એટલે પછી સોમદેવે અમરકુમારને તેડી ત્રાજવામાં બેસાડયો, ત્યારે નોકરોએ ભારોભાર સુવર્ણ તોળી આપ્યું, અને છોકરાને લઇ ચાલ્યા. છોકરાને અંતરભેદની ખબર પડતાંજ તે એકદમ અત્યંત કલ્પાંત ને રૂદન કરતો માતાપિ-તાને નહિ મોકલવા વિનતિ કરવા લાગ્યો કેઃ-હે માયાળુ માતા! હે કૃપાળુ પિતા! મને રંકને બચાવો, બચાવો! મારૂં રક્ષણ કરો મને મરવા ન મોકલો; વગેરે ઘણો વલોપાત ને વિલાપ કર્યો. પણ બુદ્ધિ ભ્રષ્ટ થયેલાં માતપિતાએ પુત્રની પ્રાર્થનાપર બીલકુલ ધ્યાનજ ન આપ્યું. લોભરાક્ષસે પોતાપણું ભુલવાડી દીધું છે એવાં નઠોર માતા-પિતાએ ધ્યાન આપ્યુંજ નહિ, ત્યારે પછી છોકરો કાકાકાકી મામામામી માશી ફોઇ વગેરે સગાં સંબંધીઓ પાસે ગયો, મોતથી બચાવવા ઘણી વિનતિ કરી આંખમાંથી ચોધારાં આંસુ વરસે છે, આવી કરૂણાજનક કાકલુદી સાંભળી છોકરાને સંબંધીવર્ગે ફક્ત એટલુંજ કહ્યું કેઃ-ભાઇ! અમો શું કરીએ? તારા માબાપે લોભમાં પડી અંધ બની જઇ રા-જાને વેચ્યો, તે હવે અમોથી કેમ છોડાવાય?! પછી રોતા ને કકળ-તા છોકરાને બળાત્કારે માણસો ચૌટામાં થઇ લઈ ચાલ્યા. રસ્તે જતાં મહાજનને જોઇ અમરકુમાર રોઇ પડયો અને દયામણું મોઢું કરી દી-નતા પૂર્વક બોલ્યો કેઃ-હે મહાજન માબાપ! આ ગરીબ બ્રાહ્મણનો છોકરો નાહક માર્યો જાય છે, તેને બચાવો! બચાવો! મને અનાથને પાંજરા પોળના ખોડાંઢારની પેઠે ગણી પાળજો, કહેશો તે મહાજનનું કામ હું કરીશ, પણ દયાળુ થઇ મને છોડાવો રે છોડાવો!!! એમ

કહી ચૌટા વચ્ચેજ હેઠો પડી જઈ બેફાટ રૂદન કરવા લાગ્યો, આથી દીનદયાળ મહાજન બહુ મુંઝાયું અને ઘણો અફસોસ કરવા લાગ્યું ને મહાચિંતામાં પડ્યું, છેવટે મહાજને રાજાને તેને છોડવાની અરજી કરી. તેના ઉત્તરમાં શ્રીશ્રેણિક રાજાએ ફક્ત એટલુંજ કહ્યું કેઃ—તમારા મહાજનમાંથી કોઈ એક બત્રીસો ગોતી આપી તેને છોડાવો! આ ઉત્તરથી તો મહાજને તદ્દન નિરાશ થઈ છોકરાને કહ્યુંઃ–ભાઈ! આમાં અમારૂં તો કાંઈ ચાલે તેમ નથી, એટલે નોકરો છોકરાને લઇ ચાલતા થયા; અને યજ્ઞ પાસે લાવી ખડો કર્યો. હોમવાના સમયે રાજા પણ ત્યાં હાજર થયા. રાજાને દેખી છોકરો એકદમ ઘણું રૂદન કરવા લાગ્યો, પણ તે સર્વ સ્વાર્થવશ થયેલા આગળ નિષ્ફળ ગયું. ત્યારે અમરકુમારે વિચાર્યું કેઃ–બસ હવે તો થઇ રહ્યું!

દુહો—વાડ ભખે જો ચીભડાં, મા છોરૂં મારંત;
રાજા અન્યાય આદરે, રાવ કહાં કરંત. ૧

माता यदि विषंदद्यात् । पिता विक्रीयते सुतम् ॥
राजा हराति सर्वस्वं । शरणं कस्य जायते ? ॥ १ ॥

પછી બ્રાહ્મણો પાઠ ભણવા લાગ્યા અને બત્રીસો હોમવાની તૈયારી થઇ ત્યારે છોકરાને ગળામાં રાતા કરેણનાં ફુલનો હાર, સિંદુરનું તિલક વગેરેથી શણગાર્યો. હવે અમરકુમારે વિચાર્યું કેઃ–આ તો અણી ઉપર મોત આવ્યું, આના જેવું તે વળી બીજું ભારે સંકટ કિયું? માટે મારા ગુરૂએ શીખવેલા પેલા મંત્રનું હવે તો સ્મરણ કરૂં, ગુરૂએ તેના ઘણા અમુલ્ય લાભો કહ્યા હતા તેમાં સંકટ નિવારણ થશે એમ પણ કહ્યું હતું, પછી તે એકાગ્રચિ-તે નવકારમંત્ર જપવા લાગ્યો, તેને પ્રભાવે થોડી વારમાં પેલા બ્રાહ્મણો તો ચત્તાપાટ પડી ગયા. અને આકાશવાણી થઈ કેઃ–અરે દુષ્ટ રાજા! તું આ કેવો અન્યાય આદરે છે? આ એક પરમધર્માત્મા મહાપુરૂષને વિના વાંકે તું હણવા તૈયાર થયો છે, પણ વિચાર તો ખરો કે આ દુષ્ટ બ્રાહ્મણોએ તને પોતાના સ્વાર્થ માટે અવળું સમજાવી ભૂત ભરાવી આવો મહા અનર્થ ઉભો કર્યો છે. તમો કુશળક્ષેમ રહેવા ચાહતા હો તો આ ધર્માત્માને નમો, તેનું શાન્તિપ્રદ શરણ લ્યો! તો બચશો, નહિ તો સર્વેને બાળી ભસ્મીભૂત કરી નાંખીશ. આ ગેબીનાદ સાંભળી રાજા ચમક્યો, બીન્યો એકદમ ઉઠયો, અને ધ્યાનારૂઢ બનેલા બ્રાહ્મણતનય અમરકુમારને પગે લાગ્યો અને તેને બંધનથી મુક્ત કર્યો. અમરકુમારે આ બધો પ્રભાવ

નવકારમંત્રનો જાણી તેજ વખતે ત્યાંથી ચાલી ગુરૂ પાસે આવી તેજ વેળાએ દીક્ષા લીધી.

આ વાતની ખબર અમરકુમારની માતાને પડતાં તેને ફાળ પડી અને ત્રાસ ઉપજ્યો કે, છોકરો કામમાં ન આવ્યો તેથી સુવર્ણ સર્વ રાજા પાછું લઈ લેશે; એવી દહેસતથી રાત્રે અમરકુમારમુનિ પાસે આવી ક્રોધ કરી તેને ગળુ દબાવી મારી નાંખ્યો. મુનિ સમાધિ પરિણામે કાળ કરી દેવલોક પામ્યા. અહા હા! લોભ અને સ્વાર્થ કેવા દુષ્ટ અને કરપીણ રાક્ષસ છે?!

આ દષ્ટાંતની મતલબ એ છે કે દુનિયામાં સર્વ સ્વાર્થમયજ છે, સ્વાર્થનીજ સગાઇ છે. જોયું લોભને લીધે બ્રાહ્મણદંપતી પોતાના પેટના વહાલા પુત્રને પણ વેચવા તૈયાર થયાં! તે પરથી સમજી જે જીવ પવિત્ર ધર્મનું શરણ લેશે તે સુખી થશે, પણ મોહમમત્વમાં પડી જેઓ કંઈ પણ આત્મહિત કરતા નથી, તેઓ તો ખરે પાછળથી પૂર્ણ પસ્તાય છે. (૪૩)



**पयसि प्रथमेयेन । न विद्यायाः कृतं च ह्यध्ययनम् ॥**
**तस्य सुखाशावश्यं । "विभाषा द्वितीया तृतीयाभ्याम्" ॥४४॥**



**અર્થ**—જે મનુષ્યે પહેલી વયમાં વિદ્યાનું અધ્યયન (પઠન) કર્યું નહિ, તે માણસને ખરેખર બીજી ને ત્રીજી વય (યૌવન અને વૃદ્ધત્વ) માં સુખની આશા રાખવી તે સંદેહવાળી છે. (૪૪)

**ભાવાર્થ**—જે માણસે પહેલી અવસ્થામાં વિદ્યાભ્યાસ કર્યો નથી, તેને બીજી અને ત્રીજી અવસ્થામાં એટલે મધ્યમ તથા અંતિમ અવસ્થામાં (સુખાશા) કહેતાં સુખની આશા (**વિભાશા**) કહેતાં વિકલ્પે જાણવી. એટલે શુભ કર્મનો ઉદય સારો હોય તો કદાચ સુખ મળે, નહિ તો મહાદુઃખી થવાનો વખત આવે. માટે વિદ્યા એ એક જાતનું ગુપ્ત ધન છે, તે સર્વ સુખનું મૂળ ભૂત છે. વિદ્યા એ મોટી દેવી છે, ગુરૂનો ગુરૂ છે; તેવી વિદ્યા ઘણું કરીને પહેલી વિશીમાંજ મેળવી શકાય છે. જેણે તેવી વિદ્યા ન મેળવી તેને તો ખરેખર મૂર્ખશેખર સમજવો.

**सुभाषित मयं द्रव्यं । संग्रहं न करोतियः ॥**
**सभा प्रस्ताव यज्ञेषु । कां प्रदास्यति दक्षिणाम् ? ॥ १ ॥**

**અર્થાત્**—સુભાષિતરૂપી દ્રવ્યનો સંગ્રહ જેણે કર્યો નથી, તો તે મોટી મોટી સભાઓરૂપી યજ્ઞમંડપમાં જઇ કયી દક્ષિણાને દેશે? માટે પોતાની જીંદગી સુધારવાને માટે દરેક મનુષ્યોએ વિદ્યાધન પ્રેમ પૂર્વક પરિશ્રમ વેઠીને પણ સંપાદન કરવું. કારણ કે વિદ્યાથી જડતાનો નાશ થઇ જાય છે.

**माता वेरी पिता शत्रु । येन बालो न पाठितः॥**
**न शोभते सभा मध्ये । हंस मध्ये बको यथा ॥ १ ॥**

**અર્થાત્**—જે બાળકોને નાનપણમાં તેનાં માતાપિતા ભણાવતાં નથી, તે ખરેખર તેનાં વેરી તુલ્ય ગણાય છે. એમ ગણવાનું કારણ એટલુંજ કે પછી એ વિદ્યાહિનની આખી જીંદગી રદ થાય છે, અથવા અવિદ્યાને લીધે તેનામાં કેટલીક કુટેવો અને અપલક્ષણો આવે છે. જો કે વિદ્યા ગ્રહણ કરવાનું બાલ્યાવસ્થામાં રમતીયાળ ચિત્ત હોવાને લીધે તેને પ્રિયકર થતું નથી, તેથીજ તે અણગમા ભર્યા તોફાનો કરે છે. તેવે સમયે માતાપિતા તે પ્રત્યે દયા લાવી વિદ્યારત્ન પ્રાપ્ત કરાવામાં બેદરકારી કરે, તો તેથી તેની જીંદગી જોખમમય બને છે. માટે શુભેચ્છકોએ તો બાળકોને ગમે તેટલા પ્રયાસે પણ વિદ્યાધ્યયન જરૂર કરાવવું. વળી વિદ્યામાં રહેલા અમુલ્ય ફાયદાઓ જાણવામાં નહિ આવવાથી તે પ્રાપ્ત કરવામાં હૃદય પ્રીતિવાળું અને ઉલ્લાસિત બનતું નથી, અને રમતગમત તથા મોજશોખમાં અજ્ઞાન બાળક પડી જાય છે. પણ હિતૈષીએ તેમ ન થવા દેતાં અવશ્યે કરી વિદ્યા પ્રાપ્ત કરાવવીજ.

**દુહા—તનમનની પીડા ટળે, ભયનું થાય ન ભાન;**
**સુખ ઉપજાવે સર્વને, વિદ્યા સુખનિધાન. ૧**
**વિનય વિવેક વિચારનું, વિદ્યા નયન પ્રધાન;**
**અસાર આ સંસારમાં, એ અમૃતનું પાન. ૨**
**કીર્તિ લઇને લોકમાં, પવિત્ર પુણ્ય પમાય;**
**વિદ્યાદાન સુધારસે, અજરઅમર પદ થાય. ૩**

**विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं ।**
**विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः ॥**

विद्या बंधुजनो विदेशगमने विद्या परं दैवतं ।
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥१॥

અર્થાત્—વિદ્યા એ એક નરનું ખરૂં રૂપ છે, છાનું ઢાંકેલું ધન છે. વિદ્યા એ અનેક સુખને કરનારી છે, યશને વધારનારી છે, વળી વિદ્યા એ ગુરૂનો પણ ગુરૂ છે, વિદ્યા એ વિદેશગમનમાં બંધુ તુલ્ય છે, વળી વિદ્યા એ ઉત્તમ પ્રકારની દેવી છે; વળી વિદ્યા છે તે રાજ્યમાં પણ પૂજા સત્કાર કરાવનારી છે, પણ તેટલા ગુણવાળું ધન નથી; માટે વિદ્યારહિત બનેલો પુરૂષ ખરેખર પશુ તુલ્યજ છે. અવિદ્યાવાળો અભણુ માણસ કુટેવમાં પડી પોતાની જીંદગી જોખમમાં નાંખે છે. પહેલી અવસ્થા તો ખાસ વિદ્યા સંપાદન કરવાનીજ છે. પહેલી વયમાં જેણે વિદ્યા ન મેળવી તે મોટી અવસ્થામાં જરૂર દુઃખી થવાનો. કહ્યું છે કેઃ—

प्रथमे नाऽर्जिता विद्या । द्वितीये नाऽर्जितं धनम् ॥
तृतीये नाऽर्जिता कीर्तिश्चतुर्थे किं करिष्यति ? ॥१॥

અર્થાત—જેણે આ લોકમાં પહેલી વયમાં વિદ્યા ન મેળવી, બીજી અને ત્રીજી વયમાં નીતિ ન્યાયથી ધનનું સંપાદન કરી ઉત્તમ પ્રકારની કીર્ત્તિ મેળવી નહિ; તો તે ચોથી વૃદ્ધવયમાં શું કરી શકવાનો હતો ? કીર્તિથી તો મનુષ્યની જીંદગી અમર બને છે.

દુહો—ગુણ રહંદા ઠાકરા, નાણાં નહિ રહંત;
કીર્ત્તિ હુંદા કોટડાં, પાડયાં નહિ પડંત. ૧

સારાંશ કે સર્વે અવસ્થાનો મુખ્ય આધાર પ્રથમ બાળ વય ઉપર રહેલો છે, પહેલી વયમાં વિદ્યા નહિ મેળવવાથી બાળક કુટેવમાં-કુછંદ કુલક્ષણુમાં પડી જાય છે, અને છેવટે આખી જીંદગી ખરાબ થાય છે. અવિદ્યાથી કુટેવમાં પડે છે અને કુટેવ પડી જવાથી કેવું ભયંકર અને માઠું પરિણામ આવે છે. તેના ઉપર એક કણબણના છોકરાનું દષ્ટાંત.

## (૪૪) મૂર્ખ માને હાથે અવિદ્યા ને કુટેવથી પુત્રનો સર્વનાશ.

એક કણબણુ પોતાના છોકરાને નવરાવતી હતી, તે વખતે તેના ઘર સામે રહેતા ઘાંચીએ ચોકમાં તલ સુકવ્યા હતા, છોકરો આ તલ જોઇ મા પ્રત્યે બોલ્યો કેઃ-મા મા મારે તલ ખાવા છે, માટે પેલામાંથી લાવી દે. મા ક્રોધ કરી બોલી કેઃ-બેસ બેસ રડયા ! તલ તને ક્યાંથી લાવી દઉં ? કાંઇ મારી પાસે પૈસા નથી, આપણે તો

ગરીબ છીએ, તારા બાપ તને નાનો મુકી મરી ગયા છે, હું માંડ તારૂં ને મારૂં પુરૂં કરૂં છું, તેમાં તું આવા ચાળા કરે તે કેમ ચાલવે? એ તલ તો પારકા છે, તે કેમ લેવાય? આ પ્રમાણે ઘણું કહ્યું તો પણ છોકરે હઠ લીધી કે ગમે તેમ કરીને પણ મને તલ લાવી દે. આથી તેની મા બહુ ખીજાણી ને ખુબ ગાળો ચોપડી. પછી નવરાવી રહી એટલે તેનું અંગ લુછવાનું કપડું લેવા ઘરમાં ગઇ, તેવામાં પેલો તલનો સાચવનારો કાંઈ કાર્યાર્થે ઘરમાં ગયો, એટલે લાગ જોઇ ભિને દિલે છોકરો દોડયો અને એકદમ તલમાં આળોટી પડી સત્વર પોતાના ઘરમાં પેસી ગયો અને બોલ્યોઃ–મા મા જો તલ! છોકરાની આવી ચતુરાઇ જોઇને મા ખુશી થઇ બોલીઃ–શાબાશ દીકરા! તું પણ ખરો હો! પછી તલ બધા ઉખેડી લીધા તે સુમારે અર્ધો શેર નીકળ્યા તેમાંથી તેને થોડા ઘણા તલ ખાવા આપી ખુશી કર્યો.

બીજે દિવસે પણ છોકરાને એજ લત લાગી, તલ સુકવેલા જોઈ બોલ્યો કેઃ–મા! મારે નાહવું છે. હા બેટા! લે નવરાવું, એમ કહી તેને નવરાવવા બેઠી તે નવરાવી રહી લુગડું લેવા ઘરમાં ગઈ, એટલે લાગ મળતાં ગઈ કાલની પેઠે તલમાં પડી આળોટી સત્વર ઘરમાં પેસી ગયો, અને માએ ખુશી થઇ બધા તલ ખંખેરી લીધા ને થોડાક ખાવા આપ્યા, મા પણ મનમાં રાજી થઇ કે વાહ વાહ! મારો છોકરો કેવો હુંશિયાર છે! ઉત્તેજિત અને લાલચુ થઇ છોકરો પણ હમેશાં આ પ્રમાણે લાગ મેળવી તલ ઘરમાં લાવવા લાગ્યો. એમ કરતાં તો તેનામાં એવી એક કુટેવ પેઠી. પછી તે નાની કુટેવમાંથી મોટી કુટેવમાં પેઠો. ગામમાં ફરવા જાય તો બજારમાંથી પણ જેનું તેનું કંઇનું કંઇ ઉઠાવીને લઇ આવે અને માતાને આપે. મા ખુશી થતી તે બધું સંઘરવા લાગી, પછી તો તે છોકરાએ ચોરીના ધંધામાં સારી તાલમ લેવા માંડી, તેમ તેમ તે ધંધામાં તેની ચાલાકી પણ વધવા માંડી. હવે તો ઉમર પણ મોટી થઈ, તો પછી મોટો ધંધો કેમ ન શીખે? કારણ કે નાનપણમાંજ સીંચન સારૂં મળ્યું છે, એટલે તે ધંધામાં આગળ વધતોજ ગયો. લુંટો અને ચોરી કરવામાં તે પહેલે નંબરે આવ્યો. નાની વયમાં તેણે બીલકુલ વિદ્યા તો મેળવીજ નહોતી. નિશાળનું નામ તો સાંભળતાંજ ભડકેલો હોવાથી તેને જ્ઞાન તો હોયજ ક્યાંથી? જ્ઞાન નહિ હોય તો પછી પાપ કરતાં તેના હૃદયમાં પરલોકનો ડર કે દયા તો ક્યાંથીજ આવે! દયાને તો દેશવટો દીધો, ડરને ડુંગરની ગુફામાં નાંખ્યો, સત્યશીલને તો સમુદ્રના

ઉંડા જળમાં ફેંકી દીધું. રાત પડે કે લોભમાં અંધ બની ગામમાં વિવિધ ધંધ મચાવે, તેથી ગામમાં તેની ખુબ રાઢ પડી; તેનાથી રાતે એકલો પોલીસ સિપાઇ હોય તે પણ થર થરે તો બિચારા શેઠશાહુકારથી તો તેનું નામ પણ કેમ લેવાય? દિવસે પરગામ પણ જોખમ સાથે લઈ એકલું ભાગ્યેજ ચલાય! જાય તો લુંટાય કે માર્યો જાય. આ બાબતની રાજાને ખબર પડતાંજ તેણે સખ્ત હુકમ કર્યો કેઃ-ગમે તેમ કરી તેને પકડો! પણ તે કોઇથી પકડાયજ નહિ, ઘેર ડોસી પણ આ રોજની આવકથી ઘણીજ ખુશી થવા લાગી. અને તેના પરાક્રમનાં ઘણાં વખાણ કરવા લાગી, પણ છેવટે પાપનો ઘડો ભરાયાથી ફુટયો; અને મા તથા દીકરાને કરણીનાં માઠાં ફળ મળ્યાં.

**દુહો—જબ લગ તેરા પુણ્યકા, પહોચત હે કરાર;**

**તબ લગ ગુનહા માફ હે, અવગુન કરો હજાર. ૧**

એક વખતે રાતે કોઈ શેઠના ઘરમાં પેઠો અને ઓરડામાં જઇ ચોરી કરવા લાગ્યો. તેવામાં શેઠ જાગ્યો, તે ગુપ્ત રીતે ધીમે ધીમે ઘરનાં કમાડ ખોલી બહાર આવ્યો અને નાકાના પોલીસને ખબર દીધા તેણે પોતાના સર્વથી ઉપરીને આ ખબર આપ્યા, એટલે તેણે એકદમ રસાલામાં તાર કરી ઘોડેસ્વારના લશકરની ટુકડી (પલ્ટન) ને બોલાવીને તે શેઠના ઘર ફરતી ખુલ્લી તલવારે ખડી કરી દીધી. જેવો ચોરી કરીને તે ચોર બહાર આવે છે કે આ બધો જાપતો જોઇ તે એકદમ ચમક્યો કે આ શું?! બસ હવે તો મરાયો ને પકડાયોજ! એવા વિચાર કરતો હતો તેવામાં તો ઘેરીને તેને ઓચિંતો કબજે કરી લીધો ને કેદ કરી સવારમાં રાજા સમક્ષ ખડો કર્યો. રાજાના હૃદયમાં દાઝ ઓછી ન હતી, તેથી જોતાંવેંતજ એકદમ ક્રોધાવેશમાં આવી જઇ હુકમ કરી દીધો કેઃ-જાઓ એ દુષ્ટને તો ફાંશીએજ ચડાવી દો, એ પાપીને પાપનાં ફળ હમણાંજ ચખાડી દો! આ હુકમ સાંભળીને તેને ગામ બહાર લઇ ગયા, અને ફાંસીના માંચડા ઉપર ઉભો રાખ્યો. એક કલાકની વાર હતી, લોકો હજારો જોવાને મળ્યા હતા, તેની માને આ ખબર પડતાંજ તે છાતી માથું કુટવા લાગી, ફાંસી ઉપર ઉભેલા પેલા ચોરના હૃદયમાં હવે એકાએક વિચાર થઇ આવ્યો કેઃ- અહો! આ ચોરીના ધંધામાં આખરે તો આવોજ સાર નિકળ્યો અને આ દશા આવી ઉભી રહી! પણ વારૂ? આ ધંધો મને કેમ ઉદય આવ્યો? આ મારી ટેવ આજ કાલની નથી, પણ ઘણાં વર્ષની છે. તેનું મૂળ કહું તો તે ટેવ છેક નાનપણની છે. બચપણમાં આ ટેવ

મને શી રીતે પડી? તેનો વિચાર કરતાં આ ચૌર્યકર્મ-ચોરીના મૂળ રૂપ પેલા તલ યાદ આવ્યા. હા હવે સમજ્યો કે મારા આ ધંધાનું મૂળ તો પેલા તલજ છે! જે વખતે હું ભીને અંગે તે તલના ઢગલામાં આળોટી ઘરમાં પેઠો તે વખતે મારી માતાએ રાજી થઇ ખુશી બતાવી હતી, અને તેથી ઉત્તેજન પામી તથા લલચાઈ હું રોજ તલ લાવી મારી માને આપતો હતો. પણ તેજ વખતે પહેલે દિવસેજ મારી માએ એક લપડાક મારી આ કામ ફરી કરવાની ના પાડી હોત તો આ કુટેવ મને પડત નહિ, માટે મને આ ધંધામાં ઉત્તેજન આપનાર તો ખરે મારી માજ છે, તેણેજ મારી જીંદગી રદ-ખરાબ કરી મને આ માઠી દશાએ પહોંચાડયો, માટે હવે મારી માતાને પણ કાંઇક શીખામણ તો જરૂર આપવીજ જોઇએ. તેવામાં તેને રાજપુરૂષો તરફથી પૂછવામાં આવ્યું કે, તારે હવે કાંઈ કોઇને કહેવું છે? અથવા કોઈ વસ્તુની તને ઇચ્છા છે? ત્યારે તે ચોર બોલ્યોઃ-હાજી! મારી માને બોલાવો મારે તેને છેવટે કાંઈ કહેવું છે. આ સાંભળી રાજપુરૂષોએ તેને ઘરે જઇ ડોશીને કહ્યું કેઃ-ડોશી તમને તમારો દીકરો અંતે મળવા બોલાવે છે, માટે ચાલો! ડોશીએ વિચાર્યું કેઃ—કાંઇ દાટયું આટયું કહેવું હશે? ઉપરથી દીલગીરી બતાવી અફસોસનો દેખાવ આપતી રોતી રોતી ત્યાં આગળ આવી. પુત્રનો દેખાવ જોઈ એકદમ રડતાં બોલી અરે દીકરા! અંતે તારૂં આમ થયું? અરે રે! હવે હું કેમ જીવીશ?! દીકરા! કેમ મને બોલાવી? પુત્ર કહેઃ-મા! એ તો હોય! જેવું વાવીએ તેવું લણાય છે તો હવે વિમાસવું શા કામનું? પણ આમ જરી નજીક આવો! તમને મારે કાંઈ કાનમાં કહેવું છે. માના મનમાં કાંઈ ગુપ્ત ધન બતાવશે એવી આશા તો હતીજ, તેથી નજીક આવી એટલે ચોરે એકદમ તેનું નાક કરડી લીધું. અરર! આ શું કર્યું રે દીકરા?! ત્યાં રાજપુરૂષો પણ તેને ઠપકો આપવા લાગ્યા, અરે! તેં તો ગુનામાં ગુનો વધાર્યો. ત્યારે તેણે ઉત્તર આપ્યો કેઃ—હા મેં ગુનો વધાર્યો, પણ હવે પ્રાણહરણ (ફાંસી) થી તો બીજી મારે સજા નથીને?! મારે હવે છેવટના બે બોલ બોલવા છે. પછી ખુલ્લા દીલથી સર્વના સાંભળતાં કહ્યું કેઃ—ભાઇઓ! આ ફાંસીને લાકડે ચઢાવનાર બીજું કોઈ નહિ, પણ આ મારી મા પોતેજ છે. મને આ ધંધો શીખવનાર-ઉત્તેજન આપનાર પણ તેજ મા છે. પછી પાછલી બધી તલની વાત લોકોને કહી સંભળાવી અને તે તલની ચોરી-

માંથીજ મારી કુટેવ વધતીજ ગઈ, પણ જે વખતે પહેલો ચોરીને હું તલ લઈ આવ્યો, તે વખતે તલ ભાળી ખુશી ન થતાં માએ મને લપડાક મારી હોત, તો મને આવી કુટેવ પડત નહિ, વળી મને નાનપણમાં બીલકુલ ભણાવ્યો પણ નહિ તેથી મારી આખી જીંદગી ખરાબ થઇ. વિદ્યા હોય તો કોઇ વખત વિચાર પણ આવે છે ને મનમાં ડર કે દયા પણ ઉપજે છે. એવું વિદ્યાનું ઘર (નિશાળ) તો મને દેખાડયુંજ નહિ, જો કે બાળવયમાં છોકરાને નિશાળ તો કડવી ઝેર જેવીજ લાગે છે, તેથી તે નિશાળે જવા બીલકુલ ખુશી હોતા નથી, પણ શુભચિન્તક માતપિતાએ તો પરાણે પણ વિદ્યારત્ન સંતાનને આપવું જોઇએ છે નહિ તો તે શત્રુ તુલ્યજ છે. એટલું બોલી મૌન રહ્યો, તેવામાં ટાઇમ થઇ ગયો, એટલે ફાંસીનું પાટીઉં લઇ લીધું, અને થોડા વખતમાં તે અઠંગ ચોર તરફડી મરણ પામ્યો.

આ દૃષ્ટાંતની મતલબ એ છે કે, જે મનુષ્ય પહેલી વયમાં વિદ્યાધ્યયન કરતો નથી, તેથી તે અવસ્થા કુટેવમાં પડી જાય છે, અને તેથી કરીને તેની સર્વ જીંદગી ખરાબ થાય છે. ઉભય જન્મનું બગડે છે, કુછંદમાં પડી અનેકને હાની કરે છે, માટે માબાપોએ બાળકોને પહેલી અવસ્થામાં તો વિદ્યાધ્યયન જરૂર કરાવવુંજ જોઇએ કે જેથી તેની આખી જીંદગી સુખી થાય. વિદ્યાનો પ્રભાવ અપરિમિત છે. (૪૪)



**विद्या यासः कृतो येन । केवलं भूप भूतले ॥**
**न परं "दया यासश्च" । तेना यासे नं किं फलम् ?॥४५॥**



**અર્થ**—હે રાજા ! આ લોકમાં જે કેવળ વિદ્યા મેળવવાનો પ્રયાસ કરે છે, પણ વિદ્યા મેળવી દયાનો પ્રયાસ કરતા નથી તો એકલી વિદ્યા મેળવવાથી શું ફળ થાય ? અર્થાત વિદ્યા મેળવી સત્ય, શીયળ, દયા, સંતોષ વગેરે ગુણ ધરવા. "**દયા યાસશ્ચ**" એ શ્રીસિદ્ધાંતકૌમુદીનું સૂત્ર છે. (૪૫)

**ભાવાર્થ**—આ શ્લોક કોઈ રાજાને ઉદ્દેશીને કહેવામાં આવ્યો છે કે હે રાજા ! આ લોકમાં કેવળ ( **વિદ્યાયાસ:** ) કહેતાં વિદ્યા ભણવાને માટેજ સદા જે માણસોએ ઘણો પરિશ્રમ કરેલો છે, પણ

દ્યાને વિષે જેણે પરિશ્રમ કરેલો નથી તો કેવળ ફોકટ વિદ્યાના પરિશ્રમથી શું ફળ થવાનું હતું? અર્થાત કાંઇજ નહિ. ઉલટો અભિમાનમાં આવી જાય, જેની તેની સાથે વિદ્યામદથી છકી જઈ વાદવિવાદ કરી મોટી મોટી તકરારો ઉભી કરે. જે વિદ્યા ઉત્તમ જનને સુખ કરનારી થાય છે, તેજ વિદ્યા જો ખળ પાસે આવી હોય તો દુઃખ કરનારી થઇ પડે છે.

**विद्या विवादाय धनं मदाय । शक्ति परेषां परिपीडनाय ॥**
**खलस्यसाधो विपरीत मेतद् । ज्ञानायदानाय च रक्षणाय॥१॥**

**અર્થાત્**—વિદ્યા, ધન અને શક્તિ એ ત્રણ વાનાં જો નીચ પાસે આવેલાં હોય, તો તેનો ઉપયોગ વિવાદ, મદ અને પરપીડનને માટે કરે છે, અને ઉત્તમ પુરૂષો પાસે આવેલાં હોય, તો જ્ઞાન, દાન અને પ્રાણીના રક્ષણને માટે તેનો સદુપયોગ કરે છે. અખાએ કહ્યું છે કેઃ—

**દેહાભિમાન હતું પાશેર. વિદ્યા ભણતાં વાધ્યું શેર;**
**ચરચા કરતાં તોલો થયો, ને ગુરૂ થયો ત્યાં મણમાં ગયો,**
**અખા એમ હળવાથી ભારે થયા, ઝગડો ચુકવી કોઇ ના સુવા.**

મતલબ કે વિદ્યા સંપાદન કરી અભિમાનમાં પડી જ્યાં ત્યાં ખોટા વાદવિવાદમાં નહિ પડતાં, દરેક પ્રાણીનું ભલું થાય એવા ઉપાયો યોજવા, કે જેથી મહાપુણ્યે મળેલી વિદ્યાનો સદુપયોગ થાય. હવે તેના ઉપર એક કાશીના મૂર્ખ પંડિતનું દૃષ્ટાંત કહે છે.

### (૪૫) વેદીઆઢોર જેવા એક પંડિતની વ્યવહારજ્ઞાનશુન્યતા.

કોઈ એક બ્રાહ્મણ કાશીમાં જઇ સંસ્કૃત વિદ્યાનો અભ્યાસ કરી પંડિત થયો ને મહાવિદ્વાન બન્યો. બાર વર્ષ સુધી કાશીમાં રહ્યો, પછી પંડિત બની પુસ્તકોની મોટી બે પોઠો ભરી પોતાના દેશ ભણી ચાલ્યો. કેટલેક દિવસે પોતાને ગામ આવ્યો. ગામ બહાર નદીને કાંઠે જરા વિસામો લેવા પડાવ નાંખ્યો, પુસ્તકો સર્વ ઉતારી હેઠે નાંખ્યાં અને બેઠો. તેવામાં તે ગામમાંથી કોઇ બે સખીઓ પાણી ભરવા ત્યાં આવેલી તેમણે પંડિતને જોયા ને પાસે આવી. મોટી સખીએ નાનીને કહ્યુંઃ—બેન પેલા પંડિત ભણી આવ્યા છે. ત્યારે મોટીએ કહ્યુંઃ—બેન ભટ્ટ ભણ્યા છે બહુ પણ કાંઇ ગણ્યા નથી લાગતા! નાની કહેઃ—એમ કેમ? ત્યારે મોટી કહેઃ—તને શંકા હોય તો ચાલ ભટ્ટ પાસે જઈ બે ઘડી ગમ્મત કરીએ! એમ કહી ભટ્ટની પાસે આવીને મોટી બેન

બોલી કેઃ–અહો પંડિતજી ! તમે આવ્યા ? પંડિતજી કહે હા ! અહો તમે તો બહુ ભણી આવ્યા વારૂ ? ખુશીમાં તો ખરા ને ? અને ઘણે વરસે આવ્યા જો ! ભટ્ટ કહે હા બાર વરસ સુધી કાશીમાં રહી ભણી આવ્યો છું. સખી કહેઃ–ઠીક લ્યો બહુ સારૂં ! શરીરે તો કુશળ છો ને ? પંડિત કહેઃ–હા હું તો કુશળ છું. પણ મારે ઘેર તો સહુ ખેમકુશળ છે ને ? સખી કહે હા સર્વ ક્ષેમકુશળ છે, પણ એક બહુ અઘટિત બનાવ બની ગયો છે, તે કાંઇ કહેવાની વાત નથી. ભટ્ટ કહે હેં શું ? કહો તો ખરાં ! સખી કહેઃ–તમારે છાંટણું (સ્નાન) છે. ત્યારે ભટે સર્વ લુગડાં ઉતાર્યાં અને કહ્યું લ્યો કહો હવે; ત્યારે સખી દાવકું મોઢું રાખી બોલી કેઃ–બીજું તો કાંઇ નથી, પણ તમારી સ્ત્રી ભટ્ટાણી રાંડ્યાં (આ સાંભળી જેમ એકદમ ધ્રાળ પડી હોય તેમ) હેં રાંડ્યાં અરરર ! કયે દિવસે ? સખી કહેઃ–હજી થોડા દિવસ થયા છે. આ સાંભળી પંડિત તો એકદમ રોવા કુટવા લાગ્યા ને વિવિધ શબ્દોથી વિલાપ કરવા લાગ્યા. અરે રે ! બાપલીઆ ! બહુ બગડી ગયું. હવે હું શું કરીશ ? માંડ માંડ ઘણે ખરચે હું પરણ્યો હતો પણ આ તો ગજબ થઇ ગયો. હવે મારા શા હાલ ? પેલી સખીએ મનમાં ખુબ હસતી પણ મુખે બહુ દીનતા બતાવતી પંડિતને કહ્યું કેઃ–હશે પંડિત મહારાજ ! બનવાનું હતું તે બની ગયું, તેમાં આપણો શો ઇલાજ ? હવે છાના રહો, રોયે કાંઈ દુઃખ મટી જશે ? તમો તો ડાહ્યા છો, પંડિત છો, તમો સમજુને ઝાઝું શું કહીએ ? એ પ્રમાણે જરા મજાકમાં મડારતી બન્ને ચાલતી થઇ. આગળ જઇ મોટી બોલી, જોઈ બેન ! પંડિતરાજની પોકળ પંડિતાઈ ! છે કાંઇ ખામી હવે ! એમ હસતી હસતી બંને જણીઓ ઘેર ગઈ.

હવે પંડિતજી રોતા રોતા નદીમાં સ્નાન કરવા ગયા, પછી શોકદર્શક સાદાં શ્વેત લુગડાં પહેરી પુસ્તકો પોઠીઆપર લાદી ગુડો વાળી રોતા રોતા ગામમાં ગયા. આગળ પુસ્તક મુકેલો પોઠીઓ અને પાછળ ઓ ઓ કરતા ભટ્ટ મહારાજ, વાહ વાહ ! કેવી મજા ? ! આ ઢંગ જોઇ ગામના લોકો તો આશ્ચર્ય પામ્યા કે આ શું ? ભટ્ટ ઘણે વર્ષે ભણી ગુડો વાળી રોતા કેમ આવે છે ? તેનાં સગાંવહાલાંને ખબર પડી કે ભટ્ટ ભણી ગણીને આવે છે, તેની સાથે સ્નાન પણ લેતા આવે છે. તેની સ્ત્રીને આ ખબર પડતાં તે પણ એમજ વિચારી બૈરાંને ભેગાં કરી રોવાકુટવા લાગી. પુરૂષો પણ ભેગા થઇ ગયા, કેટલાએક રોતા રોતા ભટ્ટની સામા ગયા. ભટ્ટ તો ઘેર આવી ધ્રુસકે ધ્રુસકે

પોક મુકી રોવા લાગ્યા, બીજા લોકો ઘણા છાના રાખે પણ રહેજ નહિ, ઉલટા વધારેને વધારે વિલાપ કરવા લાગે. અરે રે ! બાપલીઆ મરી ગયો, હવે હું શું કરીશ? જીવતર હારી ગયો, બહુ બગડી ગયું હવે હું તારા વિના કેમ રહી શકીશ ?! આવો મહા કરૂણાજનક વિલાપ સાંભળી સર્વેએ વિચાર્યું કે નક્કી કોઈ નાનડીઉં મરણ થયું હશે ? તે વિના આવો વિલાપ ન હોય, તેથી બાઇઓ તો જોર બંધ છાતી કુટવા લાગી. પછી ભટ્ટને માંડ માંડ છાના રાખ્યા ને પુછ્યું કેઃ– કોણ મરી ગયું ? ખબર તો આપો, ભટ્ટ કહે, અરે રે ! કહેવાય તેમ નથી, મારી વહુ રાંડી હાય હાય ગજબ થઈ ગયો રે! બાપલીયા ! આ સાંભળી સર્વે હસી પડયાં. અરે ! આ શું બોલો છો ? જરા વિચાર તો કરો ! આવું હાસ્યજનક વાકય સાંભળી ઘરમાં ભટ્ટની પોતાની એક દીકરી હતી તેણે આવી કહ્યુંઃ—બાપા! આ શું ગાંડુ કહો છો ? ત્યારે ભટ્ટ કહે હા સાચું કહું છું બટાગુી રાંડયાં. દીકરી કહે અરે પણ તમે બેઠાં રાંડે ! જરા વિચાર તો કરો ! ભટ્ટ કહે ત્યારે હું બેઠાં તું કેમ રાંડી ! આ સાંભળી વળી સર્વે ખુબ હસવા માંડયાં. અરે ! આ પંડિતે તો પંડિતાઈ પર પાણી ફેરવ્યું ! પછી દીકરીએ હસતાં હસતાં કહ્યું કેઃ–પણ આ તમને કીધું કોણે ? ભટ્ટ કહે નહિ પેલી આપણા પાડોશમાં રહેતી ધનકોર ને જીવકોર, તેણે કહ્યું. તે કાંઇ જુઠું બોલે તેવી ઓછી છે ? પછી દીકરી બોલીઃ—અરે ! ખોટું નહિ તો બીજું શું ! આથી બીજી કઈ મોટી મશ્કરી હતી ? મારી બા તો એ રહ્યાં ઘરમાં બેઠાં બેઠાં તમારી મૂર્ખાઇથી રૂવે છે.

પછી આવેલા સર્વે લોકો ભટ્ટની ખુબ મશ્કરી કરતા સ્વસ્થાને ગયા. રસ્તામાં પેલી બે સખીઓને પુછ્યુંઃ–તમે આ શું કર્યું ? પંડિતની મશ્કરી કરી. સખીએ કહ્યુંઃ–તે પંડિત જે ઠેકાણે બેઠો હતો, તે ઠેકાણે લાખો કીડીઓ હતી, તેની તેને બીલકુલ દયા ન આવી, તેથી મેં વિચાર્યું કે આ પંડિત " ભણ્યા પણ ગણ્યા નથી " તેની ખાતરી કરવા માટે આ હાસ્યજનક નાટક ઉભુ કર્યું; તો અંતે મારી એ કલ્પના ખરીજ પડી. ખરેખર જે ભણ્યો હોય તેનામાં દયા, ક્ષમા, શીળ, સંતોષ, ગાંભીર્ય, નમ્રતા વગેરે સારા ગુણો જરૂર હોવા જોઇએ. આ સાંભળી પેલી સખીઓનાં વખાણ કરતું સર્વ મંડળ સ્વસ્થાને ગયું.

આ દષ્ટાંતની મતલબ એ છે કે, કેવળ વિદ્યા મેળવવામાંજ અથાગ પરિશ્રમ લેવો કામનું નથી, પણ વિદ્યાની સાથે વિનય વિવેક અને ઉપરોક્ત સદ્‌ગુણો પણ સંપાદન કરવાની ખાસ કાળજી રાખવી ઘટે

છે. નહિ તો જેમ કટાએલા વાસણમાં મેળવેલું દુધ કશા કામનું નથી, તેમ દયા, ક્ષમા આદિ સદ્‌ગુણો વગેરેથી રહિત કેવળ કોરી વિદ્યા હોય તો તે કશા કામની નથી !

सत्यं तपो ज्ञानमहिंसता च ।
विद्वत्प्रणामं च सुशीलता च ॥
एतानियो धारयते सविद्वान् ।
न केवलं यः पठते स विद्वान् ॥ १ ॥

**અર્થાત્**—ભણીને જે દયા, ક્ષમા, ઔદાર્ય, સત્ય, તપ, જ્ઞાન સુશીલતા, ગાંભીર્ય, સંતોષ વગેરે સદ્‌ગુણો મેળવે છે, તેજ વિદ્વાન કહેવાય; પણ કેવળ ભણી જાય છે વાક્પટુતાજ મેળવી જાણે છે, તે વિદ્વાન નહિ. વિદ્વાન અને ખરા પંડિત થવું હોય તો ભણીને સદા સદ્‌ગુણો મેળવવા જોઇયે. (૪૫)



अनर्घ चिंतामणि मानुष्यदेहं ।
धर्मं तथाऽमुं सुगुणै रुपेतम् ॥
मा गच्छ मोहं हि महानुभाव ! ।
प्रदायकं केवल कृच्छ्र मेव ॥ ४६ ॥



**અર્થ**—હે મહાનુભાવ ! અમુલ્ય ચિંતામણિ જેવા આ મનુષ્યદેહને પ્રાપ્ત કરીને તથા અનેક ગુણોથી યુક્ત પવિત્ર ધર્મ મેળવીને ખરેખર તું મોહના ઘરમાં પ્રવેશ ન કર. અર્થાત મોહ ન પામ કારણ કે તે મોહદશા પરિણામે કેવળ દુઃખદાયીજ છે. ૪૬.

**ભાવાર્થ**—હે મહાનુભાવ ! આ લોકમાં અમૂલ્ય એવા રત્નચિંતામણિ સમાન આ માનવદેહને તથા ઉત્તમ ગુણો જેવા કે ક્ષમા, દયા, દીનતા, ધૈર્ય, ઔદાર્ય, ગાંભીર્ય આદિ અનેક શુભ ગુણોથી યુક્ત એવો ઉત્તમ ધર્મ પામીને મોહ પ્રત્યે ન જા. એટલે પુત્ર મિત્ર કલત્ર ધન તથા પાંચ પ્રકારના વિષયો વગેરે સાંસારિક સુખોને વિષે આસક્તિ ન પામ. શિખરિણીવૃત્ત.

अपारे संसारे कथमपि समासाद्य नृभवं ।
नधर्मंयःकुर्याद् विषय सुखतृष्णा तरलितः ॥
बुडन् पारावारे प्रवर मपहाय प्रवहणं ।
समुख्यो मूर्खाणा मुपल मुपलब्धं प्रयतते ॥१॥

અર્થાત્—અપાર એવા ભવસાગરમાં મહા પુણ્યે મળેલા મનુષ્યજન્મને વિષય સેવનથી વૃથા ગુમાવે છે, તે મૂર્ખશિરોમણિ ખરેખર મહાસાગરમાં મળેલા વહાણને તજી દઈ પથરનો આશ્રય લઇ તરવાની આશા રાખે છે. વળી મનુષ્યજન્મને વૃથા ગુમાવે છે તે કેવા છે તેને માટે કહ્યું છે કેઃ-**મંદાક્રાન્તા વૃતમ્ ॥**

स्वर्णस्थाले क्षिपति सरजः पादशोचं विधत्ते ।
पीयूषेण प्रवर करिणं वाहयत्येंधभारम् ॥
चिंतारत्नं विकरतिकराद् वायसोड्डायनार्थं ।
यःदुष्प्राप्यं गमयातिमुधा मर्तजन्म प्रमत्तः ॥ १ ॥

અર્થાત્—જે મોહમુગ્ધ મનુષ્યો આ રત્નચિંતામણિ નરદેહને વૃથા ગુમાવે છે, તે સુવર્ણ થાળમાં ધુળ નાખે છે, અમૃતથી પગ ધુવે છે, મોટા ગજેંદ્રને લાકડાનો ભાર વહેવરાવે છે, વળી ચિંતામણીરત્નને કાગડો ઉડાડવા માટે ફેંકી દે છે. મોહમુગ્ધ મનુષ્યો સાંસારિક પદાર્થોમાં આસક્ત બને છે. પણ ખરેખર તે મોહ પરિણામે દુઃખનોજ આપનારો છે, વળી પ્રાપ્ત પદાર્થો સ્વભાવથીજ નશ્વર હોવાથી સત્વર વિનાશ પામે છે, અભ્રપટલ—વાદળાંની માફક ક્ષણભંગુર છે, સ્વલ્પકાળની જીંદગીમાં પ્રાણીને મદિરાપાનની માફક બેભાન બનાવી ઘણાં ક્લિષ્ટ કર્મો કરાવી અંતે આત્માને દુર્ગતિમાં ઘસડી લઇ જાય છે.

**કવિત**—દેખરેખ ગોરે ગાત, કાયકું ગુમાન કરે,
રંગ હે પતંગ જેસો, કાલ ઉડ જાયગા;
ધુવા જેસા ધુહર અરૂ, તરૂ તન લાગે બેર,
તરનિકે ત્રટ તરૂ, કિતના ઠહરાયગા.
બોલતા સુ બોલના, ન બોલના ગુમાનભર,
જોબન ગયે તે તન કોડી બિન પાયગા;
માનસકી દેહિ જબ જીવતા ન આઇ કામ,
મુવા પિછે શ્યાલ કાગ કુતરા ન ખાયગા!૧

વળી આ શરીર પણ ક્ષણભંગુર છે અને કારમી કાયાનો-સુંદર દેહનો જોતજોતામાં સંધ્યા રંગ સમાન નાશજ થઇ જશે.

### મનહરછંદ.

કાયાની શી માયા કાયા વાદળની છાયા જેવી,
  રેતીમાં રચાયા પાયા એવી કાચી કાયા છે;
દહન થતાં દેખાયા રાંક અને રાણીજાયા,
  માયા મેલી મુવેલા ગણાયામાં ગણાયા છે;
લાલચે લોભાયા પણ સ્થિર ન થોભાયા કોઈ,
  બંધને બંધાયા કાળજાળમાં ઝલાયા છે;
ધન માટે ધાયા પણ ધર્મ ન કમાયા કોઇ,
  સૌ અહીં સમાયા એવી ઈશ્વરની માયા છે. ૧

કવિત—જીવન જરાસા દુઃખ જનમ જરાસા તાપૈ,
  ડર હે ખરાસા કાળ શિરપે ખરાસા હૈ;
    કૌઉ બિરલાસા જોપે જીવે પચાસા અંત,
  બન બિચ બાસા યહ બાતકા ખુલાસા હૈ;
    સંધ્યાકાસા બાન કરિવરકાસા કાન ચળ,
  દલકાસા પાન ચપલા કાચ ઉજાસાહૈ;
    ઐસા સાર હાંસા તામે કિસન અનંત આશા,
  પાનીમે પતાસા તૈસા તનકા તમાસા હૈ. ૧

મતલબ કે શરીર એવું નાશવાન હોવા છતાં પણ સુજ્ઞ મનુષ્યો તેના પર અત્યંત મોહ રાખે છે, તેને સાચવવા માટે અનેક મિથ્યા પ્રયાસો કરે છે, લાખો પ્રકારનાં પાપ તેને માટે કરતાં જરાએ ડર ખાતા નથી, એવી રીતે કરોડો પ્રયત્નો કરવા છતાંપિ અચાનક તેમાં રોગો ઉત્પન્ન થાય છે. આ શરીરમાં સાડીત્રણ કરોડ રોમરાય છે, તેમાં અ-કેક રોમે પોણાબે રોગો રહેલા છે, તેમાં સોળ રોગો તો મોટા કહેલા છે; આવો શાસ્ત્રીય ઉલ્લેખ છે. એવા રોગો પૂર્વકૃત વક્ર કર્મના ઉદ-યથી આ શરીરમાં ઉત્પન્ન થાય છે, તે વખતે કોઈ સહાયભૂત થતું નથી. તો અસુચીનોજ ભંડાર અસુચીરૂપ શોણીત શુક્રથી ઉત્પન્ન થ-એલું શરીર છતાં તેના પર જીવ અસંત મમત્વ રાખે છે, તેજ મોહનીય કર્મની પ્રબળ સત્તા સમજવી. આમ દેહની અસારતા જાણીને તો મોટા

મોટા ચક્રવર્તીઓએ પણ રાજપાટ વગેરે અતુલ્ય વૈભવોનો ત્યાગ કરી યોગ ધારણ કર્યો છે. તે સંબંધી આપણા જેવા મોહમુગ્ધ પામર પ્રાણીઓને સચોટ બોધ થવા માટે અનેક દૃષ્ટાંતો શાસ્ત્રમાં આપેલાં છે; તેમાંથી સનંતકુમારનું માત્ર એક દૃષ્ટાંત સુબોધક જાણી અત્રે સંક્ષેપમાં દર્શાવીએ છીએ.

## (૪૬) રૂપનિધાન સનંતકુમારનો રૂપ મદમર્દન ને વૈરાગ્ય.

સનંતકુમાર છ ખંડનો ચક્રવર્તી મહારાજા હતો, જેનું રૂપ, અથાગ હતું, અને ખરે રૂપ એજ શરીરનું અમૂલ્ય આભરણ છે.

**नरस्याभरणं रूपं । रूपस्याभरणं गुणः ॥**
**गुणस्याभरणं ज्ञानं । ज्ञानस्याभरणं क्षमा ॥ १ ॥**

**અર્થાત્**—દેહનું ઘરેણું રૂપ છે, રૂપનો અલંકાર ગુણ છે, ગુણનું ભૂષણ જ્ઞાન છે, અને જ્ઞાનનું આભરણ ક્ષમા છે. એવા રમણીય સ્વરૂપાતિત સનંતકુમાર મહારાજાનું અથાગ રૂપ જોઇ સાધર્મેંદ્ર સભામાં ઇંદ્ર મહારાજાએ અત્યન્ત વખાણ કર્યાં, તેથી તેને જોવા માટે બે દેવો સ્વર્ગસ્થાન છોડી રાજ્યસભામાં દ્વીજરૂપે આવ્યા. તે વખતે રાજરાજેન્દ્ર સનંતકુમાર સ્નાનગૃહમાં સ્નાનમજ્જન કાર્યમાં રોકાયલા હોવાથી તે સ્થાને આવી રૂપ જોઈ દેવ અત્યંત પ્રમોદિત થયા. વાહવાહ ! કેવી યૌવનલક્ષ્મી ? કેવું શરીરસૌંદર્ય ? કેવું અદ્‌ભુત રૂપ ? આ પ્રકારે સાનંદાશ્ચર્ય ચકિત થએલા દ્વીજરૂપે આવેલા બે દેવોને રાજરાજેન્દ્રે પુછવાથી તેમણે કહ્યું કેઃ—અમો રમણીય સ્વર્ગનિવાસી દેવો છીએ, શ્રી સૌધર્મેન્દ્રે મહાન દેવપરિષદમાં આપના શરીરસોંદર્યનાં બેહદ વખાણ કર્યાથી અમો સાક્ષાત્કાર કરવા અત્ર આવ્યા છીએ. આપનું અદ્‌ભુત રૂપ નીરખી અમો અત્યન્ત સાનંદાશ્ચર્ય થઇ પ્રમોદ પામ્યા છીએ. આ પ્રકારે પોતાના શરીરસૌંદર્યનાં દેવસભામાં પણ ભારે વખાણ થાય છે, એવો મદ ચક્રવર્તીને હૃદયમાં થયો અને સાહંકાર પ્રફુલ્લ વદને તે દેવપ્રત્યે બોલ્યો કેઃ—અહો મારા વહાલા દેવો! હજુ તો આ મારૂં શરીર સ્નાનમજ્જન વિનાનું હોવાથી નસ્રીભૂત અને નિસ્તેજ છે, માટે આપને મારા રૂપની ખરી સૌંદર્યતાનું નિરીક્ષણ કરવું હોય અને અત્રાગમનનો હેતુ સવિશેષ સફળ કરવો હોય, તો આ શરીર જ્યારે સ્નાનમજ્જન કરી અમૂલ્ય વસ્ત્રાભરણથી અલંકૃત થઇ મોટા સભામંડપમાં સુવર્ણ સિંહાસન ઉપર બિરાજમાન થાય, તે વ-

ખતે આવો તો જરૂર તમને વિશેષ આનંદ થશે, અત્રાગમનના હેતુની સફળતામાં પણ ઘણોજ વધારો થશે. પ્રેક્ષક દેવોએ સર્વ કબુલ્યું, એટલે થોડીવાર પછી અદ્‌ભુત દિવ્ય વસ્ત્રાભરણથી અલંકૃત થઇ આજની સભામાં દેવોને મારા શરીરસૌંદર્યનાં અદ્‌ભુત દર્શન મારે કરાવવાં છે, એ પ્રકારની અહંકારવૃતિ જેના વદનસરોજ ઉપર પ્રફુલ્લિત થયેલ સાદૃસ્ય જણાય છે, એવા તે મનોહર રાજરાજેન્દ્રને સુવર્ણ સિંહાસન ઉપર બિરાજેલા જોઈ દ્વીજરૂપે આવેલા દેવોએ એ સર્વ શરીરસૌંદર્ય જોઇ અત્યંત હર્ષિત થવાને બદલે નરેંદ્ર સામુ જોઈ મસ્તક ધુણાવ્યું. ત્યારે નરેન્દ્રે કારણ પુછવાથી જણાવ્યું કેઃ—હે નરેન્દ્ર! એ વખત તો ગયો, એ શરીરસૌંદર્ય તો અદૃસ્ય થઇ ગયું. અત્યારે આપનું તન રોગાવિષ્ટ થયું છે, સોળ મહારોગો શરીર યષ્ટીમાં પ્રાદુર્ભૂત થએલા છે. તેની પ્રત્યક્ષતા (ખાતરી) કરવા માટે રાજેન્દ્રે એક સુવર્ણપાત્રમાં તાંબુલવાળા મુખની પીચકારી મારી જોયું તો તેમાં ઝીણા ઝીણા અસંખ્ય જતુઓ દેખાયા, ત્યારે દેવોએ કહ્યું કેઃ–આ પ્રમાણે આપના શરીરમાં સર્વત્ર રોગના જંતુઓ ઉત્પન્ન થએલા છે, આ પ્રમાણે શરીરની પ્રકૃતિની વિચિત્રતા જોઇ નરેન્દ્ર અત્યંત ખિન્ન થયો, મનમાં સમજ્યો તેથી તત્કાળ ચિંતાસાગરમાં ડુબી ગયો, અને છેવટે વિચાર્યું કે ખરેખર મેં રૂપનો મિથ્યા મદ કર્યો તેનું પ્રત્યક્ષ ફળ મને હાલજ મળ્યું.

## લાવણી.

કરો મત મુખસેં બડાઇ રે કરો૦ તજ નામ સમનકીરે
સુમતદાર ખાના ભાઈ,
હાંરે રીત શું બોલો હોજાન રીત૦ મત મરમ પારકા ખોલો.
આતમ સમતામાં તોલો, મૌન કર તન મનશું રહીયેરે,મૌન૦
ચલ ચેતન અબ ઉઠ કર અપના જૈનધરમ કરીએ. ૧
જોબન તારો ચાર દીનો સંગીરે, જોબન૦
અંત સમે ચેતન ઉઠ ચલે પિછે કાયા પડી નંગી;
હાંરે પ્રિત સબ ત્રુટી, હો જાન પ્રીત૦ ખાનેકી ખરચી ખુટી,
આવખેકી દુરી ત્રુટી સુખદુઃખ આપ કર્યા સહિયે.—સુખ૦
ચલ ચૈતન અબ ઉ ઠકર અપના જૈનધર્મ કરીએ. ૨

આખરે નરેન્દ્રના હૃદયમાં વૈરાગ્ય સ્ફુરાયમાન થયો, અને ધાર્યું કે જેને હું મારૂં મારૂં કરી માનું છું. અને જેના ઉપર અત્યંત મોહિત

થાઉં છું તે રૂડો રૂપાળો દેહ તો અંતે વ્યાધિનોજ ભંડાર છે, માટે મારૂં તો કોઈ નથી, હું પણ અત્ર કોઇનો નથી. પછી ચિત્તમાં નિશ્ચય કર્યો કે:—

## શાર્દુલવિક્રીડીત છંદ.

ના મારા તન રૂપ કાંતિ યુવતી ના ગોત્ર કે જ્ઞાત ના,
ના મારા ભૃત સ્નેહિઓ સજ્જન કે ના પુત્ર કે ભ્રાત ના;
ના મારા ધનધામ યૌવન ધરા એ મોહ અજ્ઞાત્વના,
રે રે જીવ વિચાર એમજ સદા અન્યત્વ એ ભાવના. ૧

આખરે દેહ વગેરે સર્વ સંસારની અસારતા જાણી છતા વૈભવોને છાંડી એકાકીપણે મુનિવ્રત ધારણ કર્યું અને નિર્મોહી થઈ ભૂમંડળમાં મુનિપણે વિચરવા લાગ્યા. જે છ ખંડના છત્રપતિ મહારાજા રત્નજડીત સોનાના સિંહાસને બેસી હજારો ખંડીઆ રાજાઓના મુકુટમણિની પ્રભાથી પોતાના સુકોમળ ચરણકમળને ધોઈ સંતોષાનંદ લેતા હતા, તે છત્રપતિ મહારાજા અત્યારે પવિત્ર સંયમગુણ ગ્રહણ કરીને આત્મિક આનંદમાં નિમગ્ન રહી પોતાથી વડીલ ગુરૂ મહારાજાઓને સપ્રેમ વંદન કરી સંતોષાનંદ લેવા લાગ્યો. તથા જે છ ખંડનો છત્રપતિ મહારાજા રત્નજડીત સોનાના છત્રપલંગપર સુકોમળ પુષ્પશય્યામાં સપ્રેમ નિરાંતે શયન કરી સંતોષાનંદ લેતો હતો, તે છત્રપતિ મહારાજા અત્યારે સમવિષમ (ખડબચડી) જમીન ઉપર નિર્માલ્ય વસ્ત્રોની પથારીમાં શયન કરી સંતોષાનંદ લેવા લાગ્યો. તથા જે છ ખંડનો છત્રપતિ મહારાજા મોટા ગજેંદ્ર ઉપર રત્નજડીત સોનાની અંબાડીમાં બેસી છત્રચામરો ધરાવી છડીદારો પાસે નેકી ઉચ્ચરાવતો જયજય શબ્દો સાંભળી સંતોષાનંદ લેતો હતો, તે છત્રપતિ મહારાજા અત્યારે એકાકીપણું ધારણ કરી અણવાણે પગે તથા ઉઘાડે મસ્તકે ચાલી, આત્મિક સુખમાં સંતોષાનંદ લેવા લાગ્યો. તથા જે છ ખંડનો છત્રપતિ મહારાજા કનકમય બાજઠ ઉપર બેસી રત્નજડીત સુવર્ણ થાળમાં અનેક પ્રકારનાં સ્વાદિષ્ટ રસાળ મિષ્ટ અને ઇષ્ટ ભોજનો જમી કનકમય કલશમાં સ્વચ્છ સુગંધિત અને શીતળ જળપાન કરી સંતોષાનંદ લેતો હતો, તે છત્રપતિ મહારાજા અત્યારે એક ભિક્ષુકની માફક ઘરઘરની શીત ઉષ્ણ રૂક્ષ તથા રસપ્રણિત વગેરે સ્વાભાવિક રીતે જેવી જોગવાઇ બને તેવી નિર્દોષ ભિક્ષા ગ્રહણ કરી પ્રેમપૂર્વક નિર્મમત્વભાવે કાષ્ઠપાત્રમાં ભોજનપાન કરી આત્મિક સુખમાં સંતોષાનન્દ લેવા લાગ્યો.

તથા જે છ ખંડનો છત્રપતિ મહારાજા ચક્રવર્તીના નામથી ઓળખાતો હતો તે છત્રપતિ મહારાજા અત્યારે મુનિવ્રત ધારણ કરી એક ભિક્ષુકના નામથી ઓળખાઇ આત્મિક સુખમાં સંતોષાનંદ લેવા લાગ્યો. તથા જે છખંડનો છત્રપતિ મહારાજા ચિતહર સુન્દરીઓના મંડળમાં બેસી વૈભવવિલાસનાં સુખોનો આનંદ લેતો હતો, તે છત્રપતિ મહારાજા અત્યારે મોનીંદ્ર ગુણોમાં મશગુલ બની આત્મિક સુખનો અપૂર્વ આનંદ લેવા લાગ્યો, તથા જે છ ખંડનો છત્રપતિ મહારાજા રંગબેરંગી વિચિત્ર ચિત્રોથી સુસજિત સુમનોહર રાજમહેલોમાં નિવાસ કરી ઇચ્છાનુસાર વૈભવ અને સુખો ભોગવી સંતોષાનંદ લેતો હતો, તે છત્રપતિ મહારાજા અત્યારે શુન્ય દેવાલયોમાં સ્મશાનભૂમીમાં બાગબગીચાઓમાં અને વૃક્ષોતળે નિવાસ કરી ઘણા અસહ્ય પરિષહો આવી પડવા છતાં મોક્ષમાર્ગના પ્રવાસમાં મશગુલ બની અપૂર્વ જ્ઞાન સાથે સન્તોષાનંદ લેવા લાગ્યો.

ઉપરના સાંસારિક સુખો એને વહાલા નહિ હોય? હોયજ, શા માટે ન હોય? અરે આપણી પાસે તો તેમાંની કશી ઋદ્ધિ નથી! તોપણ તે માયિક સુખોપર ઘણુંજ વહાલ ઉપજે છે, તો ચક્રવર્તીઓને કેમ ન ઉપજે? પણ તે મહાપુરૂષોએ એમ જાણ્યું હશે, સહ્યું હશે, તથા અનુભવ્યું હશે, કે આ મળેલા વૈભવો ખરેખર સત્વર વિનાશ પામનાર છે, ફક્ત ઉપર ઉપરથીજ પ્રાણીને મોહ પમાડનાર છે, પણ છેવટે દુઃખના મહાસાગરમાં ઘસડી લઇ જનાર છે. ભોગવતાંજ ફક્ત સારા અને પ્રિય લાગે છે. પણ પરિણામે અત્યંત દુઃખદાયી છે,

**भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं ।**
**मौन्ये दैन्यभयं बले रिपुभयं रुपे जराया भयम् ॥**
**शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद्भयं ।**
**सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाऽभयम् ॥ १ ॥**

અર્થાત—સર્વ પૌદ્ગલિક પદાર્થોમાં ભય રહેલો છે, માત્ર એક વૈરાગ્યજ જગતમાં અભય છે, ભોગ ભોગવતી વખતે સારો લાગે છે. પણ પાછળથી દુઃખનો પાર રહેતો નથી, તેને માટે આપણા પવિત્ર પૂજ્ય શ્રીમહાવીર પ્રભુએ ઉત્તરાધ્યયનસૂત્રના ઓગણીશમા અધ્યયનમાં કહ્યું છે તેમજ મૃગાપુત્રે પોતાની માતાને પણ કહ્યું છે કેઃ—

**जहा किंपाक फलाणं । परिणामो न सुंदरो ॥**

दारं सुताणं भोगाणं । परिणामो न मोन सुंदरो ॥१॥

અર્થાત—જેમ કિંપાક વૃક્ષનાં ફળ દેખવામાં માત્રજ સારાં છે, પણ પરિણામે ખાનારને પ્રાણથી વિયુક્ત કરાવે છે. તેમજ સંસારનાં સુખભોગ ભોગવતાં માત્રજ પ્યારાં ને સારાં લાગે છે પણ તે સર્વ પરિણામે દુર્ગતિમાં નાખનાર છે.

દુહા—કામભોગ પ્યારા લગે, ફલ કિંપાક સમાન;
મિઠા ખાજ ખણતા થકા, પાછળ દુઃખની ખાણ. ૧
જગમાં શું મોહી રહ્યા, મૂઢ બની ગમાર;
શું થાશે પરલોકમાં, તેનો કર વિચાર. ૨

કવિત.

ઠગ જૈસે લડવા જ્યું; ચાખે તબ મીઠા હોત,
ઐસા હૈ સંસાર, સુખ ફીર પછતાયો હે;
બાંધ કર ગરદન, સિપાઇ લોક લિયે જાત,
ચોરને મિઠાઇ ખાઇ, કોન સુખ પાયો હે;
કસાઈકો બકરો જ્યું, બકરીશું હેત કરે,
જાનત નહિ મુજે કાળ દૃષ્ટીએ ચઢાયો હે;
કહેત હે કવિજન, સુન હો ભવિક લોક!
કહાં ભયો ચાર દીન, આછો ઘાસ ખાયો હે. ૧

આવો અનુપમ સિદ્ધાંત તે મહાન પુરૂષોના હૃદયમાં સ્ફુરાયમાન થયો હશે? ત્યારેજ તેઓએ છતા વૈભવો છોડી જોગ ધારણ કર્યો. હે પ્રિય વાંચકો! આપણે પણ જરૂર યાદ રાખવું કે ઉપર કહેલી શ્રીમાન વીરપરમાત્માની અગણ્ય ગુણવાળી ગાથાનો સિદ્ધાંત શ્રદ્ધાપૂર્વક હૃદયમાં ચોંટશે, ત્યારેજ આપણે મળેલા સર્વ પદાર્થ ઉપર વૈરાગ્યવૃત્તિ ધારણ કરી ખરા અંતઃકરણથી તેનો ત્યાગ કરી પવિત્ર મોક્ષમાર્ગમાં પ્રવર્ત થઇને આત્મસાર્થકતા સાધી આ અમૂલ્ય માનવજન્મની સાફલ્યતા કરી શકીશું.

હરિગીત છંદ.

પુર્વે કરેલાં કર્મથી બહુ જંતુઓ જન્મે મરે,
આધિ વ્યાધિ ઉપાધીયો આવી પડી પીડા કરે;
મરવું અરે મેલી સગાંસંબંધી સો ઘરબારને,

તે કારણે ધિક્કાર છે નિસાર આ સંસારને. ૧

સુખમાં સહાય કરે બધા, પણ દુઃખમાં દુરે જાય છે,
પાશેરના પણ પેટ માટે કપટ કુડાં થાય છે;
આંખ્યો ન મેલે કાળ પણ દુખીયાં અને દરબારને,
તે કારણે ધિક્કાર છે નિસાર આ સંસારને. ૨

વળી સનંતકુમાર મુનિની કસોટી લેવા દવોએ વૈદ્યરૂપે આવી રોગની દવા કરવાનું કહ્યું. પણ મહાવૈરાગી શ્રી સનંતકુમાર મુનિએ કહ્યું કેઃ—આ બાહ્ય રોગો મટાડવાની તો મારામાં પણ શક્તિ છે, એમ કહી સ્વમુખના અમીવતી હસ્ત લેપ્યો, તેથી થોડીવારમાં કાયાનો તે ભાગ કંચન તુલ્ય થઈ ગયો તેથી દેવો આશ્ચર્ય પામ્યા. ત્યારે મુનિ બોલ્યાઃ–વૈદ્યરાજ ? તમે જો મારા અંતરના કર્મ રોગોને મટાડો, તો તમારી દવા લઉં. ત્યારે તો દેવોએ નમન કર્યું અને ધન્યવાદ આપી રાજી થતા સ્વસ્થાને ગયા.

આ દષ્ટાંતની મતલબ એ છે કે મનુષ્યદેહ પામીને કાંઇક આત્મહિત કરવું ને સદા સુધર્મ સેવવો; કે જેથી આપણા જન્મમરણ ઓછા થાય અને ભવભ્રમણ મટે. (૪૬)



**जगज्जनानां विधुर स्थितानां ।**
**कृपा परो धर्मः शरण्य एव ॥**
**युद्धं गतानां बलिनां भटानां ।**
**रक्ष्यं वरं वर्म यथा तथाऽत्र ॥ ४७ ॥**



**અર્થ**—સદા દુઃખમાં રહેલાં જગતનાં પ્રાણીઓને એક આધારભૂત કહીએ તો ફકત ધર્મનું જ શરણ છે. કોની પેઠે તો કહે યુદ્ધમાં ચડેલા બળવાન વીરપુરૂષને પોતાના બચાવ માટે એક બખતરનો ખરો આધાર છે, તેમજ અત્રે બખ્તરરૂપી ધર્મનું સમજવું. ૮૦.

**ભાવાર્થ**—આ સંસાર અસાર અને અપાર છે, તથા આધિવ્યાધિ અને ઉપાધિ આદિ અનેક દુઃખોથી ભરપુર છે; આ પ્રકારના

દુઃખમય સંસારસાગરમાં માત્ર ધર્મજ એક સાર વસ્તુ છે. ધર્મ એ એક એવી તો અપૂર્વ વસ્તુ છે, કે તે સંસારમહાસાગરમાં ડુબી જતાં પ્રાણીઓને બેટની સમાન મહાન આધારભૂત થઈ પડે છે. અને એટલું તો અવસ્ય સિદ્ધ થાય છે કે, આ જીવાત્માએ અનંતવાર આ ભયંકર ભવસાગરમાં ગોથાં ખાધાં છે, પણ કોઇ વખત પવિત્ર ધર્મનો સંજોગ બન્યો નથી. નહિ તો આવા વિષમ સંજોગોમાં સપડાઇ દુઃખોના ભાગી થવું પડે નહિ. પ્રિય મુમુક્ષુ જનો! એટલું તો જરૂર યાદ રાખજો કે આ લોકમાં અનેક વિષમ દુઃખોથી દબાયલા આ આત્મને પવિત્ર દયામય ધર્મવિના કોઈ શરણ નથી. દાખલા તરીકે જાણવું જોઇયે કે લડાઇમાં ગયેલો લડવૈયો ઘણો બળવાન અને યુદ્ધકળામાં નિષ્ણાંત અને મહાનિપુણ હોય, તો પણ તેને અવસ્ય બખ્તરની જરૂર પડે છે. બખ્તર એ એક શરીરનું મહાન રક્ષણ છે, તેના વિના ગમે તેવો મહા બળવાન યોદ્ધો હોય, તો પણ તેને પોતાને વિજયની શંકામાં આવી જવું પડે છે. અને પોતાના શરીરની સહીસલામતી માટે પણ સંશયાત્મક બને છે. તેમજ ધર્મ વિના આ જગતમાં બચાવનાર કોઈ નથી. સંસારમાં પ્રારબ્ધયોગે આવી મળતાં સગાં, કુટુંબ સ્નેહીમિત્રો વગેરે સર્વ સ્વાર્થની સગાઈ છે. કહ્યું છે કેઃ—

चलं चित्तं चलं वित्तं । चलंति धन यौवनायुः ॥
चलाचले च संसारे । एको धर्मोहि निश्चलः ॥१॥
अनित्या नि शरीराणि । वैभवो नैव शाश्वतः ॥
नित्यं सन्निहितो मृत्युस्तस्माद् धर्मश्च साधयेत् ॥२॥

અર્થાત્—આ સંસારમાં ચિત્ત, વિત, ધન, યૌવન, આયુષ્ય, તથા આ મળેલા પૌદગલીક વૈભવો એ સર્વ અસાર અને નાશવાન છે, તે જોતજોતામાં વિદ્યુતપ્રભાની માફક લય પામી જાય છે. અને મૃત્યુ તો જાણે મોં વિકાસીને બેઠું ન હોય! એમ સદા લાગ જોઈ તાકી રહેલ છે, માટે આવા ચળાચળ સંસારસાગરમાં નિશ્ચળ તો એક પવિત્ર ધર્મજ છે, તેનું શરણ ગ્રહો! અને વળી ધર્મ એ એક મહાન મંગળરૂપ છે. શ્રીવીરપરમાત્માએ પણ દશવૈકાલીક સૂત્રના પ્રથમ અધ્યયનની પ્રથમ ગાથામાં કહ્યું છે કેઃ—

ધર્મ એ ઉત્કૃષ્ટ મંગળરૂપ છે, પણ જે ધર્મ અહિંસામય હોય, સંજમ એટલે મન વચન કાયાનો પાપનાં કાર્યમાંથી નિગ્રહ કરનાર હોય, તથા તપોમય હોય; એવા પવિત્ર ધર્મને આદરનારાં મનુષ્યો

કે જેમનું મન સદા ધર્મમાંજ લીન હોય તેમને દેવો પણ ભક્તિપૂર્વક નમસ્કાર કરે છે. વળી ધર્મ છે તે સર્વથી ઉત્કૃષ્ટ મંગળરૂપ છે, એમ કહેવાનું કારણ તો એટલુંજ છે કે, આ સંસારમાં અનેક મંગળો છે. ઘેર પુત્ર જન્મે તો મંગળીક, પરણેતર તે પણ મંગળીક, ઘરનો ફેરફાર કરવો હોય અને કુંભ મુકે તે પણ મંગળીક અને સીમંત આવે તોય મંગળીક, વ્યાપારાદિકમાં લાભ થાય તે મંગળીક, તથા વરસગાંઠ આવે તે પણ મંગળીક; એમ સંસારમાં અનેક પ્રસંગોમાં લોકોએ મંગળીક માનેલું છે. પણ વાસ્તવિક રીતે જ્ઞાનચક્ષુથી વિચારતાં તે સર્વ મંગળો પણ વિઘ્નવાળાં છે, કારણ કે એ સર્વ મંગળોમાં અમંગળો પણ સમાયલાં હોય છે, ધારો કે જ્યારે ઘરમાં પુત્રનો જન્મ થાય છે ત્યારે એક મોટો મહોત્સવ અને મંગળમય દિવસ મનાય છે, તે દિવસે અનેક પ્રકારનાં આનંદ ઉત્સાહ અને છછરંગનાં વાજીંત્રો વગાડે છે, સાકરો વેહેંચે છે, અને આનંદમાં દિવસ ગુજારે છે; પણ તેજ બાળક ક્રમભાગ્યે મોડો કે વહેલો મરણને શરણ થાય છે, ત્યારે તો અમંગળરૂપ મહાન શોકજનક થઈ અફસોસ, ઝુરણા, દીલગિરી, હાયવોય વગેરે અનેક હૃદયભેદક પ્રકારો દષ્ટિગોચર થાય છે; માટે પુત્રજન્મોત્સવનું મંગળ પણ ઉત્તમ નથી એમ સમજવું. વળી લગ્નપ્રસંગ પણ મહામાંગલિક દિવસ ગણાય છે તે દિવસે અનેક પ્રકારનાં ખાનપાન અને ગાનતાનમાં ગુલતાન થઈ મગ્ન રહે છે, પણ તે લગ્ન મહોત્સવરૂપ મંગળની પાછળ પણ અમંગળ રહેલું છે. કેમકે ગમે તેવા જોશી મહારાજે જોશ જોઈ શુભ લગ્ન કર્યાં હશે, તો પણ બેમાંથી એકને તો અવસ્ય રંડાપાનું દુઃખ આવી પડવાનુંજ. કારણ કે નીતિજ્ઞ મહાજનોનાં સ્પષ્ટ વાક્યો છે કેઃ—" સંસારમાં જે મંડાય છે તે રંડાય છે, અને રંડાય છે તે મંડાય છે " જોશી મહારાજે તો ઘણા સારા જોશ જોઈ આપ્યા હોય, પણ વિશ્વના કુદરતી કાયદા આગળ જોશી મહારાજનો જોશ કાંઈ કરી શકે નહિ. ભાવિ પ્રબળની વિચિત્રતા કોઈ જુદાજ પ્રકારની છે. શ્રીરામચંદ્રજી જેવા મહાપ્રતાપી પુરૂષ કે જેનું રાજગાદીએ બેસવા માટે વસિષ્ઠ જેવા સમર્થ ગુરૂએ શુભમુહુર્ત જોઇ આપ્યું હતું, પણ તેજ શ્રીરામચંદ્રજીને કર્મદેવની વિચિત્રતાને લીધે સવારના પહોરમાં રાજ્યને બદલે રાન મળ્યું. અહાહા ! ! કર્મદેવની શી વિચિત્રતા છે ? મનુષ્યો ધારે છે કાંઇ ને દૈવ કાંઇ જુદુંજ દર્શન કરાવે છે. કર્મની ગતિજ ગહન છે. કહ્યું છે કેઃ—

દુહો—માનવ જાણે હું કરૂં, કરતલ બીજો કોય;
આદરેલું અધવચ રહે, કર્મ કરે સો હોય. ૧
લાખ ઉપાય કરોડ મતી, કરી જુવોને કોય;
આદરેલું અધવચ રહે, કર્મ કરે સો હોય. ૨

માટે કર્મને કોઈ પહોંચી શકતું નથી. ભલેને ગમે તેટલા ઉપાય કરો કે જોશ જુવો, પણ તકદીર આગળ તદબીરનું કંઇ ચાલતું નથી; ભાવિ પ્રબળ પાસે તે સર્વ વૃથા છે. તેને માટે વળી કહ્યું છે કેઃ—

કવિત.

રામહુ ન જાન્યો બન રાવણ હરેગો સિતા,
નંદહુ ન જાન્યો ઋદ્ધિ દધિ બિચ ખોત હે;
ગંધારી ન જાન્યો બેન અંધારીમે અંબ કેસો.
પાંડવો ન જાન્યું જે આ જુગટેમે જુત્ર હે;
ઇંદ્રહુ ન જાન્યુ ગુરૂ ગૌતમકે ઘરે જાત,
ગૌતમે ન જાન્યું જે આ કુકડેમે કુડ હે;
એસે એસે દેવ ભુલ જાત બાત માનવ તે કૌન બાત,
હોતનકી બાત સબ હોતનકે હોત હે. ૧

માટે જેને દુનિયાના મોહમુગ્ધ લોકો મોટા મહોત્સવ અને મંગળરૂપ માને છે, તેને ત્યાગી મહાત્માઓ અંતમાં દુઃખદાયી હોવાથી અમંગળરૂપ માને છે, પણ એક પવિત્ર ધર્મજ સદાને માટે મંગળરૂપ જ છે. વળી ધર્મ એ આ લોક અને પરલોક એમ ઉભય લોકમાં પ્રાણીને સુખસંપત્તિને આપનાર છે. જેનાં હૃદયો એવા પવિત્ર ધર્મના ગંધથી સુવાસિત છે, તે મહાત્માઓનાં દર્શન પણ મંગળરૂપજ છે. માટે મુમુક્ષુ મહાજનોએ તો ઉભય લોકમાં સુખને આપનાર પવિત્ર ધર્મનુંજ આરાધન સદૈવ કરવું જોઇએ. કહ્યું છે કેઃ—

धर्मोऽयं धन वल्लभस्य धनदः कामार्थिनां कामदः ।
सौभाग्यार्थिषु तत्प्रद किमपरं पुत्रार्थिनां पुत्रदः ॥
राज्यार्थिष्वपि राजदः किमथवा नाना विकल्पैः कृतै ।
स्तत् किं यन्न करोति किंतु कुरुतेस्वर्गापवर्गावपि ॥ १ ॥
मृतं शरीर मुत्सृज्य । काष्ठ लोष्ठ समं क्षितौ ।
विमुखा बांधवा यांति । धर्मस्तमनुगच्छति ॥ २ ॥

तस्माद्धर्मं सहायार्थं । नित्यं संचिनुयाच्छनैः ॥
धर्मेण हि सहायेन । तमस्तरति दुस्तरम् ॥ ३ ॥
केचिद् धुम्नाय धावंति । प्रद्युम्नाय च केचन ॥
नोद्युक्ते कोपि धर्माय । सर्वाभिप्रेत हेतवे ॥ ४ ॥
विधौ विध्यति सक्रोधे । वर्म धर्म शरीरिणाम् ॥
स एव केवलं तस्मा । दस्माकं जायतां गतिः ॥ ५ ॥

અર્થાત્—આ લોકમાં પવિત્ર ધર્મને સેવનારા મનુષ્યોની ધન અને કામની ઇચ્છા પૂર્ણ થાય છે. તેમજ સૌભાગ્યની ઇચ્છાવાળાને સૌભાગ્ય, પુત્રાર્થીને પુત્ર અને રાજ્યાર્થીને રાજ્ય આપનાર છે, વધારે કહેવાથી શું? પણ આ લોકમાં એવી કોઇ વસ્તુ નથી કે જે ધર્મને સેવવાથી ન મળે, અર્થાત સર્વ વસ્તુ તેનાથી મળે છે, આખરે સ્વર્ગ અને મોક્ષના અક્ષય સુખને પણ તેજ ધર્મ આપનાર છે. કે જે ધર્મ શ્રી વીર પરમાત્માએ જગતના હિતને માટે કહેલો છે. અને તેજ પ્રમાણે યથાર્થ પોતે પાળેલો છે. પણ એક મોટી આશ્ચર્યની વાત તો એ છે કે આ દુનિયાના મોહમુગ્ધ લોકો જેટલા ધનને માટે અને સ્ત્રી પુત્રાદિકને માટે મહાન પ્રયત્ન કરે છે, તેટલો બલ્કે તેનાથી શતાંશ ભાગ જેટલો પ્રયત્ન પણ પવિત્ર ધર્મને માટે કરતા નથી. પણ એટલું તો અવશ્ય યાદ રાખવું કે આ મૃતક શરીરને કાષ્ઠ ને ધુળના ઢેફાની પેઠે પૃથ્વીમાં ફેંકી દઇને બાંધવ વગેરે સર્વ સગાં સંબંધીઓ પાછાં ચાલ્યાં જશે ત્યારે તો એક ધર્મજ જીવ સાથે આવશે. તેટલા માટે ઉત્તમ પુરૂષોએ ધીમે ધીમે ધર્મનો સંગ્રહ કરવો જોઇએ, કારણ કે ધર્મની સહાયથી દુસ્તર એવું અજ્ઞાનરૂપ અંધકાર તરી શકાય છે. વળી જ્યારે કર્મ ક્રોધાયમાન થઇને શરીરને વિંધી નાખે છે, ત્યારે ધર્મ એ પ્રાણીઓને બખ્તર સમાન સહાયભૂત થાય છે. તેટલા માટે તે ધર્મ મારી ગતિ હો! એટલે તે સદ્ધર્મનું અમોને સદા શરણ હો! એમ મુમુક્ષુજનો હમેશાં ભાવે છે. વળી ધર્મની ખૂબી તો એવી અપૂર્વ છે કે ગમે તે કોમના ને દેશના મનુષ્ય આદરપૂર્વક તે સેવન કરી શકે છે.શ્રીવીર પરમાત્માએ એવી તો ઉદાર બુદ્ધિથી સર્વને માટે મોક્ષનો દરવાજો ખુલ્લો કરી બતાવ્યો છે, કે મનુષ્યની ગમે તે જાત હોય, કે ગમે તે કોમ હોય, પણ સદ્ભાવ પૂર્વક શ્રી સર્વજ્ઞના પવિત્ર ધર્મમાર્ગનું તથા તેમનાં પવિત્ર મહાવાક્યોનું સંસેવન કરનારો અક્ષય મોક્ષલક્ષ્મીના મહાન સુખોનો ભાગી થાય છે. પછી ભલે તે જાતે જૈન હો કે શૈવ

હો, હિંદુ હો કે મુસલમાન હો, આર્ય હો કે અનાર્ય હો, યાહુદી હો કે તુર્કસ્તાની હો, યુરોપિયન હો કે અમેરિયન હો; પણ તે પવિત્ર આત્મબોધ જેના હૃદયમાં પ્રવેશ કરે છે, તે મહાન અભયપદને પામે છે. આર્દ્રકુમાર કે જે અનાર્ય દેશમાં અને અનાર્ય કુળમાં એટલે અરણસ્વાનમાં ઉત્પન્ન થયેલા હતા, છતાં પણ પૂર્વોપાર્જીત સત્કર્મના અભ્યુદયથી ચતુર્બુદ્ધિનિધાન એવા શ્રીઅભય કુમારનો ભેટો તેને થયો, તથા પવિત્ર મોક્ષમાર્ગનું સપ્રેમ સેવન કરવાથી સકળ કર્મનો ક્ષય કરી અક્ષય મોક્ષલક્ષ્મીને વર્યા. તેમજ શ્રી હરીકેશી નામના અણગાર તથા શ્રી મેતાર્ય નામના મહાત્માની જો કે સર્વનિંદ્ય એવા માતંગ કુળમાં જન્મોપત્તિ થઇ હતી, છતાં પણ તેમનાં પુર્વોપાર્જીત સત્કર્મો અનિંદ્ય હોવાથી શ્રી વીરપ્રભુના પવિત્ર મોક્ષમાર્ગનું સપ્રેમ આરાધન કરી અક્ષય એવી મોક્ષલક્ષ્મીને વર્યા, અને સંસારકારાગૃહથી મુક્ત થયા. એવા એવા સિદ્ધાંતસાગરમાં અનેક દૃષ્ટાંતો વિદ્યમાન છે. વિચારો તો ધર્મ કાંઇ અમુક વ્યક્તિનેજ વરેલો છે એમ નથી, તથા ધર્મનો કોઇને ઇજારો પણ મળતો નથી. માટે આવું અમૂલ્ય મનુષ્યપણું પ્રાપ્ત કરી થોડું યા ઘણું પવિત્ર ધર્મનું આરાધન કરી માનવ જીંદગી કિંમતી અને સફળ બનાવવી. આવા અમૂલ્ય અવસરમાં તથા અમૂલ્ય ધર્મ સાધન કરવા યોગ્ય સર્વ સામગ્રી મળવા છતાં જો કાંઇ પણ આત્મહિત ન સધાય તો આપણા જેવો બીજો મૂર્ખશિરોમણિ કોણ સમજવો ? કહ્યું છે કે

હરિગીત છંદ.

સંસારમાં શું સાર છે વિચાર કર નર મન વિશે,
નિજ નેત્ર ખોલી જો અરે દૃષ્ટી કરીને દશ દિશે;
ચિતમાંહિ ચેત ચતુર ચેતન ! શી ગતિ તારી થશે ?
એવું વિચારી ધર્મ કર નર ક્ષણ ગયો નહિ આવશે. ૧
બહુ કુડ કપટને કેળવી સહુ લોકને તેં છેતર્યા,
જ્યાં ત્યાં દગલબાજી થકી નિજ કાર્યને તેં જ કર્યા;
તે સર્વ પાપ તણી તને પરલોકમાં શિક્ષા થશે,
એવું વિચારી ધર્મ કર નર ક્ષણ ગયો નહિ આવશે. ૨

આ સંસાર ખરેખર અસાર છે, જેમ ડાંગરનાં ફોતરાં ખાંડવાથી કાંઇ સાર (ચોખા) નીકળતા નથી, વળી વેળુ (રેતી) ને પીલવાથી તેલની આશા રાખવી ફોકટ છે; તેમજ આ સંસારમાં દૃશ્ય પદાર્થોમાં તો કાંઇ પણ સાર નથી, પણ કેવળ દુઃખ દુઃખ ને દુઃખજ છે, મોહની અંધારીને લીધે જેટલું મારૂં માનવામાં આવે છે, તે બધું

મિથ્યા છે, તે આપણામાં ભરપુર ભરાયલા મિથ્યાત્વ અને અજ્ઞાનને લીધે મોહ એ ભવભ્રમણના હેતુભૂત છે; એમ જાણવા છતાંપિ આત્માનું સ્વસ્વરૂપ શોધવા દેતો નથી પણ આ માયિક પદાર્થોમાંજ આત્માને નિમજ્જિત કરે છે. જેમ મદિરાપાનથી મત્ત બનેલો છાકટો મનુષ્ય પોતાનું ભાન ભુલી જાય છે, તથા પરાધીન બની અકર્તવ્યતાના મોટા ઉંડા ખાડામાં પડી મહાનિંદ્ય કર્મો કરે છે, તેમ આ આત્મા મોહરૂપી મદિરાપાનથી મત્ત બની તથા અજ્ઞાનને આધીન થઈ પાપપંકમાંજ ડુબી રહે છે. અને ધર્મ તો જાણે શત્રુ હોય નહિ? એમ તેની સામું જોતાંયે ડરે છે! તેથી કેટલાએક લોકો તો એમ માને છે કેઃ—સ્વર્ગ, નરક, પુણ્ય, પાપ, આત્મા પરલોક વગેરે કાંઇ છેજ નહિ; એ તો મનકલ્પિત શાસ્ત્રો લખી નરકનાં દુઃખોનો ડર બતાવી ભોળા લોકોને ખોટા ભડકાવી માર્યા છે! વળી કેટલાએક તો મોહાંધ બની ઉન્મત્ત થઈ ધર્મનિષ્ઠજનોની મશ્કરી કરે છે. અરે! ઠેરડાકીમાં બોલે પણ છે કેઃ—અહો! તમે તો ધર્મ કરો છો માટે તમને તો અવશ્ય સ્વર્ગનું વિમાન મળશે તમને તો વિમાન તેડવા આવશે. ભલા ભાઇ! તમે જ્યારે વિમાનમાં બેસશો ત્યારે અમને વિમાનનો ડાંડીઓ તો પકડવા દેશો કે નહિ? અરે ભલા માણસ! ભોળો થઈ કેમ છેતરાય છે? સ્વર્ગ નરક કોણ જોઇ આવ્યું છે? એ તો કહે? વળી કોને ત્યાં કાગળ પત્ર ને ખબર આવ્યા છે? એ તો બધી પોપલીલા છે, ભોળા ભકતોને ભડકાવી મારવાનો પાખંડ ઉપાય છે, પરલોકનાં સુખો બતાવી આ લોકમાં મળેલાં સુખોને ખોવરાવવાની માયાજાળ રૂપ શાસ્ત્રો તો છે. વળી કાલના નોતરાની આશાએ આજનું ભાણામાં આવેલું ભોજન કોણ ગંડુ તજી દીએ? માટે ખાવુંપીવું અને લહેર કરવી. અને કદાચ નરકમાં જમરાજ હોય તો પણ હું જમથી ડરૂં તેમ નથી, હું તો જમને પણ જવાબ દઉં તેવો છું. વળી ત્યાં જઇએ ત્યારે જમ ઓછોજ ન ઉતરે! પણ અત્યારે તો નિરાંતે લહેર ઉડાવીએ, શા માટે પાપપુણ્યથી નાહક ભડકી મરો છો?! કહ્યું છે કે—

> नास्ति जीवो न वा देवो । न मोक्षो न पुनर्भव ॥
> न पुण्य पापे सद्भूते । भूत मात्र मिदं जगत् ॥ १ ॥

અર્થાત્—જીવ નથી, દેવગતિ નથી, મોક્ષ નથી, પુનર્જન્મ નથી, પુણ્ય અને પાપનો પણ સદ્ભાવ એટલે હૈયાતી નથી. માત્ર પંચભૂતના પુતળા રૂપ આ દેહ–પિંડ છે. અને તે નાશ થયે તેમાંજ

પાછું લય થઇ જાય છે. માટે મિથ્યા ભ્રમણામાં ભરમાઈ ન જતાં આ મળેલા પદાર્થોને આનંદ પૂર્વક ભોગવો.

पीव खाद च चारुलोचने ! यदतीतं वरगात्रि तन्नते ॥
नहि भीरुगतं विवर्तते । समुदय मात्र मिदं कलेवरम् ॥१॥

અર્થાત—હે સુંદર આંખવાળી સ્ત્રી ! હે મિનાક્ષી ! તું આ લોકમાં સુખપુર્વક ખા પી ને ભોગ ભોગવ ! કારણ કે હે સુંદરાંગી ! જે ગયું તે ફરી આવતું નથી. ગયા કાળનાં પુણ્યપાપો કાંઈ આવતા કાળમાં ભોગવવાં પડવાં નથી. કેમકે જે ગયું તે તો ગયુંજ તેનું તો ફરીને દર્શન થવું પણ દુર્લભ છે. તો હે બીકણ ! તું પુણ્યપાપથી બીહીશ નહિ. આ કલેવર માત્ર પંચભૂતનુંજ પુતળું છે, તે નાશ પામશે એટલે તેની સાથે આ આત્મા પણ નાશ પામશે. આવા પ્રકારના મોહમુગ્ધ બનેલા નાસ્તિકવાદી પામર મનુષ્યોના હૃદયોને ચરમ જીનેશ્વર શ્રીવીરપ્રભુએ પણ શ્રીઉત્તરાધ્યયન સૂત્રના પાંચમા અધ્યયનમાં અકામ મરણને અધિકારે વર્ણવ્યા છે.

जे गिद्धे काम भोगेसु । एगे कुडाय गच्छइ ॥
नमे दिठे परेलोए । चख्खु दिठा इमारइ ॥ १ ॥
हथ्था गया इमेकामा । कालियाजे अनागया ॥
जो जाणाइ परेलोए । अथ्थिवा नथ्थिवा पुणो ॥२॥

અર્થાત—કેટલાએક માઠી ગતિમાં જવાવાળા મોહમુગ્ધ મનુષ્યો કામભોગને વિષે આસક્ત થયા થકા એમ બોલે છે કેઃ—મારી દૃષ્ટિથી પર રહેલો એવો પરલોક છેજ નહિ, આ ચક્ષુદૃષ્ટિથી જોવાતું પ્રત્યક્ષ જે જગત તેજ સાચું છે. તો શા માટે આપણા હાથમાં આવેલા આ કામભોગને તજી દેવા જોઇએ ? વળી પરલોક છે તેની ખાતરી પણ શી ? તથા પરલોક છે એની પ્રત્યક્ષ રીતે સાબીતી પણ કોણ કરી બતાવે છે ? આ પ્રકારે મોહમુગ્ધ નાસ્તિકવાદી મનુષ્યો માની ને પાપાચરણથી નિડર બને છે અને બેધડક ધર્માજનોની હાંસી કરે છે. તો એ બિચારા અજ્ઞાનથી અંધ બનેલા પામર જીવોને એટલુંજ પુછીએ કે, કોઈ દેશાધિપતિ મહારાજા ઘોડાગાડીમાં બેસી જતા હોય, તે વખતે ગાડીની પછવાડે તેનું પૈડું પકડી પાછળ બેસવા તું ઇચ્છા કરે, તો પાછળ રહેલા ચોપદારો, તને બેસવા દે ખરા કે ? અરે અજ્ઞાની આત્મા ! બેસવાની વાત તો પછી, પણ ઉલટા તેના ચાબુ-

ફનો માર ખાઇ વીલે મોઢે પાછું ફરવું પડે. વળી હું તો જમને પણ જવાબ દઉં એવો છઉં એમ બોલનાર અજ્ઞાનીને પણ પુછવા દો કેઃ– તું કોઈ કારણસર કોર્ટમાં જઇ ન્યાયાધીશની સમક્ષ સાક્ષી આપવા પાંજરામાં ઉભો રહે, ત્યારે તું તારા વકીલે શીખવેલાં દરેક વચનો હિંમતપૂર્વક તે ન્યાયાધીશની સમક્ષ નિડરતાથી બોલી શકે ખરો કે ? અરે પામર આત્મા ! તે વખતે તો હાથપગ વગેરે શરીરના અવયવોમાં કંપારી છુટે છે, બોલવું હોય કાંઇક અને બકી જવાય છે કંઇ ! વકીલે શીખવેલાં વચનો તો અધર હવામાં કયાંઇ ઉડી જાય છે. તો વિચાર કર કે તારા સમાન આ લોકના મનુષ્યો સમ્ક્ષ પણ તારી આશા દોરી તૂટી જાય છે, તો વૈમાનીકનો દાંડીઓ પકડવાની અને જમને જવાબ દેવાની આશામાં તો હે અજ્ઞ શિરોમણિ ! તું સ્વપ્ને પણ ફળીભુત થાય એમ સમજતો ના ! તો હે આત્મબંધુ ! પરલોકમાં પુણ્યપાપના ફળરૂપ સ્વર્ગનરક આદિ માનવામાં કેટલો ફાયદો છે, અને કેટલો ગેરફાયદો છે ? તે આ નીચે લખેલું દૃષ્ટાંત વાંચી તું વિચારી જો ! અન તને જે રસ્તો સુગમ લાગે તે રસ્તે પ્રયાણ કરજે. **સુબોધકથામાળામાંથી** આ દાખલો પ્રતિતિ માટે અત્રે આપવામાં આવ્યો છે.

કેટલાએક ધર્મના લોકો માને છે કે આ શરીર પંચમહાભૂતનું પુતળું છે. તેમાંથી ચૈતન્ય એટલે આત્મા વિકારે કરી જુદો પડે છે, એટલે શરીર તથા આત્મા બન્નેનો નાશ થાય છે. મતલબ કે આત્મા અમર નથી, તથા સ્વર્ગ કે નરક પણ નથી. આવું માત્ર અજ્ઞાન લોકો માને છે એમ નથી, કેટલાએક વિદ્વાનો પણ તે બાબતનો પ્રત્યક્ષ પ્રમાણનો પુરાવો નહિ હોવાથી તે વાતને સ્વીકારે છે. અને વિશેષમાં તેઓ કહે છે કે–ધર્મોપદેશકોએ માણસોને નીતિને રસ્તે ચડાવવા સારૂં ધર્મ કરનારો સ્વર્ગે જાય છે. અને પાપ કરનારો નરકે જાય છે, એવો દાબ માત્ર મુકેલો છે. પણ આ મત તદ્દન ખોટો છે એમ સમજાવવા સારૂં તથા હાલની અંગ્રેજી કેળવણી પામેલો નવયુવકજૈનવર્ગ તેઓના પ્રસંગમાં રહી શંકાશીલ ન બને તેટલા સારૂં આ નીચે કથા લખી છે.

## (૪૭) આસ્તિક ધર્મચંદ અને નાસ્તિક કર્ણચંદની કથા.

ધનપુરી નગરીમાં ધર્મચંદ અને કર્મચંદ નામના બે ઝવેરીઓ રહેતા હતા, તે બન્ને જણા ઝવેરાત ખરીદી પોતાના દેશ તરફ પાછા વળ્યા. ધર્મચંદ ધર્મની આસ્તાવાળો હતો, તે આત્માને અમર માનતો, અને જગતમાં જે કાંઇ પુન્યપાપ કરીએ તેનું ફળ પુનર્ભવમાં ભોગ-

વવું પડે છે, તથા ધર્મી જીવ સ્વર્ગમાં અને પાપી જીવ નરકમાં જાય છે એવું તે માનતો, અને કર્મચંદ એવું માનતો હતો કે શરીર મરી જાય છે, તેની સાથે આત્મા પણ મરી જાય છે, અને સ્વર્ગ કે નરક કંઇ પણ નથી. ધર્મચંદ અને કર્મચંદને એ મુસાફરીમાં ઘણી દોસ્તી થઇ હતી, તેથી તેઓ દરરોજ ઉપર લખેલી બાબતો વિષે ચર્ચા કરતા હતા. તે મુસાફરીમાં ચાર માસ થઈ ગયા, તો પણ ધર્મચંદ ઉપરની તકરાર વિષે કર્મચંદની ખાતરી કરી શક્યો નહિ. ધર્મચંદ કહેતો કે આખી પૃથ્વી ઉપર જેટલા દેશો છે, તે દેશોમાં મોટા મોટા વિદ્વાનો જેટલા થઇ ગયા, અને હાલમાં જેટલા હૈયાત છે, તેઓએ ઘણી શોધ કરીને તથા ઘણો ઉંડો વિચાર કરીને એવું નક્કી કર્યું છે કે, આત્મા અમર છે ને સ્વર્ગ ને નરક પણ છે. માટે તેમનાં લખેલાં શાસ્ત્રો ઉપર આપણે વિશ્વાસ રાખવો જોઇએ. કર્મચંદ કહેતો હતો કે હું તો નજરે દેખું અથવા મારા મનની ખાતરી થાય તોજ તે વાત કબુલ કરૂં. ફલાણાભાઇ લખી ગયા છે, કે ફલાણા ભાઇ કહી ગયા છે, તેનો વિશ્વાસ રાખીને તે વાત માનવીજ જોઇએ, એવી રીતે માનવાને તો મારૂં મન કબુલ કરતું નથી. સ્વર્ગમાંથી કે નરકમાંથી કોઇના ઘરડાઓએ કાગળ મોકલ્યો નથી કે અમો સુખી છીએ કે દુઃખી છીએ. નરકમાં રહેનારા તો કદાચ બંદીવાનની પેઠે પરવશ હશે, પણ સ્વર્ગમાં રહેનારા તો સ્વતંત્ર હશે ને? માટે તેમાંનો કોઈ પોતાના કુંટુંબીઓને અહીં આવી ચેતાવી જાત, કે અમે ધર્મ કર્યું હતું, માટે સ્વર્ગમાં રહીને આવું આવું સુખ ભોગવીએ છીએ, માટે તમે પણ ધર્મ કરજો! પછી ધર્મચંદે જૈનમતના રાયપસેણીસૂત્રમાં લખેલાં ઘણાં દૃષ્ટાંતો આપીને તથા બીજા શાસ્ત્રમાં લખેલાં દૃષ્ટાંતો આપીને કર્મચંદને ઘણો સમજાવ્યો, પણ તેના મનમાં તે વાત ઉતરી નહિ. તે બન્ને જણા રસ્તે ચાલતાં એજ બાબતની ચર્ચા કરતા હતા, તથા જ્યાં રાતવાસો રહે ત્યાં રાત્રીએ પણ જાગે ત્યાં સુધી એજ ચર્ચા કર્યા કરતા હતા.

એમ કરતાં મેવાસી જીલ્લામાં તેઓ આવી પહોંચ્યા, તે જીલ્લામાં લુંટારાની બીક ઘણી હતી, તેથી સાથે વળાવો લીધા વગર કોઇ જતું આવતું નહોતું, તેથી તે બન્ને જણાએ પણ દરેક મુકામથી આવતા મુકામ સુધી એક બે વળાવા સાથે રાખવા માંડયા. એ રીતે ત્રણ ચાર મુકામ સુધી આવ્યા, ત્યારે કર્મચંદે કહ્યું કેઃ—લુંટારા તો ક્યાંઇ જોવામાં આવ્યા નહિ અને અમથા આપણે વહેમ ખાઇને બે રૂપિયા વળાવાને આપીએ છીએ, માટે હવે તો આપણે વળાવા સાથે રાખવા

નહિ. ત્યારે ધર્મચંદે કહ્યું કેઃ—ભાઈ ડરીને ચાલવું તેજ સારૂં છે, માટે વળાવાં સાથે રાખ્યા વગર એક પગલું પણ ભરવું ઠીક નહિ. ત્યારે કર્મચંદે કહ્યું કેઃ—મારી તો ખાતરી છે કે આ રસ્તામાં કાંઈ ડર નથી અને વળાવાને નાણાં આપીએ છીએ, તે આપણી ગાંઠેથી છુટી પડે છે. માટે તું બીકણ હોય તો તારી ગાંઠનું નાણું ખરચીને ભલે વળાવો સાથે લઇને પછવાડેથી આવજે ! હું તો મારે આગળ જાઉં છું, એમ કહીને પોતે એકલો ચાલી નીકળ્યો.

પેલા ધર્મચંદને તો વળાવા વગર જવાનું ઠીક લાગ્યું નહિ, તેથી તે તો વળાવો શોધવા સારૂ પાછળ રહ્યો. પેલો કર્મચંદ જેમ જેમ આગળ ચાલ્યો અને રસ્તામાં ઘણાં કોતર અને ડુંગરા ઓળંગતો ગયો, તેમ તેમ પોતાના ડહાપણનું અને હિમતનું અભિમાન તેના મનમાં વધતુંજ ગયું, અને મનમાં કહેવા લાગ્યો કે, ધર્મચંદ કેવો ભોળો અને બીકણ માણસ છે ? કે વગર કારણે રૂપીઓ એક ખરચીને વળાવો લેવા સારૂ પાછળ રહ્યો, એટલામાં આગળ જતાં કર્મચંદને પાંચ લુંટારા સામા મળ્યા, તેઓએ તેને ખુબ માર મારીને અધમુવા જેવો કર્યો, અને તેની પાસેનું તમામ ઝવેરાત વગેરે લુંટી લઇને ચાલતા થયા. કર્મચંદથી આગળ ચાલી શકાયું નહિ, તેથી તે બિચારો એક ઝાડ તળે બેશીને લમણે હાથ દઈ પોકેપોકે રોવા લાગ્યો, અને ઘણોજ અફસોસ કરવા લાગ્યો. એવામાં પેલો ધર્મચંદ વળાવો લઇને ત્યાં આવી પહોંચ્યો, તેણે કર્મચંદને પાણી પાઇને ટટાર કર્યો અને ઘણી હીંમત આપીને રોતો છાનો રાખ્યો. પછી કર્મચંદ કહેવા લાગ્યો કેઃ—ભાઈ ધર્મચંદ ! મેં તમારૂં કહ્યું ન માની વળાવો ન લીધો એ મોટી ભુલ કરી; એક રૂપિયાનું ખચ બચાવવા જતાં મારૂં લાખ રૂપિયાનું ઝવેરાત ખોઈ બેઠો, તમે જાણો છો કે પચાસ હજાર રૂપિયા મેં ઝવેરાત લાવવા પ્રેમચંદભાઈ શરાફના દેવા કીધા છે, અને પચાસ હજાર રૂપિયા ઘરના લીધા હતા, કુલ એક લાખ રૂપિયાનું ઝવેરાત લીધેલું તે આ લુંટારા લોકો મને માર મારીને લઈ ગયા. હવે હું ઘરનો છેક ખાલી અને ભારે કરજદાર થઇ ગયો, હવે હું એ કરજ ક્યારે વાળી શકવાનો છું ? વળી ખાધાપીધાની પણ મારે તંગી ભોગવવી પડશે. એમ કહી છાતી કુટતો કુટતો ધ્રુશકે રોવા લાગ્યો, ધર્મચંદે કહ્યું કેઃ—ભાઇ! હવે પસ્તાવો કરવાથી કાંઇ વળવાનું નથી, જો છાતી કુટીશ તો પીડા ભોગવીશ, અને હવે બહુ રડીશ તો આંધળો થઇશ. બધો વિચાર આગળથી કરવાનો હતો. એમ કહીને

છાતી કુટતો અટકાવી તેને છાનો રાખ્યો, અને કહ્યું કેઃ—તને એક શીખામણ દઉંછું તે સાંભળ! તારી પચાસ વર્ષની ઉમર થઈ છે, તો હવે થોડા વર્ષ જીવતરનાં બાકી રહ્યાં છે, તે તો સુખે કે દુઃખે સ્વપ્નાની પેઠે જતાં રહેશે, પણ આત્મા અમર છે, તેની આવરદા છેડો નથી એટલી અનંત લાંબી છે. માટે એટલા લાંબા અનંત વર્ષની મોટી આપદા તારે માથે પડે નહિ, તેનો બંદોબસ્ત આગળથી હવે તો તું કરવા લાગ! તેં ધાર્યું હતું કે આ ઠેકાણે લુંટારાની બીક કાંઈ નથી. તેમ છતાં અકસ્માત લુંટારા આવ્યા અને તને લુંટી લીધો, તેમજ તું ધારે છે કે આત્મા અમર નથી, અને સ્વર્ગ કે નરક નથી, તેમ છતાં આત્મા કદાપિ અમર હશે અને સ્વર્ગ કે નરક પણ હશે તો પછી તારી કેવી ગતિ થશે વારૂ? અને આત્મા અમર છે. અને સ્વર્ગ નરક પણ છે, એવું તું આજથી માનીશ તો તે માનવાથી તને શું નુકશાન થવાનું છે તેનો પણ વિચાર કર!

નાસ્તિક થવાથી સ્વેચ્છાએ ચાલી શકાય એટલોજ ફાયદો છે, પણ આત્મા અમર છે અને પુણ્યપાપનું ફળ ભોગવવું પડે છે, એ વાત ખરી પડે તો પછી શા ભુંડા હાલ થવાના? તેં વળાવાનો એક રૂપીઓ બચાવવા જતાં એક લાખ રૂપીઆનું ઝવેરાત ખોયું, તેથી પણ વધારે નુકશાન ભોગવવું પડશે; અને આસ્તિક થવાથી માત્ર મેં એક રૂપીઓ ખરચી વળાવો લીધો તેટલુંજ નુકશાન ભોગવવું પડે, એટલે કે નીતિના બંધનમાં રહેવું પડે. પરંતુ આસ્તિકપણાની વાત ખરી પડે તો અપૂર્વ અફસોસને પાત્ર થવું તો ન પડે; એ મોટામાં મોટો ફાયદો છે. વળી બીજો ફાયદો એ છે કે એથી અવળે રસ્તે ચડી કુકર્મો કરી શકાતાં નથી, ત્રીજો ફાયદો એ છે કે મરવા ટાણે ધર્મના વિશ્વાસથી આપણને શાંતિ રહે છે અને ગભરાટ ઉપજતો નથી. ઈત્યાદિક ઘણા ફાયદા આસ્તિકપણામાં છે. જગતમાં બધા લોકો નાસ્તિક હોત તો જાનવરોના જેવીજ માણસોની પણ સ્થિતિ હોત.

જેમ જનાવરને પાપનો ડર નથી તો એક બીજાના બચ્ચાને મારી નાંખે છે, એકે મેળવેલો ખોરાક બીજું જોરાવર હોય તો તેની પાસેથી પડાવીને ખાઇ જાય છે, અને પરોપકાર બુદ્ધિ તેઓમાં આવતી નથી, તેથી તેઓ એક બીજાનું દુઃખ મટાડી શકતાં નથી; એવી સ્થિતિ માણસની થાત. સરકાર કેટલો બંદોબસ્ત રાખી શકત? સરકારનો હુકમ માણસોના શરીર ઉપર ચાલે છે, પણ ધર્મનો હુકમ તો માણસોના અંતઃકરણ ઉપર ચાલે છે.-માટે માણસોના સુખને માટે

જેટલી રાજાની જરૂર છે, તેના કરતાં પણ ધર્મની અત્યંત વધારે જરૂર છે.

ઉપર પ્રમાણેનો ધર્મચંદનો બોધ સાંભળી તથા લુંટારાથી લુંટાયાના બનાવથી કર્મચંદ આસ્તિક બન્યો. તેણે વિચાર્યું કેઃ–ધર્મચંદે આસ્તિકપણાની તરફેણમાં કાંઇ પ્રત્યક્ષ પ્રમાણ તો આપ્યું નહિ, પરંતુ નાસ્તિકપણા કરતાં આસ્તિકપણામાં વધારે ફાયદો છે, એ તો સિદ્ધ કરી બતાવ્યું. તો વધારે ફાયદાની રીત ગ્રહણ કરવી એજ ઉત્તમ રીત છે. પછી ધર્મચંદે કર્મચંદને ગાડીમાં બેસાડી ઘેર લઇ જઇ તેને પૈસા સંબંધી સારી મદદ કરી દુઃખમુક્ત કર્યો.

**દોહરો—અમર રહે આ આત્મા, સ્વર્ગ નર્ક છે સિદ્ધ;**
**અદૃષ્ટ જાણી અવગણે, પસ્તાશે બહુ વિધ. ૧**

માટે આ જગતમાં ધર્મની કેટલી જરૂર છે, ધર્મ એ કેવો સુખકાર છે? અને આ આત્માને સદ્દગતિમાં લઇ જનાર પણ તેજ છે. વિકટ માર્ગમાં પડતા જીવને બચાવનાર–પકડી રાખનાર–ધારણ કરી રાખનાર ધર્મજ પવિત્ર ભોમીઓ છે. માટે આ અમૂલ્ય મનુષ્યજીંદગીને સફળ કરવાની આશા રાખનાર મોક્ષાભિલાષી વિવેકી બધુંઓએ તો સદા શ્રીવિતરાગભાષીત પવિત્ર ધર્મનું આરાધન કરવું, એજ મનુષ્ય તરીકેનું ખાસ કર્તવ્ય છે. શ્રીમહાવીરપ્રભુનું એ પવિત્ર વચન છે કેઃ— તમે અધર્મના ધંધાઓ ધારણ કરી આ પવિત્ર આત્માને દુર્ગતિગામી બનાવશો નહિ, ક્રોધાદિક અંતરંગ શત્રુઓને વશ પડી પવિત્ર ધર્મપંથથી ભ્રષ્ટ થશો નહિ, આ એક મનુષ્ય ભવ જીંદગી હારી જવાથી અનંત જન્મ હારી જાય છે. મનુષ્યજન્મ ફરીને મળવો ઘણોજ દુર્લભ છે માટે સર્વ સુખાર્થિ જીવોએ પવિત્ર ધર્મનું આરાધન કરવું. (૪૭)

**शेषे निःशंकं किल किं बुध ? त्वं**
**शेषे वयस्केऽपि न शोभनं तत् ॥**
**यद्वाऽऽश्रयित्वा सुगुरुं शरण्यं ।**
**सुखं शयीथा न भयं ततस्ते ॥ ४८ ॥**

**અર્થ—હે વિવેકી જનો! આ લોકમાં તારી શેષ**

ભયમાં પણ નિઃશંક થઈને તું કેમ સુતો છુ ? ખરેખર તે સારૂં નથી, માટે સદ્દગુરૂનું શરણુ લઈને સુખપૂર્વક નિરાંતે સુઈ જા. તેથી તને કોઈ જાતનો જરા પણ ભય નથી. એવું શ્રી સર્વજ્ઞ પુરૂષોનું કથન છે. (૪૮)

ભાવાર્થ—આ જીંદગીની ત્રણ અવસ્થાઓ પાડી છે. બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા. હવે તેમાં ખરી રીતે કિંમતી અવસ્થા કહીએ, તો યૌવન છે. જેમ શેરડીના સાંઠાનો છેલ્લો અને પહેલો ભાગ તદ્દન નકામોજ છે, જેટલી કિંમત ખરચાય છે તે સર્વ વચલી કાતળીયોને માટેજ સમજવું. તેમ મનુષ્યોની ત્રણ અવસ્થામાં વચલી યુવાની વિશેષ કિમતી છે. એમ સર્વજ્ઞ મહાપુરૂષોએ સાફ કહેલું છે. પણ મનુષ્યો મોહ અને અજ્ઞાનમાં અંધ બનીને મળેલા અમૂલ્ય સમયને નિરર્થક ગુમાવે છે, ને નીચે કહ્યા પ્રમાણે અઘટિત કરે છે.

ते धत्तुरतरुं वपंति भुवने प्रोन्मूल्य कल्पद्रुमं ।
चिन्तारत्न मपास्य काच शकल स्वीकुर्वते तेजडाः ॥
विक्रीय द्विरदं गिरींद्र सदृशं क्रीणंतिते रासभं ।
ये मूढाः परिहृत्य धर्ममधमा धावंति भोगाशया ॥ १ ॥
स्वर्णस्थाले क्षिपति सरज पाद शौचं विधत्ते ।
पीयूषेण प्रवर करिणं वाहयत्येंधभारम् ॥
चिन्तारत्नं विकरति कराद् वायसोड्डायनार्थं ।
ये दुष्प्राप्यं गमयति मुधा मर्त्य जन्म प्रमत्तः ॥ २ ॥

અર્થાત્—આ જગતમાં મોહમાં ડુબી જઇ જે પવિત્ર ધર્મને તજે છે, તે પોતાના આંગણામાં ઉગેલા કલ્પવૃક્ષને ઉખેડી ધંતુરાને વાવે છે, ચિંતામણી રત્ન ફેંકી દઇ કાચ ગ્રહે છે, ગીરીંદ્ર સમાન હસ્તી વેચીને રાસભ ( ગધેડો ) ખરીદે છે. તેમ જ મૂઢ મનુષ્યો ધર્મને તજી દઇને નાના પ્રકારના ભોગની આશાથી દોડે છે, વળી તેઓ સોનાની થાળીમાં ધુળ નાંખવા જેવું કરે છે, અમૃતથી પગ ધુવે છે, મોટા હસ્તી ઉપર ઇંધણુ (કાઠી ) ભરાવી વહન કરાવે છે, ચિંતામણીરત્નથી વાયસ (કાગડો) ઉડાડે છે, એમ સમજવું. જે મનુષ્યો ઉત્તમ મનુષ્યજન્મ મેળવી કાંઈ પણ આત્મહિત સાધતા નથી, તેઓ ઉપર કહ્યા જેવું અનુચિત કરે છે. માટે ગુરુ કોઇ ડાહ્યા પુરૂષને ઉદ્દેશીને કહે છે કે—હે બુદ્ધ

પુરૂષ! તારી શેષ અવસ્થા-બાકી રહેલી જીંદગી પણ તું હજી સુખી નિઃશંક થઈને મોહનિદ્રામાં કેમ ગુમાવે છે? એ મોહનિદ્રા જીવને એવી તો ઘેલુર બનાવી દે છે કે, તેને કાંઈ શુદ્ધ સાન કે ભાન રહેવા દેતી નથી. પોતાનું કર્તવ્ય ચુકાવી દઈ અકર્તવ્યના ઉંડા ખાડામાં ઉતારી મુકે છે, તે મોહનિદ્રામાં અનેક પ્રકારના સંકલ્પવિકલ્પ રૂપ કનિષ્ટ સ્વપ્નો આવે છે. નિદ્રા મનુષ્યોની વેરી છે, કારણ કે ભલે મોટા બળવાન સમર્થ ને શૂર યોદ્ધો હોય, પણ નિદ્રામાં પડયો એટલે એક ગરીબમાં ગરીબ સત્તા વિનાના બાળક તુલ્ય સમજવો; નિદ્રાવશ થઈ અચેત પડેલાના એક બાળક ધારે તો પ્રાણ લઈ શકે.

દુહો—ચંદા વેરી વાદળાં, જળ વેરી સેવાળ;
મનુષ્ય વેરી નિંદડી, ને મન વેરી જંજાળ. ૧

અર્થાત્ નિદ્રા એ મનુષ્યોની ખરી વેરી છે, તેમ મોહ રૂપ નિદ્રા એ આત્માનો કટ્ટો વેરી છે. તે અનંતકાળ થયાં સંસારમાં પરિભ્રમણ કરાવે છે; નાના પ્રકારના દુઃખોવાળા જન્મમરણો અપાવે છે. જુવાની રૂપ જીવતર, નાણાનો સંચય, હકુમત અને સગાંવહાલાંનો સહવાસ એ સઉ હમેશાં રહેવાનાં નથી, માટે જો તમે ડાહ્યા હો, તો તેથી મોહ પામી જતા નહિ; સુખદુઃખમાં સામાન્ય રહી ધર્મના ઉમદા કામમાં ખંત તથા આકિન રાખો. હે વિવેકી મનુષ્યો! હવે તો ચેતો, ચેતવાનો આ રૂડો અવસર છે. મોહનિદ્રામાં તો બહુ કાળ સુતો, તોપણ હજુ ચક્ષુ પડળ કેમ ઉઘડતાં નથી? આ ભવમાં પ્રાપ્ત થયેલ પુત્ર, મિત્ર, કલત્રાદિક સર્વ સામગ્રી સ્વાર્થનીજ છે, એકજ ભવની ભવાઈ છે ક્ષણભંગુર છે આ આત્માને અનંત કર્મો બંધાવી રખડાવનાર છે. આખરે તો એ સર્વે અહીંજ મુકી એકલા જવું પડે છે, તેથી આત્માને ધર્મમાં જોડવો અને સદ્‌ગુરુનો સમાગમ કરવો, એજ મનુષ્યનું ખાસ કર્તવ્ય છે. વળી મનુષ્યકર્તવ્ય માટે કહ્યું છે કેઃ—

**અંતરલાપિકા.-તોટકછંદ.**

મુનિરાજની શીખ રૂદે ધરજો, નિત્ય સંગ સુસાધુતણો કરજો;
વિકથા વચમાં ન કદિ કરજો, નહિ નીતિતણા પંથને તજજો.
યતના થકી કાર્ય રૂડાં કરજો, ચંડ ક્રોધ ભુજંગ પરીહરજો;
દરરોજ દયાનિધીને ભજજો, જીવજંત તણી જતના કરજો. ૨
નારીસંગ સદૈવ પરિહરજો, ગુણવંત તણા ગુણને ગણજો;
રૂચી ધર્મ તણી હૃદયે ધરજો, પુણ્યપંથ વિષે પગલાં ભરજો.

જગજાળ વિષે ન ઝલાઇ જજો, શ્રીતણા મદમાં ન તણાઈ જજો;
ઊરથી અરીહંત નહિ તજજો, મેલ અંતરનોરે પરિહરજો. ૪
દઇ દાન ન માન ઉરે ધરજો, ચંચળાઈપણું ચિત્તનું તજજો;
દ્રઢતા દુઃખમાં ન પરિહરજો, જીભને વશ પાપ થકી કરજો.૫
નેમનાથ સમાન દયાળુ થજો, નહિ દુર્જન સંગ કદિ કરજો;
મુનિ વિનય મારગને ધરજો, છુટી દુઃખ થકી શિવશ્રી વરજો.

એજ મનુષ્યોનું કર્તવ્ય છે, જીંદગી સફળ કરવાનું પવિત્ર સાધન છે. બાકી તો સર્વ સામગ્રી નશ્વર–ક્ષણભંગુર છે. તથા અનેક વિધ કનિષ્ટ કર્મને કરાવનારી છે જગતને ભ્રમિત કરી ભ્રમણ કરાવનારી છે. આખી જીંદગી સુધી મોહમાં મુગ્ધ બની,બાહ્ય સુખોમાંજ વ્યર્થ ગુમાવે છે, પણ તે અજ્ઞાની પ્રાણીઓ એટલું પણ સમજતા નથી, કે આ સઘળાં સાંસારિક પૌદ્‌ગલીક સુખો તો અનંતવાર મળ્યાં છે, પણ તેમાં કાંઇયે–જરા પણ આત્મહિત થયું નથી. વળી આ વૈભવ અને સુખો તો આ એકજ ભવ પુરતાં છે, આખરે તો જીવને અનીચ્છા છતાં અવશ-પણે એ બધા અવશ્ય તજી દેવા પડે છે.

## મનહર છંદ.

ફૂલી ફંદમાં ફસાણો, ભ્રમણામાં ભરમાણો,
તૃષ્ણા માંહિ તણાણો, ને મરાણો મોહ માનમાં;
ખટપટમાં ખુંચાણો, ધન ધામે ન ધરાણો,
કામ ક્રોધજ કરાણો, ને પુરાણો પીંડ પાપમાં;
આપ હિત ન કરાણો, દીન દાન ન દેવાણો,
સદ્‌બોધ ન સુણાણો, ન ગણાણો ગુણીગણમાં;
વદે મુનિ વિનયચંદ, સુણજો ભવિકવૃંદ !
અહિંનો ભુલાણો, ન ઠરાણો કોઇ ઠામમાં. ૧

માટે હે જીવ ! જરા વિચાર તો કર કે તારી જીંદગી જળના રેલા માફક ચાલી–વહી જાય છે, તેમાં કાંઇ પરભવનું ભાતું સુકૃતકમાણી તેં કરી નથી, ધનધામધરા માટેજ અનેક કુકર્મ કરી તું તો મહાપાપનો ભાગીદાર બન્યો છે, આખી જીંદગી મોજમજામાંજ ફોકટ ગુજારી છે.

## શિખરિણી.

બધી બાલ્યાવસ્થા, રમતગમતમાં ખોઈ રમતાં,
યુવાવસ્થા વીતી, યુવતિજનને પાય પડતાં;

વૃદ્ધાવસ્થા માંહિ, તનમન રહે છે ઉતરતું,
હવે તો હેતેથી, જીનવર તણું ધ્યાન ધર તું. ૧

માટે હે ચેતન ! હવે તો બહોત ગઇ ને થોડી–શેષ અવસ્થા રહી, તો પણ હજુ તું મોહનિદ્રામાં કેમ સુતો છે ? જાગ, પ્રમાદને ત્યાગ, શુભ કાર્યો કરવા લાગ, સદ્‌ગુરૂનું શરણું ગ્રહણ કર ! તો પછી તેથી તને કશો ભય નથી. સદ્‌ગુરૂનું શરણ ગ્રહીને પછી ભલે સુખે સુઈ જા, કારણ કે પછી તને જરા પણ ભય નથી, ગુરુ તો તારા અનંત જન્મના કર્મરૂપી કાટને ઉતારનાર છે, હઠીલાઇને હઠાડનાર છે, કૃપાનિધિ ગુરૂદેવ વિના આ અસાર સંસારમાં કોઇ આધારભૂત નથી.

## (૪૮) સોમશર્મા પુરોહિતના ત્રણ મિત્રની સંકટસમયે પરીક્ષા.

ક્ષિતિપ્રતિષ્ઠિત નામના નગરને વિષે જીતશત્રુ રાજા રાજ્ય કરતો હતો, તેને સોમશર્મા નામનો એક પુરોહિત હતો, તેને એક નિત્યમિત્ર નામે મિત્ર હતો, વળી બીજો પર્વમિત્ર તથા ત્રીજો પ્રણામમિત્ર નામનો એમ ત્રણ મિત્રો હતા.

હવે આ સોમશર્મા નિત્યમિત્ર પોતાની સાથનો હોવાથી તેને પોતાની સમાન રાખતો, ત્યારે બીજાને વારતહેવારે બોલાવતો પણ ત્રીજાને તો તે માર્ગે મળે તો ફક્ત સલામ વહેવાર રાખતો પ્રણામ કરતો. એકદા પુરોહિત ઉપર રાજા રૂષ્ટ થયો, તેથી તેણે આવીને તે વાત પોતાના નિત્યમિત્રને ઘેર જઇને કહી ત્યારે તેણે કહ્યું:—રાજા રૂઠયો હોય તો પહેલા તો રાજાના સેવકો મારે ઘેર આવશે, માટે હવે તારે અહીં રહેવું ઠીક નથી માટે બીજે જા. તેથી પોતાના પર્વમિત્રને ત્યાં ગયો. તો તેણે પણ કહ્યું:—જો તું મારે ઘેર રહ્યો છે–એ વાત રાજા જાણે, તો મને સહકુટુંબ કારાગ્રહમાં નાખે, માટે બીજે કોઈ સ્થળે જઇને ગુપ્ત રહે. તે સાંભળીને તે બિચારા પુરોહિતે ખિન્ન થઇને પોતાના ત્રીજા પ્રણામમિત્રને ત્યાં જઈ કહ્યું કે:—મારા બે મિત્રોએ તો મારૂં રક્ષણ કર્યું નહિ, આપ મારૂં રક્ષણ કરો તો સારૂ ! તે ત્રીજાએ તો તેને ઉત્સાહથી કહ્યું કે:–હે મિત્ર ભય ન રાખ ! આપણે સાથે એક થઇને રહીશું, તો રાજા શું કરશે ? બહુ થશે તો દેશાંતર જઇશું. એમ કહીને તેઓ બન્ને બીજા રાજ્યમાં ચાલ્યા ગયા. ત્યાં તે પુરોહિત પ્રણામમિત્રની સાચી સલાહ અને સહાયથી બહુ સુખી થયો.

આ વાતનો ઉપનય આ પ્રમાણે છે:–રાજા તે કર્મપરિણામ, પુરોહિત તે જીવ, સહજ ( નિત્ય ) મિત્ર તે દેહ, પર્વમિત્ર તે બાંધવ

પ્રમુખ, પ્રણામમિત્ર તે ધર્મ; તેનીજ સાનિધ્યથી દુઃખીયો જીવ અંતે સુખી થયો. કહ્યું છે કેઃ–ધર્મ જીવને જન્માંતરે પણ સાથે જાય છે, અને પરભવે પણ સંપત્તિ આપે છે. માટે જંબુકુમાર પોતાની પત્નીઓને કહે છે કેઃ–હું તો આ જ્ઞાતિજન વગેરે દેહને તજી દઇને ધર્મને વિષેજ ઉદ્યમવંત રહીશ. કારણ કે તે સંયમરૂપી લક્ષ્મી અને મુક્તિના સુખને આપનારો છે.

પણ પામર મનુષ્યોને વિષયો મુંઝવી મારે છે, મોહ મદ ને વિષયની સત્તા મહા પ્રબળ છે. તે સત્તા આગળ શાણા મનુષ્યો પણ ભારે ભુલ કરે છે ને ઘણા ખત્તા ખાય છે.

## શાર્દુલવિક્રીડિતવૃત્ત.

**कोऽर्थान्प्राप्य न गर्वितो विषयिणःकस्यापदोस्तंगताः**
**स्त्रीभिः कस्य न खंडितं भुवि मनः कोवाऽस्तिराज्ञांप्रियः ॥**
**कः कालस्य भुजांतरं न च गतः कोऽर्थी गतो गौरवं ।**
**को वा दुर्जन वागुरा सुपातितः क्षेमेण यातः पुमान् ॥ १ ॥**

અર્થાત્—આ જગતમાં અર્થ પામીને કોણ ગર્વવાળું થયું નથી? કયા વિષયી માણસને આપદાઓ પ્રાપ્ત થઇ નથી? વળી સ્ત્રીઓએ કોનું માન ખંડન કર્યું નથી? વળી રાજાને પ્રિય કોણ હોય છે? કોણ કાળની ભુજામાં નથી ગયું? સ્વાર્થી કોણ નથી? વળી દુર્જન માણસની કપટજાળે પડેલો કિયો પુરૂષ ક્ષેમકુશળથી બચી પાછો આવ્યો છે? અર્થાત્ કોઇ નહિ.

ખરેખર વિષયો એ આપદાનુંજ ઘર છે, આત્માને સત્ય કર્તવ્યથી ભુલાવનાર છે. કોઇ ભાગ્યવંત પુરૂષોજ એ વિષયોથી વેગળા રહી શકે છે. જેણે વિષયને જીત્યા, તેણે સર્વ સંસાર જીત્યો ને વિષયમાં હાર્યો તે સર્વમાં હાર્યો. માટે હે વિવેકી બન્ધુઓ! વિષયવિલાસને જરા વેગળા કરી ધર્મનું આરાધન કરજો, સદ્‌ગુરૂનુ શરણુ ગ્રહજો, તો તમને કશો ભય નહિ લાગે, અને નિર્ભય નિઃશંક થશો. ખરેખર સદ્‌ગુરૂ એ સંસારસાગર તરવાનું મુખ્ય સાધન છે. સદ્‌ગુરૂ વિના ઉત્તમ વસ્તુની પ્રાપ્તિ થતીજ નથી.

## કવિત.

ગુરૂ વિના જ્ઞાન નહિ, ગુરૂ વિના ધ્યાન નહિ,

ગુરૂ વિના આતમવિચાર ન લહત હૈ;
ગુરૂ વિના પ્રેમ નહિ, ગુરૂ વિના નેમ નહિ,
ગુરૂ વિના શીલ હું સંતોષ ન લહત હૈ;
ગુરૂ વિના ખ્યાસ નહિ બુદ્ધિકો પ્રકાશ નહિ,
ભ્રમનાકો નાશ નહિ સંશય લહત હૈ;
ગુરૂ વિના ઘાટ નહિ પૈસા વિના હાટ નહિ,
સુંદર પ્રગટ વેદ લોક યું કહત હે. ૧

મતલબ કે ગુરૂ એ આધારભૂત છે માટે હે મુમુક્ષુ બન્ધુ! સદા સદ્‌ગુરૂનું શરણુ સેવી ધર્મ આરાધન કર. તો તને સદા ઉત્તમ સુખની પ્રાપ્તિ થશે અને પછી પરલોકમાં કશો ભય નહિ રહે. (૪૮)

नाराचेनन विद्ध मेण मिथुनं दष्टं भुजंगेनन।
पाथोऽप्यच्छतरं तथापि सुकवे! कस्माद् गतायुरिदम्?
इत्युक्ते नृपतौसआह सलिलं स्वल्पाच्च स्नेहभृशात्।
नूनंत्वं पिवत्वं पिवेति वदता मन्ये तृषार्त मृतम् ॥४९॥

**અર્થ**—"હે કવિરાજ! આ મૃગનું જોડું બાણુથી વિધાયું નથી, કોઇ ભુજંગથી દંશ કરાયેલું નથી, વળી પાણી પણ નિર્મળ રહેલું છે, તોપણ કેમ મરણ પામેલું જણાય છે?" એ પ્રમાણે ભુપતિએ પુછ્યું ત્યારે કવિ બોલ્યો કે:- હું માનું છું કે પાણી થોડું હોવાથી, અને એને સ્નેહ ઘણો હોવાથી ખરેખર "તું પી તું પી" એમ પરસ્પર બોલતાં તૃષાથી પીડાઇ એ મૃગયુગ્મ મૃત્યુ પામેલું છે. આ પ્રમાણે કવિરાજ બોલી મૌન રહ્યા. (૪૯)

**ભાવાર્થ**—આ અવનીમાં પ્રીતિ એ અલૌકિક વસ્તુ છે. તે પ્રીતિની કિંમત જેને હોય તેનેજ ખબર પડે છે, બાકી તો જેણે પ્રીતિને આ જગતમાં તિલાંજળી આપી છે, એવા યોગીન્દ્ર પુરૂષોને તો ભાગ્યેજ ખબર હોઈ શકે.

**સવૈયો.**

જટ કહાં જાણે ભટકો ભેદ, કુંભાર કહાં જાણે ભેદ જગાકો,

મૂઢ કહાં જાણું ગુઢકી બાતમે, ભીલ કહાં જાણે પાપ લગાકો;
પ્રીતકી રીત અતિત કહાં જાને ભેંસ કહાં જાણે ખેત સગાકો,
કવિગંગ કહે સુન શાહ અકબર ! ગદ્ધ કહાં જાને નીરગંઆકો.

અર્થાત્—પ્રીતની રીતની અતિતોને તો ખબર હોતી નથી, તેઓએ તો તેને દુઃખકર જાણી દુર કરેલ છે. કારણ કે આ સંસારમાં સ્નેહ એ મોટામાં મોટું બંધન છે, અનેક પ્રાણીઓ તે બંધનમાં બંધાયલા છે. એવા સ્નેહબંધનથી આ જીવાત્માએ અનંતકાળથી સંસારચક્રનું પરિભ્રમણ કર્યું છે, આર્દ્રકુમાર ચોવીસ વર્ષ સુધી પ્રેમે સ્નેહતંતુમાં બંધાયેલા હતા. પણ અતિશય પ્રીતિબંધનથી તો દુઃખ ઉત્પન્ન થાય છે. કારણ કે જ્યાં સંયોગ છે, ત્યાં વિયોગ પણ સાથે રહેલો છે. જેમ રજની પછી દિવસ અને દહાડા પછી રાત હોય છે, તેમ સંજોગવિજોગ, સુખદુઃખ, હર્ષશોક, શાતાઅશાતા, સંપત્તિવિપત્તિ, વગેરે દ્વંદ્વ—જોડાં સાથેજ રહેલ છે, અને જોડાયલી પ્રીતિ તૂટે છે, ત્યારે તો પ્રેમીઓના દુઃખનો કાંઈ પારજ રહેતો નથી..

દોહરો—અતિશય પ્રીતિ અવનીમાં, આખર દુઃખ દેનાર;
સારસ જોડું તૂટતાં, ઝુરી ઝુરી મરનાર. ૧

માછલીને પાણી સાથે અતિશય પ્રેમ હોવાથી તેનો વિજોગ થતાં—પાણીની બહાર કાઢતાં તરતજ પ્રાણવિયુક્ત થઈ મરી જાય છે. એવું પ્રીતિનું જગતમાં એક મોટું જબરૂં બંધન છે, તેમાં ઘણીવાર તો મૃત્યુ પણ થઈ જાય છે.

## (૪૯)પ્રેમવશ પરાધીન ને મૃત મૃગજોડાની અસરકારક વાર્તા.

એકદા કોઈ એક નગરના રાજા પોતાના રાજકવિ સાથે બપોરના વખતે ફરવા ગયા હતા, તેઓ ઘણા દુર નીકળી ગયા. ઘણો પરિશ્રમ પડયાથી પોતાને અત્યંત તૃષા લાગી, કંઠ શુષ્ક થવા લાગ્યો જ્યાં ત્યાં પાણીની શોધખોળ કરવા લાગ્યા, એમ કરતાંકરતાં ઘણે દુર જતાં એક ખાબોચીયું નજરે પડયું. તેમાં પાણી થોડુંજ દેખાતું હતું, તેની પાસે એક હરણ અને હરણી એક બીજાની ડોક ઉપર ડોક મુકી પડેલાં હતાં. આ જોઈ રાજાએ આશ્ચર્યપૂર્વક પાસે આવી, ચોતરફ પુરતી તપાસ કરી તો આખરે જણાયું કે, આતો બિચારૂં મૃગનું જોડું પ્રાણરહિત થયું છે. એવું જાણવાથી રાજાને વિશેષ આશ્ચર્ય થયું, તેથી પોતાની સાથેના પંડિતને પૂછ્યું કે:—હે પંડિતરાજ ! આ શું બન્યું ? આ બિચારૂં નિરપરાધી જોડું કેવી રીતે મરણ પામ્યું

તે કાંઇ સમજાતું નથી? કારણુ કે તેનું મરણુ થવાનો એક પણુ સાધારણુ હેતુ જણુાતો નથી. કદાચ આપણે કલ્પીએ કે કોઇ પારાધીએ બાણુ મારી વિંધ્યું હશે? તો એમ પણુ નથી, કેમકે એના શરીરના કોઈ ભાગમાં બાણુનો ભાગ દેખાતો નથી, વળી કોઇ સર્પનો દંશ થયેલો હોય, એમ પણુ દેખાતું નથી, કદાચ એને અતિશે તૃષા લાગી હોય અને પ્રાણાંત પીડાથી પીડાઈ મરણુ પામેલું હોય એમ પણુ દેખાતું નથી, કારણુ કે આ વીરડીમાં પાણી પણુ સુંદર છે. તો તૃષાની પીડાથી પ્રાણુમુક્ત થયું હોય એમ પણુ દેખાતું નથી, વળી કોઇએ ફાંસો પણુ નાંખ્યો નથી, છતાં પણુ મરણુને શરણુ શી રીતે બન્યું? તેનું કારણુ સ્પષ્ટ કરીને કહો.

તે સાંભળીને સાથે આવેલા પંડિતે જરા વિચારીને કહ્યું કેઃ–મહારાજા! તેનું કારણુ સાંભળો. મારી અનુમાન બુદ્ધિથી વિચારતાં મને તો જણાય છે કે, હે ક્ષિતિપતિ મહારાજા! જેમ આપણે આ વિકટ જંગલમાં ફરવા નીકળ્યા છીએ, અને તૃષા લાગવાથી જ્યાંત્યાં પાણીની શોધ કરવા માટે દોડધામ કરી, તેવી રીતે આ પણુ બિચારૂં હરણુહરણીનું જોડું પાણીથી પીડાયું હશે, પાણી પાણી કરતું ચોતરફ ફરતું અત્રે આવ્યું અને આ વીરડીમાં પાણી દેખી અત્યંત ખુશી થઇ ગયું. પણુ વીરડીમાં પાણી થોડું હોવાથી હરણે વિચાર્યું કેઃ—જો હું આ થોડું પાણી પી જઇશ તો આ મારી પ્રાણુપ્રિયા તરશી રહેશે, માટે તે પાણી પીએ તો સારૂં. તે બિચારાં પ્રાણી પશુજાતિમાં હોવાથી તેમને ખબર ન પડી કે આ વીરડીમાં દેખાતું પાણી થોડું છે, પણુ જેમ વપરાતું જશે તેમ અંદરથી નીકળતું જશે; તેથી હરણી ઉપર અત્યંત પ્રીતિભાવને લીધે તે હરણુ હરણી પ્રત્યે બોલ્યું કેઃ–હે પ્રિય વલ્લભા! આમાં પાણી થોડું છે, માટે જરા જરા પીશું તેમાં કાંઇ બન્નેની તૃષા શાંત થશે નહિ, તેથી આ પાણી તું એકલી પી શાન્ત થા! તે સાંભળી પ્રેમમાં આકર્ષાયલી હરણી બોલી કેઃ–"હે પ્રાણુપતિ! આપજ આ પાણી પી જાઓ, ભલે મારા પ્રાણુ પાણી વિના નાશ પામે! પતિની પ્રેમપૂર્વક ભક્તિ કરવી, તે સ્ત્રીઓનો સનાતન મુખ્ય ધર્મ છે; માટે સુખેથી આપજ પી જાઓ એવી મારી નમ્ર પ્રાર્થના છે."

એવું કહેવા છતાંપિ તે પ્રેમવશ હરણે માન્યું નહિ, અને પાણી પણુ પીધું નહિ. પોતે એકલા પાણી પી જવું, એમ પરસ્પર બંને પ્રેમી દંપતીને અયોગ્ય લાગ્યું, તેથી તેઓ એકબીજાના મસ્તક ઉપર મસ્તક મુકી "તું પી તું પી" બોલતાં આ નિરપરાધી પણુ સાચાં પ્રેમી દંપતી

અકાળે મરણને શરણ બન્યાં છે–એવું અનુમાનથી ચોક્કસ જણાય છે. આ વાત સાંભળી રાજા તો દિઙ્મૂઢજ બની ગયો કે અહા હા! શું પ્રેમની ભારે સત્તા! આ પશુજાતિમાં પણ પ્રેમબંધન આવું જબરજસ્ત છે! તો મનુષ્યો માટે કેમ ન હોય? તે વખતે ચતુરચુડામણિ પંડિત વખત વિચારી બોલ્યો કેઃ—મહારાજા! આ દુનિયામાં દુઃખમાં દુઃખ મોટું કહીએ તો એક પ્રીતિનુંજ બંધન–પ્રેમપાશનુંજ છે.

પ્રીતિ બે પ્રકારની છે, એક સંસારપ્રીતિ અને બીજી પ્રભુપ્રીતિ. તેમાં સંસારપ્રીતિ દુનિયામાં મહાદુઃખદાયી અને જબરૂં બંધન છે, અનેક વિધ શારીરિક અને માનસિક વ્યથાઓને ઉત્પન્ન કરાવનારી છે, સંસાર પ્રીતિ અનેક પ્રકારની છે, કોઇને પુત્રપ્રીતિ, તો કોઇને સ્ત્રીપ્રીતિ હોય છે, કોઇને ધનપ્રીતિ, તો કોઇને દેહપ્રીતિ હોય છે, કોઇને હમેશાં સારાં સારાં વાજીંત્રો, ગાયનો, વાદ્યો અને ગાનતાન સાંભળવાની પ્રીતિ હોય છે, તો કોઇને રૂપ ઉપર પ્રીતિ હોય છે, કોઇને સારી સારી વસ્તુ સુંઘવાની પ્રીતિ હોય છે, કોઇને ખટરસ મિષ્ટ અને ઇષ્ટ સારાં ભાવતાં ભોજનની પ્રીતિ હોય છે. એમ સંસારની પ્રીતિ–મોહમાયા અનેક પ્રકારની છે, તેમાં પડવાથી તો આત્માનું જરા પણ હિત થતું નથી.

श्रोत्रं श्रुते नैवन कुंडले न । दानेन पाणिर्नतु कंकणेन ॥
विभाति कायः करुणापराणां । परोपकारैर्नतु चंदनेन॥१॥

અર્થાત્—શ્રવણેંદ્રિય ઉચ્ચ શાસ્ત્રોનું શ્રવણ કરવા માટે છે, પણ સુંદર કુંડળો પહેરવા માટે નથી, હસ્તો દાન દેવાથી શોભે છે, પણ મણિમય કંકણ પહેરવાથી કંઈ હાથ શોભતા નથી. પરને દયાપૂર્વક પરોપકાર કરવાથી કાયા શોભે છે, પણ ચંદનાદિના લેપન અને મર્દનથી શોભતી નથી. પણ જગતના જીવો–ક્ષુદ્ર જંતુઓ બિચારાં બાહ્ય અને દૃશ્ય પદાર્થોમાંજ મોહિત થઈ ફસાઈ ગયેલા છે, અને તેમાંજ અહોનિશ અપૂર્વ આનંદ માની રહેલાં છે. પણ તેનું પરિણામ કેવું વિષમ છે, તેનું એ બિચારાં અજ્ઞાનીઓને લેશ માત્ર ભાન હોતું નથી.

त्रिविधं नरकस्येदं । द्वारं नाशनमात्मनः ॥
काम क्रोधस्तथा लोभ । स्तस्मादेत त्रयं त्यजेत् ॥ १ ॥

અર્થાત્—આત્માનો નાશ કરનારાં અને નિચ યોનિમાં પાડનારાં ત્રણ કારણો છે, જેવાં કે કામ, ક્રોધ અને લોભ. માટે વિવેકી પુરૂષોએ એ વિનાશક ત્રિપુટીનો તો સર્વથા ત્યાગજ કરવો જોઇએઃ કારણ

કે તેમાં ફસાઇને તો આ જીવાત્મા અનંત કાળ થયાં સંસારમાં ભટક્યો છે.

દુહો—અલિ પતંગ મૃગ મીન ગજ, એક એકકી આંચ;
તુલશી વાકી કોન ગત? જીસકે પીછે લગી પાંચ. ૧

મતલબ કે ભમરો સુગંધથી, પતંગીયો રૂપથી, મૃગ શ્રોતથી, માછલું સ્વાદથી અને હાથી કામવિકારથી; એમ પાંચે પ્રાણી એકએક વિષયમાં પ્રીતિ ધરાવનારા હોવાથી અકાળે મૃત્યુને પામે છે. તો પાંચે વિષયની પ્રીતિમાં પડી મોહવશ થઈ સદા અંધ બની રહે છે, તેની તો શાયે ગતિ થશે?! સંસારનાં વિષ જેવાં વિષય સુખોમાં મનુષ્ય પ્રાણીઓની પ્રીતિ છે, તેવીજ પ્રભુભજનમાં, સંતસેવામાં, દાનપુણ્યમાં, પરોપકાર કરવામાં અને ધર્મામૃતપાન તથા ધર્મકથાશ્રવણ કરવામાં રહેતી હોય, તો તરવું દોહ્યલું થઇ પડયું છે તે સુગમ થઈ જાય અને મુસ્કેલી માત્ર ટળી જાય; પણ એમ કંઈ માયાપાશ છુટવો સહેલ નથી!

જેવી પ્રીત સંસારમાં તેવી પ્રભુમાં હોય;
વહ્યો જાય વૈકુંઠમાં, પલ્લો ન પકડે કોય. ૧
જેવી પ્રીત હરામમાં, તેવી રામમાં હોય;
સ્હેજે તરે સંસારને, આડું ન પડે કોય. ૨

મતલબ કે એવી પ્રીતિની દોરીમાં બંધાયલાં આ બે પશુઓ મરાયાં છે. મહારાજા! ખરેખર સ્ત્રીનું બંધન તો સર્વ કરતાં સવિશેષ છે, લોહના તારો અને જાડી સાંકળોને તોડનારા સેંકડો બળીયા મળી આવે પણ સ્નેહના બંધનને અને તારને તોડનારા તો જવલ્લેજ જડવાના!

लोह दारु मयैः पाशैर्दृढबद्धोऽपि मुच्यते ॥
स्त्री धनादि संसक्तो । मुच्यते न कदाचन ॥ १ ॥

અર્થાત્—લોઢાના અને લાકડાના મજબુત બંધન–પાશમાંથી મુક્ત થનારાં–છુટી જનારાં ઘણાં પશુઓ અને મનુષ્યો મળી આવે છે, પણ સ્ત્રી ધન આદિ સ્નેહબંધનના મજબુત પાશથી જકડાયેલાં દુ-ર્ભાગી કદી છુટી શકતાંજ નથી. પ્રેમવિવશ બની મરણશરણ થયેલા મૃગ મૃગલીના જોડાની દુર્દશા જોઇ રાજાએ પૂછવાથી કવિ બોલ્યા કે:—

દોહરા—નહિ સર્પ કો દંશ ભયો, ન લગ્યો પારધી બાણ;
હું તુંજ પુછું પંડિતા! કિસ બીધ ગયા દોય પ્રાણ? ૧
જળ થોડા ને નેહ ઘણો, લગ્યા પ્રેમકા બાણ;
"તું પી તું પી" બોલતાં, ગયા દોયના પ્રાણ! ૨



वरं दरिद्रं द्रविणस्य सौख्या-
दन्याय हिंसा समुपार्जितस्य ॥
लोकेऽपि लोको ऽत्र समीहते हि ।
शोफाद् वरं कार्श्य तरं शरीरम् ॥ ५० ॥

**અર્થ**—આ લોકમાં અન્યાયથી અને હિંસાથી ઉત્પન્ન કરેલા પૈસાનાં સુખો ભોગવવા કરતાં દરિદ્રતા વધારે સારી છે. દાખલા તરીકે સોજા આવ્યાથી શરીરે જાડા દેખાવા કરતાં દુર્બળ શરીર હોય તે સારૂં, એવું સામાન્યજનો પણ ઇચ્છે છે. (૫૦)

**ભાવાર્થ**—આ જગતમાં દ્રવ્યાર્થી લોકો નીતિ કે અનીતિ વિચારતા નથી. દ્રવ્યની આશાએ અનેક પ્રકારના કુપંથોમાં પડી અઘટિત ને ક્લિષ્ટ કર્મો કરે છે. સુખ સર્વ કોઇને વહાલું છે, સુખને માટે લોકો અનેક કાવાદાવા કરે છે પણ એ સુખ ન્યાયસર હોવું જોઇએ. દરિદ્રતા કોને વહાલી હોય? અર્થાત્ કોઇને નહિ, દરિદ્રતા જેવું જગતમાં કોઈ મહાન દુઃખ નથી, છતાં પણ એક વખતે દરિદ્રતાને નીતિશાસ્ત્રે માન આપ્યું.–તે એમ કે એક વાતે દરિદ્રી અવસ્થા શ્રેષ્ઠ છે. કોના કરતાં શ્રેષ્ઠ છે? તો કહે અન્યાય અને હિંસાથી પૈસા પેદા કરી તે વડે સંસારનાં અનેક વિધ વૈભવ વિલાસો ને સુખો ભોગવવાં, તેના કરતાં દરિદ્રી અવસ્થામાં રહી સંતોષવૃત્તિ ધારણ કરવી તે વધારે ઉત્તમ છે. લોકોમાં પણ સામાન્ય કહેવત છે કેઃ–"**સોજા કરતાં દુર્બળતા સારી**" એટલે કોઈ માણસ સોજાથી જાડો જણાતો હોય તો તે કશા કામનો નથી. તે સોજાથી તો લોકો અનુમાન કરશે કે, આ માણસ હવે થોડા વખતમાં ચાલ્યો ગયો સમજવો, ઘણું કરી નભવું મુશ્કેલ છે. માટે એવા સોજાથી ફુલેલા જાડા શરીર કરતાં તો કૃશ્યતા સારી છે. તેમ અનીતિથી ઉપાર્જન કરેલું વિત્ત થોડા વખતને માટે સુખરૂપ દેખાશે ખરૂં, પણ તે પરિણામે કેવી ભયંકર સ્થિતિમાં ઉતારશે? તેની તે બિચારા આશાના ભિખારીઓને ક્યાંથી ખબર હોય? તેને તો વાયસ (કાગડા) ની માફક એકજ દૃષ્ટિ હોય છે કે, કેમ કરૂં તો લક્ષ્મી મળે? સદા એજ ઝંખના હોય છે, તેનીજ માળા ફેરવે છે તેનુંજ ધ્યાન ધરે છે, માયાનો એવોજ કોઇ ચમત્કાર છે કે મનુષ્યોને અવળે રસ્તે દોરી ભુલવણીમાં ભુલાવી

ભટકાવી ભમાવે છે. માયા એ અવિશ્વાસનું મંદિર છે, સર્વજ્ઞ પુરૂષોએ તેને ત્રિકરણ યોગે ધિક્કારેલી છે તે વિષે સિંદુર પ્રકરણમાં કહ્યુંછે કેઃ-

**मायामविश्वास विलासमंदिरं ।**
**दुराशयो यः कुरुते धनाशया ॥**
**सोऽनर्थ सार्थं न पतंत मीक्षते ।**
**यथा बिडालो लगुडं पयः पिबन् ॥ १ ॥**

અર્થાત્—માયા એ અવિશ્વાસનું મોટું વિલાસમંદિર છે, દુષ્ટ આશયવાળો મનુષ્ય ધનની આશાએ માયાના પાશમાં પકડાય છે. તે બિડાલ (બિલાડા) ની માફક ભવિષ્યની વિપત્તિને જોતો નથી, જેમ બિલાડો દુધ પીવાની આશાથી દોણા સામું તાકી રહે છે, અને તે પીવાનો લાગ જુએ છે, પણ તેની પાછળ ધોકો લઇને સંતાઇ રહેલી સ્ત્રીને અથવા તેને પકડવા માટે તાકી રહેલ કુતરાને દેખતો નથી.

વાહ ! આશાદેવી વાહ ! તારૂં પરાક્રમ અતુલ્ય છે. તેં આખા વિશ્વને તારા પાશમાં પકડયા છે. તારા પાશથી સર્વ બંધાએલ છે, પણ તું કોઇથી બંધાતી નથી, જેઓ દ્રવ્યની આશાને લીધે અનીતિના અને અધર્મના ધંધા ધારણ કરે છે, તેઓ તે ધંધામાં ફાવી જઇ કદાચ અનીતિથી પૈસો પેદા થયો ! પણ તે પૈસો ઝાઝો વખત ટકતો નથી, તેને માટે પુરાણમાં પણ પ્રમાણ છે કેઃ-

**अन्यायेनार्जितं वित्तं । दश वर्षाणि तिष्ठति ॥**
**प्राप्तेचैकादशे वर्षे । समूलं च विनश्यति ॥ १ ॥**

અર્થાત્—અન્યાયથી ઉપાર્જન કરેલું દ્રવ્ય વધારેમાં વધારે ટકે તો દસ વર્ષ ઘરમાં રહે છે, અગીયારમું વર્ષ પ્રાપ્ત થતાં મૂળસહિત તેનો નાશ થાય છે, ઉલટું ઘરનું ધન હોય છે તે પણ સાથે તાણી જાય છે. શ્રીરામભક્ત તુલસીદાસે પણ કહ્યું છે કેઃ—

**દુહો—નાણું બીન નીતિ તણું, રહે વર્ષ પાંચ કે સાત;**
**તુલસી દ્વાદશ વર્ષમે, જડા મુલસે જાત. ૧**

એટલું તો ચોકસ યાદ રાખવું કે, આટલા જણા કદાપિ ઉંચા આવતા નથી, ધનાઢ્ય થતા નથી, તેના ઘરમાં જેવારો પણ રહેતો નથી. તેમાં (૧) એક તો ચોર લોકો કદી ધનાઢ્ય થતા નથી, તેઓ ગમે તેટલું ધન રળે (ચોરી લાવે), પણ તે તો સદા ભીખારીના

ભીખારીજ રહેવાના. કહેવત છે કે "ચોરો અંધારીયામાં રળે, ને અજેવાળીયામાં ખુટાડે" પાછા તેના તેજ ધંધા! માટે તે ચોરે લોકો કોઈ પણ વખતે ધનાઢ્ય થયા સાંભળ્યા છે? કદીજ નહિ. પ્રાણુથી પણ પ્યારૂ પટારામાં ગુપ્તપણે સંતાડેલું એવું જે ધન ઘરધણીને છળ કપટથી છેતરી ઘરમાં પેસી તે ધન લુંટી લેવું અને ઘરધણીનાં હૃદયો કકળાવવાં, આંતરડી દુખાવીને ધન લેવું; તે ધન તેને શેનો ઉંચો આવવા દે? અરે! કેટલાએક તો બિચારા ઘરમાં ચોરી થવાથી ગાંડા બની જાય છે. માટે ચોર લોકો કદાપિ ઉંચા આવે નહિ. (૨) બીજો કન્યાવિક્રયના પૈસા લેનારો કદી ઉંચો આવે નહિ. બિચારી પોતાની પુત્રીના ભારોભાર પૈસા લેવા એ કાંઈ થોડો અન્યાય ગણાય? પુત્રીનું ગમે તેમ થાય, પણ અમારૂં ઘર ભરાય, એટલે બસ થયું. કેટલાએક લોભીઆઓ કન્યાનો પુષ્કળ પૈસો લઈ દુહિતાને દુર દેશમાં ધકેલી દે છે. એ કન્યા બિચારી નિરપરાધી બાળા પોતાના સાઠ સીતેર વર્ષના પતિ સાથે દુર દેશમાં જવાં તે પોતાનાં કરપીણ માતાપિતાને કેવી આશીશ દેતી હશે? અને કેવી ખુશી થતી હશે? અરે! બિચારી રોતી ને કળકળતી ચક્ષુમાંથી ચોધારાં આંસુવડે પોતાની કંચુકી ભીંજાવતી અને ઉંડા ને ઉના નીસાસા મુકતી ને રડતી ચાલી જાય છે. અરે! સરકાર ગુનેગારને કાળા પાણીની સજા કરે છે, પણ પછી તેની પાસેથી દંડ લેવામાં આવતો નથી, પણ કન્યાવિક્રય કરનારા દુષ્ટ માવિતર તો બિન ગુનેગાર નિરપરાધી બિચારી પોતાની બાળકીને તેના પતિનું ઘર ખાલી કરાવી તેની પાસેથી પુષ્કળ પૈસા પડાવી કાળા પાણીએ ઉતારે છે, આવી રીતે નિર્દયતાથી પોતાની દીકરીને પુરણુ રોવરાવી ભલે તેઓ ગમે તેટલો પૈસો લીએ, પણ અંતે તો તેના ઘરમાં ખાખ! છ માસમાં કોલસાજ થવાના, ભલેને એવી રીતે એ ચાર દીકરીઓ વેચી પુષ્કળ પૈસા કમાય, પણ અંતે તો ભીખારીના ભીખારીજ રહેવાના! તેઓ કદી ધનાઢ્ય થવાનાજ નહિ, જો થયા હોય તો દાખલા તરીકે બે ચાર દૃષ્ટાંત બતાવો! કન્યાવિક્રય કરી ધનાઢ્ય બન્યા હોય, તો કાઠીયાવાડ, તેમાં વળી વિશેષે કરી ઝાલાવાડ તો મહા સુખી થઈ ગયો હોત! પણ તે દેશ જેવો દુઃખી બીજો ભાગ્યેજ જોવામાં આવશે; કારણ કે ઉપર જણાવેલો પૈસા રળવાનો વ્યવહાર ઘણું કરી ત્યાં વિશેષે જોવામાં આવે છે. મતલબ કે કન્યાવિક્રયનો પૈસો લેનાર કદી ધનાઢ્ય થઈ ઉંચો આવતોજ નથી. કારણ કે તેના ઘરમાં અનીતિના દ્રવ્યથી દાનત-બુદ્ધ બગડે છે. અને જેવારો નાશ થાય છે. માટે દીકરીના દામ લેનારા તે કદી ઉંચા આવેજ નહિ.

કન્યાવિક્રય જે કરે ધન લઇ ધિક્કાર તેને ધરે,
કીર્તિના કદિ લોભથી. કુળ જુવે તે પાપી પુરો ખરો;
કીર્તિ દ્રવ્ય તણો કશો જગતમાં જે સ્વાર્થ સાધે નહિ,
કન્યાના સુખનો વિચાર કરશે તે પુણ્યશાળી સહિ. ૧

(૩) ત્રીજે અતિશય દગો તથા હિંસા કરી સામાનો વિશ્વાસઘાત કરી એકનાં બમણાં ત્રણગણાં અને ચોગણાં નાણાં લેવાં, એ કાંઈ ઓછું પાપ ન કહેવાય. પ્રથમ તો વિશ્વાસ રાખી ખોળે માથું મુકનારને દગો કરી છેતરવો; એમાં તો કાંઇ મોટું શુરાતન કર્યું ન કહેવાય.

विश्वासे प्रतिपन्नानां । वंचनेका विदग्धता ॥
अंकमारुह्य सुप्तानां । हतं किं नाम पौरुषम् ॥ १ ॥

અર્થાત્—વિશ્વાસથી નમ્ર બનેલાને છેતરવો, તેમાં વિશેષ ચતુરાઈ શી ? ખોળામાં માથું મુકી વિશ્વાસે સુઈ જનારને હણવો તેમાં પરાક્રમ શું ? મતલબ કે વિવિધ પ્રકારનાં કુડકપટ–માયા પ્રપંચો રચી મુગ્ધ અને લોભી લાલચુ લોકોને છેતરી પૈસો રળવો અને ધનાઢ્ય થવું, એ કેમ બને ?! હળાહળ ઝેર ખાઇને જીવવાનો મનોરથ સફળ કરવો એ કેમ થાય ? જેઓ માયા રચી લોકોને ઠગે છે, પણ ખરે તેમાં તેઓ પોતેજ ઠગાય છે, એમ ચોકસ સમજવું.

विधाय माया विविधै रुपायैः ।
परस्यये वंचनमाचरन्ति ॥
ते वंचयंति त्रिदियापवर्गा ।
सुखान्महामोह सखा स्वमेव ॥ १ ॥

અર્થાત—જે વિવિધ પ્રપંચોથી પરને ઠગે છે તે પોતેજ મોહનો મિત્ર મૂર્ખશિરોમણી સ્વર્ગ અને મોક્ષ ગતિથી ઠગાય છે, માટે એવી રીતે અતિ પ્રપંચથી પૈસો મેળવનાર કદી ઉંચો આવતો નથી. અરે ! ધનના લોભને લીધે અનીતિ આદરી જેઓ બિચારા ગરીબોનાં હૃદયોને બાળે છે. તેમાં તેમનું ભલું કેમ થાય ? ગમે તેટલો પ્રપંચ રચે, અને અનીતિ આદરે, પણ આખરે તો તેનો બદલો અવશ્ય આવવાનોજ, કોઈ વખત તો અનીતિ ભર્યો કપટનો બદલો તેના તે ભવેજ મળી આવે છે. લોકમાં પણ કહેવત છે કે:—"ગમે તેટલું કપટ કરો, પણ અંતે તો દુધના દુધમાં અને પાણીના પાણીમાં"

## (૫૦) વાંદરે કરેલી રમતમાં થયેલો અદલ ન્યાય!

"દુધના દુધમાં ને પાણીના પાણીમાં."

કોઇ એક ભરવાડણ ગામડેથી દુધ લઇ પાસેના શહેરમાં વેચવા જતી હતી ત્યાં રસ્તામાં એક નદી આવી. વિશેષ કમાવાની આશાએ લોભ કરી તેમાં બીજું દુધના જેટલું પાણી ભેળવ્યું, અને દુધ બમણું બનાવ્યું. વળી પોતાનો કસબ અને દગો લોકો ન જાણે, તે ખાતર તેમાં જરા ખાંડ નાંખી સ્વાદિષ્ટ પણ બનાવ્યું, પછી શહેરમાં જઇ પુરતે ભાવે વેચી પૈસા કમાઇ પાછી વળી, એક પોટકીમાં પૈસા બાંધી મનમાં મકલાતી મકલાતી લોકોને કેવા છેતર્યા?! તેની બહાદુરીથી હરખાતી ગામ બહાર એક ઝાડ તળે વિસામો લેવા બેઠી. પૈસાની પોટકીને પડખે મુકીને આસપાસ સ્વાભાવિક નજર કરી જુએ છે, તેટલામાં કોઇ એક ભુખ્યો વાંદરો કાંઇક ખોરાકની આશાએ તે ઝાડની ડાળે બેઠો હતો, તે ત્યાંથી એકદમ હેઠો ઉતરી પેલી પોટકી ઉઠાવી ખાવાનું મળ્યું સમજી એક છલંગે કુદકો મારી ડાળે ચડી બેઠો, તેની બાઇને ખબર પડતાં એકદમ પોકાર કરી બુમ પાડી વલોપાત કરવા લાગી, તથા દીનવદને કરગરવા લાગી. વાંદરે પોટકી છોડી તો માંહેથી ખોરાક નહિ નીકળતાં પૈસા નીકળ્યા, તે તેને શું કામના? વાંદરાને પૈસા નિરૂપયોગી હોવાથી તે એક જાતની રમત કરવા લાગ્યો, તે એવી કે તે ઝાડ નીચે એક ઉંડો કુવો હતો. તેમાં એક પૈસો લઇ ફેંકયો, અને બીજો પેલી ભીખારીની પેઠે કરગરતી અને હાથ લાંબા કરી ઉભી રહેલી ભરવાડણની પાસે નાંખ્યો, વળી એક પૈસો લઈ બાઇના ખોળામાં નાખે, એમ સઘળા પૈસના બે ભાગ પાડી વહેંચી આપ્યા. બાઇએ ગણી જોયા તો અર્ધા થયા, પછી ઉંડો નિસાસો મુકી આશ્ચર્યચકિત થઇ બોલી કેઃ—"દુધના દુધમાં અને પાણીના પાણીમાં" એટલું બોલી મન વાળીને ચાલતી થઈ.

માટે નીતિથી વર્તવું, અતિ પ્રપંચો કરી લોકોને છેતરવા નહિ. કારણ કે કુડ કપટનો બદલો તો અવશ્ય દેવો પડે છે. સર્વજ્ઞ શ્રીવીરપ્રભુએ પણ નીતિથી વિશુદ્ધ વ્યવહાર ચલાવનારાનો શ્રાવકસંસાર પણ વખાણેલો છે. શ્રાવકના ઘરમાં જન્મ્યો એટલે શું શ્રાવક થઈ ગયો? ના ના, તેમ નથી, શ્રદ્ધાપૂર્વક વિવેકથી સત્ય કરણી કરનાર, અનીતિથી ડરનાર, પાપનાં કામોમાં પગ નહિ મુકનાર અને ત્રિકરણ શુદ્ધે સર્વનું ભલું ચાહનારને શ્રાવક કહેલા છે, શ્રાવકનાં બાર વ્રતોમાં એવી તો ઉત્તમ નીતિ બનાવી છે કે, તે પ્રમાણે વર્તનારો કદાપિ દુઃખી થાય નહિ, પણ ઉભય લોકમાં દ્રવ્યે ભાવે સુખી થાય છે, ખરેખર અનીતિનો વ્યવહાર ઝાઝો ટકતો નથી, લોકોમાં તેની ઇજ્જત ઘટે છે,

દેખવામાં લાભ જણાય ખરો ! પણ અંતે તો તે લાભ નુકશાનમાં ઉતારનાર છે. કહેવત છે કે:—" **જ્યાં ઝાઝી અનીતિ ત્યાં વહેલી પડતી થાય છે.** " એ નિશ્ચય જાણવું, રાવણ જેવો ત્રિખંડાધિપતિ મહારાજા અનીતિના વર્તનથી થોડાજ કાળમાં ગત પ્રાણ બની અધોગતિવાસી બન્યો. સુભુમચક્રવર્તીએ અતિ લોભને લીધે સાતમો ખંડ સાધવાની અનીતિ આદરી, તો તે મધ્ય મહાસાગરમાં ડુબી અકાળે મરણને શરણ થયો. ભૂતકાળના એવા ઘણા અદ્‌ભુત દુ:ખીયાના દાખલા ઇંદ્રિયગોચર કર્યા પછી હવે વર્તમાનકાળ તરફ નજર કરીએ. મલ્હારરાવ જેવો વડોદરાનો નરેશ અનીતિના દુરાચરણથી રાજ્યસત્તા ગુમાવી કારાગૃહમાં પુરાયો અને ત્યાંજ પરાધિનપણે જીંદગી પુરી કરી.

**નારાચ છંદ.**

વડોદરે વસેલ જે સયાજીરાવ સાંભરે,
અધિપતિ નસીબની, ગતિ થઇ જુઓ ખરે;
ધણી છતાં મલ્હારરાવ, કેદમાં પડયો અરે,
ગતિ વિચિત્ર કર્મની, તું હર્ષ શોક શું ધરે ?

મતલબ કે અનીતિમાં પડનારને નકી બદલો દેવો પડે છે, અત્રે કદાચ ફાવી જતો હોય, પણ કર્મદેવના કપરા ચોક્સ અને અચળ કાયદા પાસે જરાયે ફાવવાનું નથી. ધનના લોભી કેવળ નરકગતિનાંજ કામો કરે છે, પણ ઉત્તમ પુરૂષો પ્રાણ જતાં પણ કદી નીતિ તજતા નથી. લક્ષ્મી આજ છે અને કાલ નથી, તો લક્ષ્મીને માટે અનીતિ આચરી જીંદગી કાળી કરવી, અને લક્ષ્મીને તો છેવટે અત્રેજ મુકીને પરલોકમાં જવું છે તો એવો કોણ મૂર્ખ હોય કે અનીતિથી અધમ કાર્યો કરી લક્ષ્મી ભેગી કરે ? આટલા જણાઓને તો શાસ્ત્રકારે ખરેખર દુર્ગતિગામીજ કહેલા છે. **નરકગામી કોણ ?** વિષેની **ગીતિ.** પાછળ છપાઇ છે.

આવા દુર્ગતિગામી દુષ્કૃત્યો કરી જીંદગીને અધોગતિગામી બનાવે છે. લક્ષ્મીને માટે પાપપુણ્યને ગણતા નથી, પણ ખરેખર લક્ષ્મી તો સત્યની બાંધેલી છે.

**દોહરા—ધન ચહાય તો ધર્મ કર, ધર્મે ધનજ હોય;**
**ધન ધન કરતાં જે ગયા, તે બેમાંથી એકે ન હોય. ૧**
**પૈસા ખાતર પાપ કરો ના, પૈસા પકડી ખાખ;**
**કેશવ કહે જો સત્યથી,(ચાલો) તો પૈસા લાખોલાખ. ૨**

**સતીઆ સત્ય નવ છાડીએ, સત છોડે પત જાય;**
**સત્યકી બાંધી લક્ષ્મી, બહોત મીલેગી આય. ૩**

## (૫૧)સત્યનિષ્ઠ નિસ્પૃહી વકીલ ને કુપટીખૂનીનું પ્રલોભન!

એક નીતિવાન વકીલની પાસે ખૂનનો કેસ આવ્યો હતો. અસીલ ખાસ ગુનેગાર હતો, તેથી છેવટે વકીલ પાસે આવીને તેણે એક લાખ રૂપિયાની નોટો પોતાના બચાવની ખાતર એ વકીલની સન્મુખ ભેટ કરી કહ્યું કેઃ—વકીલ સાહેબ! કૃપા કરી મારી આ સ્વલ્પ ભેટ સ્વીકારો, અને માથેનો ખૂનનો કેસ રદ કરાવો. વકીલે કહ્યું કેઃ-ભાઇ! એ અનીતિના કાળા કોયલાને હું અડવાનો નથી. તારે માટે હું પુરતી મહેનત લઇશ, દયા લાવી હું તારો થશે તેટલો બચાવ જરૂર કરીશ પણ એ નોટો તો ઉઠાવીજ લે. ત્યારે અસીલે નમ્રતા પૂર્વક કહ્યું કેઃ-સાહેબ! કૃપા કરી આ નોટો લ્યો! મારા જેવો કોઈ મોટી રકમનો દાતાર નહિ મળે. ત્યારે વકીલે કહ્યું કેઃ-ગમે તેમ થાઓ પણ એ અનીતિનું નાણું તો હું નહિજ લેનાર. તું કહે છે કે મારા જેવો દાતાર નહિ મળે, પણ વિચાર કર કે તુંજ મળ્યો કે નહિ. પણ જા! મારા જેવો ના કહેનારો તો તને નહિંજ મળે, એ તો ચોકસ માનજે. અસ્થિર લક્ષ્મીને માટે ઉત્તમજનો પોતાની સત્ય ટેક તજી કદાપિ અનીતિના કુપંથમાં પગલાં ભરતાજ નથી,

### માલિની વૃત.

**निंदंतु नीतिनिपुणा यदि वा स्तुवन्तु ।**
**लक्ष्मी समाविषतु गच्छतु वा यथेच्छम् ॥**
**अद्यैव वा मरणमस्तु युगान्तरे वा ।**
**न्यायात्पथः मविचलंति पदं न धीराः ॥ १ ॥**

**અર્થાત**—દુનિયાના લોકો નિંદા અથવા સ્તુતિ કરો, લક્ષ્મી આવી મળો અથવા ચાલી જાઓ, મરણ આજ થાઓ અથવા યુગાંતરે થાઓ. પણ ધીર પુરૂષો—સત્યવંત ટેકીલા પુરૂષો ન્યાયમાર્ગથી એક પગલું પણ કદી ચળતા નથી. એ પ્રમાણે વકીલનું એતમાનું સત્ય કથન સાંભળી તેની ટેકનાં વખાણ કરતો પેલો ખૂની નોટો લઈ ચાલતો થયો.

વાંચકો આ અવનીમાં આવા વકીલો ઘેરઘેર પ્રગટ થાઓ, અને અનીતિના કુમાર્ગને છેદી નાંખો! પણ જ્યાં લક્ષ્મીની તિવ્ર લાલસા હોય, ગમે તેવા પ્રયાસે પણ લક્ષ્મીને મેળવવી એજ જેના પાકા વિચારો રહેવા હોય, તેના હૃદયમાં ઉપર કહેલો નીતિ ધર્મ પ્રવેશ કરી

કદી નિવાસસ્થાન કરી શકતો નથી. એને તો નીતિરૂપી ચક્ષુઓ અંધજ હોય છે. લક્ષ્મીના લોભ આડે ગરીબોના દયામણા શબ્દો ઉપર તેને દયા આવતી નથી, અને વિશ્વાસુને પહેલો છેતરી તેનું ગળુ કાપવું, એજ જેનો મુખ્ય આશય છે. **કેમ ઉદાસી ? તો કહે નથી મળ્યો વિશ્વાસી.** પરલોકમાં ગમે તેમ થાઓ પણ અત્યારે ગમે તેમ કરી આનંદ કરવો, અને લોકોને સાચાં ખોટાં બતાવી ધન મેળવવું, એવીજ દાનત હોય છે. હવે તેના ઉપર એક વણિકનું દષ્ટાંત કહે છે.

**(૫૨) ધૂર્ત્ત વિદ્યાવિશારદ વાણીઆને દાનત તેવી બરકત ! ! !**

કોઈ એક નગરમાં ધનપાળ નામે વણિક રહેતો હતો. ઘરમાં ધનસંપત્તિ સારી હતી પણ પૈસા ઉપર પુરોપ્રેમ હતો.તો પણ લોકમાં પ્રતિષ્ઠા ખાતર ઉપરથી દેખાડો કરવા કેટલીએક ધર્મ ક્રિયાઓ કરતો હતો. હમેશાં સાંજે અને સવારે સામાયકો તથા પ્રતિક્રમણ કરતો, આઠમ પાખીના પોષા પણ કરતો હતો, રાત્રીભોજનનો ત્યાગ કર્યો હતો, ઘણું કરી ઉનું પાણી પીતો હતો, કંદમૂળનો તો સર્વથા ત્યાગ કર્યો હતો. આટલું છતાં પૈસાના લોભની ખાતર તે અનીતિનાં ઘણાં કામો વગર સંકોચે કરતો. પોતાને ઘીનો વેપાર હતો, અધર્મના ધંધા કરી છળપ્રપંચો વડે ગરીબ લોકોને ઠગવામાં જરા પણ એ ધર્મધ્વજી પાપથી બીતો નહિ, ઠગવિદ્યામાં કુશળ હોઇ પાસ થયેલો હતો.

**દુહો—સુક્ષ્મ જીવ હણાય તો, થરર ધ્રુજાવે તન;**
**ગરીબનાં શીર કાપતાં, દયા ન આણે મન. ૧**

માલ દેવાનાં તોલાં જુદાં અને લેવાનાં જુદાં, લક્ષ્મી માટે બેધડક અનેક કુડકપટો કરતો હતો, છતાં હમેશાં ઉપાશ્રયે જઇ પાટના પાયા પાસે બેસી એક ધ્યાને ધર્મકથા (વ્યાખ્યાન) સાંભળતો. પણ હૃદય તો જુદાજ ઘાટો ઘડતું હતું, દુષ્ટ વિચારોજ ચિંતવતું. એક દિવસ સવારના પહોરમાં તેને હાટે કોઇ ગામડેથી એક ભરવાડણે નવ શેર ઘી લાવી શેઠને ત્યાં મુકીને કહ્યું કેઃ–ભાઇ વિરા ! આ ઘાડવામાં નવશેર ઘી છે તે તોળી લેજે; હું ગામમાં જઇ બીજો કાંઇક સામાન લઇ હમણાં આવું છું. તે બાઈ દરેક વખતે તેને ત્યાંજ ઘી વેચતી હોવાથી તેના ઉપર વિશ્વાસ સારો હતો. તેથી ઘીનો ઘાડવો મુકી ગામમાં ચાલી ગઈ. એટલે વાણીએ વિચાર્યું કેઃ—ખરેખર આજે તો આ નવશેરનું પાંચશેર ઘી ઉતારવું છે, એવો નિશ્ચય કર્યો. ઘણું કરીને વણિક જાતિમાં કપટકળા અને ચાતુર્યગુણ વિશેષ હોય છે. સામાને ઠગવાની ચતુરાઇનું ભણતર ભણવામાં તે ઘણાજ કુશળ હોય છે. તેમાં

વળી વીસો વાણીઓ હોય તો બસ પછી પુછવુંજ શું? તે તો વળી મહા વિચક્ષણ અને ચતુર નર હોય છે. કહેવત છે કે "નંદના ફંદ ગોવિંદ ન જાણે" અર્થાત કોઇનો છેતર્યો છેતરાય નહિ, કોઇનો લીધો લેવાય નહિ, એવી તે કળામાં બહાદુર જાતિ છે, બાદશાહને પણ ઠગી જીત મેળવી શાહપદને આગળ મુકાવનાર છે. દલપતરામ કવિએ ફી અર્થમાં તે વિષે એક મનહર કહેલ છે, તે મનન કરવા યોગ્ય છે.

વાણીએ વેપાર થાય, વાણીએ ઉચાર થાય,
 રાજકારભાર સાર, વાણિએ પ્રમાણીએ;
વાણીએજ જ્ઞાન વિજ્ઞાન અનુમાન થાય,
 જે વિના યથાર્થ જગદીશ નહિ જાણીએ;
વાણીઓ ન હોત તો ન હોત માણસાઇ મૂળ,
 એ થકી અધિક કહો, ખુબ શું વખાણીએ;
કહે દલપતરામ જે કર્યું હરેક કામ;
 વિશ્વમાં વિશેષ તો વિખ્યાત કર્યું વાણીએ.

મતલબ કે વણિક જાતિ ઘણું કરીને સર્વ કરતાં વિશેષ ચતુર હોય છે. વેપાર વણજમાં તેના જેવી ચતુર જાતિ બીજી ભાગ્યેજ હશે! આપણો દષ્ટાંત નાયક પેલો ધનપાળશા વાણીઓ પણ કાંઈ કળામાં કાચો પોચો ન હતો કે બીજા વાણીઆ કરતાં ઉતરતો પણ નહતો! પેલી ભોળી અને વિશ્વાસુ ભરવાડણે ટાપ્રમ પ્રમાણે દુકાને આવી શેઠને કહ્યું કે:—ભાઈ વીરા? કેમ તેં ઘી જોખ્યું કે નહિ? ત્યારે વાણીએ કહ્યું કે:—તારા વિના અમારાથી કેમ કરી જોખાય? તું બેસ અને તારી દેખતાં આપણે જોખીએ. જો હજી ઘાડવો પણ તું મુકી ગઈ છે તેમનો તેમ પડેલો છે, હું તેને અડ્યો પણ નથી; લાવ હવે આપણે જોખીએ! એમ કહી ઘીનો ઘાડવો કાંટે ચડાવ્યો. પછી ગમે તેવી કળા વાપરી હોય, "તે તો વાણીઆની ગત વાણીઓ જાણે" પણ બરાબર બે કાંટામાં પાંચશેરજ ઘી ઉતાર્યું. અને મોઢું ઠાવકું રાખી ધીરજ પૂર્વક કહ્યું કે:—જો બેન! આમાં તો આટલું ઘી છે, બિચારી પેલી ભોળી ભરવાડણ તો આ સાંભળી અજાયબી પામી અને તેના તો હોશ ઉડી ગયા. પછી બ.પડી ઉંડો નીસાસો નાંખી તથા ચકિત થઈ હોઠે આંગળી મુકી બેબાકળી થઇ બોલી કે:—ભાઈ! બોલે છે શું? શેઠીઆ જરા વિચારીને તોળ! હું બરાબર માપીને લાવી છું. ત્યારે વાણીઓ બોલ્યો:—જો બાઈ! આ કાટલાં ને આ તારૂં ઘી

રહ્યું, ભલે તું તારે હાથે જોખ! હું કાંઇ ખાઇ ગયો નથી, તેમ કાંઈ સંતાડયુંએ નથી. ત્યારે બાઇ બોલી અરે ભાઇ! પણ આ તો ગજબ થયો કહેવાય. હું લાવી છું બરાબર અને ઓછું કેમ થાય? આ તો વાસીદામાં સાંબેલું ગયા જેવું થાય છે, તમે વાણીઆ તો વેવલા અને કપટી ગણાઓ, માટે આ બાબતમાં તમે કાંઇ સમ ખાઓ, તો સાચું મનાય. ત્યારે કાલાકાલા શબ્દોથી ડાવકું મોં રાખી ધનપાળશાહ બોલ્યો કે:—જો બાપુ બેન! અમારે જુઠું બોલવાનો તો નિયમ હોય અમે શ્રાવક કહેવાઇએ, અમને ખોટું તોળવાં તો પાપ લાગે. જોયું છે! અમારા મુનિ મહારાજ ઉપાશ્રયમાં કેવો સરસ ઉપદેશ આપે છે? કોઈ દિવસ સાંભળવા તો આવ, સાંભળીને છક થઇ જાયછે કે નહિ? અમે તો દગો ન કરીએ, બેન! છતાં તને વિશ્વાસ નજ આવતો હોય તો લે મારા ધર્મના સમ! છતાં ન માનતી હોય, તો ગુરૂના સોગન છતાં ન માનવામાં આવતું હોય તો લે આ મારા દેવના સોગન, લે હવે કાંઇ કહેતું છે? આવા કાલાકાલા શબ્દોથી પોતાના દેવ, ગુરૂ અને ધર્મના ખોટા સોગન ખાધા, તેમાં કાંઇ મહેનત પડી વારૂ ?! વાહરે વાણીઆ! શી તારી વાણીઆગત! સોગન ખાવામાં તો તું બડો હોંશિયાર ભાઇ! આ સોગન ખાધા તેમાં કાંઈ પણ મહેનત પડી? આ સોગન તો બહુ સારા ભાઈ! સગા નહિ, સંબંધી નહિ, નાત નહિ, જાત નહિ, મરે તો સ્નાન નહિ સુતક નહિ; પરભારી ફતેહ. "મફતકા ચંદન ઘસ બે લાલીઆ" ઘરની સ્રીના સોગન ન ખાય, દીકરાના પણ સોગન ન ખાય, પણ આ મફતીઆ સોગન સારા કે મરે તો ન કાંઇ લેવા કે દેવા! હજાર વાર ધિક્કાર હો આવા ધર્મધ્વજ ધુર્ત્ત માનવ રાક્ષસોને!

દુહા—વાઘ વેશ્યા ને વાણીઓ, વ્યાધ વસુધાપાળ;
મિત્ર નથી એ કોઇના, કામ સરે વિકરાળ. ૧
નાગ ભલો નાગર થકી, ભલો બાડથી સાંઢ;
ઝેરોળાથી હુમ ભલો, ભલો ડાંડથી ભાંડ. ૨
વણિક મિત્ર છે જેહને, તેને ન શત્રુ કામ;
ઘેલો થઇ વાતો કરે, માટે તજવો ઠામ. ૩

ચાલો! હવે પ્રસ્તુત (ચાલુ) વિષય પર આવીએ. વાણીઆએ આવા સોગન ખાધા, ત્યારે તે ભોળી ભરવાડણ બોલી:—ના, ના, આવા સોગન તો તમો બહુવાર ખાઓ છો, તેથી કાંઇ હું સત્ય માનું

નહિ. તમારે દેવ, ગુરૂ અને ધર્મને વેચવા એ તો તમારો કુળપરંપરાનો વ્યવહાર છે, તેનાં તમને ડર કે દરકાર નહિ અને શરમ પણ નહિ! ત્યારે વાણીઓ બોલ્યો:-ભલે એમ જો ન માનતી હોય તો તું કહે તેના સોગન ખાઉં ને હવે છે કાંઇ! ત્યારે ભરવાડણ બોલી કે:-મારી તોતળાદેવી હજરાહજુર છે, તેની હજુરમાં આવી તું તેની પાસે બોલે તો ખરો. ત્યારે વાણીઓ બોલ્યો:—બહુ સારૂં ! ચાલ તારી તોતળાદેવી પાસે ઉભો રહી બોલી જાઉં. એમ કહી તેનીજ સાથે જઇ તોતળાદેવી પાસે આવ્યો, દેવીને જોઇ જરા મનમાં ભય પામ્યો તો ખરો, કેમકે કહેવત છે કે "મા જાણે બાપ અને મન જાણે પાપ" મોઢે તો હિંમત બતાવી, પણ હૃદયમાં તો ભયનો પાર નહિ. પણ હિંમત પૂર્વક દેવી સામે ઉભા રહીને કાલાકાલા નમ્ર શબ્દોથી વાણીઆગત કરવા માંડી ને દેવીને પણ છેતરવાનો આરંભ શરૂ કર્યો. પ્રથમ હાથ જોડી બોલ્યો કે:—"જુઓ માતાજી! અમે તો વાણીઆ વેવલા કહેવાઇએ, રાંકમાં રાંક, ગરીબમાં ગરીબ, તમારી કૃપાથી અમો તો જીવીએ; માટે આપને તો અમારા ઉપર મીઠી નજર રાખવી જોઇએ. જુઓ માતાજી! અમે તો પાંચશેરનું સાતશેર લઇએ તે તો તમે જાણો, હવે બે સારૂં વાણો તો તમે જાણો, માબાપ! ભલું કરજો. અમો તો તમારા છોકરા કહેવાઇએ, તમે તો મોટાં માવતર કહેવાઓ, અને મોટાની નજર તો મોટીજ હોય, માટે માતાજી! કૃપા રાખો. મેં આપની પાસે બધું સાચેસાચું કહ્યું છે. માટે હવે દયા લાવી આ સેવકને રજા આપો તો સારૂં!" એમ કહી બીજાં પણ સ્તુતિનાં વચનો બોલી મૌન રહ્યો. દેવી તો આ શબ્દો સાંભળી વિચારમાં પડી કે, હવે આને મારે શું કરવું? આ તો મારી સમીપે સાચું બોલી ગયો, જુઠું બોલ્યો હોત, તો હું બરાબર પારખું દેખાડી શિક્ષા કરત. પછી એ પ્રમાણે દેવીની સ્તુતિ કરી થોડીવાર ત્યાં ઉભો રહ્યો. અને પછી પેલી ભરવાડણને કહ્યું કે:-જો બેન જોયું તેં! જો હું દેવી પાસે પણ તારા કહેવા પ્રમાણે આવ્યો. અને તેની પાસે બોલ્યો. લે હવે કાંઈ કહેવું છે? એ સાંભળી બાપડી ભરવાડણ બોલી:-ઠીક ભાઇ! મારી ભુલ થઇ હશે ત્યારે? મારી દેવી તો હાજરાહજુર છે, તેની પાસે કદિ જુઠું ચાલે નહિ, માટે હવે મને શંકા નથી. ભલે ભાઇ જવું હોય તો સુખે જાઓ!

પછી વાણીઓ મનમાં હરખાતો હરખાતો ચાલતો થયો. આવી

રીતે કપટકળાથી હરામનું ચાર શેર ઘી લઇ ગયો. દેવીને પણ છેતરી. વાહરે વાણીઆ વાહ! ધન્ય છે તારી વાણીઆગતને!

દોહરા—સવાયા તો સહુકો કરે, દોઢા કરે મુસલમાન;
બમણા તો તે કરે, કે જેની કાખમાં કુરાન. ૧
કપટ કરીને મેળવે, નાણાં વણીક અપાર;
દયા ન આણે દિલમાં, તે નરને ધિક્કાર. ૨

ખરેખર બોલવાનું જુદું બતાવવાનું જુદું અને કરવાનું પણ જુદું હોય છે. અક્ષર લખે, તો તે કાના માત્રા વિનાના બોડીઆ લખે, ને તેમાંથી નવાનવા અર્થ લખે. જેમકે એક વાણીઆએ કોઇ ઉપર કાગળ લખ્યો તેમાં લખ્યું હતું કે:—"હંગ, મરચ, ટપર ને ચખપલબ, અખતરજ પરમકલજ જરર જરર જરર" તેનો અર્થ એવો થાય છે કે હિંગ, મરચાં, ટોપરૂં, અને ચોખા પાલી બે અખાત્રીજ ઉપર મોકલજે; જરૂર જરૂર જરૂર ભુલશોમાં. આવી તો જેની વિચિત્ર લીપી રહેલી છે, દુકાને બેઠો હોય તો સિંહના જેવી ગર્જના કરે, પણ વગડામાં કોઇ મળ્યું હોય તો ગરીબ ગાય જેવો બકરી જેવો રાંક થઇને બીતો ચાલે. કોઇ કવિએ વાણીઆનાં લક્ષણ વ્યંગમાં વર્ણવ્યા છે, તે અત્રે પ્રસંગોપાત લખીએ છીએ.

## શાર્દુલવિક્રિડિત છંદ.

स्थाने सिंहसमा रणे मृगसमा देशान्तरे जंबुका ।
आहारे खलु भीमसेन सदृशाः श्वानोपमा मैथुने ॥
साक्षीकूटतरा प्रपंचचतुराः कूटाक्षरालेखिनी ।
स्वेकार्ये कुशलाः परेचबधिरा एतेगुणा वाणिजाः ॥१॥

અર્થાત—પોતાના સ્થાનમાં સિંહ સમાન, રણમાં (વગડામાં) મૃગ સમાન, પરદેશમાં શિયાળ સમાન, આહારમાં ભીમ સમાન, મૈથુનમાં શ્વાન સમાન, ખોટી શાક્ષી પુરનારો, પ્રપંચમાં મહા ચતુર, કુટ અક્ષરની લિપીવાળો, પોતાના કાર્યમાં કુશળ, પરકાર્યમાં બહેરા સમાન સ્વભાવવાળો; ઘણું કરીને આટલા સ્વભાવ વાળા વાણીઆ હોય છે. જો કે બીજી જાતિમાં ઉપલાં લક્ષણો નથી હોતાં એમ ન સમજવું, તેમાં પણ ઉપરનાં લક્ષણો હોય છે, પણ આ જાતિમાં વિશેષ હોવાથી કવિએ વાણીઆને માટે વર્ણવ્યા છે. એટલું તો ખરૂંજ છે કે શ્રીવીરભગવાને પણ સુયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધમાં આર્દ્રકુમાર

ને અધિકારે વણિક્જાતિને ધિક્કારેલી છે. વાણીઆને કદી મુક્તિ મળે નહિ વાણીઆનાં લક્ષણો દુર કરી શ્રાવકના લક્ષણોમાં આવે ત્યારેજ તેની મુક્તિ સમજવી. શ્રાવક તે વાણીઓજ હોઇ શકે એમ કંઇ નથી કાંઇ વાણીઆને મોક્ષગતિનો ઇજારો મળેલ નથી. ભલે ગમે તે કોમનો હોય, પણ શ્રીવીરપ્રભુનાં પવિત્ર વચનામૃતનું શ્રદ્ધાપૂર્વક પ્રેમે પાન કરી વિવેકથી વર્તનમાં મુકનાર સાધુ યા શ્રાવક હોઇ શકે છે. પણ વણિક જાતિને મુક્તિ નથી, એ તો શ્રીવીરવિભુનું વચન છે. માટે હે વિવેકી વણિક બંધુઓ ! તમે નિંદ્ય વાણીઆપણું દુર કરો, અને અવશ્ય મોક્ષ લક્ષ્મીને વરો. એવી આ ગ્રંથકારની સપ્રેમ શુભાશિષ છે, તે તમોને ફળો !

બસ હવે આપણે પ્રસ્તુત વિષય ઉપર આવીએ. આપણા દૃષ્ટાંતનો નાયક પેલો કપટી વાણીઓ ભરવાડણને તથા દેવીને છેતરી મનમાં મલકાતોમલકાતો ઘેર આવ્યો. અને મનમાં વિચાર્યું કે ફીકર નહિ, આજે તો બંદા ખાટયા છે. જે ચાર શેર ઘી કમાયો છું, તેનું આજે મિષ્ટાન્ન ભોજન કરવું છે; એમ ધારી સ્ત્રીને કહ્યું કેઃ—અલી ! સાંભળ્યું કે ! લે આ ચાર શેર ઘી. તેના માલપુડા ( કણીરોટી ) અને દુધપાક બનાવજે ! આજ અચ્છી તરેહથી તેનુંજ ભોજન કરી તૃપ્ત થવું છે. હું દુકાને જઇ નાહીધોઇ સાફ થઇ આવું. ત્યાં સુધીમાં તું તૈયાર કરજે. એમ કહી તે દુકાને ગયો, મનમાં હર્ષનો તો પાર નથી. ખરેખર ખોટાં કર્મ કરીને અભિમાન કરે છે, તેના જેવો એકે મહાપાપી નથી. આવી અનીતિથી નાણું એકઠું કરી ભલે મનમાં મલકાય પણ તેના ઘરમાં કદી જેવારો તો રહે નહિ. કહ્યું છે કેઃ—

### મનહરછંદ.

મિંઢળનો આહાર તે, ન જાણીશ આહાર કર્યો,
  કરેલા આહારનેય, બહાર કઢાવશે;
અનીતિનું નાણું તે, ન જાણીશ કમાયો નાણું,
  કમાએલા નાણાનાય, કાંકરા કરાવશે;
પાપણીને પરણી, ન જાણીશ હું સુખી થયો,
  પામેલું એ સુખ, દુઃખ રૂપ દેખડાવશે;
દુષ્ટ મિત્ર દેખી નહિ, રીઝો દલપત્ત કહે,
  ખરા મિત્ર સાથે પણ ભેદ ઉપજાવશે. ૧

મતલબ કે અનીતિના નાણાનું કોઈ દિવસ પરિણામ સારૂં આવેજ નહિ. હવે ઘરમાં સ્ત્રીએ રસોઈ કરવા માંડી, અને થોડા વખતમાં માલપુડા તથા દુધપાક તૈયાર થયા. તેવામાં નિશાળેથી પોતાનો છોકરો ઘેર આવ્યો, તેને ક્ષુધા અતિ લાગેલી હોવાથી તેણે એકદમ માલપુડા ખાવા માંડ્યા અને દુધપાક પણ ખાધો. આવું મિષ્ટાન્ન ઘણે વખતે મળેલું હોવાથી જરા વધારે ખવાયું, અને વળી ખાધા પછી પણ બે ત્રણ માલપુડા ઉપાડી છોકરો રમવા ચાલ્યો ગયો.

હવે સ્ત્રીને પણ ટાઇમ થઈ ગયો હોવાથી ભુખ કડકડીને લાગેલી હતી, થોડીવાર પતિની વાટ જોઈ, પણ તે ન આવવાથી તે પણ જમવા બેસી ગઇ; પોતાના પતિના ભાગનું ભોજન બાજુએ રાખી બાકી સર્વ જમી ગઇ. થોડીક વાર થઇ તેવામાં પોતાની દીકરીનો વર (જમાઇ) ગામડેથી કાંઇક સામાન લેવા ત્યાં આવ્યો હતો, તે ઘેર ખબર કાઢવા આવ્યો. જમાઇરાજને ભાળ્યા એટલે સાસુ તો હર્ષઘેલીજ બની ગઇ. કહેવત છે કે "સ્ત્રીને વહાલો જમાઇ" પછી ઘણી તાણ કરી જમાઇરાજને પોતાના પતિના ભાગનું ભોજન જમાડી દીધું. જમાઇરાજ પણ જમી મનમાં આનંદ પામતા તરતજ ચાલતા થયા.

હવે પેલો શેઠ કાર્ય પ્રસંગે દુકાને ગયેલો હતો, તે મનમાં આનંદ પામતો બાર વાગ્યા પછી ઘેર જમવા આવ્યો. દુકાને જરા ઘરાક વધારે આવેલાં હોવાથી જરા વખત વધારે થઇ ગએલો હતો ખરો, પણ મનમાં નિરાંત હતી કે આજ તો આનંદપૂર્વક મિષ્ટાન્ન જમવું છે, માટે જરા વધારે ભુખ લાગશે તો વધારે જમાશે; એમ ધારી હરખાતોહરખાતો ઘેર આવ્યો. આજ તો મિષ્ટાન્ન ભોજન ખાવું છે, એવા હર્ષથી આનંદપૂર્વક પાટલો માંડી જમવા બેઠો. થોડીવારે સ્ત્રીએ બાજરાનો રોટલો ભાણામાં લાવી મુક્યો. તે જોઇ શેઠ બોલ્યો—આવું લાવને ઓલ્યું! આ ખાઇશ પછી તો ઓલ્યું નહિ ખવાય. સ્ત્રી કહે:—ને તો સર્વ ખપી ગયું. ત્યાં તો આશ્ચર્ય અને ખેદ પામતો તે એકદમ બોલી ઉઠ્યો કે:—હેં શું થયું? કેમ ખપી ગયું? કોણ? કોઇ આવ્યું હતું? ત્યારે સ્ત્રીએ કહ્યું:—મેં ઘણીવાર તમારી વાટ જોઇ, પછી ક્ષુધા લાગવાથી તમારા ભાગનું ઢાંકી મુકીને છોકરો ને હું જમી ગયા પછી થોડીવારે આપણા જમાઇરાજ ખબર કાઢવા આવ્યા હતા, તેમને મેં જમવા પગણે બેસાડી દીધા. તે સાંભળી દાંત કચકચતો બોલ્યો:—આ વળી જવલેણીયાત જમાઈ વચમાં ક્યાંથી આવી પડ્યો? કે જેથી

મારૂં ભાણું ટાળી ગયો. ખરેખર જમાઇને જમ બંને સરખા સમજવા! પાંચ જકારનું જોર જબરૂં છે, તેમનું તો કોઇ પુરૂં કરી શકે નહિ.

जामाता जठरं जाया । जातवेदा जलाशयः ॥
पूरिता नैव पूर्यन्ते । जकाराः पंच दुर्भराः ॥ १ ॥
सदावक्रः सदाक्रूरः । सदा पूजामपेक्षते ॥
कन्याराशि स्थितो नित्यं । जामाता दशमो ग्रहः ॥२॥

અર્થાત્—જમાઈ, જઠર (પેટ) જાયા (સ્ત્રી અથવા દીકરી) જાતવેદસ્ (અગ્નિ) તથા જળાશય, (મહાસાગર વગેરે) એ પાંચ જકાર કોઇ દિવસ પૂર્ણ થતા નથી. વળી જમાઇ કેવો છે? તો કહે સદા વાંકો, ક્રૂર, સદા માનને ઇચ્છનાર; માટે કન્યરાશીમાં રહેલો જમાઇ ખરેખર દશમો ગ્રહ સમજવો. અરે આ રાહુ આડો ક્યાંથી આવ્યો? અને મારૂં ખાણું ખરાબ કર્યું. પછી ગાળો દેતો રોટલો જમી દુકાને ગયો. પછી તેને મનમાં પોતાના પાપ માટે અફસોસ થવા લાગ્યો કે:—અરે રે! "કપટ ત્યાં ચપટ" મેં કપટ કર્યું તે પારકાનેજ માટે કે? મને તો આમાથી કાંઇ પણ મળ્યું નહિ. ખરેખર "દગા કીસકા સગા નહિ" બિચારી પેલી ભોળી ભરવાડણને છેતરી પોક મુકાવી, પણ હું તો એમાંનું કાંઈ ખાવા પામ્યોજ નહિ, અને કપટનુ પાપ કમ તો મને એકલાનેજ પુર્ણ બંધાણું, તેથી તેનું માઠું ફળ તો મારે એકલાનેજ પોતે ભોગવવાનું રહ્યું.

મનહરછંદ.

છળભેદ છાની રીતે, છાને લોક છેતરીને,
છેડે બાંધ્યું છે તે પાપ, છોડયું કેમ છુટશે;
ફાવે તેમ ફંદ કરી, ફોગટ તું ફુલ્યો ફરે,
ફંદી તારો ફેલ ઘડો, ફુટ દઇ ફુટશે;
કહું કહિ કોડવાર, કથન ન ધરે કાન,
કપટી કુટીલ સાથે, કોણ માથું કુટશે;
ખરેખર ખેલ આ તો, ખેલવું ખાંડાની ધાર,
ખણી ખણી અંતે તુંને, કાળ આવી લુંટશે. ૧

મતલબ કે આ જગતમાં પ્રાણીઓ પારકાનેજ માટે કર્મ કરે

છે, અને તેનું માઠું પરિણામ તો પોતાનેજ ભોગવવું પડે છે. તેને માટે ઉત્તરાધ્યયન સૂત્રના ચોથા અધ્યયનમાં વીરપ્રભુએ કહ્યું છે કે:-

संसारमा वन्न परस्स अट्ठा ।
साहारणं जंच करेइ कम्मम् ॥
कम्मस्सते तस्स उवेइ काले ।
न बंधवा बंधवयं उवेंति ॥ १ ॥

અર્થાત્—આ સંસારમાં પ્રાણીઓ પારકાનેજ અર્થે નાના પ્રકારનાં કર્મો કરે છે, પણ પછી તે કર્મોનો બદલો ભોગવવાના કાળે બંધુ વગેરે કુટુંબવર્ગ કોઈ પણ આડું આવતું નથી. કરેલું કર્મ તો ફક્ત એકલા જીવનેજ ભોગવવું પડે છે, અને અનંતકાળ સુધી ભવમાં ભટકવું પડે છે, માટે હે વિવેકી વાંચકો! અન્યાય અનીતિના વ્યવહારોનો સર્વદા ત્યાગ કરો, અને ધર્મ માર્ગે ચાલી મોક્ષસુખને વરો. કારણ કે લોકને છેતરી અનીતિનું નાણું એકઠું કરવું, અને તેના વૈભવવિલાસો ભોગવવા; તેના કરતાં દરિદ્રી અવસ્થામાં સંતોષવૃત્તિ ધારણ કરી શુદ્ધ વ્યવહાર ચલાવવો તે સર્વોત્તમ છે. પણ વિશ્વાસઘાત કરી ગલ્લાં (આનંદ મજાહ) કરનારા અવશ્યે મરી નરકે જાય છે.

मित्रद्रोही कृतघ्नश्च । यश्च विश्वासघातकाः ॥
ते नरा नरकं यान्ति । यावच्चंद्र दिवाकरौ ॥ १ ॥

અર્થાત્—મિત્રનો દ્રોહ કરનાર, કૃતઘ્ની(કરેલા ગુણનો ચોર-અજાણ) અને વિશ્વાસઘાતનાં કામ કરી લોકોને ઠગનાર; એટલા મનુષ્યો ચંદ્ર સૂર્ય તપે ત્યાં સુધી મરીને નરકમાં રહે છે; એમ નીતિશાસ્ત્રકારો કહે છે. માટે ન્યાયથી વર્તી જીંદગી સફળ કરવી. એજ પરમલાભનો હેતુ છે. પણ અજ્ઞ જનોની માફક અનીતિ કરી ધનમાં મુગ્ધ બની જશો નહિ. કેમકે અજ્ઞ જીવોનું જીવન કેવું હોય છે? તો કહે તે તો ન્યાય અન્યાય નહિ જોતાં, ફક્ત અન્યાયથી પોતાનો સ્વાર્થ પૂર્ણ કરવા કાજે સદા મચ્યા રહે છે, પણ તે બિચારાઓનું પરલોકમાં શું થશે? તેનું તો તેઓને જરાયે ભાન નથી. માટે ઉત્તમ પુરૂષે સદા ઉત્તમ કાર્ય કરી જીંદગી સફળ કરવી એજ પરમ કર્ત્તવ્ય છે. ૫૦

હે પ્રભુ! સંસારસુખમાં આસક્તિ પામનાર મોહમુગ્ધ મનુષ્યો આપની પરમપવિત્ર ભક્તિને તથા આપના પદને મેળવવા ભાગ્યશાળી

